# કંકાવટી

જાન્યુઆરી ફેબ્રુઆરી ૧૯૭૫

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૬ મું : અંક ૧૯૧-૧૯૨ : મૂલ્ય એક રૂપિયો

## વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૯, વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર **રતિલાલ 'અનિલ'** ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત, ૨. સરનામે જ કરવો.

•

'કંકાવટી' કવિતા, વાર્તા ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર સગરામપરા, સૂરત–૨ સરનામે જ મોકલવી.

•

તંત્રી : મુદ્રક : પ્રકાશક

**ડાહ્યાભાઈ જીવણજી નાયક**

મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપરા, સૂરત–૧

પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત–૧

## જીવનના મધ્યકાળે — ટી. રોઝેવિકઝ

અનુ. શિરીષ પંચાલ

જગતના અંત પછી
મૃત્યુ પછી
મેં મારી જાતને જીવનના મધ્યકાળે જોઈ
મેં મારું સર્જન કર્યું
મેં ઘડયાં જીવન
લોકો પ્રાણીઓ ભૂમિ–દશ્યો
મેં કહ્યું, આ ટેબલ છે
આ ટેબલ છે
ટેબલ પર બ્રેડ અને છરી
છરી બ્રેડ કાપે છે
લોકો બ્રેડ ખાઈને જીવે છે
માણસને કોઈએ ચાહવો જોઈએ
ધીરે ધીરે હું શીખ્યો
કોને ચાહવો જોઈએ
મેં જવાબ આપ્યો માણસને
મેં કહ્યું આ બારી છે
આ બારી છે
બારીની પેલી તરફ બાગ છે
બાગમાં સફરજનનું વૃક્ષ જોઉં છું
ફૂલથી ઝૂમતું સફરજનનું વૃક્ષ
પુષ્પો ખરી પડે છે...

ફૂળ બંધાય છે
પાકેલું
મારા પિતા સફરજન તોડે છે
જે માણસ સફરજન તોડે છે
તે મારા પિતા છે.
હું મકાનના ઉંબરા પર બેઠો.
જે ઘરડી સ્ત્રી દોરડી બાંધેલા બકરાને લઈ જાય છે
તે જગતની સાત અજાયબીઓ કરતાં.
વધારે જરૂરી અને વધારે મહત્ત્વની છે
તે સ્ત્રી જરૂરી નથી
એવું વિચારતી અને અનુભવતી
વ્યક્તિ સામૂહિક હત્યાની અપરાધી છે.
આ માણસ છે
આ વૃક્ષ છે આ બ્રેડ છે
લોકો જીવવા માટે ખાય છે
હું મનોમન બોલ્યા જ કરું છું
માનવજીવન મહત્ત્વનું છે
જીવન ખૂબ મહત્ત્વનું છે
જીવનનું મૂલ્ય માનવસર્જિત કોઈ પણ
પદાર્થ કરતાં વિશેષ છે.
માનવી અમૂલ્ય ખજાનો છે
હું દૃઢતાથી બોલ્યા જ કરું છું.
મેં કહ્યું આ પાણી છે

મેં મારા હાથથી મોજાં પર થપાટો મારી
નદી સાથે વાત કરી
દયાળુ પાણી
આ હું છું.
માણસે પાણી સાથે વાત કરી
ચન્દ્ર સાથે વાત કરી
પુષ્પો સાથે વર્ષા સાથે
તેણે પૃથ્વી સાથે વાત કરી
પક્ષીઓ સાથે
આકાશ સાથે
આકાશ શાંત હતું
પૃથ્વી શાંત હતી
પૃથ્વીમાંથી આકાશમાંથી
વહી નીકળેલો
અવાજ જો તેણે સાંભળ્યો હશે
તો તે અવાજ બીજા માણસનો હતો.

## તન્ય △ જયેન્દ્ર શેખડીવાલા

* શ્વાસનું ખેતર ચરે કૂણો અભાવ.
* કંકુ-થાપા ભીંતે મરશિયું થૈ ફરે.
* પ્હાડ શો પંન્ને ન્હોરે કીડીઓનું સ્વપ્ન.
* પ્રેત પીએ કુંવારી કન્યાની નિંદર.
* મને ઊપડે સણકો પ્રેત થવાનો.
* અડદના દાણે બળે ભૂતની શ્રદ્ધા.
* પાનેતરી પાંથી ચીરે હું-છુંનો કચારો.

## ઘર △ અજિત ઠાકોર

ચાલ્યા જતા ઊંટની પીઠ જેવું બદામી
આકાશ સાંજનું
સાંજનું આકાશ માથે લઈ
પડછાયા:જેવા ઝાડવાં ચૂપચાપ ઊભાં ઊભાં
કાળામસ હોઠે આંગળી મૂકી
ઇશારા કરે ભીનેવાન શેરીને
શેરી પંજા પર ઊભી ઊભી ડોકિયાં કરે
વરંડા પાછળથી
ઉપર જુએ અનિમેષ
પીઠી ચોળી આથમણી દિશાને,
તારકિત અંધાર અજગર શો
વરંડાની ભીંતને ગળે
ધી
મે
ધી
મે
બારણાં હસતા બ્રહ્મરાક્ષસના વક્રદંત
ઓકળી સાથે પંજા ઘસતું ઘસતું
ઘર
પાછું ફરે
ખૂણાઓની યૌનગંધી દિશા તરફ
ફરી એકવાર ....

# જીવતરના વેરાન કિનારેથી

તે દી' ભરબજારે કાગળ લઈ લીધો તેં હોત તો અહીંલગ આવ્યા હોત એય ફૂલમાં રમતાં,
આજ તો આપણે આંગણ ગાતું હોત પારેવું ગીત ગુલાબી સ્વપ્ને હોત ગોકુલમાં રમતાં.
તડકો તડકો થૈ જતો'તો ફળિયામાં તું ફોરમભીની પાંદડી જેવી પાંપણ તારી ખોલતી હતી,
દિવસ આખો હેલ્ય માંજતી પાણી ભરતી રણઝણ રણઝણ આવતી-જતી રાતું ચટ્ટાક બોલતી હતી.
ઝાંઝર ઝાંઝર થઇ ગયા'તા એ દિવસોમાં કવિ થવાના કેસુડે હું કોળતો હતો,
છાતીએ લાગ.ી ઝાલર વચ્ચે જ્યોતના જેવો જીવ રે મારો ઝગતો ઝીણું ડોલતો હતો.
આસોપાલવ ઝૂલતા આ ત્યારે ભૂંડા મહુડા ઊગ્યા ન્હોતા મારા નામને ગામે,
સીતા વિના હોય અયોધ્યા કેવું એવું જાણ્યું ન્હોતું ત્યારે મારા રામના રામે.
આજુબાજુ ઊગ્યાં હતાં ફૂલ ફૂલને ચૂંટી તારા મહેક મહેકતા ચહેરા ફરતે ગૂંથ્યાં,
ગૂંથતાં ગૂંથતાં ફાળ પડી ને જોઉં તો મારા સાત જનમના સપનાંઓ એકસામટાં તૂટયાં.
રણમાં ચાલતાં ચાલતાં હવે આટલે વરસે ક્યાંથી પાછી જળના સુવાસ ઊગી,
જોઉં તો મારા રેત ઊડતા જીવતરના વેરાન કિનારે નદી જેવું તું ઊભી.

કિસન સોસા

... જાઉં છું △ હેલ્પર ક્રિસ્ટી

શૂન્યમાં, શૂન્યથી સર્જાતો જાઉં છું,
શૂન્ય છું, શૂન્યમાં ભૂંસાતો જાઉં છું.

પ્રશ્નમાં, પ્રશ્નથી બંધાતો જાઉં છું,
પ્રશ્ન છું, પ્રશ્નમાં વીંટાતો જાઉં છું.

મૌનમાં, મૌનથી ઘૂંટાતો જાઉં છું,
મૌન છું, મૌનમાં ફૂંકાતો જાઉં છું.

એકમાં, એકથી લેખાતો જાઉં છું,
એક છું, એકમાં સંતાતો જાઉં છું.

ક્યાંકમાં, ક્યાંકથી ઉભરાતો જાઉં છું,
ક્યાંક છું, ક્યાંકમાં છલકાતો જાઉં છું.

ધૂમ્રમાં, ધૂમ્રથી રેલાતો જાઉં છું,
ધૂમ્ર છું, ધૂમ્રમાં વિખરાતો જાઉં છું.

શબ્દમાં, શબ્દથી અથડાતો જાઉં છું,
શબ્દ છું, શબ્દમાં ફંટાતો જાઉં છું.

ભીંતમાં, ભીંતથી ઘેરાતો જાઉં છું,
ભીંત છું, ભીંતમાં અછવાતો જાઉં છું.

શૂન્યમાં, શૂન્યથી સર્જાતો જાઉં છું,
શૂન્ય છું, શૂન્યમાં ભૂંસાતો જાઉં છું.

## હેમન્તની સવારે △ ધીરુ મોદી

સૂરજ ઊગ્યો....
ને એના મૃદુલ હંસપિચ્છ જેવા
હૂંફાળા તડકામાં
ટાઢે થથરતો હેમન્ત
સતત પાન ખેરવતાં નીમવૃક્ષની
સૂકી પંજેટી જેવી ટોચ પર
ઠંડી ઉડાડવા ઝટપટ બેસી ગયો !
એની જોડાજોડ જ
કિંચિત્ ધવલ, કિંચિત્ પીતવર્ણાં પુષ્પોથી
સમગ્ર છલકાઈ ગયેલો સરગવો
રોમ રોમ સળવળી ઊઠ્યો હોય એમ
પોતાનું ગર્વીલું શીશ ધૂણાવીને
કેસરિયા દૂધના ઊભરા જેવું
ખડખડ હસી પડ્યો !
અને પછી તો —
પશ્ચાત્ ભૂમિકામાં
અત્યાર સુધી અડીખમ ઊભેલા તટસ્થ કોરા કોરા આકાશે પણ
આ જોઈને
આખો દિવસ
સોનાના વરખ જેવું પીળું પીળું મલક્યા કર્યું !

# અર્વાચીન કવિતામાં કાવ્યબાનીની નવીનતા



* * * ડૉ. સુરેશ હ. જોષી * * *

રાવજીએ એનો "ઠાગાઠૈયા" કાવ્યમાં કહ્યું છેઃ 'મારી પાસે કવિતાનો નથી કશો નર્થ !' અહીંથી છેલ્લા દાયકાની કાવ્ય–પ્રવૃત્તિનું એક નવું લક્ષણ પ્રકટ થવા લાગ્યું. કાવ્યરચના પોતાની સંસ્કારિતાને પ્રકટ કરવાની, કે પોતાનાં સંવેદનોની સૂક્ષ્મતાને પ્રકટ કરવાની, કંઈક અંશે આનુષંગિક કહી શકાય એવી, માત્ર પ્રવૃત્તિ ન હોય; પણ કવિ કવિતા દ્વારા જ જીવનમરણના મર્મને પામવા મથતો હોય અને એને એમ લાગે કે આ શબ્દો એને ઝાઝો દૂર લઈ જઈ શકે એમ નથી ત્યારે કવિના ચિત્તમાં હતાશા વ્યાપી જાય છે. આમ તો રાવજીએ આગલી પંક્તિમાંના 'અર્થ' શબ્દ જોડે પ્રાસમાં 'નર્થ' યોજ્યો છે. એ જ કવિતામાં રાવજી કહે છે કે હું તો માત્ર તમને 'કવિતાની ગન્ધ' દઉં, પણ 'તમારે તો સાણસીનો કરવો છે અર્થ.'

રાવજીની પરિભાષામાં કહીએ તો અર્વાચીન કવિતામાં અર્થ કે નર્થની શોધ કરવાની રહેતી નથી. તમે આગળ વધતાં વધતાં 'બ્રહ્મ' સુધી પહોંચો તોય શું ? 'બ્રહ્મનું બટેરુ' પણ માત્ર ઇશથી જ ભરેલું છે. વાંકુચુકું રૂ પણ બોખડું છે. કવિનો સંકલ્પ તો 'અન્તહીન વાચા' ઘડવાનો હતો. ઈશ્વરે જે સર્જ્યું હતું તે અને પોતે પણ જે સર્જ્યું હતું તે 'પંડમાં કષ્ટાય' છે. આથી રાવજી કહે છે. 'હું આવ્યો છું હવે અન્તહીન નિદ્રા ઘડવા.'

પણ આપણે જાણીએ છીએ કે શબ્દ વિશેની હતાશાની વાત પણ કવિએ આખરે તો શબ્દ દ્વારા કરવાની છે. શબ્દ વડે જ શબ્દનો નાશ કરવાનો છે. આ પ્રવૃત્તિ રાવજી પછી લાભશંકર, ચંદ્રકાન્ત શેઠ વગેરેમાં આગળ ચાલી છે. આદિલ મન્સુરીએ પણ એની લાક્ષણિક રીતે કહ્યું છે. 'અનર્થોના જંગલમાં અટવાય છે.' આ ઉપરાંત 'કબૂલાત' નામના કાવ્યમાં બધા કવિવની કબૂલાત કરતો હોય એમ એ કહે છે એ મૌનનાં કાળાં રહસ્યો પામવા માટે ભટકતો ભટકતો છન્દના ખંડેરમાં-કદિક બાવો બનીને બેસે છે. લયની ભઠિયારગલીઓમાં રખડે છે. એકકે એક ચપટા શબ્દના પોલાણને અંદર જઇને તપાસે છે ને અર્થના નકશાઓને ચાવી જાય છે. સિતાંશુમાં પણ શબ્દોને વંટોળ ચઢાવીને કેવળ અવાજમાં ફેરવી નાખવાનો ઉદ્યમ દેખાય છે. લાભશંકરે કંઇક વધુ સ્પષ્ટતાથી કહ્યું છે : 'હું કવિતાગ્રસ્ત, કંડિશન્ડ શબ્દની સામે કરું છું બંડ શબ્દોથી' એમને પણ આ વાત સમજાઈ ગઈ છે કે કવનના ફૂકા કશા ખપના નથી.

ગાંધી યુગની કવિતામાં કોશિયો પણ સમજે એવી ભાષામાં કવિતા લખવાનો ગાંધીજીનો આદેશ બહુ પળાયો નથી. દલિત–પીડિતોનાં દુઃખ વર્ણવતી કવિતા તળપદી બાનીમાં લખાઈ. એથી વિશેષ કામ એની પાસે લઈ શકાયું નહીં. ભાષા પરત્વે નાનાલાલ કરતાં કાન્ત અને બળવન્તરાયનો પ્રભાવ વિશેષ રહ્યો. વિદગ્ધ કવિ સંસ્કૃત બાની તરફ જ વિશેષ ઢળ્યો. મધ્યકાલીન કવિઓની બાનીનો પણ આપણે ત્યાં અમુક પ્રકારના આધ્યાત્મિક ભાવો માટે કે રાધાકૃષ્ણના ગીતો માટે પ્રયોગ થતો રહ્યો. એમાં કાવ્યત્વ ઘણું છીછરું રહ્યું. મરમી બન્યા વિના સંતો અને મરમીઓની બાની ઉછીની લઈને ઘણાએ વેપલો ચલાવ્યો.

૧૯૫૬ પછી આ રૂંધી નાખતી શિષ્ટતા, ઔપચારિકતા સામેનો વિદ્રોહ શરૂ થયો. સુન્દરમે એમના જમાનામાં પ્રશ્ન કરેલો 'ધ્રુવપદ કયહાં ?' નવા કવિઓને તો બધું પગ તળેથી સરી જતું લાગ્યું એક

નગોજ ભેંકાર વાતાવરણમાં છવાઈ ગયો. એમાંથી બચવા માટે કવિ પાસે પોતાની વાચાળતા સિવાય બીજું શું હતું ? આથી વાચાળતાનું નવું પૂર આવ્યું. એ પૂરમાં છન્દનાં ભાંગીને ખંડેર થયાં આત્મવિડમ્બના વ્યંગ, પ્રલાપના કાકુઓ ઉપસવા લાગ્યા. કશીક અનિવાર્યતાથી પીડાઈને કવિ કેફિયત રજૂ કરવા લાગ્યો. પ્રથમ પુરુષ એક વચનમાં આવતો આ 'હું' એક પાત્રરૂપ બની રહ્યો. પછી 'તમે'ના સમ્બોધનવાળી કવિતાઓ આવી. આ વાચાળતાને કારણે શબ્દને બદલે શબ્દનાં ફીણ દેખાવા લાગ્યાં. બધા વિવિધ નિજીનીવાડ ભાંગી પડી. શ્લીલ અશ્લીલ શિષ્ટ અશિષ્ટની ઝાઝી છોછ રહી નહીં.

આ દરમિયાન ભાષાની સામાએ. વિસ્તરી તળપદી બાની નવે રૂપે કાવ્યમાં પ્રવેશી. નવી કવિતાનું એક નોંધપાત્ર લક્ષણ એ છે કે કવિ હવે વિદગ્ધતાનો અને શિષ્ટતાનો બધો ભાર ખંખેરી નાખીને ઘરેળુ બાનીને પ્રયોજતો થયો છે. આગલા દાયકાના ગેય કાવ્યો રચનારા કવિઓએ એને મુકત કરી છે. આથી તળપદી માટે સુબોધ એવું સમીકરણ માંડનારા છેતરાઈ ગયા. પણ કેટલીક વાર, રમેશ પારેખનાં ગીતોમાં બન્યું તેમ, એ બાની સાથે સંકળાયેલા રોમેન્ટિક સંદર્ભોનો પુનઃ પ્રવેશ થયો. ત્યાં વળી પુનરાવૃત્તિનો ભય ઊભો થયો.

જેમને પોતાનો આગવો અવાજ શોધવો હતો એવા ત્રણચાર કવિઓ આ વાચાળતાની પેલે પાર પહોંચવા ચાલી નીકળ્યા. પણ બાકીનું ટોળું તો આ વાચાળતામાંજ રાચતું રહ્યું. એને પરિણામે વળી કવિતા અમુક રૂઢ મર્યાદિત બાનીની સીમામાં પૂરાઈ ગઈ. એની એ ઉક્તિઓ, એની એ લઢણો, એના એ કાકુઓ અને એના એ લય કાને પડતા લાગ્યા.

વળી બધું રઢિયાળ બની ગયું. આને પરિણામે ઘણી કૃતક રચનાઓ થવા લાગી. એક અમેરિકી વિવેચકે જેને આકરી ભાષામાં 'Toilet paper poetry' કહી છે તેવી કવિતાઓ ઉભરાવા લાગી.

આ દરમિયાન મરણ સામે ઝૂઝતો રાવજી કવિતાને પ્રલાપ સુધી લઈ જઈને એનો બચ્યો અર્થ ઉલેચી નાખવા મથતો હતો. એનું ચિત્ત પ્રચણ્ડ ગતિએ દોડતું હતું. ભાષા એટલી ગતિથી આગળ વધતી નહોતી. આથી એક પ્રકારની રૂંધી નાખે એવી અજસ્રતા, ખીચોખીચ-પણું એની પાછલી-કવિતામાં દેખાય છે. સંગતિ, અર્થબોધને એણે જેને મૂકયા છે. 'જાળી બહાર'માંની આ પંક્તિ જુઓ : 'તતથી ડાળે ઉભડાકયો, ઉત્થત આગત હ્રીય શી !' કોઈ પણ્ડિત એનો અર્થ કરી શકશે ખરો ?

ભાષાના રૂઢ સંકેતોને તોડવા માટે કવિને ભાષા પર જુલમ ગુજારવો પડે એવું આપણા કવિઓએ પ, પશ્ચિમના અતિવાસ્તવવાદી કવિઓના ખરીતાઓ વાંચીને, જાણ્યું હતું. આથી જે થયું તે હંમેશાં કશી અનિવાર્યતાથી જ થયું એમ નહીં કહી શકાય. પોતાના યુગ સામેનો, સમાજ સામેનો, ઈશ્વર સામેનો રોષ કવિઓએ શબ્દ પર ઠાલવ્યો. માધ્યમવિદ્રોહની વાતો વિવેચકો પણ કરવા લાગ્યા. નવી કવિતાપ્રવૃત્તિ વિશે બીજું એક નોંધવા જેવું લક્ષણ એ છે કે કવિ-ઓના સમવયસ્ક વિવેચક મિત્રો શાસ્ત્રીયતા, સૈદ્ધાંન્તિક ભૂમિકા, Wsthetics કે એવી તેવી પળોજમાં પડયા વિના એ કવિતાને બિરદાવવા લાગ્યા. રૂપરચનાને માટેની શિસ્ત રાખવાનો આગ્રહ હાસ્યા-સ્પદ લેખાવા લાગ્યો.

આના સારાં તેમ જ માઠાં બંને પરિણામો આવ્યાં. શબ્દને નિરર્થક બનાવવાની પ્રવૃત્તિ પ આખરે તો કાવ્યત્વને ભોગે નહીં થવી જોઈએ. કેટલાક કવિઓની બાની સંસ્કૃત ભાષાની વિદગ્ધતાનો ભાર ઉતારીને, તળપદી બાનીમાં જઈને, બાળજોડકણાના પ્રદેશમાં થઈને ક્રમશ: અવાજોમાં સરી પડી. એનો આ સ્થિત્યન્તરોનો ક્રમ જ્યાં કાવ્યની ભોંય પર જ ટકી રહી શકયો ત્યાં એ આસ્વાદ્ય રહ્યો. પણ જ્યાં આ ગતિની કોઈ સાભિપ્રાયતા સિદ્ધ નહોતી થઈ શકી, જ્યાં એને માટેનું કશું Function ઊભું નહોતું થઈ શકતું ત્યાં એ

માત્ર બિનજવાબદાર રમત જ બની રહી. આથી ફરી સાચી અને કૃતક રચના વચ્ચેનો વિવેક કરવાની પરિસ્થિતિ ઊભી થઈ. પણ નવું વિવેચન હજી મુગ્ધાવસ્થામાંથી બહાર નીકળ્યું નથી એટલે એ વિવેક શી રીતે કરે ?

ભાષામાં નવીનતા એટલે શું ? ભાષાની લાક્ષણિકતા એ છે કે એના દરેક શબ્દને મુખ્યાર્થ અથવા રૂઢ સંકેત તો હોવાનો જ. મુખ્યાર્થની ભૂમિ પર પગ ટેકવીને જ કવિ બધી લીલા કરી શકે. કવિ નવા શબ્દો યોજી નહીં શકે, પણ નવા અન્વયો દ્વારા, પોતે રચેલા સંદર્ભમાં પ્રચલિત શબ્દના નવા અર્થધ્વનિઓ ઉપજાવી શકે. વાસ્તવમાં તો આ પ્રવૃત્તિ તે જ કવિકર્મ. માટે તો એઝરા પાઉણ્ડે કવિઓને આદેશ આપ્યો હતો : Make it new. પોલ વાલેરીએ કવિતાની ઉત્કૃષ્ટતાનું એક ધોરણ એ રજુ કર્યું છે કે ઉત્કૃષ્ટ અથવા સાચી કવિતા વાંચતી વેળાએ આપણને એવી પ્રતીતિ થવી જોઈએ કે એ કાવ્યોમાં પ્રયુક્ત શબ્દોના જન્મ સમયે કવિ ઉપસ્થિત હતો. આવું બને ત્યારે જ સાચા અર્થમાં મૌલિકતાનો પરિચય થાય.

નવાં સંયોજનો અને અપ્રચલિત એવા, કદિક વ્યાકરણદુષ્ટ લાગે એવા અન્વયો, સમાસો, રવાનુકારી શબ્દો, સામાન્ય રીતે જે બે શબ્દોના ભેગા હોવાની સમ્ભાવના ન હોય તેને બળપૂર્વક ભેગા નોતરી દેવાની પ્રવૃત્તિ, પ્રાચીન કે મધ્યકાલીન બાનીને નવા જ સંદર્ભમાં પ્રયોજીને વિડમ્બના અર્થે કે નવો સંકેત ઉપજાવવા માટે રેલો પ્રયોગ અને આ બધાંને પણ ઉલ્લંઘીને કેવળ નિરર્થક અવાજ રૂપે, ઉદ્‌ગાર રૂપે, પશુઓના કણસવા જેવા અવાજ રૂપે ભાષાનો પ્રયોગ નવી કવિતામાં થતો રહે છે.

સંસ્કૃતની સમાસવ્યવસ્થાને નવીનતા લાવવા માટે ઉપકારક રીતે પ્રયોજી શકાય. ગુલામ મોહમ્મદ શેખનો 'સૈકાકુશળ આંગળા' એ પ્રયોગ કે રાવજીના 'ધ્રાણપ્રિયા' કે 'અનાકાશ વિસ્મય' જેવા પ્રયોગો

આ દૃષ્ટિએ નોંધપાત્ર છે. લાભશંકરમાં વિદગ્ધતા છે. એમની પ્રથમ રચનાઓ સંસ્કૃત શબ્દવૈભવની આંગળી ઝાલીને જ ચાલતી હતી. આથી એમની કવિતામાં એકાએક ભાવસ્તર બદલવા માટે એઓ હજી પણ સંસ્કૃત બાનીનો ઉપયોગ કરે છે.

નવી કવિતામાં રવાનુકારી શબ્દોનો ઉપયોગ શ્રુતિગોચર કલ્પનો ઊભાં કરવામાં સાર્થક રીતે થતો દેખાય છે. મનોજ ખંડેરિયાના 'શાહમૃગો' કાવ્યમાં આવા રવાનુકારી શબ્દોનો નોંધપાત્ર ઉપયોગ થયો છે. રાવજી રવાનુકારી શબ્દોની શ્રુતિગોચરતાનું પરિમાણ બદલીને એને સ્પર્શ કે ઘ્રાણેન્દ્રિયના ક્ષેત્રમાં સંક્રાન્ત કરે છે. લાભશંકર પણ લીલયા ઘણા રવાનુકારી શબ્દો યોજે છે.

સૌથી વધુ સમૃદ્ધિ શબ્દ શબ્દ વચ્ચેનાં નવાં સંયોજનોમાં નવી કવિતાએ બતાવી છે. આવાં સંયોજનો અનુભૂતિનું ક્ષેત્ર વિસ્તારે છે; કળા માત્રનું જે પ્રયોજન, અમૂર્તને મૂર્ત કરવાનું, તેને સિદ્ધ કરવામાં ઉપકારક બને છે. કેટલીક વાર એ વિસ્મયને જ માત્ર ઉદ્દીપન કરે છે તો કેટલીક વાર એમાં શિશુસહજ કૈતવ જ પ્રકટ થાય છે. રાવજીમાં, લાભશંકરમાં, આદિલ મન્સુરીમાં, ગુલામ મોહમ્મદ શેખમાં આવા પ્રયોગો કાવ્યત્વને ઉપકારક રીતે થયેલા દેખાય છે. સૌથી વધુ અનુકરણ પણ આ પ્રકારની શબ્દસંયોજનાનું જ જોવા મળે છે. હવે તો લગભગ રેઢિયાળ બની જવા આવેલી ઇન્દ્રિયવ્યત્યયમાં યોજવાની પ્રવૃત્તિ આવાં વિલક્ષણ શબ્દસંયોજનોને જ આભારી છે.

લાભશંકરે 'તટની તથા' નામના કાવ્યમાં કહ્યું છે: 'પ્રાસ શબ્દોમાં રચી શકતા કવિને પ્રાસ પણ કારણ બને છે ત્રાસનું' તે આ નવા કવિઓ માટે પણ સાચું છે. એ જ કાવ્યમાં લાભશંકર ક્ષણ, મણથી શરૂ કરીને નાટકચેટક, રીતિનીતિગીતિપ્રીતિપ્રતીતિ અનીતિ રામીતિ, ગીતસ્મિત, કૅફીકોફિન, સ્મરણમરણ તરણહરણ વાતાવરણ શરણવરણ કરણપરણ સુધીનો લીલા વિસ્તાર કરે છે.ને

પોતા પ્રત્યે જ વ્યંગ કરીને કહે છે : 'પ્રાસની થપ્પી કઠડભૂસ તૂટતી', અને છતાં કહે છે, 'એ જ મારા હાથમાં હથિયાર છે.' ઘણીવાર રાવજી પણ પ્રાસના કારણે જ અર્થમાંથી નર્થમાં લીલયા સંક્રાન્તિ સિદ્ધ કરતો હોય છે.

કોઈ આધ્યાત્મિક હેતુ કે અભિવ્યક્તિની સમસ્યા નથી હોતી તોય કેવળ શબ્દરમત કે શબ્દ જોડે અળવીતરાં કરવા ખાતર પણ કવિ ભાષા જોડે અડપલાં કરે છે. એમાંથી કોઈક વાર કવિએ ન ઇચ્છયું હોય તે છતાં, આકસ્મિક રીતે કશુંક કાવ્યને ઉપકારક નીપજી આવે એવા સમ્ભવને નકારી શકાય નહીં. પણ મોટે ભાગે તો આવી રમત બીજા કવિઓ જે સિદ્ધ કરી ચૂક્યા હોય છે તેના અનુકરણમાં જ થાય છે.

રાવજીએ 'સ્વ. હુંશીલાલની યાદમાં' એ મરશિયો લખ્યો. એમાં Clesyની સાથે વ્યંગ, નર્મમર્મ અને ખડખડાટ હાસ્ય સુધીનો વ્યાપ એણે આવરી લીધો. આ નિમિત્તે 'એક સાથે જુદા જુદા સ્તરની બાનીઓ ને વિભિન્ન કાકુઓ સહિત પ્રયોજવાનું નિમિત્ત ઊભું થયું. વળી મરશિયામાં આવતો વિલાપ, અમુક પુનરાવર્તનો, કૃતક લાગણીવેડા હાસ્યાસ્પદ અને આધ્યાત્મિકને અથડાવી મારવાની રીતિ–આ બધાંને પણ અવકાશ મળ્યો. આથી આ પ્રયોગ આદિલ, લાભશંકર, ચિનુ મોદી વગેરેએ પણ અપનાવ્યો. આમ રાવજીની પ્રયોગશીલતાએ ઘણાને માર્ગ ચીંધ્યો, પણ દરેક નવતર પ્રયોગે નવું સિદ્ધ કરવાની ઝાઝી ક્ષમતા દેખાઈ નથી.

ભાષા જોડેની રમતમાં રાજેન્દ્ર શુકલ જેવા કવિએ મધ્યકાલીન ગુજરાતીમાં જૈન રાસાઓ વગેરેમાં જે ભાષા વપરાતી અને જેવા પ્રયોગ થતા તેવા પ્રયોગ પૈકીનો એક આકસ્મિક રીતે જ, પોતાના કાવ્યમાં દાખલ કરી દીધો છે. પંક્તિ આમ ચાલતી હોય છે : 'અમીં એટલે અમીં અમારું મંન અડાબિડ અંધકારનું વંન.' ત્યાં વળી એકાએક બે પંક્તિ જૂની ગુજરાતીની ટપકી પડે છે : વનિ દીઠઉં અચરજ વડું, હતુ કંઈ

સાંહામું ખડું: આ પંક્તિઓની સાથે એ જૂની કવિતાના વાતાવરણનો પ્રવેશ કરાવે છે, પણ એવી અસર વ્યાપે ન વ્યાપે ત્યાં કવિ બીજે રસ્તે ચઢી જાય છે.

લાભશંકર કહે છે તેમ ભાષા વિશેની આ નવી સભાનતા છતાં પરિણામ શું ? 'મારાં પડતર ખેતરોમાં પચીસ ભાષાઓનાં ઠૂંઠાં.' ભાષા પરત્વે, કવિકર્મ પરત્વે કવિને હવે એક પ્રકારના વૈતથ્યનો અનુભવ થતો જાય છે. આથી લાભશંકર પૂછે છે : 'ભાષા તો કેટલું ઉત્ખનન કરી શકે છે?' 'ભાષાને ભીતર જેવું શું ?' વળી કોઈવાર ભાષાપણ્ડિતોને પણ નવો કવિ ટોણો મારી લે છે: 'ભાષાના ભણે-શરીઓ અટવાતા ઓથારે.' આથી કવિ તો ઇચ્છે છે કે 'સ્પર્શથી ઓગાળ મારા અર્થને !' અહીં પાછું એક ભયસ્થાન ઊભું થયું છે. હવે આ લઢણનાં પણ પુનરાવર્તનો દેખાવા લાગ્યાં છે. એ બધાંમાંથી જેટલી સાચી કવિતા આપણને લાધી તેટલી જ આપણી તો પ્રાપ્તિ. □

## ... ગુજરતા : રતિલાલ અનિલ

.... ગુજરતા

રસ્તે મળ્યા, થંભ્યાં, ઊભાં,
પૂછી પરસ્પરને ખબર
(જે જાણતાં'તાં)
ને વાતમાં અણચિંતવ્યું
બે મિનિટનું મૌન
વાવટા જેવાં નમેલાં શિશ....

# શહેર અને હું

△ રતિલાલ 'અનિલ'

મારા શહેરને તાવ ચડ્યો છે...દોડી જતાં વાહનોના આતંકી સણકાથી એની નાડ જોરજોરથી ધબકે છે. એક વાહને છોડેલા ધુમાડા સાથે બીજું વાહન ભટકાઈને ધુમાડાને વિખેરે છે અને બીજા વાહને છોડેલા ધુમાડા સાથે ભટકાવા ત્રીજું વાહન ધસી આવે છે...એની વચ્ચે સંભળાતા માનવસાદો, તાવે ધીખતું મારું શહેર લવારે ચઢ્યું હોય એવું સૂચવે છે.

દિવસનો પીળો તાવ ઊતરતાં ઊતરતાં તો કાળા તાવનાં ચિહ્નો સાથે વધારે ધીખી ઊઠ્યું...એનો લવારો અને ચીસો વધી ગયાં... કાળા તાવમાં યે પીળા તાવનાં ચાંઠાં જેવા બત્તીના બલ્બ, ફોલ્લાની જેમ ખીલી ઊઠ્યા છે...મકાનોની ચોરસ, લંબ ચોરસ બારી રૂપી આંખોમાં ભય જેવો પ્રકાશ દેખાય છે...ધૂળિયા કેન્વાસ પર ચીતર્યા હોય એવા રસ્તા પર પડેલા મકાનોના પડછાયાને શેરીનું એક કૂતરું કોણ જાણે કઈ શોધમાં, સૂંઘે છે...પણ ધસી આવેલી ઑટોરિક્સાએ એને પડખે હડસેલ્યું તેથી હવે એ ભસે છે...

રસ્તા પર વિચિત્ર વાસ આવ્યા કરે છે...દર્દીની હાજરી જેવી વાસ–દરરોજ સ્વચ્છ કપડાં ન બદલનારા નિરુપાય દર્દીનાં કપડાં જેવી જ વાસ...ડૉક્ટર દર્દીને તપાસે એમ પેલું કૂતરું ફરી રસ્તાને સૂંઘે છે...મારા શહેરને તાવ ચઢ્યો છે એ વિશે એને શંકા નહીં હોય, પણ કયો તાવ ચઢ્યો છે એનું નિદાન એણે કરવું હશે...યુધિષ્ઠિરના શ્વાનને આવી કોઈ ગંધની ખબર જ નહોતી...

આસપાસ અને દૂર દૂર સ્થાવર ફેક્ટરીઓ ચાલે છે, વાહનો એ જંગમ ફેક્ટરીઓ છે...સ્થાવર ફેક્ટરીઓના એકધારા સાદો તું હિ... તું હિ...જેવા કે રાત્રે જળાશય પર ઝળુંબેલા વૃક્ષો પરથી સૂકાં પાન ખરીને શાંત પાણીમાં પડે એના જેવા નથી...શાંત જળાશયમાં ફરતી હોડી અને તેમાંથી વીંઝાતાં હલેસાં પાણીને ચીરે તેના જેવા યે એ સાદ નથી, એ તો ચારે બાજુ આંધણ ખદખદતાં હોય એવા છે...એની વચ્ચે જંગમ ફેક્ટરીઓની ચીસ, ઘરઘરાટ અને ધુમાડા પણ વણઅટક્યા ચાલ્યા કરે છે...

મારી સામે હૉસ્પિટલનું દૃશ્ય સાકાર થાય છે...એક દર્દીના ખાટલા પાસે એનો યુવાન સ્નેહી સ્વસ્થપણે બેઠો શાંતિથી એક જાસૂસી નવલકથા વાંચે છે...ખાસ રૂમમાં એક ગંભીર દર્દી પાસે ખુરશીમાં સ્વસ્થપણે બેઠેલી નર્સ નિરાંતે કશુંક ગૂંથે છે...દર્દીનો કણસાટ, ઊંહકારા ને ક્યારેક સંભળાતી ચીસ–એમની એકાગ્રતામાં ખાસ ખલેલ પાડતાં નથી...પણ હું, તાવે ધીખતા શહેરમાં, રાત્રીએ 'સંસ્કારનગરી' કાવ્ય વાંચી શકતો નથી...પેલો સ્નેહી અને પેલી નર્સ, કયા એન્ટિ-સેપ્ટિકનું સેવન કરતાં હશે?

માણસો હજી રાહદારી મટયા નથી અને ઉતાવળે શુંય પામવા આમથી તેમ ને તેમથી આમ ઉતાવળે, જાણે કશોક ભય પાછળ પડયો હોય એવા વેગમાં આવ જા કરે છે...હું ચોકી જાઉં છું–ભય શું બંને દિશામાં છે? છતાં રાહદારીઓ બંને દિશામાં જાય છે!

રીઢો જુગારી ગંજીફાનાં પાનાં ચીપીને કાતર મારે એવી આ આવ જા છે...માણસો શું જુગારીનાં પાનાં જેવા હશે?

તાવે ધીખતા આ શહેરમાં ઓટોરિક્સાને ફેફરું આવવા સિવાય બીજો કોઈ રોગ નહીં થતો હોય...એનું હોર્ન નાના પણ વધારે બળખામણા રાક્ષસ જેવી ચીસ પાડયા કરે છે...એ ચીસ નથી,

હલાલ થતા કોઈ પ્રાણીની ચિચિયારી છે...હું પવને ફફડી ઊઠતા કેલેન્ડરનાં પાનાંની જેમ ફફડી ઊઠું છું...

આ શહેર પીડાથી છૂટવા હવે ઊંઘની ગોળી ગળશે...તો યે એના કોઈ કોઈ અંગ પછડાયા કરશે, કણસવાનું ચાલુ રહેશે...મકાનોના પડછાયાઓને લકવો થઈ ગયો છે...નહિતર એને ચગદી–રોંદીને જતાં રાક્ષસી વાહનપૈંડાઓથી એ અરેરાટી પોકારી ઊઠયા હોત...કોણ જાણે શી રીતે એ એક ઘરમાંથી આવતી ફિલ્મગાયિકાની તીણી ચીસો અને ગાયકના બરાડા, મારા કાન શી રીતે ઝીલી શકે છે...સૂઠ–પંજીરીમાં ચા–કોફી ભેળવીને એના ફાકા મારતા વિચિત્ર વ્યસનીની જેમ મારા કાન વાહનોનો ઘરઘરાટ અને ચીસો સાથે એ બધું યે ઝીલે છે.

યા અલ્લાહ ! આ બધાં વચ્ચે નજીકની મસીદનું માઈક જાગી ગયું અને અરબી શબ્દાવલિ કાને પહોંચે એ દરમ્યાન કેટલાયે હૉર્ન સાદો એને વચ્ચેથી આંતરે છે...

મારા શહેરને વિચિત્ર પ્રકારનો તાવ ચઢયો છે...પેલો જુવાન ફટફટિયું ફફડાવીને રાતપાળીએ કામે ગયો....દિવસે ઓરડે, બારણા વાસી રાત્રીનું સેટિંગ ગોઠવીએ ઊંઘે છે...એની ઉજાગરાઘેરી આંખ પીળા સૂર્યના સોનાને તાવમાં ફેરવી નાખે છે. ...તાવના અવાજથી ટેવાયેલો એ રાત્રિના સેટિંગ વચ્ચે ઇલેક્ટ્રિક પંખો ચરરર ફરતો રાખે છે....

ખૂણે આવેલી પાણીની જાહેર ટાંકી પર અત્યારે ય કપડાં ધોવાય છે...આ તરફ આવેલી ફેકટરીની ઊંચી ચીમની કાળા આકાશમાં અવિરતપણે ધુમાડો ઉમેર્યાં કરે છે.....

રોગે દર્દીની પથારી પાસે બેઠેલો સ્નેહી સ્વસ્થપણે જાસૂસી નવલ વાંચે છે, અને હું આ 'સંસ્કારનગરી'માં ગુલામ મોહમ્મદ શેખનું 'સંસ્કારનગરી' કાવ્ય વાંચી શકતો નથી.... △

# આંખ —— ઢીંગલીની —— આંખ





સાંદીપનિ

અરે, પેલી ઢીંગલીની આંખનું કૌતુક હજી શમ્યું નથી ! હજીયે એ વિસ્મયથી જોયા કરે છે...આવડું અનંત કૌતુક આ મરતલોકમાં જોવાનું વરદાન એને કયા દેવે દીધું હશે ! વિસ્મય જે દેખાય છે તેમાં છે કે ખુદ એની આંખમાં છે ? આ દીવાની આંખ મીંચાઈ જાય છે ત્યારે રાત્રીના અંધકારને પણ એ કૌતુકના ભાવથી જોયા કરે છે ! પણ ઢીંગલીને અનિદ્રા નહીં, અનંત જાગૃતિ મળી લાગે છે...એની આંખના ખૂણામાં હિંગળોકી રતાશ નથી, ગ્રીષ્મના સૂર્ય જેવી રુક્ષ ઉગ્રતા ને નજરમાં ઉગ્ર તાપ નથી...

નજરે પડયું એ દૃશ્યે એનામાં વિસ્મયનો ભાવ પ્રગટાવ્યો હોય તો એના આંતરિક રસાનુભવ અને આત્મનિમજ્જન માટે ય એ આંખ મીંચતી નથી...હું તો વિસ્મય ઓસરી જાય તે પહેલાં બંધ આંખે ચિત્તના એકાંતમાં અનુભવી એના માધુર્યને ચિરાયુ કરી લઉં છું, કેમ કે અનંત કૌતુકનું વરદાન મારી આંખને મળ્યું નથી...મારી સામેનાં દૃશ્યો બદલાય છે તે સાથે ભાવ પણ બદલાય છે એટલે વિસ્મયને મારી ચિરસંપદા કરવા હું તો ચિત્તના એકાંતમાં એને સ્થાપી દઉં છું...આ ઢીંગલીને એવો લોભ નથી કે સ્મૃતિને સંઘરવા સ્થાપવાની અંતરગુહા જ નથી ? હરિત દુર્વાએ ઝીલેલા ઝાકળબિન્દુની એક આંખમાં મુગ્ધ તેજસ્વી પ્રસન્નતા છે, પણ દિવસ ચઢતા એનું કૌતુક ઓસરવા માંડે છે અને છેવટે તો વિસ્મયની એક આંખ-ઝાકળબિન્દુ જ સરી પડે

છે...ઢીંગલીને તો સવાર, બપોર, સાંજ, રાત્રી–બધું સરખું છે...સૂર્યના સાત ઘોડા કે રાત્રીનું કાળું ઘુવડ એને માટે એકસરખાં હશે...

ઢીંગલીનો વેશ કેવો ભાતીગળ છે! માણસ તો એવો વેશ ધારણ કરતી વેળા એ કેવો શોભે છે એ જુએ, જોતો રહે, એની સૌ પ્રથમ પ્રસન્નતા એ જ અનુભવે, પછી બીજા જોનારમાં એવા પ્રતિભાવની અપેક્ષા પણ કલ્પે, અને એવો પ્રતિભાવ ન જોવા મળે તો, રઢિયાળા વેશે ય ખેદ પામે, કદીક ગુસ્સે ય થાય...પણ આ ઢીંગલી તો એના પોતાના વેશ સામે જોતી ય નથી...એના વેશ સામે તો હું જોઉં છું, પણ કેવું આશ્ચર્ય કે એનો વેશ મારી નજરને ત્યાં જ રોકી રાખતો નથી...મને તો બસ, એની કૌતુકસભર પૂર્ણ ઊઘડી આંખ જ વધારે આકર્ષે છે...એની પાસે એક બીજી ઢીંગલી છે, તેની સામે ય એ જોતી નથી કે પેલી ઢીંગલી યે એની સામે કે એના પહેરવેશને જોતી નથી...બે કિશોરી પાસે પાસે ઢીંગલીવેશમાં ઊભી હોય તો આમ નજીકનું કૌતુક છોડી સામે દૂરના કૌતુકની દિશામાં દૃષ્ટિ ન માંડે...એ ઢીંગલી એકબીજીને પૂછતી યે નથી, ક્યાં જવા આજે આ વેશ સજ્યો છે? અલિ, તેં કયું વ્રત કર્યું કે એની ઉજવણી માટે આવી રઢિયાળી બની છે! તે મને શું પૂછે છે, તારા વેશ અને તારા વ્રતની વાત કર ને! આવો સંવાદ હું સાંભળતો નથી...પણ રાત્રીના અંધકારમાં દીવાની અને મારી આંખ મીંચાતી હશે ત્યારે આ ઢીંગલીઓ આવો સંવાદ કરતી હોય તો આશ્ચર્ય નહીં! એમની ભાષા કઈ હશે? એની આંખ કહે છે કે એ તો વિસ્મયની ભાષા જ હોય ને! આંખ જ લિપિ છે અને એમાં જ અર્થ પણ છે!

એ ઢીંગલીઓ અખંડ કુમારિકા છે...એનું બાળપણ કેવું વીત્યું એની ખબર નથી, એ તો છે તે સ્વરૂપે જ જન્મી લાગે છે. અને એણે એ જ સ્વરૂપ અખંડપણે જાળવી રાખ્યું છે! ચીતરેલું પાન મુરઝાતું નથી, એ લીલું ને લીલું જ રહે છે, તો યે; હું કેમ ફરી ફરી એને

જોયા કરવા આકર્ષાતો નથી? ખુલ્લી હથેળી જેવું એ ચીતરેલું લીલું પાન ધીરે ધીરે એનો બહિર્વેશ ઓગાળી નાખે છે અને ખલિલ જિબ્રાને 'ધ પ્રોફેટ'માં વિદાયની સંજ્ઞામાં ચીતરેલી ખુલ્લી હથેળી અને તેમાં અંકિત કરેલી એક આંખ સાકાર થાય છે...એમાં વિસ્મય–કૌતુક નથી, પ્રભાતના સૂર્ય સરખી રક્તિમ આભા નથી, બપોરની ઉગ્રતા કે સાંજની ધૂંધળાશ નથી, એ એક સાથે બધું જ જોઈ શકતી જ્ઞાનીની આંખ છે...એ આકાશી આંખ છે અને આકાશ પોતામાં કેટલાં યે વિશ્વોને સમાવીને સમસ્તમાં વ્યાપેલું છે...ઢીંગલીની આંખ નહીં તો યે નજર મને ક્યારેક તો મળી હશે...લખોટી, રમકડું, ફુગ્ગા મને યે આનંદવિભોર કરી ચૂક્યાં હશે, ચગડોળે મારા શરીરને જ નહીં, મારા મનને પણ ફૂદડી ફેરે ફેરવ્યું હશે, પણ મારી આંખ માટે તો સૂર્યના સાત રંગ જોવાનું નિર્માયું હશે...નવાં વિસ્મયનો એક રંગ માણસ માટે ક્યાં છે? એને માટે તો સાત રંગ અને તેમાંથી પ્રાપ્ત થતાં રસવૈવિધ્યથી ચેતનાનો પિણ્ડ બાંધવાનો છે! માણસને ઢીંગલીની એક માત્ર અવસ્થા નથી, હોય છે ખરી, પણ એ વટાવીને આગળ જવાનું છે...પ્રગતિ એટલે શું? ઢીંગલીની સ્થિર આંખ નહીં... △

## ત્રસ્ત નગર △ રમેશ આચાર્ય

કાગડાઓથી નગર ત્રાસી ગયું છે. નગરજનોએ શ્રાદ્ધ નાખવાનું બંધ કર્યું અને તેમને હાંકી કાઢવા માટે ભૂવા અને જાદુગરોની મદદ લીધી, બંદૂકના ભડાકા કર્યા, ખાલી ડબ્બા, થાળીઓ, ઢોલ–ત્રાંસા વગાડી જોયાં; કૉફી પીવાનું બંધ કર્યું.

કૉફીના બગીચાને નુકસાનકર્તા જંતુઓને ખાઈ જવા માટે ઉછેરેલા કાગડા હવે બગીચા નાશ પામ્યા છતાં રહી ગયા છે અને અવાજોથી નગર ત્રાસી ગયું છે.

હે કાગડાઓ અને / અથવા અવાજો, તમને અહીં ગોઠી ગયું હોય તો તમે હવે અહીં જ રહો અને તમારી પાંખો અમને આપો તો અમે ક્યાંક ઊડી જઈએ. △

## અરજવું * મંગળ રાઠોડ

ઊંઘમાં ખંજવાળતાં
એક માણસને જોઉં છું.
શું થાય ?
એનાથી રહેવાયું નહિ હોય
ભલે, ખંજવાળે.......
કેવી બેફિકરાઈથી ખંજવાળી રહ્યો છે ?
બાપડો,
દિવસના, જાગૃતિમાં તો–
હાથ લંબાવે છે કે તરત જ
લકવો મારી જાય છે, એની ઇચ્છાને
અને–

અરજવું સતત એને ખંજવાળ્યા કરતું હોય છે.
ભલે.

## કૌતકોને * મંગળ રાઠોડ

પોતાના ચહેરા પર
શબ્દોના તલ
ઘૂંટી ઘૂંટીને ફરતાં હે
કવિ મિત્રો,
તમારા જ ગ્લિસિરીનનાં આંસુથી
એ ધોવાઈ રહ્યાં છે....
એની તમને ખબર છે ?

# વચલી ગલી

□ અભિમન્યુ અનંત □

એક અઠવાડિયાથી દરરોજ રોલાં એને એ જ કહેતો હતો કે આજે તો તને કામ અપાવીશ જ. દરરોજ એ એક નવી આશા સાથે ત્યાં પહોંચતો. સવારથી તે બપોરના બાર સુધી વહાણોના જાડા દોરડાઓના ઢગલા પર મન મારીને એ બેસી રહેતો. ઘણીવાર પછી રોલાં એની સામે આવતો અને નિરાશાભર્યા સાદે કહેતો, 'ફ્રેન્ચ જહાજ કાલે આવશે! કાલે તને કામ મળી જશે!'

દરેક વખતે, જતી વેળા રોલાં એને એક સિગાર આપી જતો અને એ એને કાનની ખીંટીએ ચઢાવી દેતો. રોલાં કામ પર ચઢી જતો, તે પછી એ થોડી વાર સુધી બંદર પર પડેલાં નાનાં મોટાં જહાજો પર નજર નાખતો, પછી ઊઠીને ચાલવા માંડતો.

ગલીઓ વટાવતો એ કોઈ કોઈ વાર ચીની હોટલો પાસેથી પસાર થતો. ત્યાં કાચની કેબિનમાં જાનવરોના ભૂંજેલાં આખાં શરીર ટાંગેલાં દેખાતાં. એની સામે ઊભા રહેતાં મરઘી અને સુવ્વરની વચ્ચે કાચમાં એને પોતાનું કાચું શરીર પણ દેખાતું. મનમાં એવો ગાંડો વિચાર પણ આવી જતો કે માણસના ગોસ્તનું યે મૂલ્ય હોત તો કેવું સારું થાત! મિનિટો સુધી ત્યાંની ફેફસામાં પ્રવેશી જતી ગંધ લીધા પછી એ ચાલવા લાગતો, અને સામેના વળાંકે જઈને પોતાનું ગજવું ફંફોસતો. કોઈક રીતે દસ સેન્ટ નીકળી આવતા. દાળ-પૂરીવાળા ડોસા પાસે જઈને બે દાળ-પૂરી લેતો અને કોઈક રીતે પેટ ભરાઈ જતું! દાળ-પૂરી ખાતી વખતે પણ એના નાકમાં ચીની હોટલોની પેલી ગંધ આવ્યા કરતી. ગંધ એને માટે દશ્ય અને અવાજ બંને કરતાં વધારે

ધનિષ્ઠ હતી. ફૂટપાથ પરથી એ ફળ વેચનાર હોસી આગળથી પસાર થતો. ત્યાંની અનેનાસની ગંધ એને ભૂતકાળ તરફ લઈ જતી. પોતાની બ્હેન સાથે એ ઘાસ વાઢતો એ ખેતરો એને યાદ આવી જતાં. રાધાએ એને અનેનાસનો કટકો ત્યાં આપ્યો હતો. તે એના ટાપુનું સૌથી વધારે સ્વાદિષ્ટ અનેનાસ હતું. હવે તો એની બ્હેન પણ નહોતી અને રાધા પણ નહોતી. અનેનાસ તો પહેલાં કરતાં યે વધારે હતાં, પણ હવે એમાં અગાઉનાં એ રસ અને સ્વાદ નહોતાં. હા, કદાચ ગંધ એવી જ હતી.

એ જ રીતે બંદરના સાગરની ગંધ પણ એની કેટલીક યાદોને સજીવ કરી દેતી. સમુદ્ર એનો ગામથી અઢી માઇલ દૂર હતો, છતાં એનો બધો સમય માછલી પકડવામાં જતો. ઘેર જતો ત્યારે બ્હેન ઘણું બધું કહેતી પણ એ એનો સ્વભાવ જાણતો હતો એટલે બધી ધમકી-ઓને બાજુએ રાખી એ બીજા દિવસે મિત્રો સાથે સાગરકાંઠે જઈ પહોંચતો. રસ્તામાં રાજરૂપનું ખેતર આવતું. ત્યાંથી એને શાકભાજી વગેરે મળતાં. એનું એને આશ્ચર્ય પણ થતું, પણ પછી એ નેક નેયતનું કારણ પણ એ જાણી ગયો. એ જ રાજરૂપે પછી એની બ્હેનને રખાત કરી અને એક દિવસ એના ગળામાં દોરડાનો ફાંસો નાખી છતે લટકાવી પણ દીધી.

રાધા વિશે વિચાર કરતાં એને પોતાની બ્હેન કરતાં યે વધારે દુઃખ થતું. આથી એની યાદ આવતી ત્યારે એ શરીરને હચમચાવીને ફિલ્મી ગીત ગાતો.

આજે બંદરની પાસે બેઠો ત્યારે એને રાધાનો બાપ સાંભર્યો એ એને દરરોજ સાગરકિનારે શીલાની ઉપર બંસી બજાવતો જોવા મળતો. આજે એકાએક એની એક વાત પર એ વિચાર કરવા લાગ્યો. રાધાના બાપના એ તકિયાકલામ હતા. વાતવાતમાં એ કહેતો : 'ઓ પોસો માંજ્યી પોસો !'

એ શબ્દો એને આજે ખાવ જ સાચા લાગે છે. ખરેખર મોટી માછલી નાની માછલીને ખાઈ જાય છે. સાગરની એ રસમ ધરતી પર પણ બરાબર ચાલે છે.

પાછળથી ચાની દુકાન અને નાની મોટી હોટલોમાંથી આવતી ફિલ્મી ધૂનો એટલી જોરદાર રહેતી કે હવા કંપી જતી. એ ગીતોમાં ઘણી વાતો હોય. જેટલી મોટી એટલી જ પોલી.

વીતેલા સમયને વિસારીને એ આગળનો વિચાર કરતો. આજે અંતરમાં એ શ્રદ્ધા હજીયે અવિચળ હતી. એના આશરે જ એ આગળનો વિચાર કરતો હતો. આજે મને જરૂર કામ મળશે. દિવસભર બોજ ઉપાડ્યા પછી સાંજે એક કલાક સુધી હું નળનીચે બેસીને સ્નાન કરીશ. શહેર ઝગમગી ઊઠે એ પહેલાં ભૂરું ખમીશ અને કાળું પાટલૂન પહેરીશ. એવામાં રોલાં આવીને મારા હાથમાં આઠ રૂપિયા મૂકી જશે. બીજા દિવસે પણ કામ પર આવવાનું કહી જશે. હું હાથમાં પૈસા રાખીને આખી રાતનો કાર્યક્રમ ઘડી કાઢીશ સૌથી પહેલાં માદામ લાઈ ચીનની હોટલે પહોંચીશ. મેજ સામે બેસીને ઓર્ડર આપીશ : 'તળેલા ચાવલ, મરઘી અને શેલ સહિત લોબ્સ્ટર...'

પાંચ મિનિટમાં તો સામે પ્લેટ આવી જશે.

—'એક બાટલી દેશી બીયર !'

પેટ ભરીને જમ્યા પછી હોટલની બહાર નીકળીશ ત્યારે મારા ગજવામાં ચાર રૂપિયા પડ્યા હશે, અને રાત સારી રીતે પસાર કરવા માટે મને એક સ્ત્રીની જરૂર પડશે.

બંદર જાપાની માછીઓનાં નાનકડાં જહાજોથી ભરેલું હતું.

એ બેસી રહ્યો. એના શરીરનું એકેએક અંગ કામ કરવાને માટે ફરકતું હતું. એની નસોમાં આવેગ હતો. પરસેવો વહી જવાને માટે ઊભરતો હતો. એની પ્રતીક્ષા, આશા માત્ર આશા હતી. રોજની પેઠે રોલાં સામેથી આવતો દેખાયો. એ ઊઠીને ઉભો થઈ ગયો. હૃદયના

ધમકારા વધી ગયા. રૈલાં પાસે આવ્યો અને રોજની જેમ નિરાશાના સાદે કહેવા લાગ્યો, 'જહાજ હજી આવ્યું નથી.'

'આવશે ખરું ?'

'જરૂર આવશે !'

'પણ, ક્યારે ?'

'કદાચ કાલે.'

આ શબ્દો સમજવા એને માટે અઘરા હતા. રાજકીય સભાઓમાં અખબારોમાં, પ્રધાનો અને નેતાઓના મોઢે આવા જ શબ્દો રોજ સાંભળવા મળે છે.

'નોકરી મળશે. સૌને મળશે. જરૂર મળશે.'

'ક્યારે મળશે !'

'કદાચ બહુ જલદી.'

એને હસવું આવતું. એને વિચાર આવતો કે કહેનારે ઠીક જ કહ્યું છે કે રાજકીય ભાષામાં હા નો અર્થ કદાચ થાય છે અને કદાચનો અર્થ ના. પણ રૈલાં અને રાજકારણને શો સંબંધ ? એ દયાની નજરે મિત્ર સામે જોઈ રહ્યો. એણે ગજવામાંથી સિગાર કાઢી અને એને ધરી.

રૈલાંના ગયા પછી એ શહેરના હૃદયભાગ તરફ જવા આગળ વધ્યો. રોનક શરૂ થઈ ગઈ હતી. કોઈનાં કપડાં અભાવને કારણે તંગ હતાં, તો કોઈનાં ફેશનને કારણે. કોઈ નોકરીએ જતું હતું, તો કોઈ નોકરીની તલાશમાં જતું હતું. મોટરો દોડતી હતી. કોલાહલ વચ્ચે જતો હતો. શાકમાર્કેટના ફાટકે એણે ભિખારીને ગાતો સાંભળ્યો :

**કહત કબીરા સુન ભાઈ સાધો**
**યહ જગ તેરા ન મેરા......**

છેલ્લા તોફાન પછી શાકભાજીના ભાવ ઘણા વધી ગયા હતા. ટમેટાં પાંચ રૂપિયે પાઉન્ડ ખરીદાતાં હતાં. એના ગજવામાં અડધી રોટી માટે પાંચ સેન્ટ પણ નહોતા. બજારમાં ગરમી હતી, કોલાહલ

હતો, ભીડ હતી. એ ત્યાંથી આગળ વધ્યો. શહેરની ગલીઓમાં સહેલાણીઓ ફરતા હતા. શોપિંગ કરતા હતા, ફોટો ઝડપતા હતા. એને થયું કે એમની સામે જઈને હાથ લંબાવીને ઊભો રહું, પણ હિમ્મત ન થઈ. એ પ્રવાસી સહેલાણીઓને આશ્ચર્યચકિત કરવા માગતો નહોતો એ નહોતો ઇચ્છતો કે, પ્રાકૃતિક સુષ્માના સ્વર્ગ અને 'હિન્દી મહાસાગરના તારા'માં એ લોકોને કોઈ ભીખારી જોવા મળે. મોરિશિયસ તો સ્વર્ગ છે સ્વર્ગ, સ્વર્ગમાં ભિખારી ! ના ! એને હસવું આવ્યું, ફરી ફરી હસવું આવ્યું. એ આગળ વધ્યો તે પહેલાં એક પ્રવાસીએ પોતાનાં મિનોલ્ટાથી એનો ફોટો ઝડપી લીધો. એણે પોતાનાં કપડાં તરફ જોયું, પછી પ્રવાસી સામે અને જોરથી હસતો આગળ વધી ગયો પોતાના દેશમાં બતાવવા માટે પ્રવાસીએ સ્વર્ગનું વાસ્તવિક ચિત્ર ઝડપી લીધું. એ સ્મિત કરતો આગળ વધ્યો.

એક મિનિટ પહેલાં એણે પ્રવાસી સામે હાથ ન લંબાવીને પોતાના દેશને લૂંટતો બચાવ્યાનું અનુભવ્યું હતું, પણ એના કૅમેરામાં છબીરૂપે ઝડપાઈને એણે કંઈ બીજું જ અનુભવ્યું.

એ જે ગલીમાં પ્રવેશ્યો એમાં ઘણા માણસો ફરતા હતા, જુદાં જુદાં કારણોથી એક બૅન્કની સામે બીજી ચાર માળની બૅન્ક ઊભી થતી હતી. પાસે હોટલનું સાત માળનું મકાન બંધાઈ ચૂક્યું હતું. એને છેલ્લો ટચ અપાતો હતો. મારિયા શિકારની શોધમાં સામેથી પસાર થઈ ગઈ. એની ભીની ગંધ થોડીક ક્ષણો લહેરાતી રહી.

એ ગંધ એને ફરી પાછળ લઈ ગઈ.

દ્રાક્ષનાં ખેતરોમાં એણે રાધાને જકડી લીધી હતી. રાધા જકડાઈ ગઈ હતી. એણે ભીંસી લીધી હતી અને એ ભીંસાઈ હતી. મિનિટો સુધી એણે જકડી રાખી હતી અને એ જકડાઈ રહી હતી.

મારિયા દૂર નીકળી ગઈ તોયે, એ ક્યાં સુધી રાધાનો વિચાર કરતો ચાલતો રહ્યો. રાધાએ કહ્યું હતું—'આપણા રસ્તા જુદા છે' ત્યાં

આવીને એ અટકી જતો. એ પછી યે રાધા એના જીવનમાં રહી હતી, પણ પેલા શબ્દો પછીનું એ કશું વિચારતો નહીં, એને માટે રાધા, બસ ત્યાં સુધી જ હતી.

સ્વચ્છ, પહોળી ગલીઓ પસાર કરીને એ એક સાંકડી ગલીમાં પ્રવેશ્યો–ત્યાં એને દરેક વખતે કંઈ ને કંઈ મળી જવાની આશા રહેતી હતી. એ ગલી શહેરની સૌથી ગંદી અને બદનામ ગલી હતી, પણ એમાં દર્શન થતાં શહેરના સૌથી સ્વચ્છ અને પવિત્ર લોકોનાં.

એક ઘરની સામે કચરાપેટી પર કેટલાંક મરિયલ કૂતરાં લડતાં હતાં. એને માટે એ કૂતરાં પેટ ખાતર મરતાં માણસો કરતાં વધારે વફાદાર હતાં. માણસ તો ખોટી ઈજ્જતમાં રહીને એટલું યે કરી શકતો નથી. ગલીનાં નાનાં મોટાં ઘરોમાં મોટા માણસોને આવતાં જતાં જોતો એ ભૂરા ઘરની દિશામાં આગળ વધ્યો. ત્યાં ભૂરા રંગની મોટર ઊભી હતી. એને માટે આ દૃશ્ય સામાન્ય હતું. પાસેની ચીની દુકાનની પાસે એ થોભ્યો. અહીં એક મદ્રાસી સ્ત્રી મગફળી વેચતી હતી, એ ઊભો રહ્યો.

એક કલાક પછી પેલી ભૂરી મોટર ત્યાંથી ખસી. એણે જ એને અહીંનું સ્થાન બતાવ્યું હતું. મિનિટ પછી આગળ જઈ ભુરા ઘરનું ભુરું બારણું ખખડાવ્યું, અને અંદરથી અવાજ આવે એ પહેલાં એ અંદર ગયો. કુસુ બન્ને હાથ પીઠે કરીને બ્લાઉઝ બાંધતી હતી. એના પર નજર પડતાં જ એ બોલી ઊઠી : 'મિરેકલ !'

'મારું પ્રત્યાગમન તને ચમત્કાર જેવું લાગે છે ને ?'

'પ્રત્યાગમન કેમ ?'

'તારી સાથે ઝઘડીને ગયો હતો ને !'

'મને તો યાદ નથી. સપનાની વાત તો નથી કરતો ને ?'

'ખેર. મને જબરી તરસ લાગી છે, કંઈક પીવડાવ.'

'અહીં તો જે આવે છે તે તરસ્યો જ આવે છે.'

'એ તરસ જુદી હશે.'

'શું પીશે ?'

'શરબત અને ચા પીનારો વળી બીજું શું ઇચ્છે !'

'મેજ પર અડધી બાટલી બીયર છે.'

'અડધી બાટલીમાં જ તારા એ મહેમાનનું પેટ ભરાઈ ગયું ! માફ કરજે, બે કારણથી એ બીયર હું પી ન શકું.'

'એ બે કારણ કયાં ?'

'મેં જૂની ટેવો છોડી દીધી છે.'

'મતલબ ?'

'હવે હું વિદેશી કે કોઈની એવી ચીજ નથી પીતો.'

'ક્યાંક નોકરી મળી ગઈ હશે.'

'ના ! એ તો મનની વાત છે. ચા આપ.'

કમુ હસતી બીજા ઓરડામાં ચાલી ગઈ. એ ગયા પછી ખુરશી પરથી ઊઠીને ઓરડામાં આમતેમ આંટા મારવા લાગ્યો. ઘણા દિવસે એ અહીં આવ્યો હતો, તોયે ઓરડો સાવ પરિચિત હતો. ભીંતે એ જ બ્રિજિટા બારદોનું ચિત્ર હતું, એ જ ચીજો, એ જ સુગંધ. પલંગ તરફ જવાનો એ જ સફેદ પરદો, એના પર એ જ લાલ ફૂલ. ઓરડાની ગંધ પણ એ જ. પણ એકાગ્ર થઈને અનુભવતાં એને લાગ્યું કે ઓરડાની ગંધમાં કોઈ નવી ગંધ ભળી છે. હૉસ્પિટલની દવાઓ જેવી ગંધ.

હૉસ્પિટલમાં પ્રવેશ કરતાં એને વોમિટ જ થવા માંડે છે. અહીં પણ એને એવું જ થયું અને કમુ ચાનો કપ લઈને આવે તે પહેલાં એ બારણું ખોલીને બહાર નીકળી ગયો. બરાબર એની સામે આંખમાંથી અંગારા વરસાવતો એક અધીર ગ્રાહક ઊભો હતો. એણે એને રસ્તો કરી આપ્યો: ગ્રાહક ભુરું બારણું ખોલીને અંદર ગયો, અને એ દોડી ગયો શહેરની તરફ, જ્યાં કોઈને માટે નોકરી હતી તો કોઈને માટે બેકારી-

જ્યાં હરેક રંગ હતો, જ્યાં નાના માણસો, મોટા માણસો, આંતરડા સાથે ચોંટેલા માણસો પણ, જ્યાં નાની ભુખ, મોટી ભુખ– બંને હતી. જ્યાં નિરાશા હતી, આશા પણ હતી.

અને એ એકદમ દોડતો હતો તે એ જ આશાની ચાલે. □

# લયયુક્ત ગતિ

△ અજ્ઞેય △

હું સ્વલ્પ સંતોષી છું. પાનખરના ઝરતાં પાંદડાંથી વધારે સુંદર કોઈ ચીજની કલ્પના કરી શકતો નથી. આ ધીરે ધીરે, લય સાથે ડોલતા ઝરવું–જાણે ધરતીના ગુરુત્વાકર્ષણથી મુક્ત થઈને, ભારમુક્ત થઈને તરવું–અને એ મુક્ત થવામાં લયને પીછાનવો અને તેની સાથે એકપ્રાણ થવું–સૃષ્ટિ માત્રમાં એનાથી વધારે સૌભાગ્ય કયું અને એનાથી મોટું સૌન્દર્ય કયું...પાંદડાં એમ ઝરતાં જાય અને હું એમને જોતો રહું–લાગે છે કે, એમાં જ હું કાળમુક્ત થઈ જઈશ !

પાંદડા વિશે એ જેટલું સાચું છે એના કરતાં ખુદ મારે વિશે વધારે સાચું છે. આમ પણ, હું જાણું છું કે લયયુક્ત ગતિનું મને પ્રબળ આકર્ષણ છે–કોઈપણ લયયુક્ત ગતિ–પતંગિયાનું પાંખ ફફડાવતા ક્ષણભર અદ્ધર અટકી જવું, સરસ તરવું, ઘોડદોડની દોડ, અબાબીલનું લહેરાતું અથવા બાજનું સીધું ઝિંકાવું, હરણની છલાંગ, જે પોતાના શિખરે નિશ્ચેષ્ટ અને અનાયાસ અગ્રેસર થઈ જાય છે, કથ્થક નર્તકની ફેરફુદડી કે તતકાર, વાદકનો ફૂદકો...અને એટલું જ શા માટે, સાપનું ડોલવું, નાળામાં લીલનું લહેરાવું, કાચબાની ચાલમાં લહેરાતો આગળ જતો સંકોચન વિસ્તાર...ભમરડાનું ફરવું, કુંભારના ચાક પર શકોરાનું આકારિત થવું, એન્જિનના શોફ્ટની ખટક સાથે વરાળની સીટીની તાલવાદ્યકચેરી, કડાઈમાં જલેબી પાડતા થતો ધીમો અવાજ...સૃષ્ટિનો કોઈ અંત છે ? એકાએક વિચારું છું કે, કેટલી સુંદર છે દુનિયા–કેમ કે કેટલી લયયુક્ત ગતિઓ એમાં દેખાય છે ! △

# ગઝલ ગુજરાતી રદીફ અરબી

△ રતિલાલ 'અનિલ'

અછાંદસ કવિતાના સમયમાં છંદનો તો ઠીક પણ પ્રાસ અને વધારામાં રદીફની યોજનાનો વિચાર કોઈને અપ્રાસંગિક, અપ્રસ્તુત અને વહી ગયેલા સમયનો લાગે, પણ ગઝલ લખાય છે, સારી સંખ્યામાં પ્રગટ પણ થાય છે અને એમાં વળી ભરતી યે આવેલી જોઈ શકાય છે ત્યારે, ગઝલમાં પ્રાસ–રદીફની પસંદગી વિશે ચર્ચા કરીએ એ અપ્રસ્તુત નથી.

ગઝલમાં શરુઆતના કાળે, ગુજરાતી ગઝલમાં ઉર્દૂ ફારસી શબ્દોની ભરમાર રહેતી અને એ પરથી જ જાણે આબોહવા સર્જાતી કે એ કાવ્ય ગઝલ છે. ઇશ્ક–મહોબ્બતના વિષયથી બાકી રહેતું તે જાણે સંપૂર્ણ થઈ જતું. પણ ૧૯૪૨ પછીના બીજા તબક્કાની ગઝલ ધીરેધીરે ભાવદેહે અને શબ્દદેહે પોતીકું સ્વરૂપ સિદ્ધ કરવાની દિશામાં નિશ્ચયપૂર્વક આગળ વધી અને છેલ્લા દશકામાં તો એ નવીનતર કવિતાની આબોહવામાં ભળી જાય એવા સ્વરૂપે પણ પ્રગટી. આમ છતાં

* 'તરુણ કવિમિલને' યોજેલી 'ગઝલ : કેટલાક પ્રશ્નો'ની ચર્ચા (તા. ૮–૧૨–'૭૪)માં વંચાયેલો લેખ. સર્વશ્રી મંગળ રાઠોડ, કિસન સોસા, પ્રવીણ પંડિત આદિએ પણ ચર્ચા કરી હતી.

ઉર્દૂ ધોરણની ગઝલ નથી જ લખાતી એમ ન કહી શકાય. ઉર્દૂમાં 'આજ કી રાત' રદીફનો 'આજની રાત' અનુવાદ કરી ગુજરાતી ગઝલ પણ લખાઈ અને 'તમામ રાત' તો જેમની તેમ આવી અને 'આખી રાત'ને બદલે 'બધી રાત' થાય એ અર્થ જ વિસાર્યો! આમ પણ એ અનુકરણ જ હતું. પરંતુ અનુકરણ ન હોય એવી ગઝલની રદીફ ઉર્દૂ શબ્દની હોય એવા નમૂના યે જોવા મળે છે. એમાં અનર્થ ન હોય તો યે બાનીના એકસરખા પોત અને ધ્વનિનો પ્રશ્ન તો રહે જ છે.

ઉર્દૂ ભાષાના શબ્દો પ્રાસ-રદીફ માટે પસંદ કરનાર ગઝલની પરંપરાની આભાસી આબોહવા રચે છે, પણ 'ગઝલ' શબ્દ પર્શિયન લિપિના રેખામરોડે લખવાથી એના મૂળનું બાહ્ય સૂચન માત્ર થાય, પણ એ અનિવાર્ય તો શું. જરૂરી પણ નથી. બાહ્ય સંકેત-સૂચનથી આકર્ષાય એવા ભાવકની, શુદ્ધ કવિતાને જરૂર ન હોય. કૃતિનો ભાવદેહ એનાં સ્વાભાવિક શબ્દદેહે બંધાય એ જ કળાદષ્ટિએ ઇચ્છનીય છે. 'ઘાયલ' સરખો ગઝલકાર એની બાનીથી બીજા કોઈ પણ ગઝલકારથી અલગ તરી આવે છે. 'ગઝલ એટલે પ્રિયા સાથે વાતચીત' એવી મૂળ વ્યાખ્યાએ ગઝલમાં ભાવાભિવ્યક્તિ વાતચીત શૈલીએ થઈ અને વાતચીતના લહેકા, લહેજા, પ્રશ્ન, ઉદ્‌ગાર, વ્યંગ્ય બોલાતી ભાષાનાં મુખ્યત્વ રહે છે. વિષય વસ્તુ બદલાયા છતાં ગઝલની બાનીનું પોત હજી મહદ્ અંશે વાચિક પરંપરાનું રહ્યું છે. ગઝલમાં ઉદ્‌ગારો અને ઉદ્‌બોધનની કેટલી યે શૈલી જોવા મળે છે. એ પણ વાચિક પરંપરામાં જ સમાય.

મારો અભાવ મોરની માફક ટહુકશે,
ઘેરાશે વાદળો અને હું સાંભરી જઈશ. —મનોજ ખંડેરિયા

નવીનતર ગઝલનો આ શેર પણ આ દલીલને સમર્થન આપે છે.

મહદ્ અંશે સૌરાષ્ટ્રની વાચિક પરંપરાનો, એના રૂઢિ પ્રયોગોથી પોતાની બાનીનું પોત બાંધતો 'ઘાયલ' તેની કોઈ ગઝલના પ્રાસ રદીફ

માટે ગુજરાતીમાં ન વપરાતા એવા સાહિત્યિક સંસ્કૃતના શબ્દો પસંદ કરે તો બાનીનું પોત એકસરખું ન રહે અને વાચિક પરંપરામાં જે પોતાનું કવિકર્મ વિશેષ સિદ્ધ કરી શકે છે તે કવિ પ્રાસ રદીફને કુસબથી નિભાવે ખરો, પણ મિશ્ર ધ્વનિ અને મિશ્ર આબોહવાથી એની આસ્વાદક્ષમતા ઘટાડે જ.

માળા ફેરવો અને ૧૦૮ મણકે માળાનું ફુમતું આંગળાને અડે અને એક માળા પૂરી થયાનો બોધ થાય એમ રદીફ આવે અને શેર પૂરો થયાનું લાગે એમ નહીં, પણ ભાવ પૂર્ણ થયાનો બોધ થવો જોઈએ.

મુશાયરામાં ક્યારેક એવો બોધ થાય છે કે, રદીફના આવર્તનથી જ શ્રોતાને લાગે કે, શે'ર પૂરો થઈને નવો શે'ર શરૂ થાય છે, અને કવિનું ઉપનામ આવી ગયું એટલે ગઝલ પૂરી થઈ! શ્રોતા ભાવનું નહીં પણ રદીફનું રટણ કરતો હોય ત્યારે ખેદ થાય. કોઈ શે'ર વધારે ધ્યાનપાત્ર હોય તો પણ, રદીફના રટણે ચઢેલો શ્રોતા તો ફુમતું આવ્યું ને માળા પૂરી થયાની ટેકનિકલ પ્રતીતિમાં જ મચેલો હોય!

'ગઝલમાં કાફિયાપરસ્તી'નો પ્રશ્ન ચર્ચતાં મેં કહ્યું હતું કે, પ્રાસ–રદીફ ગઝલની બાનીમાં સ્વાભાવિકપણે ભળી જાય એવાં હોવાં જોઈએ. ઉર્દૂ શબ્દ કે શબ્દો રદીફ તરીકે પસંદ કર્યાં હોય એવા નમૂના હજ્યે મળી રહે ખરા. હાથવગી સામગ્રીમાં મારી સામે 'ડાયરો' વાર્ષિક છે. એમાં એક ગઝલ છે 'ઇન્તજાર'. એની રદીફ જ 'ઇન્તજાર' છે. પરંપરિત ગઝલના ભાવજગતનો જ નહીં, 'પ્રેમકવિતા'નો ય 'પ્રતીક્ષા' વિષય રહ્યો છે. 'ઇન્તજાર' ગઝલની ભાષા તપાસીએ તો તે 'સાહિત્યિક ગુજરાતી' સમજાય છે. 'ફંફોસું' જેવો એકાદ શબ્દ જરા જુદો પડે ખરો, પણ એના સ્થાને યોગ્ય છે. 'ભૂખરા શ્વાસ'માં 'ભૂખરા' ભાષાનો નહીં એટલો બોલીનો શબ્દ છે. પણ એ જ ઉજ્જડ આબોહવાનો સૂચક છે. એ દૃષ્ટિએ પણ જોઈએ તો વાચિક પરંપરાનો શબ્દ ગઝલમાં વધારે સાર્થ નીવડે છે એ ખ્યાલમાં આવે એવું છે. મૂળ ગઝલ વાંચું

## ઇન્તજાર

ભૂખરા શ્વાસે તમારો ઇન્તજાર,
જીર્ણ આવાસે તમારો ઇન્તજાર.
આંખથી પગરવ સતત હું સાંભળું,
અંધ વિશ્વાસે તમારો ઇન્તજાર.
શક્યતાનો એક ટહુકો રોપીએ,
કેસરી શ્વાસે તમારો ઇન્તજાર.
ક્ષણ પછી આ સૂર્ય પણ ડૂબી જશે,
ક્ષીણ અજવાસે તમારો ઇન્તજાર.
હાથ ફંફોસું છું પડછાયા ઉપર,
વંધ્ય આભાસે તમારો ઇન્તજાર.
શ્વાસમાં પીળી હવા લહેરાઈ ગઈ,
કબ્રના ઘાસે તમારો ઇન્તજાર.

ભગવતીકુમાર હ. શર્મા

## પ્રતીક્ષા

ભૂખરા શ્વાસે પ્રતીક્ષા...
જીર્ણ આવાસે પ્રતીક્ષા...
આંખ પગરવ સાંભળે છે,
અંધ વિશ્વાસે પ્રતીક્ષા...
શક્યતાનો એક ટહુકો,
કેસરી શ્વાસે પ્રતીક્ષા...
સૂર્ય ક્ષણમાં ડૂબવાનો,
ક્ષીણ અજવાસે પ્રતીક્ષા...
હાથ પડછાયે ફંફોસું,
વંધ્ય આભાસે પ્રતીક્ષા...
શ્વાસ આ પીળી હવાના,
કબ્રના ઘાસે પ્રતીક્ષા...

પ્રતીક્ષાનો સમય સંધ્યકાળ છે. પૂર્વકડીમાં ભૂખરા શ્વાસે, જીર્ણ આવાસે પ્રતીક્ષાનો ભાવ છે. પણ પછીની ત્રીજી સિવાયની કડીઓમાં પ્રથમ પંક્તિમાં પ્રયત્ન અને બીજીમાં એની પરિણતિની બુદ્ધિજન્ય સભાનતા છે, માત્ર ત્રીજી કડીમાં આતુર લાગણીનો પ્રવાહ છે. પ્રતીક્ષા લંબાયાનો અણસાર ચોથી કડીમાં, અંધીરાઈનો ભાવ પાંચમી કડીમાં અને છેલ્લી કડી એકાએક નાટકીપણે સમયનું અંતર લાંબી છલાંગે કાપીને મૃત્યુ સુધી જ નહીં, દફન સુધી જ નહીં, પણ દફન થયા પછી વર્ષા ઋતુ એ પર ઘાસ ઉગાડી જાય તે સૂકાય ત્યાં સુધી પહોંચી જાય છે. કવિને પરંપરિત ગઝલરચના સાથે ગાઢ લગાવ ન હોત તો આ રીતે ગઝલ પૂરી થઈ ન હોત. 'ઘાસ' પ્રાસની આ કવિની એક બીજી ગઝલની પંક્તિ સાંભરે છે : 'કોઈ કબર ઉપરનું સુકાયેલ ઘાસ છું' તે પ્રાસઆધારિત શેરની સૂચક છે.

કાવ્યનાયકની આરતની રટણા 'તમારો ઇન્તજાર' શબ્દોમાં મુખર થઈ છે. આમ એ જેની પ્રતીક્ષા કરે છે એની હાજરી પણ કલ્પે કે સ્વીકારે છે.

'તમારો ઇન્તજાર' કહેવાથી આરત બોલકી થઈને રટણા બની જાય છે. ભૂખરા વાતાવરણમાં બોલાશનો ધ્વનિ જેટલો રહસ્યમય લાગે એટલો આ પ્રગટ અને પ્રલંબ ઉદ્‌ગાર નહીં લાગે. એક દષ્ટિએ એ ઉત્કટતા પણ છે અને રદીફમાં હોવાથી તમારો, તમારો, તમારો જેવી રટણાનો ધ્વનિ યે નીવડે છે. પણ 'તમારો' એવો ઉદ્‌ગારાત્મક ઉલ્લેખ બાદ કરીએ તો આરતનો ધ્વનિ શાંત ઊંડો બને છે. ઠંડા શ્વાસ ભરનારો બોલકો શી રીતે બને? ભૂખરા શ્વાસ એ શાંત ઉત્કટ વિહ્વળતાની અવસાદસભર સ્થિતિ છે, એમાં ઉગ્રતા માર્મિક હોય, બોલકી નહીં. 'ઇન્તજાર' શબ્દ ગઝલની બાનીથી દેખીતી રીતે જુદો પડી જાય છે. ઇન્તજાર કવિની પ્રતીક્ષા નહીં, પણ ગઝલકારની પ્રતીક્ષા સૂચવનારો શબ્દ છે. સાચી કવિતાને આવા કોઈ બાહ્ય પરિવેશ—સેટઅપની જરૂર ન હોય. 'તમારો ઇન્તજાર' એ શબ્દો બાદ કરી જુઓ તો બાકીની

ખાનીનો ધ્વનિ શાંત સૌમ્ય વરતાશે. 'તમારો ઇન્તજાર' રદીફ સારવારી, શબ્દો પર ભાર મૂકતી નીવડે છે.

અંતે થયું : ગઝલકારે રચના પહેલાં અને રચનાકાળે ભાષા અને કવિતાના અનિવાર્ય આગ્રહો વિશે વિચાર્યું હોત તો બીજા જ છંદ અને બીજી રદીફની શોધ કરી હોત. શું આ જ ગઝલ એનો ભાવદેહ શક્ય એટલે અંશે જાળવીને ઈપ્સિત સ્વરૂપે મૂકી શકાય ખરી? ઉત્તમ અનુવાદક ઘણીવાર એવી પરીક્ષામાંથી પસાર થાય છે એટલે પ્રયોગ કરવા જેવો ખરો. ઓછામાં ઓછું જે કંઈ શક્યતાઓ માત્ર દલીલરૂપે વ્યક્ત થઈ છે એ કેટલે અંશે સાચી એટલું તો જોઈ શકાય. એવો પ્રયોગ (એ માત્ર પ્રયોગ જ છે) આ સાથે રજુ કરું છું. છંદ ટૂંકો હોવાથી આપોઆપ જ સંક્ષેપ થયો છે. ભાવ સહજ ગતિએ વિસ્તરે છે. એનો પાઠ બાહ્ય વિહ્વળતાનો નહીં, પણ શાંત વ્યાકૂળતાનો અનુભવ કરાવે. અને ધ્વનિ ખિન્નતાપ્રેરક બને છે? સંક્ષેપ વાચાળતાને તક ન આપે એ દેખીતું છે.

· પ્રતીક્ષાનો ભાવ ઉત્કટ હોય ત્યારે સમગ્ર પ્રાણ નયનોમાં આવી જાય, શ્રવણેન્દ્રિય અણસાર પણ સાંભળે એટલી તીવ્ર સજાગ થઈ હોય. પ્રતીક્ષા કરનાર કશી બાહ્ય હિલચાલ વિના આતુરતાથી અનિમેષ નજરે જોયા કરે, લગભગ ચિત્રવત્ બની રહે. ચાર કડી સુધી એવું ચિત્ર છે, એમાં 'તમારો ઇન્તજાર' શાબ્દિક હિલચાલ એકાગ્રતામાં વિક્ષેપ કરે છે. એ દૃષ્ટિએ 'તમારો' ઉલ્લેખ ગાળીને, માત્ર 'પ્રતીક્ષા' રદીફ રાખવાથી શાંત વ્યાકૂળતા ભાવક સુધી પહોંચે છે ખરી?

કંઈ નહીં તો સંક્ષેપના આ પ્રયોગમાં ભાવ અને ભાષા તથા શેરમાં પ્રાસ સાથે અનાયાસ આવી જતી રદીફ—એક પોતનાં તો નીવડે છે, અને એ જ આ ચર્ચાનો મુખ્ય પ્રશ્ન છે. ખુદ ગઝલકારે જ રચનાકાળે આ દૃષ્ટિ રાખી હોત તો ઉદાહરણાર્થે આપેલા પ્રયોગ કરતાં વધારે સારી કૃતિ રચાઈ હોત એ નિઃશંક છે.

આ ઉદાહરણ અને ચર્ચા પરથી એટલું તો સમજાય કે ગઝલની રચનાવેળાએ ગઝલના સમગ્ર આકારમાં, એના ધ્વનિમાં, પોતે જે રચવા ઇચ્છે છે એના નિર્વહનમાં, શે'રની બાનીના પોતમાં રદીફ અનાયાસ ભળી જાય છે ખરી! શબ્દોથી આળોટવા સર્જવા કરતાં ભાવ અનુરૂપ ભાષાથી વાતાવરણ તાદૃશ કરવાની નેમ રહેવી જોઈએ.

'ઇન્તજાર' ના કવિની પૂર્વ રચનાઓ પરંપરિત શૈલીની છે, પણ કેટલીક તાજી રચના 'અતિ આધુનિક' છે. આ ગઝલ સૂચવે છે કે કવિ ગઝલના પરંપરિત રૂપ અને ભાવદેહની વિશેષ નિકટ છે અને 'ઇન્તજાર' રદીફ પસંદ કરે છે ત્યારે ગઝલનું મૂળ રૂપ એમને વિશેષ આપ્ત છે.

થોડી ઇતર વાત. પ્રયોગ માટે ગાલગા ગાગા લગાગા માપ યોજ્યું છે. ગાલગાગા ગાલગાગા નહીં, એ પ્રમાણેનો પાઠ જ યોગ્ય ધ્વનિ નિપજાવશે. અંતે લગાગા આવે એવા બીજા ગઝલી છંદો છે ખરા, પણ અનુકૂળ નથી. તે ઠીક દીર્ઘ છે અને મૂળ કૃતિના અમુક શબ્દો જોતાં એનો છંદ પણ કંઈક દીર્ઘ લાગે છે. 'પગરવ સતત હું સાંભળું છું' એટલો સ્પષ્ટતાસૂચક વિસ્તાર ન હોય તો ચાલે, 'એક ટહુકો રોપીએ–' 'પીળી હવા લહેરાઈ ગઈ' એમાં એવો વિસ્તાર છે, જે શે'રના ભાવાસ્વાદનમાં રસવિક્ષેપ કરે છે. એક ભાવમાંથી બીજી લાગણીમાં લઈ જવા પ્રયત્ન કરે છે. 'એક ટહુકો રોપીએ–' કોને કહેવાય છે? સ્વગતોક્તિ છે? સંદિગ્ધતા છે. 'પીળી હવા લહેરાઈ ગઈ' એમાં દર્દમાં ઉલ્લાસનો ભાવ પ્રવેશી જાય છે. પીળા અને તે ય શ્વાસમાં, એ શક્ય છે, લ્હેરાવું? 'સૂર્ય પણ ડૂબી જશે' બીજું કોણ ડૂબી ગયું? પ્રશ્નને સ્થાન આપે છે. 'એક ટુકડો રોપીએ' સ્વગતોક્તિ હોય તો યે, એ ક્રિયા જે ધીરજ અપેક્ષે છે તે 'તમારો ઇન્તજાર' ઉત્કટ રટણાની આળોટવામાં શક્ય લાગે છે? લક્ષ્યે સોંસરા પહોંચવામાં આવો વિસ્તાર અંતરાય સર્જે, રસવિક્ષેપ પણ કરે. પ્રયોગ માટે પસંદ કરેલા છંદમાં મારી કઈ દૃષ્ટિ રહી છે એ મેં ટૂંકમાં કહી દીધું. એમાં ચર્ચાને અવકાશ ખરો.

▲

સંસ્કૃતિ-પડીકું બાંધવાના ય કામમાં ન આવે. કાં તો પછી આપણે જેમને ઈનામોની લહાણ કરવા માગીએ છીએ તે વ્યક્તિઓ આપણા દુર્ભાગ્યે સર્જનાત્મક પ્રતિભા ધરાવતી નથી. પરંતુ આપણે તો સમ્બન્ધો સાચવવા છે, સમિતિઓમાંનું સભ્યપણું ટકાવી રાખવું છે અને એટલા જ માટે બલાવબોધથી વિવેચનાનું પણ સન્માન કરવાની નફ્ફટાઈ આપણે કેળવી શકીએ છીએ. આપણે સમાજમાં સાક્ષરો કહેવાઈએ છીએ, પણ આપણું આવું સાક્ષરત્વ જોઈને તો કદાચ આદિવાસી પ્રજા પણ લાજી ઊઠે. સાહિત્યકૃતિઓના આસ્વાદથી આપણી રુચિ સંસ્કૃત થાય છે એવું સાંભળ્યું છે પરંતુ આ સાક્ષરોને કદી પણ સાહિત્યનો સ્પર્શ સ્વપ્નમાં પણ થતો હોય એમ જણાતું નથી.

કદાચ આપણે માનવા ખાતર માની લઈએ કે આ ગાળામાં સર્જનાત્મક ક્ષેત્રે કશું નવું પ્રદાન થયું ન હતું, કબૂલ: પણ જે વિવેચકને આપણે નવાજીએ છીએ એ વિવેચકની વિવેચના એવી બળવત્તર છે? સાહિત્યજગતના છડીદાર તરીકે આ વિવેચકે કઈ મોટી કામગીરી બજાવી? કઈ સૈદ્ધાંતિક ચર્ચા વિચારણા કરી? આપણા ગ્રંથોનું કેટલા પ્રમાણમાં પુનર્મૂલ્યાંકન કર્યું? મધ્યકાલીન સાહિત્યનો ઈતિહાસ રચીને સાહિત્યના ઈતિહાસની કઈ વિભાવના આપણી સમક્ષ રજૂ કરી? સમકાલીન સન્દર્ભમાં સાહિત્ય–વિવેચનાના કયા પ્રશ્નો ઊભા કર્યા? સર્જનાત્મક પરિસ્થિતિને અનુકૂળ આબોહવા નિર્માણ કરવામાં આ વિવેચનાએ કેટલો ભાગ ભજવ્યો? અરે, વિવેચનની નવી દિશાઓ ઉઘાડતા લેખોમાંથી અનુવાદ પણ કેટલા કર્યા? એમની સમગ્ર વિવેચન પદ્ધતિ વિશે આ લખનારે અન્યત્ર વિગતે ચર્ચા કરી જ છે. એટલે એનું પુનરાવર્તન અહીં કરવાને બદલે માત્ર તારતમ્ય પર ઊડતી નજર નાખીએ.

જો નવલરામની કલમને આ પુસ્તકનું અવલોકન લખવાનો વારો આવ્યો હોત તો કદાચ જેનું પહેલું વાક્ય એમ હોત, "થોડા વખત પહેલાં વિવેચનનું એક ચીથરું અમારા પર આવેલું, પણ અમે તો તરત જ એક અંધારા ખૂણામાં ફગાવી દીધેલું. આજે...' પુસ્તકના લેખક પોતે નોંધે

લે છે કે આ લેખોમાંથી ત્રણ જ અભ્યાસલેખો છે. બાકીના (પંદર) પ્રવેશકો છે. ". ગમે જેવા નીચલી કક્ષાના પ્રવેશકો લખીને પુસ્તકાકારે પ્રગટ કરવાની હિંમત આપણા વિદ્વાનોમાં અભૂતપૂર્વ છે. PMLA સામયિકે પોતાની સંપાદનનીતિ વિશે ખુલાસો કરતાં એક અંકમાં જણાવ્યું હતું કે "આ સામયિક બાળવિવેચકોને ઘુંટણિયા કાઢવાનું કે વિદ્વાન પંડિતોએ લખેલા પ્રાસંગિક છીછરા લેખો પ્રકાશિત કરવાનું સ્થળ નથી. અહીં તો માત્ર અભ્યાસપૂર્ણ લેખો જ છપાશે." આવા સામયિકમાં 'તારતમ્ય' તો શું, પણ આ વિવેચકનો એક પણ નિબંધ છપાય જ નહીં. આ કહેવાતા અભ્યાસલેખોમાંથી મહત્ત્વનો ગણાતો 'નૂતનશીલ સારસ્વત ગ્રંથ' તો વહીવંચાગીરીનું એક વધુ દૃષ્ટાંત પૂરું પાડે છે. વિવેચનનો એક પણ પ્રશ્ન છેડયા વિના ચાળીસ પાનાં કેમ ભરી શકાય તે શીખવા માટે આ લેખ જિજ્ઞાસુએ સીગારેટ પીતાં પીતાં, ટોળટપ્પાં મારતાં મારતાં પણ જોવા જેવો છે. સારસ્વત યજ્ઞ આદરવા તો જઇએ પણ સમિત્પાણિ બનવાની તૈયારી નથી તેનું શું? આ લેખમાં માત્ર હકીકતોનો સંભાર છે. એક નમૂનારૂપ હકીકત જુઓ, ધ્વનિવર્ધકની સવડ તે કાળે નહોતાં. હજારો પ્રેક્ષકો વચ્ચે ઊભેલા નટોએ બોલવાનું હોઇ પાત્રોના સંવાદમાં ગદ્યને બદલે ઊંચા લયવાહી અવાજે આરોહ–અવરોહ સાથે લલકારી પ્રેક્ષકો સુધી પહોંચાડી શકાય એવું વાગાડંબરી પદ્ય ...અને પછી અવશેષરૂપ 'કોરસ' તેનાં જરૂરી રક્ષણો બની ગયાં. એલિયટના જમાનામાં ધ્વનિ-વર્ધક યંત્ર ન હતાં? અલમ્.

પ્રવેશકોની સામે વાંધો પરંતુ આવા પ્રવેશકો જ્યારે મુરબ્બીવટથી લખાય, સમ ખાવાને માટે પણ સૈદ્ધાંતિક ચર્ચા ન હોય, પુસ્તકના સત્ત્વનો નિર્ણય કરનાર વિવેકશક્તિનો મોટેભાગે અભાવ હોય ત્યારે આવા ખડકલાથી સ્વાભાવિક રીતે જ 'સહૃદયો'ને સૂગ ચઢે. 'પલ્લીસમાજનું નાટ્યવેશાંતર' નવલકથાના નાટ્યરૂપાંતર અંગેના પ્રશ્નની વિચારણા જ ન કરે. પન્નાલાલની 'પડઘા અને પડછાયા'ના નિમિત્તે પણ

લોકપ્રિય નવલકથાના સ્વરૂપ વિશે સહેજ પણ ઇશારો ન થાય. 'ધૂમકેતુની સાહિત્ય વિચારણા'ના નિમિત્તે ટૂંકી વાર્તાની વિભાવના ધૂમકેતુના ચિત્તમાં કયા પ્રકારની હતી, એ વાર્તાઓને મૂલવવાનાં ધોરણો ધૂમકેતુ કેટલા પ્રમાણમાં પૂરાં પાડે છે. 'રક્તદાન'ને નિમિત્તે ટૂંકી વાર્તાની પલટાયેલી વિભાવનાના સંદર્ભોમાં એ વાર્તાઓનું મૂલ્ય કેટલું, આ બધી ચર્ચા જ ઇષ્ટ ગણાય. પણ આ બધું અહીં અનુપસ્થિત છે. 'બુદ્ધિપ્રકાશ'ના નવ દાયકાની તપાસ કરવી ઇષ્ટ ગણાય પણ 'ગાંધીબીજક' 'વહીવટ-કુશળ વિદ્યાપુરુષ' સોણલાની કવ્યસંપત્તિ' 'કવિ–ચિત્રકાર' આત્મસેવા જેવા નિબન્ધોનું આ પુસ્તકમાં શું પ્રયોજન?

દાયકાઓ પહેલાં નવલરામે તેમની નર્મમર્મ શૈલીમાં કહેલું કે ગુજરાતના કેટલાક લેખકોને 'ઓથારિયો હડકવા' થયો છે. દાયકાઓ પછી પણ આ ચેપ ટકી રહ્યો છે એનું આશ્ચર્ય કોઇ કેમ અનુભવતું નથી? આ પ્રવેશકો સહૃદયો આગળ રજૂ કરવાનું કોઈ કારણ? આપણે મગરૂર છીએ કદાચ કે આપણે જે ધરીશું તે બધું અહીં ખપી જશે. આપણા વિદ્યાર્થીઓનું જ્ઞાન છીછરું છે, આપણાં સામયિકો આવાં પુસ્તકોના પ્રકાશનને માટે નિરુત્સાહી વાતાવરણ સર્જવામાં મદદ કરતાં નથી, મુરબ્બીમાંથી પણ કોઈની આંખ લાલ થતી નથી. સાહિત્યક્ષેત્રમાં ડૂબેલા લોકો જ જ્યાં છીછરા હોય ત્યાં બીજી અપેક્ષાઓ રાખવી પણ નિરર્થક છે. સમાજનું આરોગ્ય સાહિત્યનિર્ભર છે. સાહિત્યનું સમાજનિર્ભર. આ આરોગ્ય કથળે નહીં એ જોવા માટેની ફરજ આપણા બધાની છે, વિવેચકોની તો ખાસ. આ આરોગ્ય, આ વાતાવરણ દૂષિત થઈ ગયું છે. એને સ્વચ્છ નહીં કરીએ તો ભાવિની પેઢીની વાત તો જવા દઈએ પણ આપણો અન્તરાત્મા પણ આપણને માફ નહીં કરે, સિવાય કે પછી આપણામાં અન્તરાત્મા જેવી કોઇ ચીજ જ નહોય.

પોતાની ભાષામાં પ્રબળ સર્જનાત્મક પ્રતિ હોવા છતાં વિવેચનનાં પુસ્તકોને જો ઇનામ મળે તો એ જતું કરવાની, તેનો વિરોધ કરવાની તૈયારી હવે પછી કોઇ વિવેચક બતાવશે ખરો? કે પછી તે હિ નો દિવસાઃ ગતાઃ!

△

# ઓકાની મુસાફરી

લે. એલેકઝાંડર સોલ્ત્સેનિત્સિન  અંગ્રેજી અનુ. માઈકેલ ગ્લેની

ગુજરાતી અનુ.  વિજય શાસ્ત્રી

મધ્ય રશિયાના ગ્રામપ્રદેશમાં થઈને મુસાફરી કરતી વખતે તમે વિચારવા માંડશો કે રશિયન ગ્રામપ્રદેશો આટલી અહ્‌લાદક અસર કેમ પજાવતા હશે?

તેનું કારણ છે તેમાં આવેલાં દેવળો. ડુંગરોની ટોચ અને ટેકરીની તળેટીઓની ઉપર ઝળૂંબતાં આ દેવળો લાલ-સફેદ રાજકુમારીઓ જેવાં વિશાળ નદી તરફ પણ ફેલાયલાં હોય છે. પોતાના નકશીદાર અને બારીકપણે કોતરેલા ઘંટ–મીનારાઓ વડે તેઓ પરાળ છાયેલાં છાપરાં અને લાકડાંની ભીંતોવાળાં રોજ–બ–રોજની ઘટનાઓથી ધબકતાં રહેણાકો ઉપર ઝળૂંબી રહે છે. દૂરથી પણ તેઓ એકબીજાને જાણે અભિનંદે છે અને દૂર દૂર પડેલાં, પરસ્પરની દૃષ્ટિમર્યાદામાં પણ ન આવતાં ગામડાંઓમાંથી તેઓ પેલા એક જ આકાશ તરફ ઊંચે ઊડતાં જાય છે.

તમે ગમે ત્યાં ભટકો, ચાહ્ય તો ખેતરમાં, ચાહ્ય તો બીડમાં, ઘરફરતેની વાડીથી દૂર પણ જાઓ, છતાં તમે કદી એકલા પડશો નહિ. વૃક્ષોની દીવાલોની યે ઉપર, લાંબા ઘાસના માથાનીયે ઉપર, અરે આ ધરતીના વળાંકની યે ઉપર થઈને ઘંટના મીનારાઓ હમેશાં તમને સંકેત કરતા રહે છે. બોર્કી લોવટસ્કીમાંથી યા યયુગિચિમાંથી યા ગોવરીલોવકોર્ઝમાંથી

પણ જેવો તમે કોઈ ગામડામાં પગ મૂકયો કે તમને ભાન થશે કે દૂર દૂરથી તમને આવકારતાં આ દેવળો કયારનાયે મૃત્યુ પામી ચૂકયાં છે. તેમના સઘળા ક્રોસ કયારના યે મરડાઈ ગયા યા તૂટી ગયા છે. ઉખડી ગયેલા રંગને કારણે તેમની કાયાઓ પોતાની ખખડી ગયેલી પાંસળીઓ દર્શાવી રહી છે. છાપરાં અને દીવાલોની તરાડોમાં નકામી વનસ્પતિઓ

ઊગી નીકળી છે. તેના દફનસ્થળની પણ બિલકુલ કાળજી લેવાતી નથી. ત્યાંના ક્રોસ પણ બધા જ તોડી પડાયેલા છે અને કબરો પણ સાવ બિસ્માર બનાવી દેવાઇ છે. દાયકાઓથી વરસાદને કારણે ટેબલ પાછળની પ્રતિમાઓ પણ કહોવાઈ ગઇ છે અને તેના પર બીભત્સ લખાણો કોતર ઈ ગયાં છે.

પ્રાંગણમાં મીઠાનાં પીપો પડેલાં છે અને એક ટ્રેકટર તેમની ફરતે ઘૂમી રહ્યું છે અથવા તો અસલ જ્યાં પાદરીઓને રહેવાનો ખંડ હતો ત્યાં એક ખટારામા ગુણો ચડાવાઈ રહી છે. એક દેવળમાં મંત્રોનો ધમધમાટ સંભળાઇ રહ્યો છે તો બાજામાં બારણે તાળું છે અને શાંતિ છે. જ્યારે એ સિવાયનાં બીજાં દેવળો તો કલબમાં ફેરવાઇ ગયાં, જ્યાં તેઓ પ્રચારસભાઓ યોજે છે (આ વખતે દૂધની પેદાશમાં ઊંચું લક્ષ્યાંક આપણે સિદ્ધ કરી શકીશું વગેરે) અથવા તો 'દરિયા વિશેનું કાવ્ય' યા 'ધ ગ્રેટ એડવેન્ચર' નામની ફિલ્મોના શો બતાવવામાં આવે છે.

લોકો તો હમેશાં સ્વાર્થ અને વારંવારની દુષ્ટતા આચરવામાંથી જ ઊંચા નથી આવ્યા. પણ દેવળનો ઘંટ તો નિયમિતપણે રણકતો જ હોય છે. તેના રણકારનો પડઘો ગામ, ખેતર અને જંગલો પર ફેલાતો રહે છે. પોતાની ક્ષુદ્ર ભૌતિક ચિંતાઓમાંથી મુક્ત થઈ માત્ર એક કલાક જેટલો જ સમય દિવ્ય જીવનના ધ્યાનમાં વીતાવવાનું તે માણસને યાદ દેવડાવી રહ્યો છે. લોકપ્રિય ગીતના સ્વરૂપે જ જીવતો રહેવા પામેલો સમીસાંજનો ઘંટારવ માનવને પશુની કક્ષાએથી ઉપર ઉઠાવી શકે છે.

આપણા વડવાઓએ આ પથ્થરોમાં અને આ ઘંટ મિનારાઓમાં તેમનું જે કંઈ ઉત્તમ હતું તે તેમના જ્ઞાન અને તેમની શ્રદ્ધાનો અર્ક સંચિત કર્યો છે.

આવ વિટકા, જલદી કર, પોતાની જાત માટે દુઃખી થવાનું બંધ કર! ફિલ્મોના શો છ વાગ્યે શરૂ થાય છે અને નૃત્યનો કાર્યક્રમ આઠ વાગ્યે ......



## તારા અગણિત ચહેરા ∆ ઇસ્તવાન્ લકાતોસ

સાંજે વગાડેલી લોંગ-પ્લે રેકર્ડમાં
આ ડુંગરો અને ખાંગા ઝિંડી
અને ચન્દ્રની હીંગકણીની સોયના દબાણથી
બાર સૂરનું ધીમું સંગીત છેડાય છે,
વૃક્ષ અને વૃક્ષોના પડછાયા
ઝાંખા મેદાન અને પ્રકાશની જાળી ગૂંથે છે
અથવા આ આખું પરિદૃશ્ય
ઝલમલ ઝલમલ થાય છે
જાણે પાણીમાં પ્રતિબિમ્બિત કોઈ ઝગમગતું નગર
ધૂમિલ બારી પાછળથી, ધૂંધળા કાચ જેવું,
ત્યારે, મારા અંતઃસ્તલની ભીંત પર
ચન્દ્રનો એક ચહેરો ઉભરે છે
બસ અર્ધ વર્તુળાકારમાં
પરદા પર ફિલ્મ બતાવાય છે તેમ.
હવે મને લાગે છે, તારા આગમનનો સમય થઈ ગયો છે,
મારી જોરજોરથી ધબકતી નાડ,
આસપાસનો આ વધતો જતો સન્નાટો,
અને પ્રકાશની આ સર-સર વાગતી ધૂન
તારા અવાજનો પૂર્વ સંકેત આપે છે;
ભીતરની દિશામાં ધસતું આ મારું સ્મિત
મારા દાંતની આ વાગતી ડાકલી
અને હોઠ સુધી ન આવી શકતા મારા શબ્દ–
આ પણ તારા આગમનનો જ પદરવ છે.
હા, આવું પ્રત્યેક રાતના બીજા પ્રહરે થાય છે
જ્યારે મનની અંદરનો ચરખો

પોતા પર લપેટાયેલા દોરને ઉકેલે છે,
અને ત્યારે, એ અમાપ સન્નાટામાં,
જે અંધકાર હતો તે વધારે ઘેરો થઇ જાય છે.
બસ એક ઉત્તાપ છે, કાળા કાવાંની કડવાશ જેવો
જે પહેલાં ઉકળતો હતો તેમ જ ઉકળતો રહે છે,
જ્યારે તું તારા અર્ધ પ્રકાશના ઘેરાની બહાર
પગ મૂકું મૂકું ઇચ્છતી, આતુર છે
તું હવે ફરી તું છે, તું કેવળ, અનશ્વર તું
જેને હું એવા ચાહથી ચાહું છું
જે ચાહને બીજી ચાહનું જ્ઞાન ન હોય;
હા, આ ચંદ્રનો પ્રતિબિમ્બિત ચહેરો
તારો અસલી ચહેરો છે,
પેલી ધૂન જેવો
જે રખડુ પ્રકાશ થઇને બહાર નીકળી જાય છે.
કેવું સારું—તારા પ્રેમથી છલોછલ ભર્યું રહેત
ભરાઇને છલકાવા લાગત—
તારી આગમાં વરાળ થવા માટે—
તારી નહીં બૂઝનારી આગમાં, દહકતી રહેશે
તારા આ ચહેરાની જેમ—
આ દૂર-દશ્ય અકળાતા ચહેરાની જેમ
એ ચહેરાની જેમ, જે બરાબર બદલાતો રહે છે,
જેની વચ્ચે પ્રેમ તારી અખંડતા પામવા ખોવાયલો રહે છે.
તારો ચહેરો ઊગી રહ્યો છે
સમસ્ત આકાશ છાઇ રહ્યો છે.
દૂર સુધી જમીન, પાણી, ધુમ્મસ, પહાડ, અને તટ,
આ બધાં તારા ચહેરા પાછળ

સહજ ઝાંખા ચિત્ર-પટ બની ગયા છે;
તારો આ ઊગતો નવો ચહેરો
મારા ચહેરામાં ઝાંખે છે—
કેવું સારું ! — તું મારા ચહેરા પર પડતી
ઉપલક નજરને પણ જોઇ શકે
કદાચ ત્યારે હું તારા પ્રેમને કંઇક અનુભવી શકું.
તારો આ ચહેરો ક્ષિતિજને પાર
તે સર્વ કંઇને જીવાડી દેવા ચાહે છે
જે-જે આ મારાં આત્માના દેશના
નિબિડ કાન્તારમાંથી ખેંચીને
જાદુના જોરે સામે લાવી શકે છે. □

પોતા પર લપેટાયેલા દોરને ઉકેલે છે,
અને ત્યારે, એ અમાપ સન્નાટામાં,
જે અંધકાર હતો તે વધારે ઘેરો થઇ જાય છે.
બસ એક ઉત્તાપ છે, કાળા કાવાની કડવાશ જેવો
જે પહેલાં ઉકળતો હતો તેમ જ ઉકળતો રહે છે,
જ્યારે તું તારા અર્ધ પ્રકાશના ઘેરાની બહાર
પગ મૂકું મૂકું ઇચ્છતી, આતુર છે
તું હવે ફરી તું છે, તું કેવળ, અનશ્વર તું
જેને હું એવા ચાહથી ચાહું છું
જે ચાહને બીજી ચાહનું જ્ઞાન ન હોય;
હા, આ ચંદ્રનો પ્રતિબિમ્બિત ચહેરો
તારો અસલી ચહેરો છે,
પેલી ધૂન જેવો
જે રખડુ પ્રકાશ થઇને બહાર નીકળી જાય છે.
કેવું સારું—તારા પ્રેમથી છલોછલ ભર્યું રહેત
ભરાઇને છલકાવા લાગત—
તારી આગમાં વરાળ થવા માટે—
તારી નહીં બૂઝનારી આગમાં, દહકતી રહેશે
તારા આ ચહેરાની જેમ—
આ દૂર–દસ્ય અકળાતા ચહેરાની જેમ
એ ચહેરાની જેમ, જે બરાબર બદલાતો રહે છે,
જેની વચ્ચે પ્રેમ તારી અખંડતા પામવા ખોવાયલો રહે છે.
તારો ચહેરો ઊગી રહ્યો છે
સમસ્ત આકાશ છાઇ રહ્યો છે.
દૂર સુધી જમીન, પાણી, ધુમ્મસ, પહાડ, અને તટ,
આ બધાં તારા ચહેરા પાછળ

સહજ ઝાંખા ચિત્ર-પટ બની ગયા છે;
તારો આ ઊગતો નવો ચહેરો
મારા ચહેરામાં ઝાંખે છે—
કેવું સારું ! — તું મારા ચહેરા પર પડતી
ઉપલક નજરને પણ જોઇ શકે
કદાચ ત્યારે હું તારા પ્રેમને કંઇક અનુભવી શકું.
તારો આ ચહેરો ક્ષિતિજને પાર
તે સર્વ કંઇને જીવાડી દેવા ચાહે છે
જે-જે આ મારાં આત્માના દેશના
નિબિડ કાન્તારમાંથી ખેંચીને
જાદુના જોરે સામે લાવી શકે છે. 

# કંકાવટી

માર્ચ ૧૯૭૫

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૪ : અંક ૧૯૩ : મૂલ્ય એક રૂપિયો


## વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૯, વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર **રતિલાલ 'અનિલ'** ૩ આનંદગર સોસાયટી, સગરામપરા, સૂરત, સરનામે જ કરવો.

'કંકાવટી' કવિતા, વાર્તા ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર સગરામપરા, સૂરત–૨ સરનામે જ મોકલવી.


તંત્રી. મુદ્રક પ્રકાશક

**ડાહ્યાભાઈ જીવણજી નાયક**

મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપરા, સૂરત–૨

પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત–૧

# ગેસનાશકવટી

આ ગોળી અજબ ફાયદાકારક છે, આ ચુનાની કે આયુર્વેદ કોઈ પણ ગ્રંથના પાઠ અનુસાર બનાવેલ નથી, પરંતુ અમારી પોતાની ખાસ બનાવટ છે. અને જેઓને બીજી અનેક જાતની દેશી ઇંગ્લીશ દવાઓથી પણ આરામ થતો ન હતો એવા અસંખ્ય દર્દીઓ પર એ સફળ પુરવાર થયેલ છે. એની અંદર એટલાં અને એવાં વિચારપૂર્વકનાં ખાસ દ્રવ્યોની એવી પ્રમાણસર મિલાવટ કરી છે કે એ ગોળી લેવાથી પેટમાં પવન થતો બંધ થાય છે, અને થયેલો પવન, ગેસ, ગોળી લીધા પછી છૂટવા લાગે છે. અને ગોળી ધીમે ધીમે શક્તિ જમાવે છે કે ખોરાકનું બરાબર પાચન થાય છે, જે આંતરડાના વિભાગમાં પવન, ગેસ થાય છે, તે જગ્યાએ કામ કરી ગેસ થવાની ક્રિયાને તે રોકી લે છે, એથી ગેસ બનતો નથી, બનેલો ગેસ ઉપર નહિ જતાં નીચે જઈને છૂટો થઈ જાય છે. જેથી હૃદયમાં બિલકુલ દબાણ થતું નથી. તેમજ અગાઉ કામ કરવાથી હૃદયમાં જે નબળાઈ આવી ગઈ હોય તેને દૂર કરવા માટે એ અદ્‌ભુત કાર્ય કરે છે, પેટની બધી જ તકલીફો દૂર કરી ખોરાકનું પાચન કરી નવું લોહી પેદા કરે છે. શરીરમાં શક્તિ આવે છે, અને દસ્ત નિયમિત સાફ આવે છે, એટલે જેઓને પાચન અવયવની અવ્યવસ્થાથી હૃદયમાં દબાણ થતું હોય, જમ્યા પછી બેચેની કે ગભરામણ જણાતી હોય, બાર વાગતાં ખોરાક લીધો હોય અને સાંજે ત્રણ–ચાર વાગે પણ પેટ ભારે ભરેલું દબદબો,

અને આફરો, અરુચિ, બેચેની લાગતાં હોય તેમના માટે આ ગોળી અકસીર સાબિત થયેલ છે. પેટની તમામ તકલીફો દૂર કરી શરીર પ્રફુલ્લિત રહેશે. ગભરાટ અને હૃદયનો દુઃખાવો, બેચેની આદિ નાશ પામશે. આ અમારો ઘણાં વર્ષો પછીનો સંપૂર્ણ અનુભવ છે. જેની વધુ ખાતરી માટે માત્ર એક જ વારની દવા બસ છે. કિંમત ૫૦ ગોળીના માત્ર રૂા. ૪–૦૦, ૧૦૦ ના રૂા. ૭–૦૦, વી.પી. ખર્ચ રૂા. ૩–૦૦

લખો. : **દેશી ઉપચારકેન્દ્ર** રૂબરૂ મેળાપ : ફક્ત શનિ–રવિ

મુ. પો. કાંગવાઈ વાયા રાનકૂવા બીલીમોરા, જિ. વલસાડ.

---

'કંકાવટી' માસિક માટે નિયમ ૮ મુજબ ફોર્મ નં. ૪

૧. પ્રકાશનસ્થાન : નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત–૧

૨. મુદ્રકનું નામ : ડાહ્યાભાઈ જીવણજી નાયક

નાગરિકતા : ભારતીય

સરનામું : કિતાબમહાલ, ગોપીપુરા, સૂરત–૨

૩. પ્રકાશકનું નામ: નાગરિકતા, સરનામુ: નંબર બે મુજબ

૪. સંપાદકનું નામ: રતિલાલ અનિલ

નાગરિકતા: ભારતીય

સરનામું: ૩. આનંદનગર સોસાયટી, સગરામપુરા, સૂરત–૨

૫. માલિકોનાં નામ સરનામાં:

(૧) નાનુભાઈ મગનલાલ નાયક
નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત–૧

(૨) ડાહ્યાભાઈ જીવણજી નાયક
કિતાબમહાલ, ગોપીપુરા, સૂરત–૨

હું ડાહ્યાભાઈ જે. નાયક આથી જાહેર કરું છું કે ઉપરની હકીકત મારી જાણ અને સમજ મુજબ સાચી છે.

સહી. ડાહ્યાભાઈ જે. નાયક : પ્રકાશક

## ભૃગુ-કચ્છ ☐ અજિત ઠાકોર.

આજે ફરી
ઉન્નત ગ્રીવાની તામ્ર નસોના નીલ પડછાયા પર સરતું
અસંખ્યપાદ પુરાણપ્રાણી શોભે.
તેનાં અંગોપાંગો લૂલું લૂલું ધ્રૂજે.
તેનાં બગાસું ખાવા ખૂલેલાં જડબાં
સામેના બસસ્ટેન્ડ જેવાં લાગે.
તેની સંવનનશ્રમિત આંખો પણ
પાનગલ્લાના ઘેનાયેલા દીવા માફક
સિગારેટના સળગતા ઠૂંઠામાંથી નીકળતી
ધૂમિલ ક્ષણોને તાકે.
તેનાં જડબાં વિચિત્ર રીતે હાલ્યા કરે.
તેના પ્રત્યેક હલનમાં

અમે શતદંતપંક્તિઓ દેખાઈએ....અદૃશ્ય થઈએ
દેખાઈએ....અદૃશ્ય થઈએ

તેની લપકતી રાખોડી જિહ્વામાંથી ઝર્યા કરે ચીકણું પ્રવાહી
ચીકણા પ્રવાહીમાં લપેટાતી
રેબઝેબ શેરડીગ્લાસ શી રજસ્વલા બસકન્યાઓ
સૂંઘે.......થૂરકે........
તેનો વિલાસી દાંત-હું-તણખું
દંતક્ષત વેળા ઊતરી જઉં બીજા અનેક સાથે
એક બસકન્યાના ઉદરમાં
ચીસો સાંભળીએ

નીકળીએ નર્મદા રજસ્રેખાને કિનારે
ત્યારે વૃદ્ધ ભાર્ગવ આંખ શા સૂરજને
શુક્રવાર માટે સંતોષીમાની વારતા
સંભળાવતું સંભળાવતું
જનોઈ કાને ચઢાવી
અમને
ચાટે
પોચા પોચા પંજામાં પકડે
પાછું ફરે........

અજિત ઠાકોર △

(હું પણ) બગાસામાં વિશ્વરૂપદર્શન કરતો'તો (હું પણ) તેના નાક પરની માંખ અદ્ધર શ્વાસે જોયા કરતો'તો (હું પણ) છાતી પર નીં જોઇએ જનતંત્રવિરોધી વાળ–એમ બોલતો'તો (હું પણ) દેશને બચાવવા મારી મૂંછ તેના સંરક્ષણનિધિમાં દઈ દેતો'તો
છતાં પાંપણો વિનાનું હોઠો વિનાનું ટેકરીઓ વિનાનું લાંબા-રબા નખોવાળું અર્ધનારીશ્વર જેવું લાગતું તે મારા લિંગને ઝાંઝરું બાંધવા માંડ્યું ત્યારે મારી જાણબહાર જ સળવળી ઊઠેલા જવરાક્રાંત ધગધગતા મારા બંને હાથ તેણે શિયાવિયા થઇ ગયેલા મારા મોઢામાં ખોસી દીધા
હવે ચોવીસને ઉંબરે પેટમાં ઊતરી ગયેલા હાથથી ભીડાતો ભંગાતો ઝાંઝરાની એક ઘૂઘરી જેમ ખખડતો ખનકતો હે મારા દેશવાસીઓ ! કોની સાથે કેવી રીતે પચ્ચીસમામાં પ્રવેશું તે પણ કૃપા કરી ફરી એક વાર સમજાવોને ?

## નવોઢાનું ગીત △ જયેન્દ્ર શેખડીવાળા

હંમ્મો...હંમ્મો, હંમ્મો...હંમ્મો, હંમ્મો...હંમ્મો, હંમ્મો...હંમ્મો.
દીવાની શગ રાતી આંખ્યુંમાં આંજીને પૈણ્યા હું ત્હાર ઘેર આવીશ,
મિન્ઢળિયો મોલ એમ નહિ દઉં ચકોરિયા, પંછાયે વાટ જોવડાવીશ.

હંમ્મો...હંમ્મો, હંમ્મો...હંમ્મો, હંમ્મો...હંમ્મો, હંમ્મો...હંમ્મો.
એ...ઈ...ઈ લીલેરા બાજરો ફીકી થૈ જાય, વાયરાના પગલે શરમ ભીંજાય,
સૂંદણાનો કાનજી ગોરું ગોરું ગાય કે સાફાનું ગામ રગેરગમાં રેલાય.

હંમ્મો...હંમ્મો, હંમ્મો...હંમ્મો, હંમ્મો...હંમ્મો, હંમ્મો...હંમ્મો.
કુંવારી હથેળીમાં જવારા બાવીને પૈણ્યા હું ત્હાર ઘેર આવીશ.
ડમકારી ઢેલ એમ નહિ થાઉં પાતળિયાનાં નેણાંમાં નીર ઉભરાવીશ.

હંમ્મો...હંમ્મો, હંમ્મો...હંમ્મો. હંમ્મો...હંમ્મો, હંમ્મો...હંમ્મો.
એ...ઈ...ઈ પગલાં પડે તંઈ ફણગા ફૂટે, ફણગામાં રાતરાણી કાજળ ઘૂંટે,
કુમ્મખે બાંધ્યા બંધ તસ તસ તૂટે કે વેરાતાં પૂર વા'લો બાંધે આંટે.

હંમ્મો...હંમ્મો, હંમ્મો...હંમ્મો, હંમ્મો...હંમ્મો, હંમ્મો...હંમ્મો
સુદી અગિયારશનાં પહેરીની જાગરણ પૈણ્યા હું ત્હાર ઘેર આવીશ;
મેડીની મો'લાતો નહિ દઉં છોગાળિયા હું તો અંધારે જોશ જોવડાવીશ.
હંમ્મો...હંમ્મો, હમ્મો...હમ્મો, હમ્મો...હમ્મો, હમ્મો...હંમ્મો.

# અબોલા

અનિલ

સાતમા આકાશથી બોલો કે સાતમા પાતાળેથી, ઊંચેથી કહો કે ઊંડેથી, બ્રહ્માંડમાં અને નાભિમાં લાલ કાંઠલાવાળા લીલા પોપટનું પીંજરું હવે નથી. પોપટની ડોક જવાબ માગતી ઇચ્છાએ મરડી નાખી છે. પણ એમ કેમ કે, જેનો જીવ એ પોપટમાં હતો એ હજી મર્યો નથી? ગઈ કાલની લોકકથાની નવી આવૃત્તિ થઈ છે અને વિજ્ઞાને થોડો ફેરફાર કર્યો છે. કદાચ પેલો પોપટ જાપાનના કોઈ રમકડાં બનાવનાર બ્રહ્માનો હોય કે પછી જે જીવ હજી છે તે યંત્રમાનવ હોય. નહિતર તે હજી કાગળ કેમ લખે છે? ફોન કેમ કરે છે અને રસ્તેથી પસાર થતાં હાથ કેમ ઊંચો કરે છે? કોઈ આ બધું કોના પ્રત્યે કરે છે, કહે છે? તે ખોવાઈ નથી ગયો અને સામેનો માણસ સૌમાં વહેંચાઇ ગયો હશે એવા વિશ્વાસે વ્યવહારે વર્તે છે? જાણું છું, સાતમા આસમાને વાદળ ગર્જતાં નથી ને સાતમા પાતાળે કોઈ ગુપ્ત જળ વહેતાં નથી. ઊડયા વિના, ડૂબ્યા વિના મેં આ કેમ જાણ્યું? નાભિમાંથી ઊગતા કમળનું બીજ ગુમ થઈગયું છે અને આકાશમાં કોઈ માનવવિહોણો ઉપગ્રહ સ્થિર હશે. પણ તમે કેમ નથી અને હું પણ છું કે કેમ એની મને કેમ શંકા પડે છે? □

## હાથે કરીને △ ઇન્દુ ગોસ્વામી

હો રાજ
તમે પરથમની રાત જેમ કેમ હવે દીવાને ફૂંક નથી મારતા
ખોબો તો ઠીક પણ ખોબાની આંખને હાથે કરીને નથી ઠારતા

આંધળી રે ભીંત આ ક્યાંની સગાઈ
એનું પછવાડે ઊઘડે છે રૂપ

ઘરના ખૂણાની વાત મોભારે ચાલે
ને શેરીને કહેવું કે ચુપ્પ ?

ઊભી ચણેલ સાવ કાજળની સેરને એવું થઈ જાય, કંઈ એવું થઈ જાય....ને એટલું યે કેમ જાણે ઓછું હોય એમ ઇ તો વળ ખાતે ધુમાડે પોતાને જામસા'બ ધારતા.

જામસા'બ પણ આમ પગની ઠકરાતને
નેજવેથી મૂકે ન નેવે

ધારો કે એમાંથી તણખો ઝરે ને ક્યાંક થાંભલો ફાટે તો મારા એકના એક આયનાનું શું ? આયનો રડે તો પછી દખણાદા ઓરડાનું શું !

ને એમ ને એમ પછી ભાંગે મધરાત
પછી ભાંગે મધરાત
પછી ભાંગે મધરાત
જાણે અધમૂઆ પડખાને પડછાયે પૂરીને મારતા.

## ત્રણ કાવ્યો △ પ્રાણજીવન મહેતા

(૧)

મારા વર્તમાનને કોઈ
ડહોળશો ન્રહીં હમણાં.
ભૂલથી ચાડિયાના ખભે બેઠેલા
હોલાના ઘૂ...ઘૂ...માં ખૂટતા
અક્ષરો વિચારી રહ્યો છું.
...કદાચ કાંઇ પૂર્ણ શબ્દ જડે મને.

(૨)

નદીકિનારે, પ્રવાહમાં
મારી છાયા તણાઈ વહી ગઇ છે.
તને પ્રશ્ન પૂછું ?
તારે ગામ નદી છે ?
તું જલ ભરવા જાય ને
બેડું છલકાય તેમાં
મારી છાયા જોવાનો યત્ન કરીશ ?....કદાચ....

(૩)

આ ચોમાસુ દિવસોમાં આકાશ
હર્ષાવેશમાં આંખોમાં આવેલ
અશ્રુ જેવું દેખાય છે.
અને, આ ચપટીમાં ઉપાડી લીધેલ
ભીની માટીમાંથી
આખીય પૃથ્વી મહેકે છે.

## 'પણ'...-ને કાંઠે △ કિસન સોસા

પોઠ સમયની ચૂપ ઊભી છે, ક્ષણ ઊભી છે ક્ષણને કાંઠે,
હું ઊભો છું એને કાંઠે, એ ઊભી છે 'પણ'....ને કાંઠે.

એક નદી જંગલમાં વહેતી વાઘ વરુને નીર ધરવતી,
એક નદી માણસની વચ્ચે, તરસ્યો છું, કારણને કાંઠે.

ત્રણ અક્ષરનું ગામ ઝગે છે એમાં ચહેરો એક વસે છે,
હરણો ટોળેબંધ રમે છે લીલીછમ રણઝણને કાંઠે.

બંધ અવાવર જૂના ઘરથી ગુમસુમ એને જોઇ રહ્યો છું,
આવીને ઊભો છે પાછો પડછાયો આંગણને કાંઠે.

ટહૂકી ટહૂકી પ્યાર કરે છે ઊડવા વારંવાર કહે છે,
ડાળી છોડી મેના આવી બેઠી છે તોરણને કાંઠે.

પા પા પગલી માંડી આવ્યું આંખ લગી, અવ આગળ વધશે–
લીલ ઉપરથી લપસી પડશે, સપનું છે પાંપણને કાંઠે.

સૂરજ નીચે ફરફોલાતો રેત ઘસડતો ચાલું છું હું,
મૃત્યુ આઘે એમ ઊભું છે એક ખજૂરી રણને કાંઠે.

આ રૌરવ નર્કાગાર થકી છૂટવાના યત્નો છોડી દે!
જે સૃષ્ટિને કાંઠે ઊભો એ જ ઊભો રજકણને કાંઠે.

## અ.કારણલોકે △ વિજય શાસ્ત્રી

ખબર વગરની તળાવડી નેં 'અમથું'ની બાંધી પાળ,
'કારણ' કેરા કાંકરિયોને ફેંકું જળ—વચ્ચાળ.
'અર્થ'-વછોડ્યા ધૂળિયે ચેતર, વગર કામનું જાવું,
'લાભ'-વછૂટ્યા કોરાં જળમાં મેલ વગરનું નહાવું.
'ક્યાં?' 'કેમ?' શાને કાજ?-નો બાંધ્યો, પાકો રસ્તો આમ,
તોયે 'બસ, એમ જ'ના કાચે માર્ગ લપસાણે જાવું.
જીવતર વચ્ચે અલાબલા ને જીવતરકાંઠે વાઘ,
એની વચ્ચે સલામતી ને ના તરવાનો લાગ.
'એમ કેમ?'નું તૂંબડું છોડ્યું, છોડી કારણ–બીક,
ભમ્મરિયાળા અચાનકિયાના તળિયે જાઉં જરીક.

## તન્હા △ જયેન્દ્ર શેખડીવાળા

- પૂર્વજો થૈ કહ્લો ધાસ ગમાણ પૂરે.
- હોવાનું ટપકું પ્રતિબિમ્બ આકાશ.
- વાયરાસોંસરી ગૂંગળામણ ફરે.
- વગડો હો બાથ સૂએ પ્રેત-કાફલો.
- પિશાચની ડાખલી ઓઢે પીતામ્બર.
- ઓપરીની આંખે મ્હોરે સૂર્યનાં ઝૂંડ.
- ગોરજ હો આયો શ્યામ...રાધે કનડે.
- પ્રેતની વાંસળીએ રોતાં વાંસવન.

## અસંસ્કારિતા □ વિલિયમ બટલર યેટ્સ

જ્યોર્જ રસેલ આસપાસ મળનારી મંડળીમાં એક માણસ સાથે હું વાતો કરતો હતો. એ આયરલેન્ડની નવી પેઢીનો આબાદ નમૂનો હતો. આમ એની રીતભાત તોરતરીકામાં એ અસંસ્કારી નહીં, પણ એટલે જ એની માનસિક અસંસ્કારિતા પ્રગટ થઈ જતી. પ્રત્યેક વિચાર કોઈ કારખાનામાં તૈયાર થયેલો અને તેના પર જથ્થાબંધ ઉત્પાદકનું લેબલ–એક પણ વિચાર તેના પ્રચલિત રૂપમાં કોઇ વૈયક્તિક બુદ્ધિમાંથી ઉદ્‌ભવેલો નહીં. તમામ વિચાર કોઇ નિર્વૈયક્તિક યંત્રની ઉપજ—સ્કૂલો, પાઠ્યપુસ્તકોની, અખબારોની ઉપજ. એટલે એનામાં એવો આત્મવિશ્વાસ હતો જે કોઈ પણ વિચારના આદ્ય ચિંતકમાં કદી હોતો નથી, કેમકે તમામ ચિંતકો એ બાબતમાં એકસરખા છે કે તેઓ સત્યની પાસે ક્ષોભ અને સંદેહ સાથે, પ્રયોગશાળાવાળી ભીરુતા સાથે પહોંચે છે. વિશ્વાસ તો પુનરાવૃત્તિથી આવે છે અનેક મુખોના શ્વાસથી. બુદ્ધિની અસંસ્કારિતા ફર્શ પર થૂંકવાની અસંસ્કારી રીત કરતાં યે ક્યાંક વધારે વિનાશકારી હોય છે. △

# અ–જાણ્યો નાગરિક

ડબલ્યુ એચ. ઑડેન △ અનુ. વિજય શાસ્ત્રી

આંકડા કચેરીના જણાવવા મુજબ તે એક એવો નગરજન હતો, જેની વિરુદ્ધમાં એકેય સત્તાવાર ફરિયાદ નોંધાઈ નહોતી. તેની ચાલચલગત વિશેના એકેએક હેવાલો પણ એકમતે કહેતા હતા કે જૂના શબ્દો નવા અર્થમાં વાપરીએ તો 'તે એક સાધુપુરુષ હતો !'

કારણ કે દરેક રીતે તેણે મહાન જાતિની સેવા કરી હતી યુદ્ધના દિવસોના અપવાદ સિવાય બધા દિવસો દરમ્યાન તે નિવૃત્તિ પ્રર્યન્ત કારખાનામાં જ કામ કરતો રહ્યો હોવા છતાં તેને કદી ઉપરી તરફથી ઠપકો મળ્યો નહોતો ( કદી હાંકી જવાનો અકસ્માત પણ નહીં ! ) પણ પોતાના માલિક 'ફ્યૂઝ મોટર્સ ઈનકોર્પોરેશનને પોતાના કામથી પૂરો સંતોષ જ આપ્યો હતો.

તેમ છતાં તેને બદમાશ કે વિચિત્ર પણ કહી શકાય તેમ નથી. કે–તેના યુનિયનના જણાવ્યા અનુસાર તેણે વખતોવખત ભરવાનાં થતાં નાણાં નિયમિતપણે ભર્યાં હતાં.

( અને તેના યુનિયન વિશેનો અમારો હેવાલ પણ આ હકીકતનું સમર્થન જ કરે છે)

અને અમારા સમાજ માનસશાસ્ત્રના કાર્યકરોને જણાયું છે કે પોતાના સાથીઓમાં તે પ્રિય હતો. અને ડ્રિંક પણ લેવાનું તેને ગમતું.

વર્તમાનપત્રોના સંચાલકોમાં પણ તે રોજ છાપું ખરીદતો હોવા વિશે બે મત નહોતા અને જાહેર ખબરો પરત્વે તેના પ્રત્યાઘાતો પણ દરેક રીતે 'નોર્મલ' હતા.

તેના નામે કઢાયેલી પોલિસીઓ પણ તેણે સંપૂર્ણ સલામતીનો પ્રબંધ કરી લીધો હોવાનું સાબિત કરતી હતી.
અને તેના તંદુરસ્તીપત્રકમાં જણાવાયા મુજબ એ માત્ર એક જ વાર હોસ્પિટલમાં દાખલ થયો હતો, પણ સાજો થઈને બહાર આવ્યો હતો.
ઉત્પાદન સંશોધન અને ઉચ્ચ જીવનધોરણ, બંનેએ જાહેર કર્યા મુજબ, 'હપ્તાયોજના–'ના લાભો તે પૂરેપૂરો સમજતો હતો.
'આધુનિક માનવ'ને છાજે તેવી પ્રત્યેક સામગ્રી તેની કને હતી, રેડિયો, ફોનોગ્રાફ કાર અને શીતાગાર.
જાહેર મત પરત્વેનાં અમારાં સંશોધનો એવા તારણ પર આવ્યાં છે કે તેના અભિપ્રાયોમાં 'સમયવર્તી'ને પરિવર્તનો થયે જતાં હતાં. (જેમ કે) શાંતિકાળમાં ને શાંતિ માટે મરી ફીટતો ને યુદ્ધકાળે સમરાંગણે ચાલી નીકળતો !
એ એક પરિણીત ગૃહસ્થ હતો અને વસ્તીમાં તેણે પાંચ બાળકોનો ઉમેરો કર્યો હતો–જે અમારા જાતિસુધારણા નિષ્ણાતના કહેવા પ્રમાણે તેની પેઢીના વાલી માટે યોગ્ય આંકડો હતો.
અને અમારા શિક્ષકો કહે છે કે તેમનાં (બાળકોનાં) શિક્ષણની બાબતમાં એણે કદી દખલ કરી નહોતી.
'શું તે મુક્ત હતો ? શું તે સુખી હતો ?'
આવા પ્રશ્ન જ નકામા છે. કેમ કે કશું પણ અઘટિત-અસુખદ થયું હોત તો અમે ચોક્કસ તે જાણતા જ હોત !
(ડૉ. ડેવિડ મુરડોક સંપાદિત 'ધ સાયન્સ સોંગ'માંની 'ધ અનનોન સિટીઝ'નનો અનુવાદ )

કશું જ બનતું નથી અહીં. કોઈ જાદુગરે લાકડી ફેરવી દીધી હોય એમ બધું જ સ્તબ્ધ થઈ ગયું છે. કશુંક થઈ ગયેલું જડાઈ ગયું છે. એને પ્રાણ નથી–દેહ છે, પ્રિય પાત્રના ચાલ્યા ગયા પછી હવામાં રહી ગયેલ એના આકાર જેવો. વળી કશુંક બનવાનો આભાસ–ઢાળ પરથી રેતી દદડે ત્યારે પવન આળોટયો હશે–ની ભ્રાંતિ જેવો મીંઢો થઈને પડયો છે ખૂણામાં.

અહીં બારીઓ ખુલ્લી છે, પણ એનાં ફટકિયાં એકબીજાને ટકરાતાં નથી–કારણ કે પવન નથી. કદાચ એની પાંખો કાપીને એને પિંજરામાં પૂરી દેવાયો છે. એટલે પિંજરામાં પણ હોવાની શંકાથી વિશેષ કંઈ જ નથી–કારણ કે પિંજરું નથી એવું તો નહીં પરંતુ એનું, ભયથી ચીસ પડતાં ખુલ્લા રહી ગયેલ મોં જેવું દ્વાર, એના હોવાપણાને સિદ્ધ કરવામાં નિષ્ફળ ગયું છે. બારીમાંથી દેખાતું સ્ટૂલ–એના પર બળતી મીણબત્તી–એની સ્થિર થઈ ગયેલી જ્યોત-આ બધું એકબીજાના દેહમાં એવી રીતે સેળભેળ થઈ ગયું છે કે એ બધાંને પોતાનાં ગુણધર્મો પણ કદાચ રહ્યા નથી. મીણબત્તીનું બળવું–બળવાની ક્રિયાને અટકાવી દઇ ધાકધમકીથી ખૂણામાં ચૂપ બેસાડેલ બાળક જેવું સ્થિર થઈ ગયું છે. અને એ સ્થિરત્વ અભિશાપથી અહલ્યા મટી પથ્થરશી ખોડાઈ ગયેલ ક્ષણોને આભારી છે. કદાચ એટલે જ અહીં ખીલેલાં પુષ્પોને કરમાવાનો ભય નથી–વળી એમનું ખીલવું ય સાંઠ એક સળી મૂકી શકાય એટલે અંતરે ક્ષણોની ફફડતાં અટકી ગયેલી પાંખ જેવું થંભી ગયું છે. એક સળી ઊંચકવાની ક્રિયાના પૂર્ણત્વ માટે સમય જોઈએ અને અહીં ક્ષણો તો પથ્થરશી ખોડાઈ ગઈ છે.

કોઈ રમતિયાળ હાથોએ હવામાં અદ્ધર ઉછાળેલ બાળકી જેવી બીજ–ચંદ્રિકાને સમુદ્રનાં મોજાંના કોરા હાથ હવે ઝીલી નહીં શકે. ચંદ્રિકા ઝૂકી ન શકે. મોજાં હાથ વધુ ઊંચા કરી ન શકે કારણ કે એમ થવા માટે સમય જોઈએ અને અહીં ક્ષણો તો– તંગ આવી જવાય એટલી હદે અહીં કશું બનતું નથી. કોઈ સંચાર નથી એટલે પાંપણો પણ હાલે છે કે નહીં એ પણ પ્રમાણવું જ પડે છે. પાંપણો હાલતી નથી. એને હાલવા માટે સંચારની પાંખોનો ફફડાટ જોઈએ. ફફડાટ માટે જોઇએ હોવાપણાના ભયનું ઇંગિત. અને કશુંક હોવાપણાની સિદ્ધિ માટે કૅનવાસ પરના આ ચિત્રને ફાડી–તોડીને એના વિસર્જનની ઘટનાનું સર્જન કરવું ઘટે, પણ એ માટે બાળકના હાથમાંથી વેરાઇ ગયેલ ઝીણીઝીણી લખોટીઓ જેવી ક્ષણને શોધી શોધીને ભેગી કરવી પડે પણ એણે તો ભીંત પર લટકતા ગાળિયામાં માથું ઘાલીને આત્મહત્યા કરી લીધી છે. એની આત્મહત્યાથી પડી ગયેલ શબ્દોની કારમી ચીસે ભીંતના પોપડા ખેરવી નાંખ્યા છે. શબ્દો ભયથી ભીંતને બાઝી પડ્યા છે, કદાચ એટલે જ પડઘાયા પણ નથી. શબ્દો પડઘાયા હોત તો બંધ પડી ગયેલ ટાવરના ડંકાને અથડાયા હોત–તો ક્ષણો ટાવર પરથી ઊડીને ખીલતાં પુષ્પો પર જઇ બેઠી હોત–તો પુષ્પોનું કરમાવું આરંભાયું હોત–તો ધુમ્મસ વિખેરાયું હોત–તો બીજચંદ્રિકા સમુદ્રનાં મોજાંના હાથોમાં ઝીલાઇ ગઈ હોત–તો બારીનાં ફટકિયાં એકબીજાને ભેટવા આતુર બન્યાં હોત–તો પિંજરામાંથી પવનનાં પીછાં ફરરર....કરતાં ઊડ્યાં હોત–તો મીણબત્તીની જ્યોત ફક....દઈ બુઝાઈ ગઈ હોત–તો પાંપણો હાલી ઊઠી હોત–તો થીજી ગયેલ આંસુ ગાલ પરથી દદડી ગયું હોત–તો કૅનવાસ પરનું તારું અંતિમ ચિત્ર ફાડી તોડી શકાયું હોત–

# કવિતા વિશે

* * * **ઓક્ટોવિયો પાઝ △ અનુ. શિરીષ પંચાલ** * * *

કાવ્ય જ્ઞાન છે, મોક્ષ છે, સત્તા છે, ત્યાગ છે. જગતની તાસીર પલટી નાખવાની શક્તિ ધરાવતી કાવ્યપ્રવૃત્તિ સ્વભાવથી જ ક્રાન્તિકારી છે, તે આધ્યાત્મિક પ્રવૃત્તિ છે, આંતરિક મુક્તિનું તે સાધન છે, કાવ્ય આ જગતને પ્રગટ કરે છે, ને બીજું સર્જી આપે છે. કેટલાકને માટે રોટી છે, શાપિત આહાર છે. તે જુદું પાડે છે, એક કરે છે. મુસાફરી માટેનું આમંત્રણ છે, વતન માટેનું પુનરાગમન છે. તે પ્રેરણા છે, શ્વાસોચ્છ્વાસ છે, શારીરિક વ્યાયામ છે. શૂન્યની પ્રાર્થના છે, અનુપસ્થિતિ સાથેનો સંવાદ છે. કંટાળો, વેદના અને હતાશા તેને પોસે છે. પ્રાર્થના, યાચના, ઇશ્વરદર્શન ઉપસ્થિતિ. ભૂતપિશાચના મંતરતંતર, નજરબંધી જાદુ. અસંપ્રજ્ઞાતનું ઊર્ધ્વીકરણ, સંક્ષિપ્તીકરણ અને વળતર. જાતિઓની, રાષ્ટ્રોની, વર્ગોની ઐતિહાસિક અભિવ્યક્તિ. તે ઇતિહાસને નકારે છે, તેના હાર્દમાં સઘળા વસ્તુલક્ષી સંઘર્ષો શમી જાય છે અને ક્ષણજીવી કરતાં કંઇક વિશેષ હોવાની પ્રતીતિ માનવીને મળી રહે છે. તે અનુભૂતિ છે, લાગણી છે, આવેગ છે, અંતઃસ્ફૂરણા છે, અસૂચિત વિચાર છે. અકસ્માતનું પરિણામ; ગણતરીનું ફળ. વધારે ઉચ્ચ રીતે બોલવાની કળા; આદિમ ભાષા. નિયમોનું પાલન, બીજા નિયમોનું સર્જન. પ્રાચીનોનું અનુકરણ, વાસ્તવની નકલ, મૂળભુત વિચારની નકલની નકલ. ગાંડપણ, સમાધિ, શબ્દ, શૈશવ, Coitus નું પુનરાગમન, સ્વર્ગ માટેની, નરક માટેની, સ્વર્ગ અને નરક વચ્ચેના પ્રદેશ માટેની આસક્તિ, લીલા, કાર્ય, સાત્ત્વિક પ્રવૃત્તિ. કબૂલાત. નૈસર્ગિક અનુભૂતિ, દૃષ્ટિ, સંગીત, પ્રતીક. ઉપમા આપીએ. કવિતા જગતના સંગીતનો પ્રતિધ્વનિ કરતો શંખ છે અને છંદ તથા અંત્યાનુપ્રાસ વૈશ્વિક સંવાદિતાના માત્ર સાદૃશ્યો, પ્રતિધ્વનિઓ છે. તે

શિક્ષણ છે, નીતિ છે, દષ્ટાંત છે, પ્રગટીકરણ છે, નૃત્ય છે, સંવાદ છે. સ્વગતોક્તિ છે. લોકોનો અવાજ છે, વિશિષ્ટ લોકોની ભાષા છે. એકાન્તપ્રેમીનો શબ્દ છે. તે શુદ્ધ છે અશુદ્ધ છે, પવિત્ર છે તિરસ્કાર-પાત્ર છે, લોકપ્રિય છે. અને લઘુમતિ માટે છે, સામૂહિક છે અંગત છે, નિરાવૃત્ત છે આવૃત્ત છે, તે બોલાયેલી હોય છે, ચિતરેલી હોય છે અને લખાયેલી હોય છે, તે દરેક ચહેરો પ્રગટ કરે છે પણ કેટલાક એવા પણ છે જેઓ કહે છે કે તેને ચહેરો જ નથી. કવિતા તો શૂન્યને ઢાંકતું મહોરું છે. દરેક માનવકૃતિની વધારાની ભવ્યતાનું તે સુંદર પ્રમાણ છે.

આ બધાં સૂત્રોને સાર્થક ઠરાવતો અને તેમને અભિવ્યક્તિ અર્પતાં અર્પતાં જીવનની દેન કરતા કવિને આપણે આ સૂત્રોમાં કેમ જોઈ શકતા નથી? જે કંઈ જીવતું હતું અને જેણે વેદના ભોગવી હતી તેની તે અભિવ્યક્તિઓ છે– તેમને વળગી રહેવા સિવાય આપણી પાસે કોઈ બીજો કોઇ વિકલ્પ જ નથી. બીજા માટે પહેલાનો અને ત્રીજાના માટે બીજાનો ત્યાગ કરવાનું જ નિર્માયેલું છે. તેમની પ્રમાણભૂતતા જ સૂચવે છે કે આ બધા હિતોને ન્યાય્ય ઠેરવતો અનુભવ તેમને અતિક્રમી જાય છે. એટલે પછી કાવ્યાનુભવના પ્રત્યક્ષ પ્રમાણોને જ તપાસવાં રહ્યાં. કાવ્યની સંવાદિતાનો તો કવિતા સાથેના પ્રત્યક્ષ સમ્પર્ક દ્વારા જ ખ્યાલ આવી શકે.

જ્યારે આપણે કાવ્યના અસ્તિત્વ વિશે કવિતાને પ્રશ્ન પૂછીએ ત્યારે આપણે જાણી કરીને કવિતાને અને કાવ્યને ગૂંચવી નથી નાખતાં? એરિસ્ટોટલે કહ્યું હતું, "હોમર અને એમ્પીડોકલીસ વચ્ચે છંદ સિવાય બીજું કોઇ સામ્ય નથી, એટલે હોમરને યોગ્ય રીતે જ કવિ કહેવામાં આવે છે. અને એમ્પીડોકલીસને શરીરશાસ્ત્રજ્ઞ કહેવામાં આવે છે." અને એ રીતે છંદના નિયમો અનુસાર રચાયેલા દરેક કાવ્ય અથવા વધારે ચોકસાઈથી કહ્યું હોય તો– દરેક કૃતિમાં કાવ્યત્વ હોતું નથી. પરંતુ એ

બધી છંદોબદ્ધ કૃતિઓ સાથોસાથ કવિતાઓ છે કે કળાત્મક, ઉપદેશાત્મક, વાગ્મિતાયુક્ત કૃતિઓ જ છે ? સૉનેટ એ કવિતા નથી પણ સાહિત્યિક પ્રકાર છે– જ્યારે એ વાગ્છટાની યુક્તિઓ–કંડિકાઓ, છંદ, અંત્યાનુપ્રાસ વગેરેને કાવ્યત્વ સ્પર્શ થાય છે ત્યારે તે કાવ્ય કહેવાય છે. અંત્યાનુપ્રાસ માટે તમને તૈયાર સામગ્રી મળી આવશે પણ કાવ્યત્વ પ્રગટાવવા માટે કશું તૈયાર નહિ મળે. કાવ્ય વિના પણ કાવ્યત્વ જોવા મળશે દા.ત. પ્રાકૃતિક દૃશ્યો, વ્યક્તિઓ અને ઘટનાઓ ઘણીવાર આપણને કાવ્યાત્મક લાગે છે –આ બધા પદાર્થો કાવ્ય નથી, માત્ર તેમનામાં કાવ્યત્વ છે. હવે જ્યારે આપણી પાસે કવિતા અકસ્માતના પરિપાક રૂપે આવે ત્યારે અથવા કવિની સર્જનાત્મક શક્તિથી અજાણ્યા સંજોગો અને પરિબળોથી રચાઇને આવે ત્યારે આપણી સમક્ષ કાવ્યાત્મકતા પ્રગટી ઊઠે છે. જ્યારે આ કાવ્યાત્મક પ્રવાહને વહેવડાવનારું અને તેને રૂપાંતરિત કરનારું સાધન કવિ હોય–પછી ભલે તે સક્રિય હોય કે નિષ્ક્રિય, જાગ્રત હોય કે નિદ્રાધીન–ત્યારે આપણી સમક્ષ તદ્દન જુદું જ પરિણામ ખડું થાય છે અને તે છે કૃતિ. કવિતા એ કૃતિ છે. ચિત્ર, ગીત, ટ્રેજેડી જેવા માનવસર્જનમાં કાવ્ય તો કેન્દ્રગામી હોય છે. સંયોજિત થયેલું હોય છે અને પૃથક્ થયેલું હોય છે. અવ્યવસ્થિત અવસ્થામાં જોવા મળતી કવિતા એટલે કાવ્યાત્મકતા. કાવ્ય તો સર્જન છે. પોતાના બળ પર ઊભું રહેલું કાવ્ય છે. કવિતા તો સાવ અળગી પડી ગયેલી હોય છે. તે માત્ર કાવ્યમાં જ સંપૂર્ણપણે પ્રગટ થઈ ઊઠતી હોય છે. જો કાવ્યને ગમે તે સામગ્રીથી ભરી શકાતા સ્વરૂપ તરીકે વિચારવાનું બંધ કરી દઈએ તો કવિતાના અસ્તિત્વ વિશે કાવ્યને પ્રશ્ન પૂછવા વાજબી છે. કાવ્ય એ સાહિત્યસ્વરૂપ નથી પણ કવિતા અને માનવનું મિલનસ્થાન છે. કાવ્ય એ એક વાચિક તંત્ર છે જેમાં કવિતા હોય છે. જે કવિતાને ઉદ્દીપ્ત કરે છે અને જે કવિતાને રેલાવે છે. આકૃતિ અને હાર્દ એક જ છે.

કાવ્યાત્મકતા પ્રત્યેથી આપણું ધ્યાન હટાવીને જ્યારે કાવ્ય પ્રત્યે કેન્દ્રિત કરીશું

ત્યારે જેને આપણે અદ્વિતિય માનતા હતા તે કાવ્યની અસંખ્ય આકૃતિઓથી આપણને અચરજ થશે. જો દરેક કાવ્ય પોતાની સાવ જુદી અને અપરિવર્તનશીલ છબિ પ્રગટ કરતું હોય તો આપણે કવિતા પામીશું કઈ રીતે? સાહિત્યવિવેચન તો કાવ્યની આ અદ્ભૂત અનેકવિધતાને સાહિત્યસ્વરૂપોમાં પલટી નાંખવાનો પ્રયત્ન કરે છે. પરંતુ કાવ્યની મૂળ પ્રકૃતિને જ કારણે આવો પ્રયત્ન બેવડી રીતે અધૂરો રહે છે. જો આપણે કવિતાને મહાકાવ્ય, લિરિક, નાટક જેવાં સાહિત્યસ્વરૂપોમાં વહેંચી નાંખીશું તો નવલકથાઓ, ગદ્યકાવ્યો, અને બીજી કેટલીક ચિત્રવિચિત્ર કૃતિઓને ક્યાં નાંખીશું? જો આપણે બધા જ ચિત્રવિચિત્ર નમૂનાઓને અને મિશ્ર સ્વરૂપોને સ્વીકારી લઈશું તો તો આ વર્ગીકરણની યાદી ખાસ્સી એવી લાંબી થઈ જશે. બધી જ શાબ્દિક પ્રવૃત્તિઓ સંજ્ઞાપરિવર્તનની અને કાવ્યમાં રૂપાન્તરિત થવાની ક્ષમતા ધરાવે છે: ઉદ્દગારમાંથી તાર્કિક સંવાદની કક્ષાએ જઈ શકે છે. વાગ્મિતાનાં વર્ગીકરણોની આ મર્યાદા એકમાત્ર કે સૌથી વધુ ગંભીર નથી. વર્ગીકરણ કરો એટલે પછી સમજી જ ન શકાય. ગ્રહણ કરવાની તો વાત બાજુ પર રહી. બધાં જ વર્ગીકરણોની જેમ નામકરણો તો કામચલાઉ સાધનોની ગરજ સારતાં હોય છે. પણ જ્યારે આપણે સ્થૂળ વ્યવસ્થા કરતાં વધારે સૂક્ષ્મ પ્રકારનાં પ્રયોજનો માટે આ સાધનોને કામે લગાડીશું ત્યારે તે નિષ્ફળ જશે. મોટા ભાગનું વિવેચન છે શું? – પરંપરાગત નામકરણોને કુશળતાથી અને ખોટી રીતે પ્રયોજી બતાવવાની પ્રવૃતિ!

સાહિત્યવિવેચનને ઉપયોગી નીવડતી શૈલીવિજ્ઞાનથી માંડીને માનસપૃથક્કરણ જેવી અન્ય વિદ્યાશાખાઓ માટે પણ આમ જ કહી શકાય. કવિની શાબ્દિક લાક્ષણિકતાઓનો અભ્યાસ કરીને કાવ્ય શું છે તેની વાત શૈલીવિજ્ઞાન કરે છે. બીજી બાજુએ કવિના પ્રતીકોનું અર્થઘટન કરીને કાવ્યની ઓળખ માનસપૃથક્કરણ આપે છે. શૈલીવિજ્ઞાનની પદ્ધતિ માલાર્મેના કાવ્યને પણ પ્રયોજી શકાય અને ખગોળવિષયક પદ્યને પણ પ્રયોજી શકાય. તેવી જ રીતે કાવ્યનાં કારણો, આશયો અને રચનાને

સમજાવવાનો દાવો કરતા અને કેટલીક વખત સફળ નીવડતાં અન્ય શાસ્ત્રો મનોવિજ્ઞાન, જીવનચરિત્ર માટે પણ એમ જ કહી શકાય. જો કોઈ કૃતિનો આપણે અભ્યાસ કરવા માગતા હોઈએ તો વાગ્છટા, શૈલીવિજ્ઞાન, સમાજશાસ્ત્ર, મનોવિજ્ઞાન અને બીજી સાહિત્યિક વિદ્યાઓને એકસાથે રાખીને જ અભ્યાસ કરી શકાય પરંતુ કાવ્યના હાર્દ વિશે આ બધામાંથી કોઈ શાખા આપણને જ કશી જાણકારી આપી શકતી નથી.

કવિતા હજારો અનેકવિધ સ્વરૂપમાં વિભક્ત થઈ જતી હોવાને કારણે આપણે આદર્શ પ્રકારનું કાવ્ય રચવા પ્રેરાઈશું. એનું પરિણામ ભયંકર આવે. કવિતા એ બધાં કાવ્યોનો સરવાળો નથી. પ્રત્યેક કાવ્યાત્મક સર્જન આત્મનિર્ભર એકમ હોય છે. આંશિકતા તે જ સમગ્રતા. દરેક કાવ્ય અદ્વિતીય હોય છે, તેને સંક્ષિપ્ત રૂપ આપી શકાતું નથી કે નથી તેનું પુનરાવર્તન થઇ શકતું.

પ્રથમ દષ્ટિએ તો આ વિવિધતા ઈતિહાસમાંથી પ્રગટી હોવાનું જણાય છે. સમય અને પ્રતિભાશાળી સર્જકની ઇચ્છાનુસાર દરેક ભાષા અને દેશ કવિતા પ્રગટાવતા હોય છે. પરંતુ ઐતિહાસિક માપદંડો સમસ્યાઓ ઉકેલવાને બદલે અનેકગણી ગૂંચવી મારે છે. દરેક યુગના, દરેક સમાજમાં આ જ પ્રકારની અનેકવિધતા જોવા મળે છે. જો આપણે ભાષાનો માત્ર દુરુપયોગ કરીને વૈદિક કાવ્યોને અને જાપાનના હાઈકુઓને એક જ નામથી બોલાવતા હોઈએ તો પછી સેંત જોન ઑવ ધ ક્રોસની અનુભૂતિઓને અને ગાર્સીલેસોની અનુભૂતિઓને પણ એક જ નામથી બોલાવીએ તો તે પણ ભાષાનો દુરુપયોગ નથી? ઐતિહાસિક પરિપ્રેક્ષ્યને કારણે આપણે અમુક લાક્ષણિકતા ધરાવતા પદાર્થોને એક સરખા ધોરણના ગણતા થઈએ છીએ.

ગ્રીક જમાનાથી આપણે દૂર હોવાને કારણે સોફોક્લીસ યુરીમાઇડ્ઝ વચ્ચેની ભિન્નતાઓ ભૂલી જઈએ છીએ. અને આ ભિન્નતાઓ ઐતિહાસિક પરિવર્તનમાંથી પ્રગટતી નથી પણ એનાથી કંઈક વધારે

સૂક્ષ્મ અને છટકિયાળ એવા માનવમાંથી પ્રગટે છે. આ રીતે ઐતિહાસિક જ્ઞાનની સરખામણીમાં જીવનચરિત્ર પાસેથી કાવ્ય સમજવવાની ભૂમિકા મળી રહેશે. અને અહીં એક નવી મુશ્કેલી ઊભી થાય છે: દરેક કવિના સર્જનમાં દરેક કૃતિ પણ અદ્વિતીય હોય છે, અળગી પડેલી હોય છે અને તેને આપણે સંક્ષેપમાં વ્યક્ત કરી શકતા નથી. દરેક કૃતિ પોતાની આગવી સૃષ્ટિ ધરાવે છે. ઘણીવાર તો એક કૃતિ બીજીને નકારતી હોય છે. ઇતિહાસ અને જીવનચરિત્ર આપણે જે યુગના વાતાવરણ વિશે જે વ્યક્તિના ઘડતર વિશે, કૃતિની મર્યાદા વિશે કે શૈલીની સંરચના વિશે આપણને ઘણું બધું કહી શકશે. તેઓ કાવ્યની સામાન્ય દિશાનો પણ ખ્યાલ આપી શકશે એટલું જ નહિ પરંતુ કાવ્યનાં કારણો અને તેની રીત પણ થોડે ઘણે અંશે સ્પષ્ટ કરી આપશે પણ કાવ્ય નામનો પદાર્થ છે શું તેના વિશે કશું જ કહી નહીં શકે. આપણે એટલું જ જાણી શકીશું કે બધી રચનાઓ કૃતિઓ છે. કલાકારનાં ચિત્રોની જેમ કે સુથારની ખુરશીઓની જેમ તે માનવરચિત પદાર્થો છે.

કાવ્યો જુદા જ પ્રકારની કૃતિઓ છે, ટેકનિક અને સર્જન, સાધન અને કાવ્ય જુદા જુદા પ્રકારની વાસ્તવિકતાઓ છે, ટેકનિક આખરે તો એક રીત છે, અને તે જેટલી વધારે કાર્યક્ષમ નીવડી શકે તેના પર તેની સફળતાનો આધાર રહેતો હોય છે. ટેકનિક એ આખરે પુનરાવર્તન છે– જે કાં તો સારું પરિણામ આણે છે કાં તો ખરાબ પરિણામ આણે છે. તે વારસો પણ છે અને પરિવર્તન પણ છે. ધનુષ્યનું સ્થાન બંદૂક લઈ લે છે. પણ ઓડેસીનું સ્થાન હેમલેટ લઈ શકતું નથી. દરેક કાવ્ય અનુપમ પદાર્થ છે, જે ટેકનિક સર્જતાની સાથે જ મૃત્યુ પામે છે તેના વડે તે રચાય છે. કહેવાતી 'કવિતાની ટેકનિક' નો પ્રસાર થઈ શકતો નથી કારણ કે તે કાંઇ સૂત્રો દ્વારા રચાતી નથી પરંતુ શોધ કરવાથી રચાય છે. અને તે તેના શોધકને જ ઉપયોગી નીવડતી હોય છે. એ સાચું છે કે શૈલી ટેકનિક સાથે નિકટનો સંબંધ ધરાવે છે. દરેક સર્જનાત્મક ઉદ્દેશનો આરંભ શૈલીથી થાય છે. અને આ જ કારણે દરેક સર્જક

સામાન્ય શૈલી અને ઐતિહાસિક શૈલીને અતિક્રમી જવા માગતો હોય છે.

જ્યારે કોઈ કવિને શૈલી પ્રાપ્ત થઈ જાય છે, ત્યારે તે કવિ મટી જાય છે અને માત્ર સાહિત્યિક બીબાંઓ રચનાર બની રહે છે. ગોંગોરા જેવા કવિને બેરોક કવિ તરીકે ઓળખાવવાનો પ્રયત્ન કરીએ ત્યારે સાહિત્યના ઇતિહાસની દૃષ્ટિએ એ કદાચ સાચું હશે પરંતુ તેની કવિતાનો અભ્યાસ કરનારને એ ઐતિહાસિક ઓળખ પૂરતી નથી. કવિ પોતાના યુગની શૈલીનો ઉપયોગ કરતો હોય છે પણ તે એ બધી સામગ્રીનું રૂપાંતર કરીને એક અદ્વિતિય કૃતિ રચે છે. પુરોગામીઓ અને સમકાલીનોએ પ્રયોજેલી સાહિત્યિક ભાષાને રૂપાંતર કરવાની ગોંગોરાની શક્તિને કારણે તેઓ સુંદર કલ્પનો રચી શકયા હતા. હા એ વાત સાચી કે કેટલીક વાર કવિ પર કોઇ શૈલીનું વર્ચસ્ વર્તાઇ આવતું હોય છે. પણ એવા કવિની નિષ્ફળ કલ્પનસૃષ્ટિ જાહેર સંપત્તિ બની જાય છે– ભાવિ ઇતિહાસકારો અને ભાષાવિદોની સહિયારી મિલકત બની જાય છે. ઇતિહાસ જેમને કલાત્મક શૈલીઓ કહીને ઓળખાવે તે માળખાં આવા નિષ્ફળ કલ્પનાથી રચાયેલાં હોય છે.

શૈલીઓના અસ્તિત્વનો હું નકાર કરવા માગતો નથી. વળી હું એમ પણ કહેવા માગતો નથી કે કવિ શૂન્યમાંથી કાવ્ય રચે છે. બધા જ કવિઓની જેમ ગાંગોરાએ પણ કોઈ ભાષા પર આધાર રાખ્યો છે. પણ એ ભાષા વાણી કરતાં વધુ ચોક્કસ અને ક્રાંતિકારી હતી, તે સાહિત્યિક ભાષા હતી, શૈલી હતી. પણ એ કવિ ભાષાને અતિક્રમી જાય છે. બીજા શબ્દોમાં કહીએ તો તે કવિ કલ્પનો, તરંગો, લય, દૃષ્ટિ જેવી કાવ્યત્વિક પ્રવૃત્તિઓમાં ભાષાને પલટી નાખે છે. કવિ શૈલીઓ ઉપર નભતો હોય છે. તેમના વિના કાવ્યરચના શકય જ નથી. શૈલીઓ જન્મે છે, વિકસે છે અને નાશ પામે છે. કાવ્ય ટકી શકે છે. અને દરેક કાવ્ય આત્મનિર્ભર વિશ્વ પ્રગટાવી આપે છે અને તેનું પુનરાવર્તન કદી થઈ શકવાનું નથી.

કાવ્યની જેમ ચિત્રકૃતિઓ, શિલ્પ, સોનેટ, નૃત્ય જેવી કલાકૃતિઓ

પણ અદ્વિતીય અને અપુનરાવર્તનક્ષમ હોય છે. બધી જ કળાકૃતિઓને કાવ્ય અને ઉપયોગી વસ્તુ વચ્ચેનો ભેદ લાગુ પાડી શકાય. એરિસ્ટોટલની દૃષ્ટિએ તો ચિત્રકૃતિ, શિલ્પ, સંગીત, નૃત્ય પણ ટ્રેજડી અને મહાકાવ્યની જેમ સાહિત્યિક સ્વરૂપો હતાં.અને એટલે સમકાલીન કવિતામાં પ્રવર્તતા નીતિના અભાવની વાત કરતી વખતે તે ચિત્રકારનું દષ્ટાન્ત આપે છે, કોઇ કવિનું દૃષ્ટાન્ત આપતો નથી. કેટલીક વિગતોને બાદ કરતા તો બધી કળાઓમાં જોવા મળતા સર્જનાત્મક તત્ત્વને કારણે તે બધી જ કળાઓ એક જ વિશ્વમાં ઘુમરાયા કરે છે. ચિત્રકૃતિ, શિલ્પ કે નૃત્ય પણ પોતાની રીતે કવિતાઓ જ છે. અને એ રીતે આ કળાકૃતિઓ શબ્દ દ્વારા રચાતી કવિતા કરતાં જુદી પડતી નથી. કળાઓની વિવિધતા તેમની એકતા ઉપર ભાર મૂકે છે.

શબ્દ, ધ્વનિ, રંગ વચ્ચે જોવા મળતી ભિન્નતાને કારણે તેમની વચ્ચેની એકતા શંકાસ્પદ બની છે. કવિતા શબ્દથી બને છે અને રંગ તથા ધ્વનિ સંદિગ્ધ હોવા ઉપરાંત અર્થ પણ વ્યક્ત કરે છે. સંગીત અને ચિત્રકૃતિઓના ઘટકતત્ત્વોનો કશો અર્થ થતો નહીં હોય, બીજી બાજુએ કાવ્ય જેનાથી રચાય છે તે શબ્દનો તો અર્થ સ્પષ્ટ રીતે વરતાઈ આવે છે મારી દૃષ્ટિએ આ ભેદ વધારે સૂક્ષ્મ પ્રકારનો છે. રંગ અને ધ્વનિનો પણ અર્થ હોય છે. વિવેચકો નમનીય અને સંગીતાત્મક ભાષાની જે વાત કરતા હોય છે ને અમસ્તા કરતા નથી



## સાભાર સ્વીકાર

**સંભવ :** ( કાવ્યસંગ્રહ ) શ્રી ભગવતીકુમાર હ. શર્મા; મૂલ્ય રૂા. ૯-૫૦, પ્રકાશક : આર. આર. શેઠની કંપની, અમદાવાદ.

**કંઇ યાદ નથી :** ( વાર્તાસંગ્રહ ) શ્રી ભગવતીકુમાર હ. શર્મા, મૂલ્ય રૂા. ૯-૨૫, પ્ર. આર. આર. શેઠની કંપની, અમદાવાદ.

# અચરવાળ

માઈકેલ શોલોખોવ * અનુ. સનત્ ભટ્ટ

તે કોઝેક ગામના પાદરમાં સૂર્યનો પ્રકાશ ઘાસના જાળાના પીળચટા લીલા રંગના છૂટાછવાયા વિસ્તારોમાં પથરાયેલો હતો. સમીસાંજની વેળા હતી. ગામમાંથી હું દોનના કિનારે હોડી ઊભી રાખવાની જગા તરફ જતો હતો. મારા પગની નીચેની ભીની રેતી પાણીપચું થઈ ગયુ હોય તેવા ઝાડની માફક કોહવાટવાળી ગંધાતી હતી. સસલું ઝાડીમાં સરકી ગયું, ત્યાંથી રસ્તો વળાંક લેતો હતો. શ્રમથી સૂજી ગયેલો અને જાંબુડિયો સૂર્ય પોતાની પાછળ સંધ્યાની નીલી કમાનો છોડતો, ગલીના કબ્રસ્તાનની પાછળ નીચે ઊતરી ગયો હતો.

હોડી ઘાટ પર નાંગરેલી હતી, ધીમા કર્કશ અવાજ સાથે આછા બદામી રંગનું પાણી હોડીની બહારની બાજુએ અથડાતું હતું. પૂઠિયાંઓમાં ઉપર નીચે નાચતાં ઝૂમતાં હલેસાંઓ કણસતાં હતાં.

ટૂંકા હાથાવાળા પાવડા જેવા સાધન વડે નાવિક હોડીના લીલવાળા તળિયાને ખણતો તેમાંથી પાણી બહાર ફેંકતો હતો. માથું સહેજ ઊંચું કરી, માંજરી આંખોની લાંબી ઝીણી તરાડમાંથી તેણે મારા તરફ જોયું અને કંઈક મિજાજ ફેરવીને બોલી ઊઠયો,

'સામે પાર જવું છે? ચાલ, તો પછી ચાલવા માંડિયે. પેલું દોરડું જરા છોડી નાંખજે.'

'ને હલેસાં ય મારવાં પડશે કે?'

'મારવાં ય પડે. હમણાં રાત તો લગભગ અહીં જ થઈ ગઈ અને સામે કિનારે જવા માગતા લોકો તો આવે જ જાય છે.'

પાટલૂનને વાળી ઊંચે ચઢાવતાં, તેણે ફરી મારી તરફ જોયું અને પૂછ્યું.

'તું કાંઇ આટલા તેટલાનો—અમારામાંનો નથી લાગતો—બરાબર ને? ક્યાંનો છે?'

હોડીવાળાએ તેની ટોપી દૂર ફંગોળી દીધી. કાળો મીનો ભરેલા ચાંદીના કોકેસીઅન સિક્કાઓ જેવા વાળને તેણે માથાના એક આંચકા સાથે પાછળ વ્યવસ્થિત ગોઠવી દીધા. મારી સામે આંખ ચૂંચી કરી, તેના સડેલા દાંત બતાવતો ઠઠ્ઠામાં બોલ્યો,

'રજાઓમાં ઘેર જાય છે કે પછી થોડા સમય માટે ગુલ્લી મારી છે?'

'છૂટો કરવામાં આવ્યો છે, વરસ પૂરું થાય તે પહેલાં સક્રિય સેવાઓમાંથી મુક્તિ મળી છે.'

'વારુ, હવે તો બધું ઠીક ઠીક પ્રમાણેમાં શાંત થઈ ગયું છે.'

અમે હલેસાંઓ પાસે બેઠા. આમથી તેમ ખેંચતાં સામા કિનારાથી લગભગ થોડે જ દૂર પૂરનાં પાણી જેમાં ભરાઈ ગયાં છે તેવા વૃક્ષોના ઝુંડ તરફ અમને દોન ઘસડી ગઈ. પાણી હોડીના ખરબચડા તળિયાને શુષ્કતાથી ઘસડાઈને વહી જતું હતું. હોડી વચ્ચેના આડા લાકડા સાથે તેના ભૂરિયા પગ ચિપકાયેલા હતા, અને એ ભૂરી નસોવાળા ઉઘાડા પગો ઉપર તંગ થયેલા સ્નાયુઓનો સમૂહ ઉપસી આવ્યો હતો. તેના હાથ લાંબા અને સૂકલકડી હતા, આંગળીઓ સાંધા પરથી ગંઠાઈ ગયેલી હતી. તે ઊંચો હતો, તેના ખભા કંઈક સાંકડા હતા, અને વિચિત્ર સ્થિતિમાં વાંકા વળીને તે હલેસાં મારતો હતો, પરંતુ દરેક વખતે હલેસું મોજાંઓના પાછળના ઢોળાવ ઉપર સપાટ અથડાતું અને વળી એકવાર પાણીમાં ઊંડે માર્ગ કરી જતું.

મને તેનો ધીમો અવિરત શ્વાસોચ્છ્વાસ સંભળાતો હતો, તેના ઊનના ગૂંથેલા ખમીશમાંથી તીવ્ર પરસેવાની, તમાકુની અને તાજા પાણીની ગંધ આવતી હતી. અચાનક તેણે હલેસું નીચે ફેંકી દીધું અને તે મારા તરફ ફર્યો:

"લાગે છે કે આપણે ઝાડીમાં ફસાઇ જવાના છીએ! ખરાબ સંજોગો, દીકરા, પણ આપણથી કશું થઈ શકે તેમ નથી."

નદીના મધ્યમ ભાગમાં જોરદાર વહેણ હતું; આમથી તેમ ઝોલાં ખાતી હોડી ગાંડી થઈ ઝાડીની દિશામાં વાંકી ચૂંકી દોડી જતી હતી. અડધાએક કલાક પછી અમારી હોડી ફસાઈ ગઇ. હલેસાંઓ ભાંગી ગયાં, અને મૂઠિયાંઓમાં ભાંગી ગયેલાં હલેસાંઓનાં ઠીંગલાંઓ ગુસ્સામાં આમથી તેમ હાલી અથડાતાં હતાં. તરાડમાંથી ડહોળું પાણી ઊભરાતું હતું. રાત્રી પસાર કરવા અમે પાસેના ઝાડ ઉપર ચઢી ગયા. હોડીવાળો તેના પગ વાળીને મારી સામે જ એક ડાળ ઉપર બેઠો હતો. માથા ઉપરના ભીના અંધકારને ચીરીને ઊડી જતાં બગલાંઓના અવાજ સાંભળતાં તેણે માટીની ચૂંગીમાંથી ગોટા કાઢવા માંડયા.

"તું તારે ઘેર, તારા કુટુંબમાં પાછો જાય છે...ત્યાં કદાચ તારી મા તારી રાહ જોઈ રહી છે: તેની વૃધ્ધાવસ્થામાં ઉષ્મા ફેલાવવા તેનો પુત્ર અને પાલક ઘેર આવી રહ્યો છે. રોજ એ તારી ઝંખના કરી રહી છે, અને રાત્રે હૈયાફાટ રુદન કરે છે, પરંતુ તારે મન એ બધાની કેટલી વિસાત?...તમે છોકરાઓ બધા એવા જ હો છો. જ્યાં સુધી તમારા પોતાનાં સંતાનો ન હોય ત્યાં સુધી માબાપની યાતના તમે સમજી શકતા નથી. પણ ભોગવી ભોગવીને ય માબાપ કેટલી યાતના ભોગવે?

"ઘણી વાર એવું બને કે માછલી ચીરતાં કોઇ સ્ત્રીએ આંગળું વાઢી નાખ્યું હોય; પછી તીવ્ર કટુ સ્વાદ હોય એવું માછલીનું શાક તમે ખાવ છો. મારી સ્થિતિ ય કંઇક આવી જ છે. હું જીવું છું, મારા જીવનમાં બધી જ વસ્તુઓ આવી કડવાશ ભરેલી થઈ ગઈ છે. ઘણી વાર એવો સમય આવી જાય કે જ્યારે તમે એટલી બધી યાતના ભોગવો કે તમારું હૃદય ચિત્કારી ઊઠે: "અરે જીંદગાની, તું આવાં દુઃખો કેવી રીતે લઈ આવે છે?

"તું આ પ્રદેશોથી અજાણ્યો છે...સાંભળ અને પછી એક માણસને નજીકના પહેલા ઝાડ ઉપર ફાંસો ખાવાનું મન થાય તે માટે એ પૂરતું છે કે નહીં તે કહેજે!

"મારી એક દીકરી છે, નાટાશા, જેને આ વર્ષે સત્તર પૂરાં થશે.

એક દિવસ તે મને કહે :

" 'બાપુજી, એક જ ટેબલ પર તમારી સાથે બેસવાનું મારાથી ખમી શકાતું નથી. જ્યારે જ્યારે હું તમારા હાથ તરફ જોઉં છું, મને યાદ આવે છે કે એ જ હાથ વડે તમે મારા બે ભાઈઓને મારી નાખ્યા છે; અને ત્યારે મારા અંતરના ઊંડાણમાં ઊલટી જેવું થઈ આવે છે'...

"અને એ કૂતરી એટલું પણ સમજી શકતી નથી કે એ સઘળું મેં એમના માટે–એના અને બીજાં બાળકો માટે જ કર્યું હતું !

" હું નાનપણમાં જ પરણી ગયેલો; મારી પત્ની ખૂબ ફળદ્રુપ હતી. આઠ સંતાનો થયા પછી નવમા વખતે તે ભાંગી પડી. પ્રસવ તો બરાબર થયો, પરંતુ પાંચ દિવસ બાદ તાવમાં તે ભરખાઈ ગઈ. કાદવિયા જમીનમાં સારસની માફક હું એકલો પડી ગયો; અને મેં ગમે તેટલી પ્રાર્થના કરી તો યે છોકરાંમાંથી એકાદને પણ લઈ લેવાનું ઈશ્વરને ઠીક લાગ્યું નહીં. સૌથી મોટો ઈવાન મારા જેવો જ શામળો અને રૂપાળો. એ મઝાનો કોઝેક યુવાન અને અંતરાત્માના અવાજને ઓળખીને ચાલનાર કામદાર હતો. ઈવાનથી ચાર વર્ષ નાનો મારે એક બીજો છોકરો હતો. એ તો નખશિખ એની મા પર જ પડેલો: કોઠો બાંધી દડીનો. હૃષ્ટપુષ્ટ, લગભગ સફેદ કહી શકાય તેટલા બધા ઉજળા વાળ અને તખખિરિયા રંગની આંખો–એ મારો ખૂબ ખૂબ વહાલસોયો, લાડકો દીકરો હતો. નામ હતું એનું ડોનીલા.....બીજી સાત છોકરીઓ હતી. અને ઘણી નાની હતી. ઈવાનને તો મેં પરણાવી નાખ્યો હતો, એને જમીનનો એક ટૂકડો કાઢી આપ્યો હતો અને વખત જતા તેમને સંતાન પણ થયું હતું. ડોનીલા પણ પરણવા ઇચ્છતો હતો, પરંતુ એટલામાં જ મુસીબતનો સમય આવ્યો. અમારા ગામમાં સોવિયેત * સામે બળવો થયો. બીજે જ દિવસે ઈવાન મારી પાસે દોડતો આવ્યો :

"તે કહે, "બાપુજી, ચાલો ને આપણે લાલ બિરાદરોમાં જોડાઈ

* કામદારો અને સૈનિકોએ ચૂંટી કાઢેલા પ્રતિનિધિઓની સભા.

જઈએ. આપણા પ્યારા ઈશુના નામથી હું તમને વિનંતી કરું છું! આપણે તો તેમને જ વળગી રહેવું જોઈએ; ન્યાયી રાજ્ય માટેની એ જ આપણી આશા છે!

... "ડોનીલાએ પણ ભારપૂર્વક એમ જ જણાવ્યું. લાંબા સમય સુધી મારી સામે તેઓ બેસી રહ્યા; પછી છેવટે મેં કહ્યું:

"તમે આગળ ધપો, હું તમારા માર્ગની આડે નહીં આવું પણ હું તો ક્યાં ય જવાનો નથી. મારે તો તમારા ઉપરાંત બીજા સાતનાં પેટ ઠારવાનાં છે.'

"પછી તો તેઓ ખેતરમાંથી છૂ થઈ ગયા, અને અમને સઘળા કોઝેકોને પણ ભરતી કરી દેવામાં આવ્યા. શાહીવાદી સેનામાં મને આગલી હરોળ પર જ ફરજ સોંપવામાં આવી.

"સભામાં મેં જણાવ્યું:

" 'મુરબ્બીઓ, તમે સૌ જાણો છો કે હું બચરવાળ આદમી છું. મારે ઘેર સાત નાનાં નાનાં બાળકો છે. જો હું મરી જઉં તો મારા કુટુંબની કાળજી કોણ લેશે?'

"મેં બધા ય પ્રયત્નો કરી જોયા—એકે ય સફળ ન થયો. તેઓ લઈ ગયા અને ગમે તેમ કરી મોરચા ઉપર ધકેલી આપ્યો.

"અમારા ખેતરની નીચેવાસમાં જ લડાઈ ચાલી રહી હતી. પછી ઈસ્ટરની એક સાંજે નવ કેદીઓને એક ઘોલામાં ખેતરમાં લઈ આવવામાં આવ્યા. અને ડોનીલા—મારો લાડકો દીકરો એ ઘોલામાં હતો. તેઓ તમને ચોરસ વિસ્તારમાં થઈને બેટરી કમાન્ડર આગળ દોરી ગયા. બૂમો પાડતા કોઝેકો શેરીઓમાં ઠલવાવા લાગ્યા.

" 'એ કરચલાઓનો તો મારી મારીને અડદાવો કાઢી નાંખો! ચાલો, તપાસ—પ્રશ્નોત્તરીમાંથી બહાર નીકળતાં જ આપણે તેમને પકડી લઈએ અને તેમના ટુકડે ટુકડા કરી નાંખીએ!'

"ધ્રુજતા ઘૂંટણો સાથે હું પણ એમની વચ્ચે ઊભો હતો, પરંતુ એવું જણાવા ન'તો દેતો કે હું મારા દીકરા ડોનીલા માટે દિલગીરી અનુભવું છું......મેં ચોગરદમ નજર નાખી અને જોયું કે કોઝેકો અંદર અંદર ગુસપુસ કરતા હતા અને મારા તરફ ઈશારાઓ કરતા હતા... પછી સાર્જંટ અર્કાશ્કા મારી પાસે આવ્યો અને મને પૂછ્યું:

"'આ લાલ બિરાદરોને તું જ મેથીપાક ચખાડે તો કેમ રહે, મિકીશારા?'

"'બિલકુલ બરાબર, સા'......નીચ કુક્કરો.'

"'આ બેયોનેટ પકડ અને ત્યાં પેલા પોર્ચ આગળ ઊભો રહે.' તેણે મને એક બેયોનેટ આપી અને દાંતિયા કરી કહ્યું:

"'ભૂલતો નહીં અમે બધા જ તને જોયા કરવાના છીએ, મિકીશારા,......જોજે બરાબર ધ્યાન રાખજે, નહિતર એ તારે માટે ખૂબ ખરાબ રહેશે.'

"વિચાર કરતાં હું પગથિયાં ઉપર ઊભો રહ્યો. 'ઈશુની પવિત્ર માતા! શું મારે મારા પોતાના જ દીકરાને મારવા વારો આવશે?'

"મને કમાન્ડરની બૂમ સંભળાઈ. તેઓ કેદીઓને બહાર લાવ્યા. અને મોખરે હતો મારો ડોનીલા......મેં તેની સામે જોયું અને મારા હૃદયમાં હિમ પડ્યું......નાનકડી ડોલ જેવડું તેનું માથું કતલ થઇ ગયેલા પ્રાણીના માથાની જેમ લોહીથી ખરડાયેલું હતું. તેણે તેનાં હાથ-મોજાં માથે મૂકયાં હતાં કે જેથી તેઓ તેને ઉઘાડી જગ્યાએ મારી ન શકે...મોજાં લોહીથી લદબદ થઈ ગયાં હતાં અને વાળ સાથે ગૂંચવાઈ ગયાં હતાં. ગેલેરીમાંથી ડોનીલા લથડિયાં ખાતોબહાર આવ્યો, તેણે મારા તરફ જોયું અને મારા તરફ તેના હાથ લંબાવ્યા...તેણે હસવાનો પ્રયત્ન કર્યો પરંતુ તેની ઉઝરડાયેલી આંખો કાળી અને ભૂરી થઈ ગઈ હતી, અને એમાંની એક તો લોહીમાં તરતી હતી......

"પછી મને ભાન થયું, જો હું એને જાનથી મારી નહીં નાખું તો કોઈક મને મારી નાખશે અને મારાં બીજાં નાનાં બાળકો અનાથ થઈ જશે......' તે મારી નજીક આવ્યો:

" 'બાપુજી,' તેણે કહ્યું, 'મારા બાપુજી. રહેમ કરો.'

" આંસુઓથી ધોવાઈ લોહી એના ગાલ પર દદડતું હતું. મારા હાથ તો ક્યારના ભીંચકાયેલા જ હતા......ડરથી હું થીજી ગયો...... પરંતુ મારાથી બની શકે તેટલી સખ્તાઈથી બેયોનેટ પકડી બંદૂકનો એક છેડો ફટકારી દીધો—બરાબર કાન ઉપર જ ફટકો પડ્યો...... ભગવાન, કેવી ચીસ પાડી ઊઠેલો એ—એના ચહેરાને હથેળીની આડમાં બચાવવાનો પ્રયત્ન કરતો એ પગથિયાં પરથી નીચે ગબડી પડ્યો...... કોઝેકો જોરથી હસી પડ્યા:

" 'એમને બરાબર મેથીપાક જમાડજે, મિટ્રીશારા! અને તારા ડોનીલા તરફ પક્ષપાત કેમ કરે છે? એને ય બરાબર મળવા દે, નહીં તો અમે તારું ચૂરમું કરી નાખીશું!......'

" કમાન્ડર ગાળો દેતો દેતો પોર્ચ પાસે આવ્યો, તેની આંખ ફરડી હતી......પછી તો તેઓ કેદીઓને બેયોનેટ વડે ગોદાટવા માંડ્યા, અને મારું હૃદય ભરાઈ આવ્યું. હું શેરીમાં દોડી આવ્યો, અને જ્યારે પાછી નજર નાંખી ત્યારે મેં તેઓને મારા ડોનીલાને ધૂળમાં રગદોળતાં જોયા. પછી સાર્જન્ટે એના ગળામાં બેયોનેટ ભોંકી દીધી, તે ફર...ર...ર કરતાં સાફ થઇ ગયો.

ધસમસતા પાણીના દબાણને લીધે અમારી નીચે હોડીનાં પાટિયાં કચ્ચડ અવાજ કરતાં હતાં; અમે જે ઝાડ ઉપર બેઠા હતા તે ધ્રુજતું હતું અને કણસતુ હતું. હોડીનો આગળનો ભાગ પાણીની સપાટીથી ઉપર હતો. મિટ્રીશારાએ તેને પગ અડાડ્યો અને ચૂંગી કાઢી તેમાંથી પીળા તણખાંઓનું ઝૂમખું ઉરાડ્યું:

"આપણી હોડી ડૂબી રહી છે; આવતી કાલે બપોર સુધી આપણે ઝાડ પર જ રોકાવું પડશે......જુઓ તો ખરા, નસીબના કેવાં ફૂટેલા છે આપણે!......

લાંબા સમય સુધી તે શાંત રહ્યો; પછી ધીમા નીરસ અવાજે તેણે વળી પાછા બોલવાનું શરૂ કર્યું:

"ડોનીલા સંબંધી આ બીનાને કારણે મને સિનીયર સાર્જંટ બનાવવામાં આવ્યો......

"તે પછી તો દોનમાં ઘણાં બધાં પાણી વહી ગયાં. હું ભાગી રહ્યો હતો ત્યારે ડોનીલા કરતો હતો તેના જેવો જ કોઈના કંઠનો ગળગળાટી અને રૂંધામણીનો અવાજ હજુ આજે ય રાત્રિના વખતે મને સંભળાય છે. જો કે આ તો મારા અંતરાત્માનું જ કામ છે—કચરો નાખવા યોગ્ય......

"તેમણે મને વસંત સુધી મોરચા ઉપર લાલ બિરાદરો સાથે લડતો રાખ્યો; પછી જનરલ સેક્રેટયોવ અમારી સાથે જોડાયા, અને અમે દોનને પેલે પાર સારાટોવ જિલ્લા સુધી લાલ ભાઈઓનો પીછો પકડ્યો. હું કુટુંબ કબીલાવાળો હતો, પરંતુ મારા પુત્રો બોલ્શેવિકો સાથે હતા તેથી તેમણે મને નોકરીમાંથી ફારેગ કર્યો નહીં. અમે બાલાશોવ શહેરમાં આવ્યા. મારા મોટા દીકરા ઈવાનની તો મને ઝાંખી માત્ર પણ થઈ ન હતી. કોઝેકો—સત્યાનાશ જાય એમનું—કોઈ રીતે જાણી લાવ્યા કે લાલ બિરાદરોને છોડી ઇવાન છત્રીસમી કોઝેક બેટરીમાં જોડાયો છે. અમારા ગામવાળાઓએ ધમકી આપી: 'વાન્કા ક્યાં છે તેનો જો અમને પત્તો લાગશે તો તો મારી મારીને એનો પ્રાણ જ કાઢી નાખીશું.'

"પછી અમે એક ગામડું કબજે કર્યું......અને છત્રીસમી બેટરી ત્યાં હતી......

"તેમણે મારા ઇવાનને શોધી કાઢ્યો, તેના હાથ પીઠ પાછળ બાંધ્યા અને અમારી બેટરીના કમાન્ડર પાસે લઈ આવ્યા. અમારા ગામવાળા કોઝેકોએ મારી પીટીને એનો માવો બનાવી દીધો, અને પછી મને કહ્યું:

"' એને રેજીમેંટના વડા મથકે લઈ જા.'

" અમે હતા ત્યાંથી વડું મથક લગભગ નવ માઈલ છેટે હતું. કમાન્ડરે મને એક કાગળ આપ્યો અને મારી આંખ સામે ભાળ્યા વિના કહ્યું :

"' આ તારો કાગળ લે મિક્રોશારા. તારા છોકરાને વડા મથકે લઈ જા; તારી પાસે એ સલામત રહેશે. પોતાના પિતા પાસેથી ભાગી છૂટવાનો પ્રયત્ન એ નહીં કરે !'

" પાછળથી મને સમજણ લાધી : તેમણે મને દૂત તરીકે પસંદ કર્યો હતો, કારણ તેમણે વિચારેલું કે હું મારા છોકરાને ભાગી જવા દઈશ પછી તેઓ એને પકડી લેશે અને મને ય મારી નાખશે......

" જ્યાં ઈવાનને કેદ રાખવામાં આવ્યો હતો તે ખોલીએ હું ગયો અને ચોકીદારને કહ્યું:

" 'કેદીને મારે હવાલે કરી દે, મારે એને વડા મથકે લઈ જવાનો છે.

" 'ચાલવા માંડ,' તેમણે કહ્યું, 'તને જતો જોઈ અમે સ્હેજ પણ દિલગીર થયા નથી !'

"ઈવાને ખભા ઉપર કોટ નાખી લીધો, પણ હાથમાં તેની ટોપી મચડતો રહ્યો અને છેવટે તેને એક બાંકડા પર ફગાવી દીધી. સ્હેજે બોલ્યા વિના અમે બન્ને ગામની બહાર ટેકરી લગોલગ આવી પહોંચ્યા, કોઈ અમારો પીછો કરતું હતું કે નહીં તે જોવા માટે હું પાછળ નજર નાખ્યા કરતો હતો. પણ કોઈ પીછો કરતું જોઈ શકાયું નહીં. પછી ઈવાને મારા તરફ ફરી દયામણા સાદે કહ્યું:

" 'બાપુજી, વડા મથકે મને તેઓ મારી નાખશે એ નક્કી જ છે......મને મારા મૃત્યુ પાસે તમે જ લઈ જાવ છો ? તમારો અંતરાત્મા તમને કાંઈ પીડતો નથી ?'

" 'હા, વાન્યા,' મેં કહ્યું, અંતરાત્મા તો દુઃખી કરી રહ્યો છે.'

" 'તો તમે મારે માટે દિલગીરી નથી અનુભવતા, બાપુજી ?'

" 'ખરેખર, હું તારે ખાતર દિલગીરી અનુભવું છું, બેટા–હૃદય પણ મરણ આવ્યું હોય એમ માંદું થઈ ગયું છે.'

" 'જો તમે મારા માટે ખરેખર દિલગીરી અનુભવતા હો તો– મને ભાગી જવા દો......મરવા માટે તો હું હજુ ઘણો નાનો છું'.

" રસ્તા વચ્ચે જ એ બેસી પડયો અને ત્રણ વખત માથું જમીનને અડાડી ખૂબ નીચે નમીને નમસ્કાર કર્યા. મેં એને કહ્યું:

" 'સામે પેલાં કોતરો સુધી આપણે આગળ જઈએ, બેટા...પછી તું દોડવા માંડજે અને દેખાડો કરવા ખાતર હું તારી પાછળ બે વાર ગોળીબાર કરીશ.

" જ્યારે ઈવાન ખૂબ નાનો હતો–કદાચ તું પણ એવો જ હોઈશ–ત્યારે એની પાસેથી માયાળુ શબ્દો તો કદી સાંભળવા મળતા જ નહીં; પછી એકાએક જ એ મને વળગી પડેને મારા હાથ ચૂમવાનું શરુ કરી દે......હાં, તો અમે લગભગ માઈલ ઉપર ચાલ્યા હોઈશું– વાતચીત કર્યા વિના. પછી અમે કોતર પાસે આવી પહોંચ્યા અને એ ઊભો રહી ગયો :

"'ચાલો ત્યારે રામ રામ કહીએ બાપુજી, જો હું જીવતો રહીશ તો મરણ સુધી તમારી કાળજી લઈશ અને મોઢેથી એક પણ વસમો શબ્દ સંભળાવીશ નહીં'.'

" તે મને ભેટી પડયો, મારું હૃદય પણ એને માટે નીગળતું હતું...

" 'દોડવા માંડ, દીકરા !' મેં બૂમ પાડી.

" એ કોતર તરફ દોડયો, પાછળ નજર કરી અને મારા તરફ હાથ હલાવ્યો.

"મેં એને પચીસેક ગજ દોડવા દીધો, પછી મારી રાયફલ હાથમાં લીધી, મારા હાથ હાલી ન શકે તે માટે તેને ઘૂંટણ વચ્ચે દબાવી અને એના તરફ એક ગોળી છોડી......બરાબર પીઠ વચ્ચે જ."

મિકીશારાએ તેની તમાકુની કોથળી કાઢી. એ ચકમક ઘસીને તેણે ચૂંગી સળગાવવાનો પ્રયત્ન કર્યો, લાંબા સમય સુધી દમ માર માર કર્યા પછી આખરે ચૂંગી બરાબર સળગાવી દીધી. તેની હથેળી વચ્ચેના પોલાણમાં સોઈતું સળગતું હતું, તેનાં જડબાં ધ્રુજતાં હતાં, પણ સૂજી ગયેલાં પોપચાં હેઠળ હોડીવાળાની નીચી ઢળેલી આંખો કરડી અને પશ્ચાત્તાપ વિનાની લાગતી હતી.

" હાં...તો તે ઊંચો કૂદયો, લગભગ પંદરેક ગજ પેટ પકડીને, ઘસડતો ચાલ્યો પણ ખરો; પછી મારા તરફ ફર્યો.

" 'તમે આમ શા માટે કર્યું બાપુજી?' તેણે કહ્યું, તે નીચે પડ્યો, તેના પગ આંચકા લઇ ધ્રુજતા હતા.

" હું ત્યાં દોડી ગયો અને તેની નજીક ઝૂક્યો, પરંતુ તેની આંખો ચકળવકળ થતી હતી, અને હોઠ ઉપર લોહીના ફુક્કા વળતા હતા. હું ધારતો હતો કે એ મરશે જ, પરંતુ એ એકાએક બેઠો થઈ ગયો અને મારા હાથમાં એનો હાથ મૂકી બોલ્યો:

" 'બાપુજી મારે એક પત્ની અને એક બાળક છે...'

" એણે પોતાનું માથું એક બાજુએ ઢાળી દીધું અને પાછો નીચે ભસકાઈ પડ્યો. પછી પોતાનો હાથ એણે ઘા પર દાબ્યો, પરંતુ આંગળીઓ વચ્ચેથી લોહી દદડ્યું ચાલું જ રહ્યું...દુઃખનો માર્યો તે કણસતો હતો, એક પડખે સૂતાં સૂતાં મારી તરફ કરડી નજરે જોતો હતો, પરંતુ એની વાચા તો ક્યારની ય હરાઇ ગઈ હતી...એણે કાંઈ કહેવું હતું, બા...બા...પુપ્...પ્...સિવાય કશું બોલી શક્યો નહીં. મારી આંખો દદડવા માંડી, હું એને કહેવા લાગ્યો.

" 'શહાદતના તાજનો તું અધિકારી છે, વાન્યુશ્કા....તારે ફક્ત પત્ની અને બાળક છે, પણ મારે તો સાતને સંભાળવાનાં છે. જો હું તને ભાગી જવા દેત તો કોઝેકો મને મારી નાખત અને મારાં છોકરાંને ભીખ માંગવાનો વારો આવત.' "

" મેં એનો કોટ અને જોડાઓ ઉતારી લીધા, એનું મોઢું, હાથ-રૂમાલ વડે ઢાંકી દીધું અને ગામ પાછો ચાલ્યો આવ્યો,

" મારાં એ અનાથ બાળકોને કારણે મેં એટલી બધી યાતના ભોગવી છે કે મારા વાળ પણ સમૂળા ધોળા થઈ ગયા. હજુ પણ રાત દિવસ હું એમના પોષણ માટે મહેનત કરું છું, પરંતુ તેઓ...અરે મારી છોકરી નાટાશા કહે છેઃ 'બાપુજી, તમારી સાથે એક જ ટેબલ પર બેસવાનું મારે સહન કરવું જોઈએ ?'

ઠીક લંબાવી મિક્ષીશારા મારી તરફ ગંભીરતાપૂર્વક એકી ટશે જોઈ રહ્યો. તેની પાછળ મળસ્કાનાં ધૂંધળાં વાદળાંઓ સમેટાઈ જવા લાગ્યાં હતાં. જમણા કિનારે ખરબચડા પોપ્લાર વૃક્ષોના ઝૂંડની વચ્ચેથી, બતકોના ધમાલિયા અવાજોને ચીરતો, એક ઠંડો, નીંદરઘેરાયેલો સાદ આવ્યો :

"મિ...ક્ષી...શા...રા...આ...સાં...! હો...ડી...લા...આ...વ...!"

...વાતો કરું □ અનિલ

રાતના થીજી ગયેલા મૌનમાં,<br>
ઓરડે દીવો કરીને હું ફરું;<br>
જીવ મૂંઝાઈ મરે છે આમ તો-<br>
મારી છાયા સાથ હું વાતો કરું.

# ઇશારાનગર

*  *  *  *  **પ્રો. ધીરુ મોદી**  *  *  *  *

માનવીનાં મન કેવાં વિચિત્ર છે!. સીધી ગતિમાં ચાલવાનું એનું ગજું જ નથી. રેલવેના ક્રોસીંગ ઉપર સુદર્શનનાં કપાયેલા વેરવિખેર પડેલાં અંગ–ઉપાંગોને શોધી શોધીને એક જગ્યાએ ઢગલો કરતાં કરતાં વળી વળીને હું આશ્ચર્યમાં ગરકાવ થઈ જતો હતો. હજુ ચાર દિવસ ઉપર તો એણે મને એનો અદ્ભૂત–રોમાંચક અનુભવ કહ્યો હતો. સાચે જ એ એક અદ્દ્ભુત–રોમાંચક ઘટના હતી. પરંતુ એનું આવું કરુણ પરિણામ નિપજી શકે એવી તો મને કોઈ કલ્પના જ નહોતી.

પશ્ચિમ આકાશમાં સારી સરખી લાલાશ તગતગી રહી હતી ત્યારે એણે પોતાની વાત માંડી હતી.. એની આંખમાં રાતું આકાશી પ્રતિબિંબ પડતું હતું. એણે આ રીતે શરૂઆત કરી હતી :

અમારી સામે વહેરાઈ માતાના મંદિર આગળ કેટલાક ભાવિક ભક્તજનોએ એક બકરું વાઢી કાઢ્યુ હતું એ મારો દસ વર્ષનો બાબો જોઈ આવ્યો હતો. મને હાથ પકડી પકડીને એ ત્યાં બતાવવા લઈ જવા લાગ્યો. આખરે હું ત્યાં ગયો. અંધારામાં કશું ન જણાયું. પરંતુ બેચારેક માણસો કશુંક દાટીને ઉપરની માટી બરાબર કરતા હતા. અમે ત્યાંથી તરત જ વળી ગયા. હવે મારા મનમાં એક સમસ્યા વારંવાર સ્ફુરવા લાગી કે આ મારા નાનકડા બાળને દુનિયાની આ વિષમતા શી રીતે સમજાવવી? આ બકરાને પેલા લોકો ખાઈ જશે એમ કહુ તો બાળને ઘણુંબધું બીજું સમજાવવું પડે–અને આ અત્યાચારમાં પેલા માણસો તો ઠીક, પરંતુ હું એક મનુષ્ય તરીકે પોતાને દોષિત લાગવા માંડ્યો.

તમે નહિ માનો, કારણ કે તમે એમ જ કહેવાના કે એમાં શું? પરંતુ મારે માટે આ એક વિકટ સમસ્યા બની ગઈ અને વારે વારે મારો બાળ મને જાણે કે પ્રશ્નો ઉપર પશ્નો પૂછતો હોય એમ સતાવવા માંડ્યો.

બીજે દિવસે ઓફિસે જવા નીકળ્યો ત્યારે મારી આંખો બળતી હતી. સવારનો સૂર્ય પોતાના ચળકતા ત્રાંસાં કિરણોની ઝડી વરસાવતો હતો. મને લાગે છે કે શેરીમાંથી હું પસાર થતો ત્યારે કોઇક ઘરની અટારીથી કોઇક ગૃહિણીએ કચરો વાળીને બરાબર મારા મોંઢા આગળ જ ફેંક્યો. સૂર્યપ્રકાશમાં ધૂળના ઝીણા ઝીણા રજકણો તરવરવા લાગ્યા. એમાં હું ઢંકાઈ ગયો એટલું જ નહિ પરંતુ એ રજકણોએ જાણે કે રણની વિરાટ આંધીનું સ્વરૂપ ધારણ કરી દીધું. ધા–બાજરિયું ફાટે અને હવામાં એની ફુણફી ફુણફી સૂર્યપ્રકાશમાં નાચવા માંડે એવું જ દૃશ્ય રચાયું હતું. મને એમ હતું કે આ હમણાં હું એમાંથી બહાર નીકળ્યો. પરંતુ એવું કશું બની શક્યું નહિ. મારા આશ્ચર્ય સાથે મેં જોયું કે હું જાણે કે વજનવિહીન દશામાં એ મહાસાગરમાં તરતો હતો. એ બધા રજકણો એકદમ પ્રકાશિત બની ગયા હતા. ખુલ્લી રાત્રિના તારાપુંજોથી પણ અધિકઘણા એ પ્રકાશપુંજો હતા. મને લાગ્યું કે કરોડો માઈલોના વિસ્તારવાળા અસંખ્ય ગ્રહો–નક્ષત્રો મને કેન્દ્રમાં રાખીને મારી ફરતે ચક્કર ચક્કર ઘૂમી રહ્યા છે. અને હું પણ એ તેજપુંજમાં એક ક્ષણના હજારો માઈલોની ઝડપે આગળ સરી રહ્યો છું.

અચાનક મારો હાથ મારા માથે ગયો તો ત્યાં વાળનું નામનિશાન ન મળે! એક જબરજસ્ત આઘાત સાથે મેં અનુભવ્યું કે મારા શરીર ઉપરનાં વસ્ત્રો પણ હવા બનીને ઊડી ગયાં હતાં. મારી નગ્નતાને ઢાંકવા મેં ગુહ્યાંગ ઉપર મારા હાથ આડા કરવાનો પ્રયત્ન કર્યો તો એથી ય જબરા આઘાતથી મને ભાન થયું કે મારા ગુહ્યાંગો જ અદૃશ્ય થઈ ગયાં હતાં. અધિક આશ્ચર્યની વાત તો એ હતી કે ત્યાં કશાં સ્ત્રીત્વનાં પણ ચિહ્નો ન હતાં. જોતજોતામાં મેં જોયું કે મારા બે પગો સંધાઈને એક જ પગ બની ગયો છે અને મારા બંને હાથો કોણ જાણે છાતીમાં પેસી ગયા હોય એમ અતિશય વામણા બની ગયા હતા. મને શક પડ્યો કે મારી આંખો તો સલામત છે ને! અને થયું પણ એમ જ, મારી શંકા સાચી જ હતી. ઓહ! ત્યાં બેને બદલે એક જ આંખ હતી!

સાંભળો છો ને મિસ્ટર? આવો વિપરિત અનુભવ મારો હતો. પછી મારા શરીરમાંથી જાણે કે ધગધગતો લાવારસ વછૂટતો હોય એવી મને પીડા થવા લાગી. અને પરમ આશ્ચર્ય! મારી ચામડી ચળકતી અને પાતળી થતી લાગી. અંદરના માંસના લોચાઓ–હૃદય–ફેફસાં–આંતરડાં બધું બહાર ઝાંખું ઝાંખું દેખાવા માંડ્યું. હબક ખાઈને મેં મોંમાં આંગળી નાખી તો મારા દાંતને બદલે ઝીણા કીડિયાની સરૅદહાર હોય એવું મને જણાયું–અને મારા નખ! ઉફ! એ તો મુદ્દલ હતા જ નહિ, ત્યાં નાયલોનનો પાતળો ઝીણો તાર ચોંટાડેલો હોય એવી એક રેખા હતી.

આ સમય દરમિયાન પેલા રજકણોનો તરવરાટ તો ચાલુ જ હતો. એ શમી ગયો અને હું કોઈક નવીન–અજાણ્યા શહેરના રસ્તા ઉપર ધબ્બ દઈને ઊભો. મારા જેવા જ અસંખ્ય લોકોને ત્યાં મેં જોયા. બધા મારી આસપાસ વીંટળાઈ વળ્યા. સુંદર સુંદર પુષ્પો લઈને મને વધાવવા લાગ્યા.

મને આશ્ચર્યનું આશ્ચર્ય તો એ થયું કે આવડુ મોટું નગર છે. છતાં કોઈનો પણ અવાજ સરખો નથી! તરત જ મેં જોયું કે અહીં તો બધું ઇશારા ઉપર જ ચાલી રહ્યું છે, અને દોડી રહ્યું છે એમ જ કહેવાય. કપાળમાં જડેલી મોટી આંખને ઈશારે બધું વ્યવસ્થિત ચાલતું હતું. મારે તો કપાળ નીચે આંખો હતી. એને હું સ્પર્શ કરવા ગયો તો તરત જ આંચકાભેર મેં જાણ્યું કે મારી એ આંખ તો કોણ જાણે ક્યારની ય કપાળ સાથે જડાઈ ગયેલી હતી.

બેચાર જણાએ ઇશારાથી એક ગાડી રોકી–ખાસ્સી આપણી ઘોડા-ગાડી જોઈલો. પરંતુ ઓહ! ભગવાન બચાવે! એ ઘોડાગાડીએ તો આપણા પૃથ્વીલોકના બે માણસોને જોતરેલા હતા. એ બંને માનવો છેક નગ્ન હતા. થોડી થોડી વારે એ બંને જાણે કે બંડ પોકારી ઊઠતા હતા, અને તીણા સ્વરે રુદન કરતા હતા. જ્યાં આગળ ચાલવાની મરજી

ન હોય ત્યાં રસ્તા વચ્ચે સૂઈને આળોટી લેતા હતા. અને બેચારેક કોરડા પડતાં ત્યારે ધડ ધડ ઊઠીને પાછા દોડવા લાગતા હતા.

એક ભવ્ય પ્રાસાદમાં મારો સત્કાર થયો. ભોજન-સામગ્રીમાં જે માંસ પીરસાયું એ મેં અકરાંતિયાની પેઠે ખાધું. એ મને અતિશય મિષ્ટ લાગ્યું. પછી હું ભરચક શહેરમાં લટાર મારવા નીકળી પડયો. મારા જેવા જ અસંખ્ય જીવો હતા, છતાં કોઈના મ્હોમાં જરા સરખી વાચા ન્હોતી. મેં પણ બાજુએ જઈ બોલવાનો પ્રયત્ન કરી જોયો, છતાં મારી વાચા જ હણાઈ ગઈ.

આમ ને આમ આમ હું આગળ વધતો ગયો. એક મોટી વખાર જેવું તોતિંગ મકાન જોયું. ત્યાંથી મેં અસંખ્ય માનવીઓના આર્ત ચિત્કાર સાંભળ્યા. બારણા પાસે જઈને જોયું તો સેંકડોની સંખ્યામાં આપણા માનવબંધુઓને દોરડાથી ત્યાં બાંધવામાં આવ્યા હતા. એ બધાં નગ્નાવસ્થામાં હતાં—એમાં સ્ત્રીઓ હતી—યુવાન પુરુષો હતા—અને કંઈ કેટલાય કિશોરો હતા. હું તરત જ જોઈ શકયો કે આ માનવબંધુઓને આપણા જેવી કોઈ ભાષા નહોતી. એ લોકો માત્ર અ-આ-ઉ...ઊ...ના જેવા સ્વરોના જ ઊંચે સાદે પોકાર પાડી શકતા હતા. પુરુષો અને સ્ત્રીઓને માથે લાંબાં લાંબાં ગંધાતા વાળો હતા. ત્યાં જ મળમૂત્ર કરતાં હતાં—અને મારા જેવા બેચારેક જણા પાવડે પાવડે એ બધું સાફ કરતા હતા.

અને જોડે મેં શું જોયું ? એ એક અદ્યતન સફાઈદાર કતલખાનું હતું. એમાં આ બધા માનવબંધુઓને દોરી જવામાં આવતાં હતાં. અને ત્યાં એ બધાંની કતલ થતી હતી. લોહી-ચરબીની નદીઓ વહેતી હતી. મારી આગળથી જ એક ખુલ્લી લોરી પસાર થઈ ગઈ. એ માનવબંધુઓનાં મસ્તકોથી ખીચોખીચ ભરેલી હતી. લોહી થીજીને વાળ સાથે સખત ચોંટી ગયા હોય એવાં કેટલાંય મસ્તકો મેં ત્યાં જોયાં. કેટલાકની આંખો બહાર નીકળી પડીને લટક લટક થતી હતી. કેટલાકનાં ખુલ્લાં મોં હતાં.

મ્હોંમાંથી જીભ લટકીને અક્કડ બની ગઈ હતી. કેટલાકનાં મ્હોંમાંથી અને નાકમાંથી લોહીના રેલાઓ નીકળીને સુકાઈ ગયા હતા. કાગડા જેવાં પંખીઓ ત્યાં ઝપટ લગાવતાં હતાં અને એ મસ્તકોમાંથી કોઇક ચરબી કે માંસનો ટુકડો લઈ જઈને સડ સડ અવાજ કરતા ઊંચે ઊડી જતાં હતાં.

એક ઠેકાણે માનવબંધુઓની ચામડીઓનો ગંજાવર ઢગ જોયો. એને ખરીદનાર વેપારીઓ–જે દેખાવમાં મારા જેવા જ હતા–ભાવતાલ કરતા હતા. હવે મારે માટે કલ્પવું સાવ મુશ્કેલ ન્હોતું. આ ચામડીઓ-માંથી સરસ સરસ મુલાયમ ચંપલો સીવડાવાશે અને મોંઘા મૂલે વેચાશે.. આમ વિચારું છું તો હું મારા ઘરના બિછાનામાં સૂતેલો છું. મારા સ્નેહી સંબંધીઓ-આત્મીયજનો-મારા માનવબંધુઓ મને વીંટળાઇ વળેલા છે.

બોલો જોઉં, આવો અનુભવ વિરલગહન કહેવાય કે નહિ ?

મેં કહ્યું હતું, " જરૂર કહેવાય. "

અને પછી તો આ પ્રમાણે બન્યું. શું થાય ? □

## પોસ્ટમેન △ રવીન્દ્ર પારેખ

તળાવનાં સ્તન જેવાં ખીલેલ બે કમળ–
ગાડીના બારણા પાસે ઊભેલ ભિખારણની જૂની ઓઢણી જેવી ફફડતી ધજા–
ગભાણમાં આંખો બંધ કરીને તડકો વાગોળતી ભેંસ–
ઠંડીમાં ટૂંટિયું વળીને પડેલો મારો બાળપોથીનો વર્ગ–
પલાંઠી વાળી તપમાં બેઠેલ મુનિ જેવું મારું નિભ્રાંત ઘર–
મારે ગામથી પસાર થતી ગાડીમાંથી
હજી ય એવું ને એવું દેખાતું હશે કે આ બધું ?
રેલ્વેની કેબીનને ભરડો લઈને દોડી ગયેલ પાટાઓ રોજની જેમ
મારે ગામ ઉપડેલ ગાડીને
મારી આંખો પહોંચાડવા તો નહીં ગયા હોય ને?

# ઘટના

હરિશ દાસાણી

બપોરના ચાર. નવો જ બંધાયેલો વિશાળ ડામરરોડ નિર્જન જેવો છે. બે–ચાર ઠેકાણે સીટી બસની રાહ જોઇ ઊભેલા છૂટાછવાયા માણસો મૂગા મૂગા બસની દિશામાં જોઇ રહ્યા છે. એક આઠ દસ વર્ષની છોકરી રડે છે. થોડોક બાવાઓ ધૂન બોલતા પસાર થાય છે. તેમની સામે તે જુએ છે, બે મિનિટ રડવાનું બંધ થઈ જાય છે, અને ફરી પાછી રડવા લાગે છે. રેડિયો પરથી ટેસ્ટમેચની કોમેન્ટરી ચાલી રહી છે, પણ રન ખાસ થતા નથી. અને વિકેટ પણ પડતી નથી. ચોકમાં ટ્રાન્ઝીસ્ટર લઇને બેઠેલા થોડાક છોકરાઓમાંથી એક ઊભો થઇને ચાલતો થાય છે.

થોડાક પતંગો ઊડે છે, દુકાનોમાં બેઠેલા માણસો બગાસાં ખાય છે. બે બે મેઈલ ક્યારે આવશે ? રેલ્વે સ્ટેશન પર એક આધેડ વેપારી પૂછે છે. આકાશ સ્વચ્છ છે. લગભગ મકાનોની બારીઓ બંધ છે. મકાનોની અંદરના માણસો કુટુંબીજનો સાથે જૂનો વખત કેવો સારો હતો, વગેરે વાતો કરી રહ્યા છે. એક ઘરમાં રહેતા ચાર માણસોમાંથી ત્રણ બહાર ગયા છે, માત્ર એક પંદર વર્ષનો કિશોર ઘરમાં છે. પંદર વર્ષનો કિશોર રેડિયો પર સાંભળે છે. બોલીંગ એનાલીસિસ પછી વેન્ટીલેશન સામે જુએ છે. પલંગ પર ખુરશી મૂકી વેન્ટીલેશન પાસે જઇને ચારે બાજુ બહાર જુએ છે.

અહીં સુધી કશું જ બનતું નથી. સોળ વર્ષથી સીત્તેર વર્ષ સુધી –બધે જ–શહેરની ગલીઓમાં ધીમે પગલે ચાલતો રજાનો દિવસ ફરતો હોય છે.

વેન્ટીલેશનની બહાર જોઈ રહેલા કિશોરની આંખો આજુબાજુના જગતમાં કોઈક રહસ્યકથાની શોધ માટે વ્યાકુળ છે, પણ તેને જોવા મળે છે–કોલસાની લારી શેરડી ચૂસતો છોકરો, એક કાળી બકરી અને ફિયાટ મોટર. તે કંટાળવા લાગે છે, છતાં સ્થિર રહે છે. ખૂબ શાંતિથી બાજુના ફ્લેટમાંથી આવતો અવાજ સાંભળવાનો પ્રયત્ન કરે છે, ત્યાંથી તે ઝીલે છે–ચાની આછી સુગંધ અને કપ રકાબીનો ખખડાટ.

પ્રાસસહિત રદીફ પણ જોવા મળે છે. એમની ગેય કવિતાયે કયાંય લય ખોટકાય નહિ એવી છે. આથી એમણે જો ગઝલો લખી હોત તો ગુજરાતી ગઝલની શરૂઆત જ શાસ્ત્રીય રીતે થઈ હોત. તેઓ કલાપીના સમકાલીન હતા એટલું જ નહીં, તેમના માર્ગદર્શક પણ હતા. છતાં કલાપીને તેમની ગઝલના સ્વરૂપ અંગે માર્ગદર્શન આપ્યાનું જાણવા મળતું નથી. દરમ્યાન ગુજરાતી નાટકમાંથી

**મિલનની રાતે રિસાઈ બેઠાં,**
**જવાબમાં એ કહે છે ઊં હું !**

આવી પંકિત મળે છે. ખાસ તો તે જે છંદમાં લખાયેલી છે તેને કારણે ધ્યાન ખેંચે છે. કલાપી–બાલાશંકરના યુગમાં આગળ કહ્યું તેમ બેચાર ચલણી છંદો સિવાય બીજા અનેક ગઝલી છંદોનો ઉપયોગ થયો નથી, જ્યારે નાટકની આ ગઝલમાં કદાચ પહેલી વાર એક લાંબા ગઝલી છંદનો ઉપયોગ થયેલો જોવા મળે છે. આ રજૂઆત પાછળનો હેતુ એ છે કે ગુજરાતી ગઝલ શુદ્ધ સ્વરૂપે મુસ્લિમ-શાયરોએ લખવા માંડી તે પહેલાં શુદ્ધ સ્વરૂપની ગઝલોના નમૂના ગુજરાતી જૂની રંગભૂમિનાં નાટયગીતોમાંથી મળી આવે છે અને તે સંશોધનનો વિષય છે. એમાં ઊંચું કાવ્યતત્ત્વ આપણે જોઈ નહીં શકીએ, કેમકે તેની રચનાનો ઉદ્દેશ તે હતો જ નહીં. આમ છતાં તે માત્ર જોડકણાં કવિતા હતી એમ પણ કહી શકાશે નહીં.

ગુજરાતી ગઝલનો બીજો તબક્કો શરૂ થાય છે મુસ્લિમ શાયરોથી. ફકીર, શયદા, નસીમ, સગીરે મુંબઈમાં ગઝલ લખવા માંડી હતી ત્યારે રાંદેરમાં મુસ્લિમ ગુજરાતી સાહિત્ય મંડળ સ્થપાયું હતું અને ઝાર, બેકાર, મુનાદી, સીરતી, શેખચલ્લી, વહશી, આસિમ આદિ ઘણા શાયરોએ ગઝલો લખવા માંડી હતી અને ગુજરાતી ગઝલ સંહિત શુદ્ધ મુશાયરાની શરૂઆત પણ એ મંડળે ગુજરાતમાં કરી. મુશાયરામાં વંચાયેલી ગઝલો અને અપાયેલાં પ્રવચનોનાં પુસ્તક પણ તેણે પ્રગટ કર્યાં. ત્યારની ગઝલોમાં કાવ્યતત્ત્વ નહિવત છે. પરંતુ અપાયેલાં પ્રવચનો

બની રહ્યા તેમ ઉર્દૂ ગઝલ પર ભારતીય બની રહી હતી અને ગુજરાતમાં વસતો મોટો મુસ્લિમ સમાજ ઉર્દૂથી સુપરિચિત હતો અને છે, આથી ગુજરાતમાં વર્ષોથી ઉર્દૂ મુશાયરા થતા આવ્યા જ છે, આથી ભારતની એક બીજી ભાષામાં ગઝલ ઊતરે ત્યારે ગઝલ સાથે જોડાયેલી મુશાયરાની પ્રથા પણ અનિવાર્યપણે આવવાની હતી જ. આથી મહાગુજરાત ગઝલમંડળ સ્થપાયું અને મુશાયરાની પ્રથાને યથાશક્ય યોગ્ય રૂપમાં પ્રચલિત કરીને સ્થિર કરી. એનું એ પ્રદાન ગુજરાતી ગઝલનો ઇતિહાસ લખનારે સ્વીકારવું જ પડશે. ગુજરાતને જે ગણનાપાત્ર ગઝલકારો મળ્યા છે તેમાં આ પ્રવૃત્તિનો ફાળો છે. **ગુજરાતી ગઝલના બીજા તબક્કાનું ઊગમસ્થાન સૂરત છે** અને આજે પણ ગુજરાતી ગઝલનો વિચાર કરનારે સૂરતને યાદ કર્યા વિના ચાલે એમ નથી.

સૂરતમાં કેટલાંય વર્ષોથી હવે મુશાયરાપ્રવૃત્તિઓ જેવું જ કશું નથી. રસિકો કાવ્યવાચનના કાર્યક્રમો યોજે છે તેમાં કવિ–ગઝલકારો સાથે ભાગ લે છે. એવા કાર્યક્રમ યોજનારામાં 'નર્મદ સાહિત્યસભા' જેવી સંસ્થા પણ છે, જે દર વર્ષે એકવાર 'વાગબારસે' કાવ્યવાચન રાખે છે અને રસિક શ્રોતાઓની નાની મંડળી તેનો આસ્વાદ માણે છે. સૌએ શુદ્ધ કાવ્યપ્રવૃતિ તરીકે જ ગઝલલેખન સ્વીકારેલું છે અને એમાંના ઘણાખરા તો નિબંધિકા, વાર્તા, નાટક આદિ અન્ય સાહિત્ય સ્વરૂપો પણ નોંધપાત્ર રીતે ખેડી રહેલા છે. ગઝલ એમને માટે એક શુધ્ધ સાહિત્ય પદાર્થ જ છે.

છેલ્લા દોઢ દસકામાં સૂરતના કવિઓએ આપેલા કાવ્યસંગ્રહોમાં ગઝલ-સંગ્રહોની સંખ્યા પણ સારી રહી છે, અને ગુણવત્તાની દૃષ્ટિએ પણ તે નોંધપાત્ર છે. જેમના કાવ્યસંગ્રહ પ્રગટ નથી થયા એવા કેટલાય ભાઈઓની રચનાઓ ગ્રંથસ્થ કરી શકાય એવી ગુણવત્તા ધરાવે છે.

ગુજરાતી ગઝલનો કલાપી, બાલાશંકરના યુગ પછીનો નવો તબક્કો શરૂ થાય છે, અને એને નવો સાહિત્યિક સ્વરૂપનો વળાંક આપવામાં સૂરતે કરેલા પ્રદાનની આ ઊડતી નોંધ છે. △

# કંકાવટી

એપ્રિલ ૧૯૭૫

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૬ : અંક ૧૯૪ : મૂલ્ય એક રૂપિયો

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૯, વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ' ૩ આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત, સરનામે જ કરવો.

•

'કંકાવટી' કવિતા, વાર્તા ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર સગરામપરા, સૂરત–૨ સરનામે જ મોકલવી.

•

તંત્રી. મુદ્રક : પ્રકાશક
ડાહ્યાભાઈ જીવણજી નાયક
મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપરા, સૂરત–૨
પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત–૧

# કરુણા

મૂળ રચના–ઉંગારેત્તી   અનુ. પ્રમોદકુમાર પટેલ

( ૧ )

હું એક જખ્મી ઇન્સાન છું.

અને આ સ્થાન છોડીને ચાલી નીકળવાની મારી ઇચ્છા છે
અને, કરુણામય,

જ્યાં ઇન્સાન પોતાની જોડે જ વિસ્રંભકથા માંડી બેઠો હોય
એવા ઇન્સાનને હું સાંભળી શકું
એવા સ્થાને હું આવી પહોંચવા ચાહું છું.

સદ્‌ભાવના અને આત્મગૌરવ સિવાય મારી કને બીજું કશું જ નથી.
લોકોની વચ્ચોવચ હું મને દેશનિકાલ થયેલો લાગું છું.

છતાં હું તેમને ખાતર સહન કર્યે જાઉં છું.
તો શું હું મારામાં પાછો આવવાને ય લાયક નથી રહ્યો ?

નિઃશબ્દતાને તો મેં સંજ્ઞાઓથી ઠાંસોઠાંસ ભરી દીધી છે.

તો હૃદયમનની આ કત્લેઆમ
માત્ર શબ્દોની ધુરા વહન કરવાને જ આદરી હતી શું ?

માત્ર ભૂતાવળો પર જ મારું શાસન ચાલે છે.

અરે મૃત પર્ણો શું
આત્માનું અહીંતહીં ફંગોળાવું....

નહિ, નહિ,
મરુતને અને તેના અનાદિ હિંસ્ત્ર અવાજને
હું ધિક્કારું છું.
પ્રભુ, જેઓ તારી યાચના કરે છે
તેઓ શું તને માત્ર નામથી જ ઓળખે છે?
તેં તો મને જીવનમાંથી હદપાર કર્યો છે.
શું તું મને મૃત્યુમાંથી હદપાર કરીશ ?
કદાચ માનવી કોઈ આશા ધરાવી શકે એટલો અધિકારી રહ્યો નથી.
પ્રાયશ્ચિત્તનું ઝરણ શું સૂકાઈ ગયું છે ?
પાપકર્મો જો વિશુદ્ધિને માર્ગે ન લઈ જાય
તો તેનો ય શો અર્થ ?
દેહનાં રુધિરમાંસને તો એનું ભાગ્યે જ કોઈ સ્મરણ રહે કે કોઈ એક કાળે તે બળવાન હતું.
ઉન્માદી શીર્ણ વિશીર્ણ આત્મા
પ્રભુ, અચારી નિર્બળતાઓ તું નિહાળી લે.
અમે કશાક નિશ્ચિતની માગણી કરીશું.
તું શું અમને હાસ્યાસ્પદ પણ ન ગણે ?
તો અયિ નિષ્ઠુરતા, અમારી પાછળ વિલાપ કરજે.
સ્નેહ વિના
તૃષ્ણાઓ વચ્ચે બંદી બનીને રહેવાનું હું સહન કરી શકું નહિ.
તારી ન્યાયદૃષ્ટિની એક આછી ઝલક તો બતાવ.

તારો કાનૂન શું કહે છે ?
મારી પામર લાગણીઓ પર તું વીજળીના પ્રહારો કર
આ અતિ વેદનામાંથી તું મને મુક્ત કર.
નીરવપણે ઊઠતાં આક્રંદોથી હવે હું ત્રાસી ગયો છું.

( ૨ )

દુખિતપીડિત આ દેહ
જે એક વેળા સુખની છોળ છલકાવતો હતો,
હવે ઉજાગરાઓથી તપ્ત અધખીડી આંખોનાં જાગરણ,
અતિપક્વ આત્મા,
તું જુએ છે ખરો
કે એક વાર માટીમાં મળી ગયા પછી
હું શું હોઇશ ?
જીવંતની ખરોખર વચ્ચેથી મૃત્યુની કેડી પસાર થાય છે.
આપણે પોતે જ ટોળાંતા પડછાયાઓ,
અને તેઓ તો બીજ છે
જે આપણાં સ્વપ્નોમાં મ્હોરી ઊઠે.
તેમની જોડેનું અંતર જ આપણને અળગા રાખે.
તેમનો જે પડછાયો તે નામરૂપને વજન અર્પે.

છાંયડાના કુવાની આશા,
બીજું કશું જ નહિ,
એ જ શું આપણી નિયતિ છે ?

અને, ઓ પ્રભુ,
સ્વપ્ન સિવાય તું શું બીજું કંઈ જ નથી ?

અમે તો બેતમા,
કંઈ કરતાંય તું સ્વપ્નસરિખો હોય એમ અમે ચાહીએ.

પારદર્શી ઉન્માદિતામાંથી એ સંભવે છે.

પરોઢે ભવભાંખણાની ચકલીઓ
પાંપણની તોરણે બેઠી હોય એ રીતે
શાખાઓના વાદળમાં તેનો ક્યાંય કશો ફફડાટ નથી.

માત્ર એક રહસ્યમય જખમ અમારી ભીતર દૂઝ્યા કરે છે, સડ્યા કરે છે.

( ૩ )

જે કિરણ આપણને ભેદી રહ્યું છે
તે તો કોઈ અતિ બારીક તંતુ છે.

તો શું સંહાર કર્યા વિના
તું અમને આંજી નાખી ન શકે એવું કંઈ છે ?
એ પરમ આનંદનું વરદાન તું મને આપ.

( ૪ )

માનવ, એક ઢાંચાળુ વિશ્વ,
પોતાનાં શ્રેયોનો પોતે સંચય કરી રહ્યો છે, એવું તે માન્યા કરે.
અને તેના જબરતસ્ત હાથોમાંથી
માત્ર અનંત અંત્યો ઊગ્યા કરે.

અવકાશમાં લટકતો,
તેના કરોળિયાના જાળાના તંતુ પર,

તેને કશાયનો ડર નહિ,
કશાયનું આકર્ષણ નહિ, સિવાય કે,
એક માત્ર તેનો પોતાનો ધિક્કાર.

કબરો ચણીચણીને
    વંધ્ય ધરતીને તે પોષ્યા કરે

અને,

તારી કથા કહેવાને
ઓ શાશ્વતી,
તેણે શપથના શબ્દો ખપમાં લેવા પડે.

□ □ □



- આપણી કામનાઓની કાંટછાંટ કરવા માટે આપણી આવશ્યકતાઓ પૂરી કરવાની સામાજિક યોજનાઓ એવી છે કે, આપણને જોડાની જરૂર હોય ત્યારે આપણા પગ કાપી નાખવામાં આવે.
- ધરડાઓ અને ધૂમકેતુઓની ઇજ્જત સમાન કારણે હોય છે–લાંબી દાઢી અને ભાવિ ઘટનાઓ કહેવાના તેમના જૂઠા દાવાને કારણે. △

જોનાથન સ્વિફ્ટ

## સુધારો

માર્ચ અંકમાં ૧૫ મા પેજ પર પ્રગટ થયેલા ગદ્યખંડના લેખક શ્રી રવીન્દ્ર પારેખ છે.

## ઘર / અજિત ઠાકોર

ઘરની જલતરંગ સમી પ્રત્યેક ઓકળી
દિવાલમાં પલટાઈ ગઈ છે.
લક્ષ્મણ-સીતા રામ હવા આવવા જવા માટેની
બંધ બારીમાં ફેરવાઇ ગયાં છે.
રોહિતના એક જ દંશે
ચરણોમાં ખોડાયેલા ઉંબરા
આદિકાળનાં વાદળોમાં અદલાઈ ગયા છે.
આંગણપીપળો
એક સોમવતી અમાએ
સીતાએ ભળભાંખરે વીંટાળેલા દોરમાં રૂંધાઇને
ક્યારે સૂકાઈ ગયો
તેનો પણ ખ્યાલ ન રહ્યો.
ઘરમાં વસતા પાંચ-સાત સતિયા માણસો
ફળિયાના ઘૂરકતા અર્ધભૂખ્યા કુરકુરિયાંઓની જેમ
પૂર્વજસોંપ્યા દાળચોંટયા ઊંધા વાટકા જેવા ઘરને
ને
અહીંતહીં ફંગોળેલા ફટકી રોટલા જેવાં ખેતરોને
ડાફાં મારી રહ્યા છે.
નળિયાને સ્થાને
મલિન ઇરાદાઓ, કુશંકાઓ, ઘૃણાઓ
ગોઠવાઈ ગયાં છે.
પ્રત્યેક વ્યક્તિનો મેરુદંડ કડકડે છે.
બધા જ
પવન આવે તો
સૂરજ ઊગે તો-ની ચિંતામાં પડ્યા છે.
શિયાળાની રાતે મારા ઉચ્છિષ્ટ દાદા જેવું ઘર
રે રે એકલા મને જ જાણે કે જોયા કરે છે...

## આંખ – ખલિલ જિબ્રાન

એક દિવસ આંખે કહ્યું,
"આ ખીણોની પેલે પાર ભૂરા ધૂમ્મસથી આચ્છાદિત
એક ગિરિવરને હું પેખી શકું છું. સુંદર નથી એ ?"
કાને આ સાંભળ્યું ને થોડીક વાર એકધ્યાન થઈ સાંભળી રહી કહે,
"ક્યાં કોઈ પર્વત છે? મને સંભળાતો નથી તે."
પછી હાથ બોલ્યો, કહે :
"નાહકનો જ હું અનુભવવા કે સ્પર્શવા મથું છું, મને તો
કોઈ પહાડ વરતાતો નથી."
નાકે કહ્યું,
"કોઈ પહાડ-પર્વત નથી. મને સોઢાતો નથી."

પછી આંખ અન્યત્ર વળી ત્યારે તેઓ સૌ આંખને
થયેલી વિચિત્ર ભ્રાન્તિ વિશેની વાતે પરસ્પર વળગ્યાં ને બોલ્યાં:
"આંખને જરૂર કાંઈક થયું હોવું જોઇએ."

અનુ. રાધેશ્યામ શર્મા

## ચતુરોથી કંટાળ્યા છે દેવદૂતો – ખલિલ જિબ્રાન

ચતુર મનુષ્યોથી દેવદૂતો કંટાળ્યા છે.
હજુ ગઈ કાલે જ દેવદૂતે કહ્યું મને :
"જેઓ બહુ ચમકે છે એમને માટે
અમે નિર્મ્યું છે એક નરક.
પદાર્થને સંપૂર્ણતયા ઓગાળી શકે
અને ચળકતી સપાટીને ભૂંસી દઈ શકે
એવું તો અગ્નિથી અતિરિક્ત છે કશું ?"

અનુ. રાધેશ્યામ શર્મા

## સ્વગતોક્તિ–મૂકેશ પ્રિ. વૈદ્ય.

ચાલ છોડ.
કવિતા તો કાલે પણ લખાશે.
આંખે આંખે શ્વસી લેવાય એવી
આ હવા
ફરી આટલી જ હળવી, હરિયાળી
ન પણ હોય !
કંઈ કેટલીયે વાર
હું
મોડી રાતે તાળું ખોલી ઘરમાં આવું.
આંખ ઘેરાતા
નજરની પડતર જમીનમાં કૂંણી ચાર ફુટી નીકળે.
ને પડખું ફરતાં જ
કોઈ મને ઉતરડીને મારી કાંચળી ખેંચ્યે રાખે.
મળસ્કે
ઝાડીમાં એની
ક્યાંક નાસી છૂટતી છાયા પણ જોઉં.
બસ જોઉં—
કપાયેલા અળસિયાં જેવાં દૃશ્ય ધૂજ્યા કરે.
આ લીલાછમ ઘાસિયે
ડોલતા ફણીની જેમ
નજર સળવળે છે.
તો એને સરકવા દે.
કાદવિયા કળાણમાં
લિસોટા તો કાલે પણ પડાશે.

## છીપ / ઉશનસ્

તારા જવાના ઘા ઉપર
સમયનાં ભીંગડાં વળી વળીને ઊખડી ગયાં છે,
નવી આવેલી ચામડીમાં ય ઘાનો
પોતાનો આકાર લીલો લીલો ઊઘડ્યો છે;
આપણા સંબંધમાં
છેક અડોઅડ પાસે હોવાના મેદનાં–જાણનાં
પડ બાઝયાં હતાં
તેને છારીની માફક સમયે તારવી-સારવી લીધાં છે,
'તું નથી' તે ભાવ નીતરી નીતરીને
અચ્છોદાયો છે સ્વચ્છ ને પાતળો.
પારદર્શક મૌનને છેક તળિયે જતીક ને
ખુલ્લી સ્વાતિની છીપ બેઠી છે
છીપમાં મારાં આંસુનાં મોતી પાકીને ઠર્યાં છે,
મોતી હવે સ્પષ્ટ તગતગે છે:
'હું તને હજી ય ખૂબ ચાહું છું, હે પ્રિય !'

– • –

# હાલને થોડુંક હસીએ વ્હાલમ !

△ કિસન સોસા △

( ૧ )

મર્ય હવે નામ પર વાદળ બંધાય
મર્ય હવે બારે મેઘ ખાંગા થાય ગામમાથે-
મર્ય ઓલું ખોરડું સૂકાય....

ટોળે વળી મર્ય હેલ્યું કરે હવે.
ફૂવાએ કાચંડા-શી વાત્યું

મોરલાની ગ્હેક મર્ય સૂની પડે
મર્ય ખાલીપે ફળિયું ફૂંકાતું

( હવે હું ને મારા 'એ'
હવે હું ને મારા 'એ'
હવે હું ને મારા 'એ' ને મારી રાત્યું ! )

મર્ય હવે નામ પર દુકાળ મંડાય
મર્ય હવે રંગ રંગ ઝંખવાતો મોરલો ઈ
મર્ય ઈના ટહુકા તરડાય....

( ૨ )

પાનની દુકાને ઊભા મંકોડાએ
જોયા રે એક આંખે જોયા,
મોઢું મચકોડીને બોલ્યાં કીડીબાઈ:
મર રે મર મારા રોયા !

મોંઢામાં ઠાંસોઠાંસ ખોસ્યું સે પાન
પણ સોરાતો જાઉં છઉં દિલે !
આવીને જો, મારા નેસમાં કે કેવો મેં
પહાડને ય બાંધ્યો સે ખીલે.

પાનની પીચકારી મારી મંકોડાએ
હોડકાર ખાધો કે, હોઈઆ....
સાડી સંકોરીને બોલ્યાં કીડીબાઈ :
મર રે મર મારા રોયા !

મધરાતે કાગડો બોલ્યો કે કરસનભાઈ!
ઓશ આવો તો થોડું કામ છે:
આજકાલ આ તારાં ગીતોમાં આવતી–
સન્નારી, શું ઈનું નામ છે ?
મુઠ્ઠી ભીડી મેં કીધું કે કાગડાભાઈ,
સમજ્યા જેવું છે, બધું આમ છે!

કાગડાએ કાળોછમ નાખ્યો નિસાસો; ને
બોલ્યો : હું બોલું મધરાતે ?
આ તો આ ભાઈ, મારી નીંદરું હરામ–
થઈ, કાગડીએ કીધેલી વાતે
(માણસમાં આવીને અડ્ડો જમાવ્યો છે
કાગડાભાઈ, તારી જમાતે ! )

કાગડો તો ગમગમ...ગમગીન થૌ બોલ્યો
કે, તુંય દોસ્ત માથાનું બામ છે!
માણસની સાથે તું અમને સરખાવે–
અરે હડહડતો આ તો ઈલ્ઝામ છે !
સોરી.......કહી મેં કીધું કે કાગડાભાઈ,
કેવી છોડી ને કેવું નામ છે !
સમજ્યા જેવું છે, બધું આમ છે !

એક પછી એક એમ ફૂલો ખેરવતી વ્હાલપની વેલ ગુમસુમજી !
મોરલાની ભૂખાઈએ ભૂહાડિઓ વાળ્યો તે બેઠી છે ઢેલ ગુમસુમજી !

મોરલાએ ચાખી મદિરા તે મત્ત થઇ ગ્હેક દઈ ગ્હેકયો કે, પારૂ !
આંખ્યના ઝરૂખડામાં આવીને જો, તારા દેવદાસે ઢીંચ્યો છે દારૂ !

એક તો રાજ આ દારૂણ ધીનું એમાં મોરલો છકેલ, કેમ વારું ?
ઉજાસની આડમાં ઊભેલું ઓય માડી, સાંભરી ગ્યું અંધારું ખારું

અંધારું વીંઝાતું વીંઝાતું વીંઝાતું.... મોરલાની આંખ્ય લગી પૂગ્યું,
મોરલો જુએ તો લીલીછમ વાડીયુંમાં હાથલિયા થોર જેવું ઊગ્યું.

હાથલિયા થોર ખાય છિ....છિ....છિંકઃ...એમાં ઊભી છે કેળ ગુમસુમજી !
મોરલાની ભૂખાઈએ ભૂકાડિયો વાળ્યો તે બેઠી છે ઢેલ ગુમસુમજી !

# છેલ્લો માણસ

* * * * કેનુ સુણાવકર * * * *

છેલ્લો માણસ હજી જીવતો હતો. એ શ્વાસ ચડચો–શહ...શહ... અહ... અહ... એ ગભરામણથી ભરાઈ નિરાધાર નજરે ચારેકોર ડામાડોળ બની રહ્યો હતો. અડખેથી પડખેથી ડાબેથી જમણેથી ઉપરથી નીચેથી અંદરથી ભારેખમ બોજો એના પર આવી રહ્યાની એંધાણી એ ઓળખી ગયો. અકળામણથી આકળવિકળ થઇ રહ્યો. કાળા કાળા ડામરરોડ તરફનું મોટું બારણું ભીડી દીધું. સાંકળો દઇ દીધી. તાળું ય લગાવી દીધું અને બેઠો

બેઠો ને ઊભો થઈ આંટા મારવા વળગ્યો. કશુંક સ્મરણે ચડતાં બાથરૂમમાં જઈ પહોંચ્યો. 'હાશ' થઇ, પણ 'હાશ' ટકી નહીં. ગીત જાણે કે અધૂરું રહી ગયું ને અંધારું છવાઈ ગયું. એ બાથરૂમમાં લપાઈ ગયો. ફરીથી શ્વાસ ચડયો– 'શહ... શહ...' સ્વીચ ઑન થઈ ગઈ. તરત જ ઑફ. એને અંધારું જ ઠીક લાગ્યું. સલામત હોવાનો ખયાલ આવ્યો ને એ ભયભીત થઈ બાથરૂમની બહાર દોડી આવી રહ્યો હોવાનું એને સ્પષ્ટ લાગ્યું. ભીંસ સમીપમાં વરતાઈ.

એ તદ્દન નગ્નાવસ્થામાં હતો. અંડરવેર પહેરી. લંગોટ લગાવ્યો. ઉપર લેંઘો બાંધી લીધો. ઉપર આખી બાંયનું શર્ટ પહેરી લીધું. ભારે દબાણ વધુ ને વધુ નજીક આવી રહ્યું હતું. એણે પગે મોજાં ચડાવ્યાં. બૂટમાં પગ ખોસી દીધા. બૂટની દોરીઓ તાણતાં જ તૂટી ગઈ. તૂટેલી તો તૂટેલી પણ તણાય એટલી તાણી ખેંચીને બાંધી. લેંઘા ઉપર મોટું કોથળા જેવું, કાળું પેન્ટ ચડાવ્યું. બેલ્ટ લગાવ્યો. અકળામણ ઓછી ન થઈ, વધી. એને વધુ શ્વાસ ચડયો: 'શહ... શહ...' 'હાશ'ની ઝંખનાના જવાબમાં 'શહ... શહ...' મળ્યું. ભારે ભારે આવી રહ્યો એ 'બધું' ભૂલી ગયો. અનુભવી શ્વાસ એ સાંભળી રહ્યો. 'શહ...શહ'

કાળો કોટ પહેરીને બટન બીડી દીધાં. લાંબા સાપ જેવી નેકટાઈ ગળે બાંધી લીધી. ખાલી ચડેલા હાથે મુઠ્ઠીઓ વળી. ભારેખમ ભારતળે એ ચગદાઈ રહેવાનો અનુભવ કરી રહ્યો. હવે એ તૂટી પડવામાં/પડવાનો જ હતો.

એ કશાક અવશને વશ થઈ જતાં, અંદરના ઓરડામાં ચાલ્યો ગયો. ઓછી સલામતી જણાઈ. અંદરના બીજા ઓરડામાં ધસ્યો. ત્યાંથી ત્રીજા–ચોથા–પાંચમા...આખરે એક ભંડકિયામાં આવી ગોટ પોટ થઈને પડયો. ઊંડે–ને–ઊંડે નીચે–નીચે પહોંચી પડયો. છળ્યો. સાપ નહોતો, એની જ નેકટાઈ હતી. સાપનો ભ્રમ હતો. માત્ર રજ્જૂ જેવી ટાઇ અવળસવળ થતી એના ગળાને ભરડો વીંટી રહી હતી.

શ્વાસ ધીરે ધીરે ધીરે ધીરે શમી રહ્યો: 'શહ... શહ.... શહ... શ.'

## ઈકબાલનો મકબરો

હું પાકિસ્તાનમાં મહાકવિ ઈકબાલનો મકબરો જોવા ગયો. એના દરવાને કહ્યું કે, 'આની પાછળ સાત લાખ રૂપિયાનો ખર્ચ થયો છે.' અંદર બહુ કીમતી પથ્થરો મઢેલા હતા. કુત્બાના ત્રણ ઇંચ પથ્થરની પાછળ હાથ હલાવીએ તો સામે બરાબર દેખાય. ત્યાંથી વીજળીનું કનેકશન પણ દૂર કર્યું છે. ઈકબાલની કવિતાની પેઠે અંદરના કીમતી પથ્થર પ્રકાશ પાડતા હતા. નાનકડા મકબરામાં ફારસી અને અરબીના શેરોની ભરમાર હતી. મેં દરવાનને વ્યંગમાં પૂછ્યું, 'ઈકબાલ પંજાબમાં જ જન્મ્યા હતા ને?'

'હા જનાબ, સિયાલકોટમાં. તમે નથી જાણતા?' દરવાન મૂળ યુ.પી.નો હતો.

'એમને ઈજ્જત કોણે બક્ષી?'

'ઉર્દૂ શાયરીએ'

'તો પછી, એમનો એક પણ ઉર્દૂ શે'ર અહીં કેમ નથી?' મેં મકબરા પર આંગળી ચીંધીને કહ્યું, 'કુત્બા પર પણ નહીં! વાસ્તવમાં તમે પંજાબી ઓછા, અને અરબી ફારસી વધારે છો.'

'જી નહીં', એવું નથી. અલબત્ત, અહીં એમના ઉર્દૂ શે'ર હોવા જોઈએ ખરા......' દરવાને સ્વીકાર્યું.

# અદ્યતન ગુજરાતી ગઝલ—એક નોંધ

……………સતીશ વ્યાસ……………

૧. ગુજરાતી ગઝલની બે આગવી વિશેષતાઓ છે. એક તો એ કે ( ઉર્દૂને બાદ કરતાં ) અન્ય ભગિનીભાષાઓ બાદ કરતાં એનાં ખેડાણ–વિકાસ વધુ થયાં છે ને બીજી, સમાજજીવન સાથે કવિતાનો સંબંધ વ્યાપક સ્વરૂપમાં જોડી આપનારા માધ્યમ તરીકે એ આજે યે મહત્ત્વની બની રહી છે. ઊર્મિકાવ્યના એક પેટાપ્રકાર તરીકે આજે જ્યારે સોનેટો તરફનો ઝોક ઘટયો છે, ને ગીતો એના રૂઢ લય તથા શબ્દસમૂહોની આબોહવામાં અટવાયાં છે ત્યારે આ સ્વરૂપે સર્જેલાં સાતત્ય તેમ જ શકયતાઓને અભ્યાસવા જેવાં છે.

૨. આજની ગુજરાતી ગઝલ પરંપરા અને પ્રયોગ બન્નેનો સુભગ સમન્વય દાખવી રહી છે. ઘાયલ, બેફામ, ગની, અનિલ આદિ દ્વારા સચવાતી પારંપરિક અને આદિલ મન્સુરી, રાજેન્દ્ર શુકલ, મનોજ ખંડેરિયા, મનહર મોદી, ચિનુ મોદી કે ભગવતીકુમાર શર્મા આદિ દ્વારા નવીનાતી પ્રાયોગિક ગઝલો સર્જનાત્મકતાના અનેક સ્ફુલ્લિંગો વ્યક્ત કરી રહી છે.

૩. આજે ગઝલ માત્ર 'ઇશ્કે મિજાજી' કે 'ઇશ્કે હકીકી'ના ચોકઠામાં બંધ નથી. એણે વિષયનો છોછ છોડયો છે. શુદ્ધ પ્રકૃતિલક્ષી ગઝલોથી માંડી કલ્પનોની અનેરી સૃષ્ટિ રચી આપતી ને અમૂર્તને આંબવા મથતી શબ્દશકિતનો મહિમા તાકતી ને એમ અનેક પ્રકારનું વૈવિધ્ય ધરાવતી ગઝલો આજે લખાય છે. માત્ર પ્રકૃતિલક્ષી ગઝલોમાં જયન્ત પાઠકની 'ભીની ભીની હવામાં' રાજેન્દ્ર શુકલની 'ગ્રીષ્મ,' ખંડેરિયાની 'ખેતર' રમેશ પારેખની 'પરોઢિયું' કે ચિનુ મોદીની 'ધુમ્મસ' ઉલ્લેખનીય છે. એમાંના કેટલાક શએર જોઇએ:

૧. 'બાંધેલ વાદળીનો ભારો છૂટી ગયો ને
છુટ્ટી ઊડે છે સળીઓ ભીની ભીની હવામાં.–જયન્ત પાઠક

૨. 'દિવસ આંધળો સાપ, કેમે હટે ના,
અરે કાળને પણ ચરણનું ન હોવું'—રાજેન્દ્ર શુકલ

૩. 'ખબર ચાડિયાને પડે ના જરા પણ
વિહગ ચાંચમાં એમ લઈ જાય ખેતર'—મનોજ ખંડેરિયા

૪. આખે ખેતર ગાઢ અડાબીડ ભીનું ભીનું લચતું ધુમ્મસ,
રથને તોડી સાત અરબ્બી ઘોડાટોળું ચરતું ધુમ્મસ...ચિનુ મોદી

૫. 'ઓઢેલ વસ્ત્ર રાતનું તાણી જતી દિશા
ઠંડી હવાના દાંતમાં ખખડે પરોઢિયું'...રમેશ પારેખ

આપણા મધ્યકાલીન બારમાસીના સ્વરૂપને મળતી આવતી રાજેન્દ્ર શુકલે આપેલી રચનાઓ પણ ખાસ ઉલ્લેખ માગી લે છે. વિરહભાવને પ્રકૃતિ સાથે સાંકળવાનો ઉદ્યમ આ માધ્યમાંયે કેવો તો સફળ બની રહે છે એનું એ લાક્ષણિક ઉદાહરણ બની રહે છે. આધુનિક ગઝલકારે વિસ્મયજન્ય મૌગ્ધ્ય અને કલ્પન-સાધના કઈ રીતે આવિષ્કૃત કર્યાં છે એનો પરિચય આ રચનાઓ આપી રહે છે.

૪. ક્યારેક તો માત્ર એક જ પદાર્થને વિષયલક્ષ્ય બનાવી, એને રદીફસ્થાને સ્થાપતી ગઝલો સર્જાય છે. પરંપરાએ આપેલી ફૂટકળ રચનાઓ કરતાં આની વિશેષતા એ છે કે એ ભાવનું એક સમગ્ર એકમ સર્જે છે. અલબત્ત, પારંપરિકમાં યે ધ્વનિની એકવાક્યતા આવતી, પણ ભાવવિરોધનો ભોગ બનવાની, સ્વતંત્રતાને બહાને ને સ્વરૂપની લાક્ષણિકતાને બહાને અસંબદ્ધ બનવાની એમાં ભીતિ રહેતી. તો બીજી તરફ આવી નવીન રચનાઓ પણ પદાર્થનાં કલ્પન આપવાને બદલે વ્યાખ્યાઓ બાંધતી થઈ જાય ને ધૂંધળી રહે એવું બનવાનું. આદિલ મન્સુરી મનહર મોદી, મનોજ ખંડેરિયા, ઉશનસ્, રઘુવીર આદિએ આ પ્રકારની સફળ રચનાઓ આપી છે. આદિલની 'માણેકચોકમાં' અને 'ભીંડીબજારમાં' એ બે સ્થળ વિશેષની ગતિ-સ્થિતિને નિમિત્તે કવિત્વને લક્ષતી રમણીય ગઝલો છે. આવી મુસલસલ ગઝલના થોડા રમ્ય શેર જોઈએ:

૧. 'હવે એ ખર્યાં પાંદડાંમાં ફરે છે
   ઇયળ થૈ નસો કોતરી ખાય ટહૌકા'...ઉશનસ્

૨. 'ફૂટી નીકળે પાંખનું પીછું થઈને
   વિહગના ગળામાં જે રહી જાય ટહુકો'...મનહર મોદી

૩. ફરકતું પડે ત્યારે ભૂરી હવામાં
   ઝીણું શિલ્પ કૈં કોતરી જાય પીંછું '...મનોજ ખંડેરિયા

૪. 'આંબા તલાવડીને તીર એક આકડો
   એનાં ફૂલો ઉપર ફરકતું ગાન સીમમાં'...રઘુવીર ચૌધરી

પહેલાં ત્રણ ઉદાહરણોમાં કાફિયાનું તેમ જ કેટલાક શબ્દોનું સામ્ય જોઈ શકાશે.

૫. નવી ગઝલે પણ ગીતની જેમ કેટલાંક શબ્દસમૂહો ને પ્રતીકોને રૂઢ બનાવ્યાં છે. કૃતક અવસાદ અને સભાન અનર્થરતતાએ આણેલ દુર્બોધતા પણ ઘણે સ્થળે જોઈ શકાય છે. 'સૂરજ,' 'શબ્દ,' 'અંધકાર' એ આધુનિકોનાં પ્રિય પ્રતીકો છે. એક આદિલ મન્સુરીમાં જ આવતા 'સૂરજ' શબ્દના પ્રયોગનાં કેટલાંક ઉદાહરણ જોઈએ :

૧. કશું ય કહેવું નથી સૂર્ય કે સવાર વિશે
૨. સૂરજ ગળી જવાની યે ઇચ્છા નથી હવે
૩. ક્ષિતિજરેખ પર અર્ધ ડૂબેલ સૂરજ
૪. નિરાશ્રિત સૂર્યનો સંગાથ પણ છે
૫. સાબુનું ફીણ રોજ શું ઉભરાય સૂર્યમાં
   કે મેલ કાળી રાતનો ધોવાય સૂર્યમાં. ('સૂર્ય' ગઝલમાંથી)
૬. સવારે સૂર્યના ભાલા ઉપર ચઢયો છું હું.
૭. વિરહરાતોને સુરજ કરગરે છે.
૮. મારા તપ્ત રક્તના સુર્યને વિરામ કયાં ?
૯. શિખરે શિખરે સરતો સુરજ ('સુરજ' ગઝલમાંથી)

૧૦. સુરજમાં અન્ધકારના પડઘા શમી ગયા.

દસે અટકીએ. સંખ્યા આથી વધારે છે. એક જ પદાર્થને કલ્પનો ને પ્રતીકના સ્વરૂપમાં કસવાનો આ પ્રયાસ હૃદ્ય છે. રમેશ પારેખે પણ સુર્યનો આ પ્રકારે ઉપયોગ કર્યો છે.

૧. શોધું છું ક્યાંય સૂર્યનું પગલું મળે નહીં.

૨. સૂરજ આપણા સૌ ઉપર ઝળહળે
બધા સર્પ માથે મણિ હોય છે!

આ ઉપરાંત 'હોવું,' 'સંભવ,' 'શકયતા,' 'કદાચ' (નો,ની,નું,ના) કે 'સતત' જેવા શબ્દો કયારેક એની અર્થછાયા વિશે ગૂંચવણ સર્જતા પ્રયોજાયેલા જોવા મળે છે.

૬. અભિવ્યક્તિના આપણે ત્યાં થયેલા પ્રયોગોમાં પ્રાદેશિક બોલીઓને આશ્રયે પ્રગટેલી ગઝલોને પણ ગણાવી શકાય. ભાવની નૈસર્ગિકતા એ આવી રચનાઓનું પ્રધાન લક્ષણ રહે છે. રાજેન્દ્ર શુકલ, કિસન સોસા, શિલ્પિન્ થાનકી જેવાની કેટલીક રચનાઓમાં આ પ્રયોગ જોઈ શકાય છે.

૧. કોઈનાં મન, ઈને ચ્યમ રે પમાય ?
સમજણ તો સીધા ને સોંસરવી જાય'...રાજેન્દ્ર શુકલ

૨. અમને ગયો ગમી તે અમે અંજલિ ભરી,
જાંબુડી માઢ–મેડિયું ત્યાં જંગલે ચણી'....કિસન સોસા

૩. 'ભાલ જો સિન્દૂર હી સૂરજ સમો
આભલે–મઢયો અસાંજો ઘર ડિસે'...શિલ્પિન્ થાનકી

૭. એક તરફ અનર્થની આરાધના કરતી ગઝલો છે તો બીજી તરફ નરી સાદગીથી અભિવ્યકત થવાની સરલતા છે. સાદગીના આ માધ્યમથી ઘેરી ભાવગભીરતા વ્યકત કરવામાં આપણા નવા ગઝલકારો અનેરી સફળતાને વર્યા છે. કેટલાંક ઉદાહરણો જોઈએ :

૧. 'થોડાક પત્રો સાચવી રાખી મૂકયા હતા,
શોધું છું ઘરમાં કયારનો જડતા નથી હવે !...આદિલ મન્સુરી

૨. તમને ભૂલી જવાના પ્રયત્નોમાં આજકાલ,

તમને ભૂલી ગયો છું, મને ખ્યાલ પણ નથી'...હરીન્દ્ર દવે.

૩. મંઝિલ ઉપર પહોંચી ગયાનો થાક એટલો

સામે હતાં ને તોય તે પામી શકાય ના'...ચિનુ મોદી,

૮ 'રદીફ-કાફિયાનાં બંધનોને અતિક્રમતી તેમજ ટૂંકા બંધના છંદમાં પ્રગટવા મથતી ગઝલો પણ સર્જાય છે. બન્નેમાં થયેલા અને થતા પ્રયોગો સમગ્રતા સર્જવા ટૂંકા પડતા હોય એમ લાગે છે. એક ઉદાહરણ જોઈએ :

ચાલો હવે,

મ્હાલો હવે.

છોડી રણો

ફાલો હવે—મનહર ચરાડવા.

આવી રચનાઓ દ્વારા પ્રાસાત્મક શબ્દો અંગેનું કવિનું જ્ઞાન સમૃદ્ધ થતું હશે પણ ગઝલને ને એમ કવિતાને તો ખાસ લાભ થતો હોય એમ લાગતું નથી.

૯. આજે નઝમો લખાતી નથી. દીર્ઘ કાવ્યો માટે ઊર્મિ અને ભાવનું જે સાતત્ય જોઈએ એ કસવાની ફુરસદ કદાચ આજના ગઝલકાર પાસે નથી. ત્રિપદી કે પંચપદીના પ્રયોગો આજે કવચિત્ જ જોવા મળે છે. ક્ષણિકા જેવો પ્રયોગ ચિનુ મોદી જેવા કવિને હાથે નવું પરિમાણ સાધતો જોવા મળે છે. એમાં ઊર્મિકાવ્ય સાપેક્ષ ભાવએકમ રચાવાની ક્ષમતા નજરે પડે છે. હઝલ જેવો પ્રકાર પણ આજે ખાસ ખેડાતો નથી. મનહર મોદી એક સબળ અપવાદ છે આમાં. અલબત્ત એમણે હઝલના બાહ્ય કલેવરને સ્વીકારી આવિષ્કૃત કરી છે ગંભીરતાને જ. ઉદાહરણ લેખે,

૧. 'હતું ઊંઘમાં ઊંઘ જેવું ઉઘાડું'

કરે છે હજી કેમ 'હોંચી' ગધાડું ?

પવનની ગતિ એમ લાગે છે જાણે,

દિશાઓ ઉપાડીને ચાલે છે ગાડું !

૨. "અઢી ફૂટથી વધારે કેમ ઊંઘ્યો ?

ઉલૂલૂ બિચારાને ગયો છે.

પ્રથમ દૃષ્ટિએ વ્યર્થ પ્રલાપ સમ લાગતી પણ બંધનોની વિડમ્બનાને તાકતી આવી રચનાઓ અદ્યતન ગઝલનું આગવું પરિમાણ છે. સ્થૂલ હાસ્યને નિરૂપતી હઝલો લખાય છે ખરી, પણ એનું સાહિત્યિક મૂલ્ય નહિવત્ છે.

અર્થ, રૂપ, શબ્દ અને એનાથી યે આગળ વધીને માત્ર વર્ણની જ સાધના તરફની ગતિ યે કેટલાક ગઝલકારોમાં પ્રગટ થતી દેખાય છે પુરાણોમાં 'ઓમ'કારની જે પ્રકારની સાધના હતી તે પ્રકારની આ સાધના તો આ પંક્તિઓઃ નહિ હોય ને ? ઉદાહરણ તરીકે આદિલ મન્સુરીની

૧. અનર્થોના જંગલમાં અટવાય અ,
તિમિરવૃક્ષને વેલ વીંટળાય અ.
કદી મૌનના રક્તે ખરડાય અ,
કદી અર્થ-તલવાર ટકરાય અ.

ચિનુ મોદીએ પણ આ પ્રકારની જ એક રચના આપી છે.

૨. આપણી વચ્ચે હતો અ,
એ પછીથી ક્યાં જતો અ ?

"ૐકારના 'અસ્તિ' થી આ 'અ' કારના 'નેતિ' સુધી પહોંચવાનો ઉપક્રમ તો નહિ હોય ને ? વર્ણની અનેક વ્યંજનાઓ પામવાની આ-બોહવામાં ભાવકને મૂકી દેતી આવી રચનાઓ આસ્વાદ્ય બને છે એમાં રહેલી રહસ્યાત્મકતાને કારણે.

૧૧. આ વિહંગાવલોકન સૂચવે છે કે ગુજરાતી ગઝલનું ક્ષેત્ર સંકુચિત નથી, કવિતા વિમુખ નથી એક સ્વરૂપ તરીકેનો થયેલો એનો વિકાસ સૂચવે છે કે એ ગુજરાતી કવિતા સાથે અવિચ્છિન્ન સંબંધે જોડાયું છે. ગુજરાતી સાહિત્યના અભ્યાસીને એના તરફ વિમુખતા કેળવવી પાલવશે નહીં. ઊર્મિ-કાવ્યના એક આગોતરા ગુજરાતી સ્વરૂપ લેખે ગઝલ અનેક શકયતાઓથી સભર છે એની પ્રતીતિ આવી રચનાઓમાંથી પસાર થતાં થાય છે. □

# દેવળની ગાયિકા □ મેરી વિલ્કિન્સન

મે મહિનાનો એ સોહામણો રવિવાર હતો. મધુર પવનમાં પક્ષીઓનો ટહુકાર લહેરાતો હતો અને લોકો દેવળમાં આવી ગયા હોવાથી ગાયકમંડળી ઊઠીને ગાવા લાગી. મુખ્ય ગાયિકા સૌની વચ્ચે ઊભી હતી. સૌ એને જોતાં ને ધ્યાનથી સાંભળતા હતા. ઘરડી કેન્ડેસી વિટકોમ દેવળની ગાયક મંડળીમાં છેલ્લાં ચાળીસ વર્ષોથી ગાતી હતી તેને થોડા દિવસ પર આ પદ પરથી ફારેગ કરવામાં આવી હતી. ઊંચે સ્વરે ગાતો એનો સાદ કર્કશ થઈ જાય છે એવું શ્રોતાઓને લાગ્યું હતું. ઘણાએ એ સામે ફરિયાદ કરી હતી આથી દેવળના અધિકારીઓએ નમ્રતાથી એને ના કહી દીધી હતી. છેલ્લા રવિવારે એણે દેવળમાં છેલ્લી વાર ગાયું હતું.

આવી મોટી ગાયકમંડળીમાં માત્ર વાદ્યવાદક અને મુખ્ય ગાયિકાને જ નામનું વેતન અપાતું હતું. પણ ગામલોકો એક યુવતી માટે પૂરતું માનતા હતા. એલ્મા પાસેના ગામના દૃષ્ટ ડળીમાં રહેતી હતી અને આસપાસનાં ગામોમાં સારી ગાયિકા તરીકે એની ખ્યાતિ હતી.

આજે ગાતી વખતે એની ગંભીર ભૂરી આંખો સ્થિર થઈ ગઈ. એનું સુંદર મુખ પીળું પડી ગયું હતું હતું. ગીતોની ચોપડી પકડેલા હાથ કંપતા હતા. ગીતની વચ્ચે એણે એકલીને ગાવાનું હતું. એણે અતિ મીઠા સ્વરે ગાયું અને સૌએ પ્રશંસા કરી. પણ ત્યાં જ બેચેની થઈ. સૌની નજર દેવળની દક્ષિણ બાજુએ ગઈ. પક્ષીઓના ટહુકાર અને એલ્માના સ્વરથી જુદો કોઈ મહિલાનો ગાવાનો સાદ સંભળાયો. તે બીજું જ ગીત બીજા સ્વરમાં ગાતી હતી. સ્ત્રીઓએ ધીમેથી એકબીજાને કહ્યું, 'આ તો એનો જ અવાજ છે!' સૌ ચકિત થઈ ગયા પછી હસવાનો પ્રયત્ન કરવા લાગ્યા. કેન્ડેસી વિટકોમનું ઘર દેવળની પાસે દક્ષિણે હતું. હરીફનો સાદ દબાવી દેવા માટે એ ઘરના ઓસરાન

પર ગાતી હતી.

એહ્માનો શ્વાસ અટકવા લાગ્યો. ગીતોનું પુસ્તક એના હાથમાં હાલવા લાગ્યું. તો યે એણે જેમતેમ કરીને ગાવાનું ચાલુ રાખ્યું. પરંતુ પાર્લરના તેજ અને રુક્ષ અને કેન્ડેસીના ઊંચા અવાજે બીજા અવાજોને દાબી દીધા.

ગીત પૂરું થયે એહ્મા બેસી ગઈ. એ નબળાઈ અનુભવવા લાગી. પાસેની સ્ત્રીએ એના હાથમાં પીપરમીન્ટ આપી કહ્યું, 'તારે ચિંતાતુર ન થવું જોઇએ...' એહ્માએ હસવાનો પ્રયત્ન કર્યો, શ્રોતાઓમાં બેઠેલો એક યુવાન એની સામે દયાની નજરે જોઈ રહ્યો.

છેલ્લું ગીત એહ્માને એકલા ગાવાનું હતું, પણ આ વખતે તો કેન્ડેસીનું ઓર્ગન પહેલાં કરતા વધારે જોરથી વાગવા લાગ્યું, અને એ બેસૂરા સૂરે ગાવા લાગી.

આશીર્વાદ પછી તમામ ગાયિકાઓ એહ્માને ઘેરી વળી. એમણે કેન્ડેસીના વર્તનની ટીકા કરી. પણ એહ્મા કશું બોલી નહીં. ધીરેથી આંખ લૂછી, હસવાનો પ્રયત્ન કર્યો. સંગીતમંડળીના આગેવાન વિલિયમ એમન્સ એની પાસે આવ્યો અને બોલ્યો, 'બહુ શરમજનક કહેવાય...'

વિલિયમ એમન્સ ગામનો સૌથી સન્માન્ય બુજુર્ગ ગાયક હતો. એ સંગીતમંડળીઓ અને સંગીત વિદ્યાલયનો માર્ગદર્શક હતો. ગામલોકોએ એનું નામ કેન્ડેસી વિટકોમ સાથે જોડ્યું હતું. શનિવારની રાતે રિહર્સલ પછી એ કુંવારો ડોસો એ કુંવારી ડોસી ગાયિકાને ત્યાં જતો અને બંને ઓર્ગન વગાડીને સાથે સાથે ગાતાં. એ ગાયકો વચ્ચે આવીને બેસતો ત્યારે લોકો કેન્ડેસીના વૃદ્ધ ચહેરે યુવતીઓ જેવી લીલા જોતાં. માનતા કે કેન્ડેસીને એ પરણી જશે, પણ એવું બન્યું નહીં...એ જ એમન્સે આજે એહ્માને કહ્યું કે, કેન્ડેસીનો અવાજ બહુ કર્કશ થઈ ગયો છે, અને એ હવે ખરાબ રીતે ગાય છે.

ગાયિકાઓથી ઘેરાયેલી, એહ્મા શ્રોતાઓના વિભાગમાં આવી ત્યારે

પાદરી એની પાસે આવ્યા. એ શાંત સ્વસ્થ અને ઘરડા હતા. દેવળમાં ચાલીસ વર્ષથી ધર્મોપદેશ આપતા આવ્યા હતા. એમણે એલ્માને કહ્યું કે, તારે જે પરેશાનીનો સામનો કરવો પડે છે એનો મને ઘણો ખેદ છે. હું હવે ફરી આવું બનવા દઈશ નહીં. એ થોડે દૂર સુધી એલ્મા સાથે આવ્યા. દેવળના બારણે વિલ્સન ફોર્ડ એલ્માની રાહ જોતો હતો એટલે એ પાછા ફર્યા.

વિલ્સન અને એલ્મા છેલ્લાં દસ વર્ષથી પ્રેમમાં હતાં. વિલ્સનને જોઈને એલ્માના ચહેરે લાલિમા દોડી ગઈ. એ કંઈ જ બોલી નહીં. બંને સાથે ચાલવા લાગ્યાં.

એ કેન્ડેસી વિટકોમના ઘર આગળ અટક્યાં. વિલ્સને આંગણામાં જોયું. પુષ્પવૃક્ષો ઉપર સફેદ મંજરીઓ દેખાતી હતી. બારીએ પરદા લટકતા હતા. એક દુબળી પાતળી આકૃતિ પુસ્તક પર ઝૂકેલી હતી. વિલ્સને ડોક ઝટકી, 'તને ઘેર મૂકી આવીને હું માસીને બોધપાઠ આપવા પાછો અહીં આવીશ.'

'ના, ના, એવું ન કરતો !'

'જરૂર કરીશ. આવું તું સહન કરે તો ભલે, મારાથી સહન નહીં થાય,'

'પણ એની સાથે તારે વાત કરવાની જરૂર નથી. પાદરી પોતે જ એને કહેવાના છે.'

'હા એ બપોરની પ્રાર્થના પહેલાં એને ત્યાં જશે.'

'ઠીક છે. પણ એ બાબતમાં હું એક વાત સ્પષ્ટ કરવા માગું છું કે, હવે એ જો આજ જેવું કંઇ કરશે તો એના ઘરમાં જઇને એનું ઓર્ગન ભાંગી નાખીશ !' કહેતા એનો ચહેરો સખત થઈ ગયો અને એણે ફરી માથું ઝટક્યું.

એલ્માએ એની સામે તીરછી નજરે જોયું. એના બોલવામાં તિરસ્કારનો ભાવ હતો, પણ હોઠે મધુર સ્મિત હતું. 'હું માનું છું મને એવું લાગે છે કે એનું સ્થાન લઇને મેં ગુનો કર્યો છે.'

'એમાં તારો કોઈ દોષ નથી. એનું આવું વર્તન બહુ જ ખરાબ હતું.'

એ લોકો એકબીજાને અડીને ચાલતાં હતાં, એટલે એલ્મા ધીમેશથી બોલતી હતી, પણ વિલ્સનનો સાદ ઊંચો હતો.

એવામાં એલ્મા એક બારણા આગળ થોભી.

'અહીં કેમ અટકી?' વિલ્સને પૂછ્યું.

'મિની લાન્સિંગે કહ્યું હતું કે, આજે બપોરે મારા ઘેર થોભજે!'

'ના, ના, તારે મારા ઘેર આવવાનું છે.'

'તારી મા નારાજ થશે'.

'ના, નારાજ નહીં થાય. મેં એને તારા આવવા વિશે કહી દીધું છે. એણે બધી વ્યવસ્થા કરી હશે. ચાલ મારી સાથે.' એલ્માના આવવાની વાત સાંભળીને એની મા એની સાથે લડી હતી એ એણે ન કહ્યું. માને કારણે તો એ એલ્માને પરણી શકતો નહોતો. એની મા એલ્માની સાથે રહેવા તૈયાર નહોતી, અને અલગ ઘર માંડવા જેટલી એનામાં ગુંજાયશ નહોતી.

એલ્માનો સુંદર કોમળ ચહેરો કઠોર થઇ ગયો. એની ભૂરી આંખો સૂની થવા લાગી. એ સુંદર હતી પણ હવે એમાં ઊણપ વર્તાતી હતી. એના પાતળા પડયે જતા સ્કંધ એની વધતી ઉમરની ગવાહી દેતા હતા. પરન્તુ વિલ્સન વિચારતો હતો કે, એલ્મા ચિરયૌવના છે, એનું યૌવન ઢળે એની એ કલ્પના જ કરી શકતો નહોતો.

'જલદી કર એલ્મા.' વિલ્સને કહ્યું, અને એ વિનાવિરોધે એની પાછળ પાછળ ચાલવા લાગી.

કેન્ડેસી વિટકોમના ઘરની સામેથી એ બંને પસાર થઈ ગયાં કે પાદરી આવ્યા. એમણે ઘંટડી વગાડી અને અંદર પ્રવેશ્યા.

અંદરની આકૃતિ હાલી નહીં.

'ગુડમોર્નિંગ મિસ વિટકોમ!' પાદરીએ કહ્યું.

'ગુડમોર્નિંગ !'

બોલતી વખતે કેન્ડેસી વિટકોમે માથું ઝટક્યું. એનાં નસ્કોરાં ફૂલ્યાં. જાણે એને કશીક ગંધ આવી ગઈ હતી. કોઈ ક્રુદ્ધ પક્ષીની જેમ એની ડાબી આંખોમાં બે નાની, ઠંડી, ક્રોધની ચીણગારીઓ દેખાતી હતી.

એણે પાદરીને આવકાર પણ ન આપ્યો. છતા એ અંદર ગયા અને એમને બેઠકમાં લઈ જવાને બદલે એ ધીરે ધીરે પાછળ હટી ગઈ. પાદરી ઝૂલતી ચેર પર બેસી ગયા.

'આજનો દિવસ સરસ છે.'

કેન્ડેસીએ કશો ઉત્તર આપ્યો નહીં. એ માથું ઝુકાવીને બેસી રહી. પાદરીએ પાસે પડેલાં પુષ્પો સૂંઘ્યાં.

'પુષ્પ બહુ સુંદર છે.'

કેન્ડેસી ચૂપ રહી.

પાદરીએ એની સામે જોયું. 'મિસ વિટકોમ, હું તમારી સાથે ખાસ વાત કરવા આવ્યો છું. બનવાજોગ છે કે, તમે અનુભવ્યું હોય, પરંતુ આજે સવારે સંગીતમંડળી ગાતી હતી ત્યારે તમે બહુ જોરથી ઓર્ગન વગાડયું અને ગાયું. અમને સૌને એથી બહુ દુઃખ થયું, તમે તો સમજદાર છો. હું માનું છું કે, એથી અમારા કરતાં તમને વધારે દુઃખ થયું હશે.'

કેન્ડેસીએ ઊંચે ન જોયું. એણે કહ્યું, 'મને એ વાતનું દુઃખ નથી. મેં જાણી જોઈને એવું કર્યું હતું'.

પાદરીએ આશ્ચર્યથી એની સામે જોયું.

'તમારે મને તાકીને જોવાની જરૂર નથી. મારે શું કરવું જોઈએ એ હું જાણું છું. મેં જાણી જોઈને જોરજોરથી ગાયું હતું અને હવે પણ એમ જ કરીશ. હું જોઈશ કે કોણ મને રોકે છે ? મને દર રવિવારે ઓર્ગન વગાડવાનો અધિકાર છે. અહીં જુઓ.'

પાદરીએ નીચે જોયું. લાલ રંગનું સુંદર આલબમ કેન્ડેસીના પગ

આગળ પડ્યું હતું. કેન્ડેસી બોલી, 'પગ મૂકવા માટે આ સારી ટિપૉય છે.'

કેન્ડેસી વિવેકહીન થઈ ગઈ છે એવા વિચારે પાદરીના મોઢે ભય વ્યાપી ગયો.

કેન્ડેસી એમને ધ્યાનપૂર્વક જોઈ રહી હતી. એણે માથું ઊંચું કર્યું. એ હસી પડી. પણ એમાં ધૂરફાટ વિશેષ હતો.

'કેમ મિસ...' પાદરી બોલ્યા. ત્યાં કેન્ડેસી વચ્ચે બોલી ઊઠી, 'મિસ્ટર પોલક તમે શું કહેવા માગો છો એ હું જાણું છું. પણ હું આજે મારી વાત કહીશ. હું એ જાણવા માગું છું કે, જે લોકો ઈસાઈ હોવાનો દેખાવ કરે છે, તેમણે મારી સાથે આવો વર્તાવ કર્યો, એમના વિશે તમે શું ધારો છો ? આ દેવળમાં છેલ્લાં ચાલીસ વર્ષથી ગાતી આવી છું. હું માંદી હતી તે સિવાયનો કોઈ રવિવાર મેં પાડ્યો નથી. કેટલીક વાર તો માંદી હોવા છતાં મેં ગાયું છે. પણ કશી પૂર્વ સૂચના વિના મને દૂર કરી. મારો અવાજ હજી યે સારો છે. માનો છો કે એ અગાઉ જેવો સારો નથી તો પણ, એથી ધર્મને કયું નુકસાન થાય છે?'

'મિસ્ટર પોલક', કલ્પના કરો કે, લોકો તમારી પાસે આવીને તમને એક ફોટોઆલબમ આપે અને તમારા પદ પરથી તમને છૂટા કરે તો તમને એવું વર્તન ગમશે ? એ બહુ સારી યોજના છે કે, લોકો ઘરડા થાય એટલે જુવાનો અમને ધક્કા મારીને ટાપુ પર હડસેલી દે અને હાથમાં એક ફોટોઆલબમ પકડાવી દે. બનવાજોગ છે કે સરકાર પણ આ યોજના સ્વીકારી લે.

ગયા અઠવાડિયાના ગુરુવારે રાતે આઠ વાગ્યે રાતે સંગીતમંડળીના બધા માણસો આવ્યા અને અનૌપચારિક દાવતનું નોતરું આવ્યું. પણ શા માટે દાવત આપી ? હું બહુ પ્રસન્ન થઈ. મારા જીવનમાં મેં કદી અનૌપચારિક દાવતમાં ભાગ લીધો નહોતો. મને એવી વાતનો અંદેશો નહોતો. પણ મને કેવી મૂર્ખ બનાવવામાં આવી એ વિચારે હું પાગલ થઈ જાઉં છું. મારી સ્થિતિ પર એ લોકો ખૂબ હસ્યા હશે. એમના

ગયા પછી આ આલબમ મેં મારા મેજ પર પડેલું જોયું. એ ખોલ્યું તો એમાંથી પત્ર નીકળ્યો. એમાં મને મારા પદ પરથી છૂટા કર્યાની સૂચના આપી હતી ! એમણે મને ચોખ્ખે ચોખ્ખું કહ્યું હોત કે, અમને તમારું ગાવું પસંદ નથી તો મને એટલું દુઃખ ન થયું હોત. મારા મિત્ર હોવાનો દાવો કરનારા એ લોકો મારા મિત્ર નહોતા.'

પાદરી કેન્ડેસી તરફ જોતા નહોતા. એમની આંખ કશાક પર મંડાઈ હતી. એ અસહાય જેવા પથ્થર જેવા સ્થિર હતા. એમનું જીવન સદૈવ શાંત હતું અને વિદ્રોહની પળ પહેલાં કેન્ડેસી પણ એટલી જ શાંત હતી. એટલે એ ચકિત થઈ ગયા હતા.

કેન્ડેસીએ ફરી કહેવા માંડયું, 'મેં નક્કી કર્યું છે, આજની જેમ હું દર રવિવારે ગાઈશ. લોકો ગમે તે કહે. હું બતાવી આપીશ કે તમે મને આમ કચડી નહીં શકો. તમને એ ન ગમે તો સભાસ્થાન બદલી શકો છો.'

કેન્ડેસીને આમ તો પાદરી પ્રત્યે અપાર શ્રધ્ધા હતી અને એમના પ્રત્યેનું એનું વર્તન પણ માનભર્યું હતું પણ આજે એ જુદી જ રીતે વાત કરતી હતી. એમણે દુઃખ પ્રગટ કર્યું અને પ્રાર્થના કરવા કહ્યું.

કેન્ડેસીએ ના પાડી. 'હું માનું છું કે ઈશ્વર આ બાબતમાં કંઈ કરી શકે એમ નથી,

બપોરની પ્રાર્થના વખતે પાદરી ઊઠી ગયા. એમના ગયા પછી કેન્ડેસી બારી પાસે જઈ રાહ જોવા લાગી. દેવળનો ઘંટ વાગ્યો ના લોકો દેવળમાં આવવા લાગ્યા. પેલો વિલ્સન એલ્મા સાથે દેખાયો. ને, 'આ દૂબળી છોકરી રૂપાળી હોય તો યે લગ્ન માટે લાયક નથી.' એ બબડી.

ઘંટનાદ બંધ પડયો અને એ પોતાના ઓર્ગન પાસે જઈ ને બેઠી. ગીતોનું પુસ્તક ખોલ્યું. એની કાનની બૂટની અને ગાળાની નસો ફફડતી હતી. દેવળમાં સૂર શરૂ થયા ને એ સીધી બેઠી. પાર્લર ઓર્ગનના સૂર જોરથી દબાવ્યા અને પૂરા જોરથી પગ ચલાવવા લાગી. એનું આખું શરીર હાલવા લાગ્યું અને એલ્મા ગાવા લાગી. એનો અવાજ હજી સારો

હતો એ જોઈ એને આશ્ચર્ય થયું.

ઈર્ષ્યા અને ક્રોધથી એણે સાદ ઊંચો કર્યો. નેપોલિયનના જીવનમાં ફ્રાન્સનું મહત્ત્વ હતું એટલું જ મહત્ત્વ એના જીવનમાં દેવળમાં ગાવાનું હતું, અને હવે એ નિર્વાસિત નેપોલિયનની પેઠે પોતાના ટાપુમાં જ પરિસ્થિતિ સામે લડતી હતી.

પ્રાર્થના પૂરી થયા પછી એ ઓર્ગન પરથી ઊઠીને બારી પાસે ખુરશીમાં બેસી ગઈ. એને લાગ્યું કે મારા ઘૂંટણ નબળા પડીને કમ્પે છે. એ પાછળ માથું ઝુકાવીને બેસી ગઈ. એના ગાલો પર લાલ ધબ્બા હતા.

ત્યાં ફાટક ખૂલવાનો અવાજ આવ્યો. કોઈ કાંકરિયાળા માર્ગે આગળ વધતુ હતું. જોયું તો બહેનનો દીકરો વિલ્સન હતો. પહેલાં તો એ જરા ઝૂકી પણ સખ્ત થઈને ટટાર બેઠી.

વિલ્સન ઝડપભેર ઓરડામાં આવ્યો, જોરથી બોલ્યો, 'માસી, તમે ક્યાં છો?'

કેન્ડેસીએ કોઈ ઉત્તર ન આપ્યો.

'તમે મને ઉત્તર નહીં આપો તો અંદર આવી હું તમારું જૂનું ઓર્ગન ભાંગી નાખીશ! હું પૂછું છું તમે આ શું કરો છો?'

'વિલિયમ ફોર્ડ! આ કંઇ તારું ઘર નથી કે તું એમ કરી શકે!' કેન્ડેસીએ ઘાંટો પાડીને કહ્યું.

'હું ક્યાં કહું છું કે આ મારું મકાન છે? પણ તમે મારા માસી છો, મારે પરિવારની ઈજ્જત તો જોવી પડે ને! હું એમ પૂછું છું, તમે આમ કેમ કરો છો?'

'હું જે કંઈ કરું છું તે આશ્ચર્યજનક તો છે જ. પણ હું સ્પષ્ટ પણે કહું છું કે તેં મારી સાથે વાત કરી છે એ કારણે મારી માલમિલકતમાંથી તને એક પાઇ પણ મળશે નહીં. અને એ નહીં મળે તો તું એલ્માને પરણી પણ નહીં શકે. હવે હું બીજી વસિયત કરીશ. તું ઘેર જા. મારે ઊંઘવું છે.'

વિલ્સન ક્રોધમાં ચાલ્યો ગયો. એના ગયા પછી કેન્ડેસી ઊઠી. અંગીઠીમાં લાકડાં નાખ્યાં. ચાનું પાણી મૂક્યું. અને બારી પાસે આવી બેઠી. એણે કશું ખાધું નહોતું. અંગીઠી ઠંડી પડી ગઈ તોય એમાં એણે ધ્યાન ન આપ્યું. એનું માથું સખ્ત દુઃખતું હતું

સાંજ સુધી બેસી રહી. માથાનો દુઃખાવો વધતો જ ગયો. શરીરની ધ્રુજારી વધતી ગઈ સાંજની પ્રાર્થનાનો ઘંટ વાગ્યો. લોકો દેવળમાં આવ્યા. પણ એ બેસી રહી. રાત્રે તો સમૂહગાન થતું હતું. એલ્માને હરાવવાનો પ્રશ્ન નહોતો. એ સ્વગત બોલી, 'હવે મારે પથારીએ પડવું જોઇએ.' ઘરનાં બારણાં બંધ કરવા એ નમેલી ને કંપતી બારીએ ગઈ. પાછળનું બારણું બંધ કરતાં એ અટકી. ખેતરોની આગળ દૂર જંગલમાં આગની લાલ આભા દેખાઈ. વસંતના નવાં પાંદડાં તતડી તતડીને સળગી જતાં હતા, અને હવામાં ધુમાડો ફેલાતો હતો.

બારણું બંધ કરી એ પાછી ફરી.

કેન્ડેસીના મનમાં પણ ભયાનક આગ લાગી હતી. એ ધીરેધીરે સુવાના ઓરડામાં આવી, પથારીએ પડી પણ આખી રાત ઊંઘી શકી નહી. સવારે ઊઠીને સીધી બારણે ગઇ અને પસાર થતા એક છોકરાને બોલાવીને ડોકટરને તેડી લાવવા કહ્યું, અને પાછી પથારીએ આવી.

ડોકટરે કહ્યું કે તમને સામાન્ય તાવ છે, પણ કેન્ડીસીએ હવે સારા થવાની આશા છોડી દીધી હતી. શ્રીમતી ફોર્ડ આવી ત્યારે તેને કહ્યું, 'આ મારી છેલ્લી માંદગી છે.'

શ્રીમતી ફોર્ડ હસી પડી, પણ કેન્ડેસીના વિશ્વાસમાં ફેર પડયો નહી એને શારીરિક દર્દ નહોતું તોયે એ કમજોર થતી જતી હતી. એને માનસિક પીડા ઘણી હતી.

બુધવારે વિલિયમ એમન્સ-તબિયતનું પૂછવા આવ્યો. એ કોણીએ જોર દઈ બેઠી થઇ. પણ એ તો બહારથી પૂછીને ચાલ્યો ગયો.

એના ગયા પછી એણે આવીને બેઠેલી નેન્સીને પૂછયું, 'નેન્સી, આલબમ કયાં છે ?'

'મેજ પર.'

'તું એને બ્રશથી સ્વચ્છ કરે તો ઠીક.'

'વારુ.'

રવિવારે સવારે કેન્ડેસીએ બપોરે પાદરીને મળવાની ઇચ્છા બતાવી.

પાદરી આવ્યા ત્યારે એણે આગલા રવિવારના પોતાના વર્તન બદલ માફી માગી, 'મારે એવું નહોતું કરવું જોઇતું હું બહુ આવેશમાં આવી ગઈ હતી...ઇશ્વરને માટે મને ક્ષમા કરો.'

પાદરીના ગયા પછી કેન્ડેસી બહુ બેચેન બની. એની દર્દભરી આંખ બહેનની સામે મંડાઈ રહી.

છેવટે શ્રીમતી ફોર્ડે પૂછયું, 'કેન્ડેસી, તું શું ઇચ્છે છે ?'

'હું ઇચ્છું છું કે, પ્રાર્થના સમાપ્ત થયા પછી તું બહાર જઇને એલ્મા અને વિલ્સનને અહીં તેડી લાવ. હું એનું ગાન સાંભળવા ઇચ્છું છું'.

શ્રીમતી ફોર્ડે એની સામે તાકીને જોઇને કહ્યું, 'એમ!'

એ રવિવાર હુંફાળો અને સુખદ હતો. બારીઓ ખુલ્લી હતી. દેવળમાંથી આવતા ગીતના સૂરો કેન્ડેસી શાંતિથી સાંભળતી રહી. ધીરે ધીરે એના ચહેરે શાંતિની ઝલક દેખાવા લાગી. બહેને એના શિરકેશ ગૂંથી એને ટોપી પહેરાવી દીધી હતી. કેન્ડેસીને સુખદ અનુભૂતિ થઈ. હવે મૃત્યુનો વિચાર એટલો દુઃખદ રહ્યો નહોતો.

પ્રાર્થના પૂરી થયે એની બહેન એલ્મા અને વિલ્સનને તેડવા ગઈ અને એમને લઈને પાછી ફરી ત્યારે કહ્યું, 'કેન્ડેસી, એ લોકો આવી ગયાં છે.'

કેન્ડેસી હસી, ઊઠી. ધીરેથી બેઠી થઈ અને બોલાવ્યાં, 'આવો, અહીં આવો!'

એલ્મા અને વિલ્સન એના બિછાના પાસે આવી ઊભાં. કેન્ડેસી એમની સામે જોઈ રહી. એ બોલી, 'વિલ્સન, મેં વસિયતનામું બદલ્યું નથી, મારા પછી તું અને એલ્મા અહીં આવીને રહી શકો છો. તારી મા એકલી રહેશે. એલ્મા મારી તમામ ચીજો લઈ શકે છે.'

'માસી, આવું ન બોલો ?' વિલ્સને રડતાં કહ્યું.

'હું ધારું છું કે એલ્મા મારે માટે ગીત ગાવાનું પસંદ કરશે.' કેન્ડેસીએ કહ્યું.

એલ્માએ કંપતા સાદે પૂછ્યું, 'તમે કયું ગીત સાંભળવા ઇચ્છો છો !'

'ઇસુ, મારા આત્માના પ્રેમી '

વિલ્સનની પાસે ઊભી રહીને એલ્માએ ગાવા માંડયું. પ્રથમ તો એ પોતાના અવાજ પર કાબૂ મેળવી ન શકી, પણ પછી સ્વસ્થ થઈને મૃદુ સ્વરે ગાતી રહી.

કેન્ડેસી સૂતી સૂતી સાંભળતી રહી. એના ચહેરા પર પવિત્રતાની ચમક હતી. એલ્માએ ગીત પૂરું કર્યું. કેન્ડેસીએ ઊંચે જોયું. કોઈ વૃક્ષને જોતી હોય એવું લાગ્યું–એવું વૃક્ષ જે આગ અને ધુમાડાથી ઘેરાયેલું બળતું હોય અને પડી જવાનું હોય.

'વ્હાલી એલ્મા, વચ્ચે તું જરા નિરસ થઈ ગઈ હતી.' એણે છેલ્લા શબ્દો કહ્યા. *

## સાભાર સ્વીકાર

**અભિનિવેશ**: વાર્તાસંગ્રહ: લે. જ્યોતિષ જાની, મૂલ્ય નવ રૂપિયા.

**સચ્ચી, ઘર ક્યાં છે ?**: વાર્તાસંગ્રહ: લે. કાન્તા વ્યાસ, મૂલ્ય રૂપિયા દસ. બંનેના પ્રકાશક : સુવાસિત સાહિત્ય પ્રકાશન, ૧/૩૭૮૭, મોટી દેસાઈપોળ, સૂરત–૧

**અક્ષર** : ગઝલસંગ્રહ : લે. શ્રી મનહરલાલ ચોકસી, મૂલ્ય : રૂપિયા સાડા છે, સુમન પ્રકાશન, ડામરગલી, મુંબઈ.

# એક જાતિનો વંશવેલો □ વિજય શાસ્ત્રી

નામ ?

રૂડું, રૂપાળું નવું કાવિતિક, બધાં મોંમાં આંગળાં નાખી જાય એવું. પેલી...ના બાબા કરતાં સારું

તંદુરસ્તી ?

ડૉક્ટરે પ્રિસ્કાઈબ કરેલા બેબીફૂટથી થાય તેવી.

વર્ણ ?

ઉજળો જ હોય ને ભઈસાબ. સ્માર્ટ દેખાય એવો વળી.

બુદ્ધિ ?

કૉન્વેન્ટના અંગ્રેજી માધ્યમમાં કદી નપાસ ન થાય એવી.

ભણવામાં ?

હમેશાં પહેલા ત્રણમાં. બીજાઓ આગળ વખાણ, નહીં તો કેમ કરી શકાય વારુ ?

લાઇન ?

ક્યાં તો ડૉકટરી. ક્યાં તો ઈજનેરી ને પરદેશ તો જવાનું જ હં કે ?

ઇતર પ્રવૃત્તિ ?

ટેનિસ, બેડમિન્ટન, પત્તાં, ચેસ, બિલિયર્ડ, ક્લબમાં રમાય તેવી જ. હૂતૂતૂ, ગિલ્લિ દંડા, સંતાકુકડી એ ન શીખી જાય તે જોજો.

ધંધો ?

મીઠું મીઠું, ભોળું ભોળું, છતાં કોઈ બનાવી ન જાય તેવું [ કોઈને બનાવી જાય તો વાંધો નહીં ] સ્મિત થઈ શકે, શોફર બારણું ખોલીને રાહ જોતો હોય. જેની પોચી સીટ બેસતાંવાર અંદર ખૂંપી જાય તેવી. પૃથ્વી પરની સમડી જેવી જેની ગતિ હોય તેવી કાર ધરાવી શકાય તેવો.

અને ?

અને પટાવાળો, ટેલિફોન, સનમાયકા, સુંદર/ચબરાક પત્ની જેવા

પદાર્થોમાં થોડો થોડો વહેંચી દઈ શકાય તેવો.

પછી ?

એક બાબો ને એક બેબી. ગણતરીપૂર્વકનાં જ.

કેવાં ?

ઉપર જણાવાયું તેવાં જ.

જુદાં નહીં ?

ના.

હાથમાં...

ના.

એક પગમાં ભૂરી ને બીજામાં રાતી પટ્ટીની સ્લીપર ન હોય તેમને.

ના, ના. બિલકુલ નહીં–

ખાટ્ટી આમલીના ચિચૂકા ને કમરખનો સવાદ ન હોય તેમને.

ના

ઉઘાડા પગે ભરતાપમાં રમવાનું ન હોય તેમને.

ને જો રમવું હોય તો–

પ્લાસ્ટિકની માટી અપાવીશું તેમને.

ને

કાચના ચન્દ્રની તપાસ કરાવીશું કશે.

ને

લાકડાનાં ફળફળાદિ અપાવીશું તેમને

ને છતાંય રડે, હઠે ચડે તો

મોંઘા ભાવના ' ટીચર ' [ ના, ' માસ્તર ' / 'પંતુજી' નહીં, 'ટીચર' ! કહેવાય ] રાખી રામાયણની કથા સમજાવીશું તેમને

ને

માની રેશમી નવી સાડી પલાળે તો

આયા રાખી લઈશું

માતાની અવેજી બજારમાંથી લાવી નોકરીએ રાખી લઈશું.

માટીના વિકલ્પે કેડબરી આપીશું પણ તે જરાક જ, ને બહાર તડકામાં તૂરિય અવસ્થામાં, જીભ બહાર લમ્બાવી લાળ પાડતું કૂતરું બતાવી દઈશું–દૂરથી કેટલું ગંદું !

પછી કાશ્મીરના પ્રવાસે મોકલીશું.

પણ

ઘરના ઓટલાના ધૂળિયા પગથિયે તો મેલો ન જ થવા દઈશું

તેના ટીચર તેને એચ ટુ ઓ એટલે પાણી એમ સમજાવવાના જ છે ને? પછી વરસાદનાં પાણીમાં છબછબિયાં કરવા શા માટે જવા દઈએ?

હરણ તો ઝૂમાં બતાવીશું જ.

સિંહ પણ

ને શિયાળ તો ઘરમાં જ...લુચ્ચાં શિયાળ.

આમ, અમે તેમને મોટાં કરીશું.

ને પછી

મારી/અમારી/આપણી જેમ જ તેમને પણ ટેબલ/કાર પૈસા શોફર / પટાવાળાની દુનિયામાં ઘેરી રાખીશું. મનુના મત્સ્યની જેમ મોટો થતાં જતાં તેને વધુ મોટી રકમોના સંપર્કમાં મૂકીશું.

જો કે અવાર નવાર તેમ છતાં અમે ટાગોરના બાળપણની વાત પણ કરીશું તો ખરાં જ કે કેવી રીતે ?

પણ તે માત્ર 'વાત' જ રહે તેની વ્યવસ્થા કર્યા પછી જ

તે આમ અમે તેમને,

તેઓ તેમનાંને,

તેમનાં તેમનાંને...

ને તેમનાંનાં તેમના પણ તેમનાનાં તેમનાં ને...

ટાગોર / બાળપણ / ચાંદો / કૂતરું / બધું આઉટ ઓફ ડેટ થઈ જાય તેવું કાવતરું...

પણ 'કાવતરું' બહાર પડી જાય તો ?

ના, ભાઈ ના...કોઈ સલામત રસ્તો કાઢો ને ? 

# ગૃહીતો



રતિલાલ 'અનિલ'

આ ગૃહીતોએ મારાં સર્જક આંગળાંને નકામાં કરી મૂક્યાં છે. ગૃહીતોની પકડથી એ જકડાઈને અક્કડ થઈ ગયાં છે. એમણે પોતાનો લલિત વળાંક ખોઈ નાખ્યો છે. પંજો ખુલ્લો થાય છે ત્યારે એ પંજો થોરના પંજા જેવો સપાટ લાગે છે. આંગળાઓએ તેમની મુદ્રા ખોઈ નાખી છે. અભયનો સંદેશ આપી શકતી હાથની મુદ્રા ગૃહીતોના કારણે જ ખોવાઈ ગઈ છે.

એટએટલાં ગૃહીતો સાથે આંગળાં ભીડાઈ ગયેલાં છે કે, હવે એ સર્જકકર્મ માટે નવરાં જ પડતાં નથી ! અને જ્યારે એ સર્જક કર્મ કરવાનો ચાળો કરે છે ત્યારે કંઇક બીજું જ થઇ જાય છે, કારણ કે એ છૂટાં હોય ત્યારે પણ ગૃહીતોથી જકડાયેલાં હોય છે.

આ લો મારું નામ–એ જન્મથી વળગાડેલું ગૃહીત છે. એ પકડીને મારે ઠેઠ ચિતા સુધી જવાનું છે. એ નામ ગુણવાચક હોય કે અવગુણ-વાચક કે અવાચક, એ મારું ગૃહીત છે–હું એ જ છું અને સરકારી કચેરી, ન્યાયતંત્ર, વકીલો કહે છે કે, તું ભલે અસત્ય હોય, એ નામ જ સત્ય છે.

અને મારું સરનામું–બસ, હું ત્યાં જ રહું છું ! સ્વર્ગમાં નહીં, નર્કમાં નહીં, બસ, મારા સરનામામાં રહું છું ! કોઈને કાગળ લખવો છે, કોઇને નોટીસ સમન્સ બજાવવાં છે, તો મારે એમને સગવડ કરી આપવી જોઈએ ને ? એટલે કોઈ ગૃહીત સ્વીકારવું જ જોઈએ. એટલે આ રહ્યું મારું સરનામું.

મેં પસંદ નથી કર્યું એ નામ, મેં પસંદ નથી કર્યું એ ગામ, એ ઘર, એ સ્વજનો અને એમની તમામ પરંપરાઓ, બોલી, ભાષા, અને સમાજે, ધર્મે, રાજ્યે નાખેલી તમામ ફરજો અને બંધનો !

એમાંના કોઈએ મને ગ્રહી રાખ્યો હોય તો હું એકલવાયાપણું શા રીતે અનુભવું ? પણ મેં મારી સલામતી માટે, ભયથી એ સૌને ગ્રહી રાખ્યાં છે–એમ ન કરું તો મારી સલામતી નથી. જો કે અત્યારે હું એ સૌને ગ્રહીને ય કશી સલામતી અનુભવતો નથી.

હું ઓરમાયાની આંગળી ગ્રહીને ચાલું છું એટલે કે હું મોટી ઉમ્મરે ય કોઈની આંગળી પકડીને એકબીજાને ભીંસતા માનવમેળામાં ધકેલાયેલું બાળક જ છું ! પણ મારી નિરસતા એ છે કે, મારામાં પેલા બાળક જેવું કશું કૌતુક, વિસ્મય કે ઉમંગ નથી હું હઠ કરીને, હેતનો લાભ લઈને કશું મેળવીને ગ્રહી શકું એમ નથી...મેં તો બધું ફરજિયાતપણે ગ્રહણ કરેલું છે. એ મારા મનની માંગ જ નથી. વેપારીઓએ નફા માટે સદ્ય મોહે એવો અસબાબ ખડકયો છે, તે જ મારી ઇચ્છાના પ્રતીકો તરીકે મારે ખરીદવાનો છે ! એમાં મેં શિક્ષણ પણ કપડાંની જેમ જ ખરીદયું ! કેમ કે, એની છાપ દ્વારા જ બજારમાં કોઈ મારી મહેનત ખરીદવા તૈયાર થશે, નહિતર તું બેરોજગાર રહેશે એવા સાચા પડતા ભયનો મને સાક્ષાત્કાર કરાવવામાં આવ્યો હતો...

અને જે શિક્ષણે સૌને મૂલવવાનાં પ્રમાણિત થયેલાં, મંજૂરી પામેલાં તોલનાં કાંટલાં અને ફૂટપટ્ટીઓ આપ્યાં તે ગ્રહીને મારે તમામ મૂલ્યો ફરજિયાત સ્વીકારવાનાં હતાં. માનવસમાજે જે કંઈ તૈયાર રાખેલું તેને ખપાવવા માટે મારે જન્મવાનું હતું અને તે માટે જન્મ્યો, જીવ્યો અને......

સર્જક આંગળાંને આ ગૃહીતોએ જડ કરી મૂકયાં છે... □

# ચૉકલેટની ભેટ

△ જ્યૉર્જ ક્રૉલિન

લેનેટ કંઇક કહેવા માગતી હતી, પણ આર્થરે ચુંબનથી એના હોઠ બંધ કરતાં કહ્યું, 'કંઈક તો કરવું જ પડશે! આવું તે ક્યાં સુધી ચાલશે! માર્ગારેટ વિશે હવે કંઇક વિચારવું જ પડશે!'

'શું કરી શકાય તે હું જાણું છું, અને હું એ કરવા માટે તૈયાર છું. પણ હું એમ ઇચ્છું છું કે જ્યારે હું કંઈ કરું ત્યારે તારે માથે કંઇ આવે નહીં.'

થોડીવાર પછી કૉફીનો પ્યાલો આર્થરના હાથમાં આપતાં લેનેટ રડી પડી. એણે કહ્યું, 'વાયદો કર આર્થર કે તું ફરી વહેલામાં વહેલી તકે મને મળશે.'

'વાયદો કરું છું. થોડાં સપ્તાહ પછી હું અવશ્ય તને મળીશ. એ દરમ્યાન મને પત્ર લખીશ નહીં તેમ ફોન પણ કરતી નહીં અને મળવાનો પ્રયત્ન પણ નહીં. હું જાણું છું કે એમ કરતાં તને ઘણું દુઃખ થશે, મને પણ ઓછું દુઃખ નહીં થાય, પણ જીવનભરના સુખ માટે એ ત્રણ સપ્તાહની તકલીફ કશી વિસાતમાં નથી.'

ઘેર પાછા ફરતાં આર્થરે શૂન્યતા અનુભવી પણ ઘરમાં પ્રવેશ્યો અને પોતાના ટેબલ પર ચોકલેટનો ડબ્બો જોયો કે એ શૂન્યતા ગાયબ થઈ ગઈ.

બારણે સાંકળ ચઢાવીને એણે ડ્રૉઅરમાંથી ઇન્જેકશનની સિરીંજ કાઢી, અને ઝેર ભરેલી એક શીશી પણ. છેલ્લાં દસ વર્ષથી એ શીશી એની પાસે હતી. હવે તો એને એની યે જાણ નહોતી કે એ ઝેર ક્યારે અને શા માટે ખરીદેલું. એ તો નક્કી હતું કે કોઈ જાણી શકવાનું નથી કે મારી પાસે ઝેર ક્યાંથી આવ્યું એટલે કે મારી પાસે ઝેર હતું એવું કોઇ જાણી શકશે નહીં. પણ એટલું વિચારવાનું હતું ખરું કે, દશ વર્ષ પર ખરીદેલું ઝેર આજે પણ ઝેર હશે કે પછી એની અસર મરી

મેં પસંદ નથી કર્યું એ નામ, મેં પસંદ નથી કર્યું એ ગામ, એ ઘર, એ સ્વજનો અને એમની તમામ પરંપરાઓ, બોલી, ભાષા, અને સમાજે, ધર્મે, રાજ્યે નાખેલી તમામ ફરજો અને બંધનો !

એમાંના કોઈએ મને ગ્રહી રાખ્યો હોય તો હું એકલવાયાપણું શા રીતે અનુભવું ? પણ મેં મારી સલામતી માટે, ભયથી એ સૌને ગ્રહી રાખ્યાં છે–એમ ન કરું તો મારી સલામતી નથી. જો કે અત્યારે હું એ સૌને ગ્રહીને ય કશી સલામતી અનુભવતો નથી.

હું ઓરમાયાની આંગળી ગ્રહીને ચાલું છું એટલે કે હું મોટી ઉમ્મરે ય કોઈની આંગળી પકડીને એકબીજાને ભીંસતા માનવમેળામાં ધકેલાયેલું બાળક જ છું ! પણ મારી નિરસતા એ છે કે, મારામાં પેલા બાળક જેવું કશું કૌતુક, વિસ્મય કે ઉમંગ નથી હું હઠ કરીને, હેતનો લાભ લઈને કશું મેળવીને ગ્રહી શકું એમ નથી...મેં તો બધું ફરજિયાતપણે ગ્રહણ કરેલું છે. એ મારા મનની માંગ જ નથી. વેપારીઓએ નફા માટે સદ્ય મોહે એવો અસબાબ ખડકયો છે, તે જ મારી ઇચ્છાના પ્રતીકો તરીકે મારે ખરીદવાનો છે ! એમાં મેં શિક્ષણ પણ કપડાંની જેમ જ ખરીદયું ! કેમ કે, એની છાપ દ્વારા જ બજારમાં કોઈ મારી મહેનત ખરીદવા તૈયાર થશે, નહિતર તું બેરોજગાર રહેશે એવા સાચા પડતા ભયનો મને સાક્ષાત્કાર કરાવવામાં આવ્યો હતો...

અને જે શિક્ષણે સૌને મૂલવવાનાં પ્રમાણિત થયેલાં, મંજૂરી પામેલાં તોલનાં કાંટલાં અને ફૂટપટ્ટીઓ આપ્યાં તે ગ્રહીને મારે તમામ મૂલ્યો ફરજિયાત સ્વીકારવાનાં હતાં. માનવસમાજે જે કંઈ તૈયાર રાખેલું તેને ખપાવવા માટે મારે જન્મવાનું હતું અને તે માટે જન્મ્યો, જીવ્યો અને......

સર્જક આંગજાંને આ ગૃહીતોએ જડ કરી મૂકયાં છે... □

# ચૉકલેટની ભેટ

△ જ્યોર્જ કૉલિન

લેનેટ કંઇક કહેવા માગતી હતી, પણ આર્થરે ચુંબનથી એના હોઠ બંધ કરતાં કહ્યું, 'કંઈક તો કરવું જ પડશે! આવું તે કયાં સુધી ચાલશે! માર્ગારેટ વિશે હવે કંઇક વિચારવું જ પડશે!'

'શું કરી શકાય તે હું જાણું છું, અને હું એ કરવા માટે તૈયાર છું. પણ હું એમ ઇચ્છું છું કે જ્યારે હું કંઈ કરું ત્યારે તારે માથે કંઇ આવે નહીં.'

થોડીવાર પછી કોફીનો પ્યાલો આર્થરના હાથમાં આપતાં લેનેટ રડી પડી. એણે કહ્યું, 'વાયદો કર આર્થર કે તું ફરી વહેલામાં વહેલી તકે મને મળશે.'

'વાયદો કરું છું. થોડાં સપ્તાહ પછી હું અવશ્ય તને મળીશ. એ દરમ્યાન મને પત્ર લખીશ નહીં તેમ ફોન પણ કરતી નહીં અને મળવાનો પ્રયત્ન પણ નહીં. હું જાણું છું કે એમ કરતાં તને ઘણું દુઃખ થશે, મને પણ ઓછું દુઃખ નહીં થાય, પણ જીવનભરના સુખ માટે બે ત્રણ સપ્તાહની તકલીફ કશી વિસાતમાં નથી.'

ઘેર પાછા ફરતાં આર્થરે શૂન્યતા અનુભવી પણ ઘરમાં પ્રવેશ્યો અને પોતાના ટેબલ પર ચોકલેટનો ડબ્બો જોયો કે એ શૂન્યતા ગાયબ થઈ ગઈ.

બારણે સાંકળ ચઢાવીને એણે ડ્રોઅરમાંથી ઇન્જેકશનની સિરીંજ કાઢી, અને ઝેર ભરેલી એક શીશી પણ. છેલ્લાં દસ વર્ષથી એ શીશી એની પાસે હતી. હવે તો એને એની યે જાણ નહોતી કે એ ઝેર ક્યારે અને શા માટે ખરીદેલું. એ તો નક્કી હતું કે કોઈ જાણી શકવાનું નથી કે મારી પાસે ઝેર ક્યાંથી આવ્યું એટલે કે મારી પાસે ઝેર હતું એવું કોઇ જાણી શકશે નહીં. પણ એટલું વિચારવાનું હતું ખરું કે, દશ વર્ષ પર ખરીદેલું ઝેર આજે પણ ઝેર હશે કે પછી એની અસર મરી

ગઈ હશે? એને લાગ્યું કે ઝેરની અસર કંઈ લુપ્ત થાય નહીં.

એક પછી એક ચોકલેટને એણે ઝેરનું ઈન્જેકશન થોડું થોડું આપ્યું. અને સોય કાઢયા પછી છેદ પણ પુરાઇ ગયેલો જોઈ એણે સંતોષ અનુભવ્યો.

પછી એણે ચોકલેટનું પાર્સલ બનાવ્યું અને એના પર માર્ગારેટનું સરનામું લખ્યું. મોકલનારનું સરનામું કલ્પિત હતું.

બીજા દિવસે લંચની રીસેસમાં એણે પારસલ રજિસ્ટર્ડ કરાવ્યું. પોસ્ટ ઓફિસમાં એટલી બધી ભીડ હતી કે, કલાર્કને એને ધ્યાનથી જોવાની તક પણ ન મળી. ઝેરની શીશી અને ઈન્જેકશન એણે સવારે જ ગટરમાં નાખી દીધાં હતાં. હવે એની વિરૂધ્ધ જતો કોઈ પુરાવો રહ્યો નહોતો. પોલીસને કદાચ શંકા જાય પણ પુરાવા વગર એ શું કરવાની?

પણ બીજા દિવસે એનો આત્મવિશ્વાસ ડગમગવા લાગ્યો. અને ત્રીજે દિવસે તો એ ભયભીત જ થઈ ગયો.

એને એટલી તો ખાતરી જ હતી કે પોલીસ પૂછપરછ કરવા તો આવશે જ. એણે શું કહેવું એ પણ ગોખી રાખ્યું હતું. પણ પોલીસ ન આવી.

બે-ત્રણ દિવસ ભારે દ્વિધામાં વીત્યા. એ દિવસોમાં એણે શું ખાધું પીધું તે કશું એને યાદ નહોતું.

*

ત્રીજા દિવસની સાંજે એની હાલત એવી થઈ ગઈ કે, એ પોતે પોલીસને ફોન કરવા માટે તૈયાર થઈ ગયો. ભય અને પશ્ચાત્તાપની એવડી તીવ્રતાથી એ પીડાતો હતો. માર્ગારેટ સાથે પ્રથમ વાર પરિચય થયેલો એ પ્રસંગ એને યાદ આવ્યો...પછી પ્રથમ પ્રેમની ઉન્માદી ક્ષણો! ખુદ એને પોતાના પર તિરસ્કાર છૂટયો.

કોઈએ બારણે ટકોરા કર્યા ત્યારે એ પોલીસનો સામનો કરે એવી સ્થિતિમાં નહોતો. બારણું ખોલ્યું ત્યારે સામે પોલીસ સબ ઈન્સ્પેકટર

ઊભો હતો. સાથે સાદા પોશાકમાં એક પોલીસ પણ હતો.

'તમે આર્થર કલાર્ક છો ?' ઇન્સ્પેક્ટરે પૂછ્યું.

'હા.'

'હું સબ ઇન્સપેક્ટર જોન્સન છું. તમને કેટલાક પ્રશ્નો પૂછી શકું ?'

'અવશ્ય, અંદર પધારો.'

'આપની પત્નીનું નામ માર્ગારેટ છે ને ?'

'જી હા. પણ અમે ચાર વર્ષથી અલગ રહીએ છીએ.'

'તમે એક લેનેટ નામની યુવતીને પણ જાણો છો ને ?'

'કોણ ?'

'હવે શરમાઓ નહીં, મિસ્ટર આર્થર ! શું એ સાચું નથી કે કે લેનેટ તમારી પ્રેમિકા છે ?'

'પ્રેમિકા ?...તમે કહી શકો...' ચકિત થયેલા આર્થરે કહ્યું.

'બ્રીફકેસમાંથી ચોકલેટનું એક પેકેટ કાઢીને મેજ પર મૂકતાં સબ ઇન્સપેક્ટરે પૂછ્યું, 'તમે કદી આ જોયું હતું ?'

'ના !'

'અમને જાણ થઈ છે કે, તમારી પત્ની ચોકલેટની બહુ શોખીન છે, અને એમાંય આ ચોકલેટ એને વધારે પસંદ છે.'

પોલીસ પહેલે દિવસે આવી હોત તો આર્થર કહેવા માટે તૈયાર હતો...પણ હવે એ એકદમ ગભરાઈ ગયો. એણે કપાળે વળેલા પરસેવો લૂછતાં કહ્યું, 'સાચી વાત છે. હું મારો ગુનો સ્વીકારું છું. આ ચોકલેટ મેં જ એના પર મોકલી હતી...હું જ એનો હત્યારો છું...પણ, તમે એ નથી જાણતા કે એ કેટલી દુષ્ટ હતી...'

અને હાથમાં માથું પકડીને એ રડવા લાગ્યો.

સબ ઇન્સપેક્ટરે પોલીસને કહ્યું, 'જલદી ચોકીએ જા, અને ઇન્સપેક્ટરને કહે કે માર્ગારેટને છોડી દો.'

'મતલબ ? માર્ગારેટને છોડો છો...એટલે ?' આર્થરે ચીસ

પાડીને પૂછ્યું.

'હા મિસ્ટર ક્લાર્ક! તમારી પત્ની માર્ગારેટ જીવે છે. અમે તમને એ જ કહેવા આવ્યા છીએ કે અમે એની પૂછપરછ માટે અટકમાં લીધી છે. લો, તમે પોતે જ એનો લખેલો કાગળ વાંચો.

કુમારી લેનેટ,

ચોકલેટનું જે બોક્સ હું આ પત્ર સાથે મોકલું છું, તે મારા પર મોકલવાની હિંમત મારા પતિએ કરી હતી, ખોટા નામે મારા પર મોકલીને. પણ હવે મને પામવાની એની ચેષ્ટા નકામી છે. એ તને મુબારક! એટલે, ચોકલેટનું આ બોક્સ પણ તને મુબારક! આ મીઠી ચોકલેટ તારા જીવનમાં કડવાશ લાવે, એવી ઇચ્છા સાથે,

તારી માર્ગારેટ

' અને લેનેટ ?' આર્થરે પૂછ્યું.

એ મરી ચૂકી છે. ચાલો, હવે અમારી સાથે ચાલો'. Δ

- પ્રેમની લીનતા શબ્દોને ક્ષિતિજને પેલે પાર જ રહેવા દે છે.
- પ્રેમ તરસનું પુષ્પ છે અને તે ભીનું ભીનું લાગે છે.
- સામસામી ક્ષિતિજના બે તારા નિકટતા જોઈ શકે એટલા તેજસ્વી હોય છે!
- ભૂરું આકાશ સળંગ ભુરાશ બાળકી આંદોલનો બતાવી શકે નહીં.
- એક જ આકૃતિ વચ્ચે હોય તો સામસામે બે અરીસા હોવાનો અર્થ નથી.
- ખૂણો થશો તો ખૂણો જોશો, બારણું થશો તો બારણાને!
- ઢાલ પરનું ચીતરામણ તલવારના ઘાથી જ ધ્રવાશે!
- મિનારા પર ચઢીને ધરતીની દૂરતા જોશો કે આકાશની?
- મિનારાની નીચે જ ગુફા છે-મારે તો સપાટી પર રહેવું છે!
- કેદ થયેલા ફૂલને જોઈ શકો એટલા માટે કાચનું પેપર વેઈટ છે!

# સૂરત અને ગઝલ

△ નરોત્તમ પલાણ

'કુંકાવટી' માર્ચ '૭૫ માં શ્રી રતિલાલ 'અનિલ' નો 'ગુજરાતી ગઝલમાં સૂરતનું પ્રદાન' લેખ વાંચી એક અગત્યની માહિતી આ લખાણથી આપવા માગું છું. ગઝલનો પહેલો તબક્કો ગુજરાતી રંગભૂમિમાં અને બીજો તબક્કો મુસ્લિમ કવિઓ દ્વારા સુરતમાં શરૂ થયો મનાય છે, પણ ગુજરાતી ભાષાની રચનાને સૌ પ્રથમ 'ગજલ' એવું નામ આપનાર સુરતનો એક કવિ છે.

સામાન્યત: ખરા સ્વરૂપની ગઝલની શરૂઆત બાલાશંકર (૧૮૫૮–૧૮૯૯) થી થયેલી મનાય છે અને તે યોગ્ય છે પણ બાલાશંકર પહેલાં શ્રી 'અનિલ' નોંધે છે તેમ ગુજરાતી રંગભૂમિમાં તેનો પહેલો તબક્કો જણાય છે, પણ રંગભૂમિમાં જેને 'ગઝલ' નામ આપેલું છે તેવી રચનાની શરૂઆત ક્યારે થઈ તેની નિશ્ચિત તારીખ આપણને જાણમાં નથી, સંભવ છે કે એ 'ગઝલ' બાલાશંકરના સમયથી આગળ નહિ જાય. જ્યારે સુરતના એક જૈન કવિએ સુરત વિશે લખેલી કવિતાને 'સુરતની ગજ્જલ' કહી ઓળખાવી છે! આ કવિનું નામ દીપચંદ તથા ઓગણીસમી સદીની શરૂઆતનો તેનો સમય મારી જાણમાં છે. હાલ મારી 'જૈન ગુર્જર કવિઓ' કે 'જૈન સાહિત્યનો ઇતિહાસ' ઉપલબ્ધ નથી પણ 'જૈન તીર્થ સર્વસંગ્રહ' માં આ કવિનું નામ 'કવિ બહાદૂર દીપવિજયજી' આપવામાં આવેલું છે અને સુરત વિશેની તેની કવિતાને 'સુરત ગજ્જલ' કહેવામાં આવેલી છે. આની શરૂઆત આ પ્રમાણે છે:

> સંવત સોળ વિક્રમરાજ
> સુરત નામ ગણિકાસાજ,
> તા પર પાતસાહકી મહેર
> તાને વસ્યો સુરત શહેર.

આ ખરા સ્વરૂપની ગઝલ નથી પણ કવિએ પોતાની રચનાને 'ગઝલ' નામ આપ્યું છે તે મહત્ત્વનું છે! આનાથી સુરતમાં તે સમયે પ્રચલિત હશે તે ગઝલના વાતાવરણનો સંકેત મળી રહે છે.

આપણા ઇતિહાસ ગ્રંથોમાં સુરત ઉપેક્ષિત રહ્યું છે, એના રાજકીય, સાંસ્કૃતિક કે સાહિત્યિક ઇતિહાસ વિશે હજુ કોઈએ કામ કરેલું નથી. કહેવાય છે તેનાં કરતાં સુરત ઘણું જૂનું છે અને એને એની પોતાની બહુ મોટી સાહિત્યિક પરંપરા છે, કદાચ ઈ. સ.ની છઠ્ઠી સદીમાં શ્રીમદ્ શંકરાચાર્યે પોતાનું એક પુસ્તક સુરતમાં લખ્યાની માન્યતા છે તે શોધ કરવા જતાં હકીકત પણ બની રહે તેમ મને લાગે છે. પણ આ તો કોઈ સુરત વિશે શોધ કરે ત્યારે જ ખબર પડે, બાકી એટલું નિશ્ચિત છે કે આજના ગુજરાતી સાહિત્યને ઘડનાર મુખ્ય બે નગરોમાં એક સુરત છે, બીજું ભાવનગર. △

*

પ્રેમની સાધનામાં અનેક દુઃખો, વિપત્તિઓ, બાધાઓ, વટાવવાં પડે છે, છતાં તેને સ્વીકાર્યે જ છૂટકો. મધ્યકાળના મરમી સાધક રવિદાસને કોઈએ પૂછ્યું : 'જો પ્રેમના ધર્મની દિશામાં વિકારનો ભય હોય તો એ માર્ગે શા માટે જવું ?' ત્યારે રવિદાસે પૂછ્યું : 'તમે શું ખાઓ છો ?' ઉત્તર મળ્યો : 'દહીં, શાક, અન્ન વગેરે.' ત્યારે કહ્યું 'એ બગડી જાય ખરાં ?' જવાબ મળ્યો 'હા.' રવિદાસે કહ્યું 'ઇંટ, પત્થર તો બગડતાં નથી તો તે કેમ ખાતાં નથી ?' જવાબ, 'એથી કાંઈ પ્રાણ નભતો નથી' ત્યારે રવિદાસે કહ્યું, 'તો એ જ રીતે પ્રેમને માર્ગે વિપત્તિ હોવા છતાં એ પંથે ગયે જ છૂટકો છે, કારણ કે તે જીવંત છે. માત્ર શુષ્ક આચારમાં અને જ્ઞાનમાં વિકારનો ભય ન હોવા છતાં જેમાં પ્રાણ નથી, તેનાથી પ્રાણ ટકતો નથી.

—ગુજરાતના સંત કવિઓ અને બાઉલપંથ.

—જયંતીલાલ આચાર્ય

# એથેન્સથી કૈરો સુધી

સુનીલ ગંગોપાધ્યાય □ અનુ. કનુ જોષી

મેં વિમાનમાં મારી ટાઈ છોડી નાંખી,
મારો સીટ–બેલ્ટ છોડી ઊભો થયો
અને ચીસ પાડી, " તમે બધાં ક્યાં છો ?"
રૂના ગોટા જેવા મુલાયમ ચહેરાવાળી
એ વિમાનપરિચારિકાઓ પાસે આવી.
    તે ક્ષણે ભૂમધ્યનું આકાશ મારા માથા પર હતું,
    નીચે સમુદ્ર, વચ્ચે ભૂરાં વાદળો અને રૂપેરી તીડ
પાછળ સાંજનું યુરોપ જ્વાળામય....બળતું,
જ્યારે આગળ પૂર્વ અંધકારથી છવાયેલું.
મેં કર્કશતાથી કહ્યું, "અત્યાર સુધી
    તમે બધાં ક્યાં હતાં ?
અર્ધા કલાક પહેલાં મેં કેટલાંક પીણાં માંગ્યાં હતાં,
    ઉપરાંત હું ભૂખ્યો છું."
બાળાઓની જેમ સજ્જ થયેલી એ કુંવારિકાઓએ
    વ્યાકૂળ સ્મિત વેર્યું.
આ જ્વાળા અને અંધકારની વચ્ચે આવું
    સ્ત્રીસહજ હાસ્ય કેટલું બૂઠું !
અરે, મારી આંખોએ પણ તેમની દેહરેખાઓની
    અવગણના કરી.
ભૂમધ્યની હવામાં હું અચાનક સ્વાતંત્ર્યલક્ષી, સરળ

અને સત્યપ્રિય લાગ્યો–
પાછળ યુરોપ જ્વાળામય, આગળ પૂર્વ બળી ભસ્મ
થઈ ચૂકેલું,
અને વચ્ચે હું એકલો હિંદુસ્તાની,
સમ્રાટનો ઉદાસ પુત્ર.
હું આખી દુનિયાને બૂમ પાડી કહેવા માગતો હતો,
"હું ભૂખ્યો છું,
હું હવે આ સહન નહિ કરી શકું
હું કરડી ખાઈશ, ટુકડે ટુકડા કરી નાખીશ
ચાવી જઈશ અને મઝા લૂંટીશ." △

o

- o સલાહ સાંભળે એવી આશા માનવજાત પાસે શી રીતે રખાય? એ તો ચેતવણી પણ સાંભળતી નથી!
- o સાચી પ્રતિભાનો ઉદય થાય ત્યારે તમે એને આ એંધાણીએ તરત ઓળખી શકશો—વજ્ર જેવા તમામ મૂર્ખાઓ એના વિરોધમાં ભેગા થઈ જશે...
- o લોકો ઘડપણમાં સદાચારી બની જાય ત્યારે તેઓ વાસ્તવમાં શયતાનની એંઠનો ભોગ ભગવાનને ધરતા હોય છે.
- o બીજાનો દ્વેષ કરવા લાયક ધર્મ જ આપણુ સૌમાં હોય છે, બીજાને પ્રેમ કરવા લાયક નહીં.
- o અસંમજમાં જીવવું ઘણું કષ્ટકારક હોય છે, એ તો કરોળિયાનું જીવન થયું.
- o વાસ્તવમાં બહુ થોડા માણસો વર્તમાનમાં જીવે છે, બાકીના તો ક્યારેક, અને જીવવાનો સરંજામ જ ભેગો કર્યા કરે છે.

જોનાથન સ્વિફ્ટ

# કંકાવટી

મે ૧૯૭૫

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૬ : અંક ૧૯૫ : મૂલ્ય એક રૂપિયો


**વાર્ષિક લવાજમ**

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૯, વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર **રતિલાલ 'અનિલ'** ૩, આનંદગર સોસાયટી, સગરામપરા, સૂરત,–ર સરનામે જ કરવો.

૦

'કંકાવટી' કવિતા, વાર્તા ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનાંદનગર સગરામપરા, સૂરત–ર સરનામે જ મોકલવી.

૦


તંત્રી- મુદ્રક - પ્રકાશક

**ડાહ્યાભાઈ જીવણજી નાયક**

મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપરા, સૂરત–ર

પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત–૧

# સ્વ. ડૉ. રાધાકૃષ્ણનની ચિન્તનકણિકાઓ

### સં : વિજય શાસ્ત્રી

[ ગઈ તારીખ ૧૬/૪/૧૯૭૫ના રોજ અવસાન પામેલા જગતના મહાન તત્વજ્ઞોમાંના એક ડૉ. રાધાકૃષ્ણનના 'ધ હાર્ટ ઑફ હિન્દુસ્તાન' પુસ્તકના શ્રી. ચંદ્રશંકર શુક્લકૃત અનુવાદ 'હિંદુ ધર્મ' માંથી કેટલીક ચિન્તનકણિકાઓ અત્રે રજૂ કરી છે. ]

આપણું જીવન આદિથી અંત લગી એક પ્રકારનું મૃત્યુ છે.

*

સહિષ્ણુતા એ ફરજ છે, મહેરબાનીની રાહે મૂકેલી છૂટછાટ નથી.

*

માણસ માત્ર શાન્તિ ઇચ્છે છે, પણ જે વસ્તુઓ શાન્તિ સ્થાપવામાં મદદગાર છે તેને તો કોઈ વિરલા જ ઇચ્છે છે.

*

માણસોનો હૃદયપલટો દલીલો વડે કરાવી શકાતો નથી.

*

ઉચ્ચતર જીવનનું સ્વપ્ન, આપણે આજે હોઈએ તેનાથી આગળ વધવાની ઝંખના, એ જીવનમાં આપણને મળેલી મોટામાં મોટી ભેટ છે,

*

ચારિત્ર્ય અને આવડત એ જ ખરી કસોટી છે અને એ બે જો ન હોય તો પેઢીઉતાર મળેલો દરજ્જો કશા કામનો નથી.

*

મહાભારત કહે છે કે જે કામમાં હિંસા યા બળજબરીની ગંધ હોય તે કામ, સિદ્ધાન્તની દૃષ્ટિએ તેટલે અંશે અધર્મરૂપ જ ગણાય.

*

મૂર્તિ કે પ્રતીક જ્યાં લગી ઉપાસનાનો સાચો માર્ગ દેખાડે ત્યાં

સુધી તેનો ત્યાગ કરવાની જરૂર નથી.

*

માણસ જે વસ્તુ કે વિચાર ન સમજી શકે તે સ્વીકારવાની તેને ફરજ પાડવી એ એને માટે મોટામાં મોટી સજા છે.

*

જે લોકો વહેવારકુશળ હોવાનો ફાંકો રાખે છે તેઓ આદર્શને નીચે ઉતારી તેને સામાન્ય મનુષ્યસ્વભાવની હારમાં લાવી મૂકે છે. એ સ્વભાવ તો સત્તા ને લોભ, વિષય, વિકાર ને શેતાનની લાલચોને વશ હોય છે. ધર્મ તો આપણને કહે છે કે સુખનો આધાર સત્તા કે સંપત્તિ પર નથી પણ પ્રેમ અને શાંતિ પર છે.

*

મનુષ્યની જે ખરેખરી મહત્તા છે તે તો તેણે પોતે સ્વપુરુષાર્થ વડે પ્રાપ્ત કરેલી હોય છે.

*

આપણે ચૈતન્ય અને ભાવના કરતાં રૂઢિ અને નિયમને વધુ અગત્યનાં ગણ્યાં છે.

*

ધર્મ એ વિકાસ પામતા શરીર ઉપરની જીવતી ચામડી જેવો છે. જેમ શરીર વધે તેમ તેમ ચામડીની પેઠે તે પણ વધે છે, તે જો વધારે પડતો કડક રહે તો ફાટી જશે અને આપણી નજર આગળ અંધાધૂંધી, અરાજકતા ને ક્રાંતિ જામશે. તે જો વધારે પડતો ઢીલો રહે તો આપણને ભુલાવામાં નાખશે ને આપણી ગતિમાં અન્તરાયરૂપ થઈ પડશે.

△

પુષ્પ પરનું ઓસબિન્દુ તો દીઠું, આ પણ જુઓ,<br>
કોઇ કાંટાની અણી પર ધૂળનું રજકણ જુઓ!

# અમે




△ ડૉ. સુરેશ હ. જોષી

હાન્સ એન્ઝેન્સબર્ગર નામના એક જર્મન કવિએ મધ્યમ વર્ગનાં દુ:ખોનું એક ગીત લખ્યું છે. વાત તો દુ:ખની કરવી છે. પીડિતોનાં ને શોષિતોનાં ને દલિતોનાં દુ:ખનાં ગીતોમાં જેવી યાદી આપવામાં આવતી એવી જ યાદી કવિ તૈયાર કરવા જાય છે, પણ 'દુ:ખ' શબ્દના વિસર્ગ જેટલું યે વજન ધરાવનારું દુ:ખ હાથ લાગતું નથી.

આથી પ્રથમ પંક્તિમાં જ કવિને કહેવું પડે છે: ના ભાઈ, અમારે ફરિયાદ જેવું કશું છે જ નહીં. અમે બેકાર છીએ. એવું તો કહી શકાય નહીં, કારણ કે નોકરી ચાકરી તો છે. ના, અમે ભૂખે ય મરતા નથી. અમે ખાઈએ છીએ એની તો ના કેમ કહેવાશે ?

વિકાસ ? હા, દર ચોમાસામાં ઘાસ ઊગતું, એક માથોડા જેટલું ઊંચું વધતું જોઈએ છીએ. જે ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ થઈ ચૂક્યું છે, તેના ઉત્પાદનમાં પણ વિકાસ થઈ રહ્યો છે. સરકાર એવું ચતુર્મુખે કહે છે તે કંઈ ખોટું તો થોડું જ હોય! અને હા, અમારી આંગળીઓના નખ હજી વધે છે. છેલ્લે, અમારો ભૂતકાળ હર ક્ષણે વૃદ્ધિ પામતો રહે છે. બીજી બધી વાતનું ય સુખ છે. શેરીમાં હવે લશ્કરના ડાબલા ગાજતા નથી. અરે, શેરીઓ સાવ સૂની છે. ગોળીબાર કરવો હોય તો કોના પર કરે? સરકારે કેટલાં યે પરદેશી રાજ્યો જોડે કોલકરાર, સહી સિક્કા કરી લીધા છે. એ બધું ય હવે તો પતી ગયું છે. હવે ભયસૂચક સાયરન પણ વાગતી નથી. આ બધું ય હવે પસાર થઈ જશે. કશું થંભી જતું નથી. અમારી મધ્યમ વર્ગની તો એક જ ફિલસૂફી (અથવા કહો કે એક માત્ર આશ્વાસન 'કે કશું એવું ને એવું રહેવાનું નથી, બધું જ પસાર થઈ જવાનું છે.

જે લોકો મરી ગયા છે, એટલે કે વસિયતનામું કરી ગયા છે તેઓને હવે ઝઘડાનો કંઇ પણ ભય નથી. પૂર ઓસરી ગયાં છે, મૂશળધાર વર્ષાને બદલે માત્ર ઝરમર છે. કોઇ નવા યુદ્ધની હજી સુધી તો જાહેરાત થઈ નથી, એની યે એવી કશી ઉતાવળ નથી. યુદ્ધ જાહેર કરવું જ હશે તો થશે, જોઈએ તેટલો સમય છે.

અમે ઘાસ ખાઇએ છીએ. અનાજ તો બહુ ખાધું. સંસ્કૃતિના વિકાસની સાથે ખાવાની કળામાં પણ વિકાસ થવો જોઇએ. અમે રાષ્ટ્રીય ઉત્પાદનના સિક્કાવાળી ચીજ વસ્તુઓ જ આરોગીએ છીએ. અરે, કંઇ નહીં તો અમે અમારી આંગળીના નખ ખાઈએ છીએ. અમે અમારા ભૂતકાળને નિરાંતે વગોળતા બેઠા છીએ.

અમારે કશું ઢાંકવા સંતાડવાનું નથી. ના, અમે સંપત્તિવેરો સંતાડતા નથી, અમે આબરૂને ય ઢાંકતા નથી. અમારે કશું ખોવાનું નથી. અમારે કશું કહેવાનું પણ નથી. ચાર મુદ્દાના કે ચાળીસ મુદ્દાનાં નિવેદનો કે આવેદન પત્રો કે ખરીતાઓ અમારે પ્રગટ કરવાના નથી. અમારી પાસે કેવળ અમે છીએ. એનો અર્થ શો તે અમને પૂછશો નહીં

ઘડિયાળને ચાવી આપી દીધી છે. બિલ બધાં ભરી દીધાં છે. કપડાં ધોવાઈ ગયાં છે. બીજું સાફસફીનું કામ પણ પતાવી દીધું છે. હવે દિવસની છેલ્લી બસ પણ પસાર થઈ ગઈ છે. હવે કશું કરવાનું નથી રહેતું, કશું નહીં કર્યાનો ઉચાટ પણ નથી રહેતો.

અમે જોયું તો બસ ખાલી હતી. સૂની શેરી અને ખાલી બસની ફરિયાદ કરીને નાહકનું દુઃખ શા માટે ઊભું કરવું ? આમ કશું જ કરવાનું કે કહેવાનું રહેતું નથી, તો પછી અમે શેની રાહ જોઈને હજી બેસી રહ્યા છીએ ?

મધ્યમ વર્ગને દુઃખી ન હોવાનું પણ દુઃખ નથી, એક જવાબદાર નાગરિક તરીકે સરકારને હમેશાં કંઈક ને કંઈક બાબતની ફરિયાદ કર્યા કરવી જોઈએ તે જાણવા છતાં જો પ્રામાણિકપણે તપાસ કરતાં કશું

દુઃખ જ ન જડે તો શું એમ કહીને ફરિયાદ કરવી કે, હે સરકાર, માબાપ, આ કલ્યાણરાજમાં અમારાં દુઃખ કોઇ લૂંટી ગયું છે. એ દુઃખ પરનો અમારો અધિકાર કબૂલ રાખીને એ અમને પાછાં મળે એવી વ્યવસ્થા કરો ?

બીજાં બધાંને સુખ છે ને દુઃખ છે, દુઃખ નથી એટલે સુખ છે એવા તર્કનો અમે ભોગ બન્યા નથી. સુખદુઃખના દ્વંદ્વમાંથી અમે છૂટયા છીએ એનું અમને ભાન નથી. કોઇક સંત પુરૂષે તો કહેલું કે સૌથી ભયંકર કજોડું છે સુખ અને દુઃખનું. એને છૂટાં પાડી શકાતાં નથી. દરેક સુખમાં એક સરોવર છે, એ સરોવર છે કડવાં કડવાં દુઃખનું દરેક દુઃખમાં એક ખૂણે એક ઉદ્યાન છે. એક ઉદ્યાન સુખનું ઉદ્યાન છે.

આ બધું અમે સાંભળ્યું છે. પણ એ સરોવર કે એ ઉદ્યાનની અમને ભાળ લાગી નથી. કહે છે કે, દુર્ભાગ્ય તાડની જેમ ઊંચું વધે છે ને છૂટેલા તીરના કરતાં પણ વધુ પ્રાણઘાતક હોય છે. અમે તો હજી જીવીએ છીએ એટલે અમે દુર્ભાગી નથી એવું જ ભગવાન સુદ્ધાં કહેશે ને !

કોઈ વળી એમ કહે છે કે, બારણું ખોલવાની ચાવી આપણને આપી છે, એ જ બધી આફતનું મૂળ છે. બારણાના બે ભાગ હોય. એકનું નામ સદ્‌ભાગ્ય અને બીજાનું નામ દુર્ભાગ્ય, બારણું ખોલો એટલે એક સાથે બંનેમાં પ્રવેશો–સદ્‌ભાગ્યમાં અને દુર્ભાગ્યમાં.

સાચી વિદ્યા છે ચાવી ખોઈ દેવાની. પણ ચાવી સોનાની હોય છે. સત્યનું મુખ હિરણ્યમય પાત્રથી ઢાંકયું હોય છે. આથી અમે કેવળ ચાવીને સાચવતા બેઠાં છીએ. △

પારણા જેવું યે કોઈ ઘર હશે.
નિંદતાં નયનો પે કૂણો કર હશે.

જે લોકો મરી ગયા છે, એટલે કે વસિયતનામું કરી ગયા છે તેઓને હવે ઝઘડાનો કંઇ પણ ભય નથી. પૂર ઓસરી ગયાં છે; મૂશળધાર વર્ષાને બદલે માત્ર ઝરમર છે. કોઇ નવા યુદ્ધની હજી સુધી તો જાહેરાત થઈ નથી, એની યે એવી કશી ઉતાવળ નથી. યુદ્ધ જાહેર કરવું જ હશે તો થશે, જોઈએ તેટલો સમય છે.

અમે ઘાસ ખાઇએ છીએ. અનાજ તો બહુ ખાધું. સંસ્કૃતિના વિકાસની સાથે ખાવાની કળામાં પણ વિકાસ થવો જોઇએ. અમે રાષ્ટ્રીય ઉત્પાદનના સિક્કાવાળી ચીજ વસ્તુઓ જ આરોગીએ છીએ. અરે, કંઇ નહીં તો અમે અમારી આંગળીના નખ ખાઈએ છીએ. અમે અમારા ભૂતકાળને નિરાંતે વગોળતા બેઠા છીએ.

અમારે કશું ઢાંકવા સંતાડવાનું નથી. ના, અમે સંપત્તિવેરો સંતાડતા નથી, અમે આબરૂને ય ઢાંકતા નથી. અમારે કશું ખોવાનું નથી. અમારે કશું કહેવાનું પણ નથી. ચાર મુદ્દાના કે ચાળીસ મુદ્દાનાં વિવેદનો કે આવેદન પત્રો કે ખરીતાઓ અમારે પ્રગટ કરવાના નથી. અમારી પાસે કેવળ અમે છીએ. એનો અર્થ શો તે અમને પૂછશો નહીં

ઘડિયાળને ચાવી આપી દીધી છે. બિલ બધાં ભરી દીધાં છે. કપડાં ધોવાઈ ગયાં છે. બીજું સાફસફીનું કામ પણ પતાવી દીધું છે. હવે દિવસની છેલ્લી બસ પણ પસાર થઈ ગઈ છે. હવે કશું કરવાનું નથી રહેતું, કશું નહીં કર્યાનો ઉચાટ પણ નથી રહેતો.

અમે જોયું તો બસ ખાલી હતી. સૂની શેરી અને ખાલી બસની ફરિયાદ કરીને નાહકનું દુઃખ શા માટે ઊભું કરવું? આમ કશું જ કરવાનું કે કહેવાનું રહેતું નથી, તો પછી અમે શેની રાહ જોઈને હજી બેસી રહ્યા છીએ?

મધ્યમ વર્ગને દુઃખી ન હોવાનું પણ દુઃખ નથી, એક જવાબદાર નાગરિક તરીકે સરકારને હમેશાં કંઈક ને કંઈક બાબતની ફરિયાદ કર્યા કરવી જોઇએ તે જાણવા છતાં જો પ્રામાણિકપણે તપાસ કરતાં કશું

આ ગઝલને શીર્ષક નથી. શીર્ષક ગણવું જ હોય તો તે ગઝલકારે પોતે 'એક ગઝલ' એવું આપ્યું છે. સામાન્યતઃ કવિ કાવ્યનું શીર્ષક કાવ્યનું વાતાવરણ રચવા કે સૂચવવા પ્રયોજતો હોય છે. સજાગ કવિ તો શીર્ષકનો અન્-ઉપયોગ પણ અત્યંત સર્જનાત્મક રીતે કરતો હોય છે. આ ગઝલને શીર્ષક ન આપવા પાછળ કવિનો આશય કદાચ કાવ્યભાવ છુપાવવાનો છે. વાંચક શીર્ષક વાંચ્યા પછી કૃતિમાં સમગ્રપણે પ્રવર્તતી અનુભૂતિ કે કૃતિની આબોહવાની અટકળ કરવામાં ન પડે ને સીધો કૃતિમાં જ પ્રવેશ કરે તે માટે ગઝલકારે સહેતુક જ શીર્ષક આપ્યું નથી. આમે ય કૃતિના ધ્વનિનું કથન કરતું શીર્ષક કૃતિની Ambiguous richness ને સીમિત કરી દેતું હોય છે. પરિણામે ભાવક માટે શોધનો વિસ્તાર તેટલો સંકોચાય છે. જૂની ગઝલોમાં શીર્ષક કૃતિના એકાદ રદીફ-કાફિયા કે વર્ણ્ય વિષય પરથી અપાતા. જેમાં શીર્ષક કૃતિને સર્જનાત્મકતા સંદર્ભે ભાગ્યે જ કશી મદદ કરતું. મોટે ભાગે તે કૃતિને ઓળખવાની એક સંજ્ઞા માત્ર બની રહેતું. ગઝલસ્વરૂપની પ્રત્યેક વિગત સર્જનાત્મક રીતે પ્રયોજવા વિશે જૂની ગઝલકારો સભાન ન હતા. જ્યારે નવીન ગઝલકારોમાં શીર્ષકના સર્જનાત્મક ઉપયોગ અનુપયોગ વિશે કિંચત્ સભાનતા જોવા મળે છે. જો આ ગઝલને ખૂનીની મનઃસ્થિતિનું કથન કરતું કોઇક શીર્ષક આપ્યું હોત તો તે આ કૃતિ માટે ઘાતક પૂરવાર થાત. કારણ કે ગઝલનો પ્રથમ શેઅર વાંચતા ફાનસની પીળી આંખના ધ્રુજતા ઘરતાં ભયાવહ દૃશ્યકલ્પન દ્વારા ગઝલમાં પ્રવર્તતી ભયભીત અપરાધીમનની ધ્રુજારીના પ્રતીકાત્મક સંકેત તરફ આપણી ગતિ જ ન થઈ હોત. એક બીજી વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે અને તે એ કે સમગ્ર કાવ્યના કેન્દ્રમાં રહેલી અપરાધીમનની ધ્રુજારી અપરાધીના બાહ્ય વર્તનમાં ગુનાહિત ચૂપકીદી અને આંતરમનમાં સંશયોના ભયાનક કોલાહલ દ્વારા પ્રગટ થાય છે. તેથી કૃતિનો શીર્ષકાભાવ અપરાધીની અવાચકતાના સહજ પરિણામરૂપ છે.

# શુદ્ધ કાવ્યસ્વરૂપ તરીકે ગઝલ

## એક કૃતિકેન્દ્રી ચર્ચા / અજિત ઠાકોર

### એક ગઝલ / કિસન સોસા

પ્હોંચી ગઈ'તી એની ખબર, ધ્રૂજતું રહ્યું,
ફાનસની પીળી આંખનું ઘર, ધ્રૂજતું રહ્યું.

મજકુર ઈસમ ને શખ્સસભર, ધ્રૂજતું રહ્યું,
શકમંદ તણું સદરહુ નગર, ધ્રૂજતું રહ્યું.

આંખો મિલાવવા ગયું જે એની આંખમાં,
ખુલ્લી ફટ્ટાંસ જોઈ કબર, ધ્રૂજતું રહ્યું.

પડછાયો ચાલતો રહ્યો સૂની સડક ઉપર,
નિઃસ્તબ્ધ પથ્થરોનું નગર, ધ્રૂજતું રહ્યું.

આકાશથી નક્ષત્ર સતત તૂટતાં રહ્યાં,
ભૂગર્ભમાં કોઈક અરર....ધ્રૂજતું રહ્યું.

ગઝલકાવ્યસ્વરૂપ વિશે આપણું વિવેચન ઉદાસીન રહ્યું છે. આ કાવ્યસ્વરૂપને કોઈ ચોક્કસ સૈધ્ધાંતિક ધરા કે કાવ્યકલાના માધ્યમ લેખે તેમાં રહેલી વિશિષ્ટ અનુકૂળતાઓ, પ્રતિકૂળતાઓ, તેની Potentiality ની વિશદ ચર્ચા આપણું વિવેચન કરી શક્યું નથી. આજે એક ગઝલકૃતિની કૃતિલક્ષી ચર્ચા દ્વારા અહીં પ્રમાણમાં મર્યાદીત એવો પ્રયાસ કરાયો છે. નવીન ગઝલે જૂની ગઝલથી શુદ્ધ કાવ્યસ્વરૂપ તરફ ગતિ કરતાં જે ભેદ સાધ્યો છે તે પણ આપોઆપ સૂચવાય અને શુધ્ધ કાવ્યસ્વરૂપ તરીકે નવીન ગઝલની વૃત્તિ-પ્રવૃત્તિને પણ ચકાસવાનો એક નક્કર પ્રયત્ન થઈ શકે તે હેતુ પણ આ ગઝલના સંવિધાનની આસ્વાદમૂલક તપાસ પાછળ રહ્યો છે.

કૃતિગત વાસ્તવને દૃઢાવતા હોય છે. ગઝલકાર આ ગઝલમાં ૧૪ અક્ષરી મુઝારિઅ અખ્રબ છંદ પ્રયોજે છે. પ્રથમ શેઅરમાં છંદની ગણતરીપૂર્વકનાં પગલાં ભરતા માણસની ગતિના લય સાથેની સમાનતા તથા તનાવપૂર્ણ ગતિ અપરાધીમનની ગતિનો જ પ્રતિધ્વનિ ઉત્પન્ન કરે છે.

**બીજા** શેઅરમાં કવિ અપરાધીની ભીતિનો–ખબર પહોંચી ગયાની ભીતિનો–વિકાસ સાધે છે. પ્રથમ પંક્તિમાં "મજકુર ઇસમ ને શખ્સ-સભર" વિશેષણ નગર માટે વપરાયું છે. અપરાધીને નગર મજકુર ઇસમ ને શખ્સથી સભર લાગે છે. આખું નગર અપરાધીને પોતાના દૂરિત વ્યક્તિત્વથી સભર લાગે છે. આથી અપરાધીની પકડાઈ જવાની તીવ્રતર થતી જતી ભીતિ આપોઆપ જ સૂચવાઇ જાય છે. ગઝલકાર આ શેઅરમાં આખા નગરને અપરાધીના જ શકમંદ વ્યક્તિત્વ રૂપે આલેખે છે. અને તેથી ગઝલના બીજા શેઅરને પણ મત્લો બનાવીને ગઝલકાર ધ્રુજારીની પ્રતીતિ વધુ દૃઢાવે છે. આ શેઅરમાં ગઝલકાર મજકુર ઇસમ, શખ્સ, શકમંદ, સદરહુ જેવા પોલીસ અને ન્યાયાલયમાં વપરાતા શબ્દોને એક સામટા પ્રયોજીને અપરાધીમનમાં પોલીસ અને ન્યાયાલયની પ્રસરતી જતી ભીતિનું સૂચન ચોક્કસ સંદર્ભ ધરાવતા શબ્દોના સમૂચિત પ્રયોગ દ્વારા સામર્થ્યપૂર્વક કરે છે. પ્રથમ શેઅરમાં અપરાધીના દુષ્કૃત્યની ખબર સર્વત્ર પહોંચી ગઈ છે અને તે અનાશ્રિત છે તેની સભાનતા પ્રગટ થઈ છે. તો બીજા શેઅરમાં અપરાધીને પોલીસનો અને ન્યાયાલયનો લાગવા માંડેલો ભય અને પોતાના અસ્તિત્વથી જ સમગ્ર નગર સભર છે. (એક જ અર્થના ત્રણ ત્રણ શબ્દો વાપરવા પાછળ પણ કવિની આ જ નેમ રહી લાગે છે. ) તેવી અનુભૂતિ અને તેથી પકાડાઇ જવાની ઉત્તરોત્તર દૃઢ થતી જતી ભીતિ શબ્દબદ્ધ થઈ છે. પ્રથમ શેઅરમાં માત્ર ઘર ધ્રુજતું હોવાનું કથન છે, જ્યારે દ્વિતીય શેઅરમાં નગર પણ ધ્રુજે છે. તે દ્વારા ઘરથી અનાશ્રિત થયેલાને 'નગર' પણ આશ્રય આપી શકશે નહીં એવું પણ સૂચન થાય છે. આમ અપરાધીની પ્રસરતી ભીતિ

ગઝલના પ્રથમ શેઅરમાં અપરાધ કર્યા પછીની અપરાધીની પ્રથમ દહેશતની રજૂઆત છે. "એની ખબર" દ્વારા પોતાના દુષ્કૃત્યની ખબર પહોંચી ગઈ છે એવી અપરાધીની ભીતિ શબ્દબદ્ધ થઈ છે. કદાચ ગઝલકાર અપરાધની વાત પહોંચી ગઇ છે એવા કથન દ્વારા હવે પછી ગઝલમાં અપરાધી મનની જે સ્થિતિનું નિરુપણ કરવા માંગે છે તે માટેની પૂર્વભૂમિકા રચે છે. બીજી પંક્તિમાં ગઝલકાર એક ભયપ્રદ દૃશ્યકલ્પન 'ફાનસની પીળી આંખના ધ્રુજતા ઘર'ની યોજના કરે છે. આ કલ્પનની યોજના દ્વારા ગઝલકાર અપરાધનો સમય મોડી સાંજનો સૂચવે છે. (આમેય સંધ્યાસમયને પ્રદોષકાળ કહેવાયો છે, જ્યારે માણસમાં દુરાશયો જાગી ઊઠતા હોય છે.) આમ કૃતિ પ્રદોષકાળના સમયબિંદુ પરથી ગતિ આરંભે છે. અંધારાથી ઘેરાયેલું પીળી આંખોવાળું ધ્રુજતું ઘર આપણને ખૂનીના દુરિત વ્યકિતત્વની ચાક્ષુષ પ્રતીતિ કરાવે છે. વળી ઘર આમ તો આશ્રયસ્થાન ગણાય છે. પણ અહીં તો ઘર જ ધ્રુજે છે. અપરાધીના દુરિત વ્યકિતત્વ રૂપે જ નિરુપાયેલા ધ્રુજતા ઘર દ્વારા અપરાધીના છુપાવા માટેનાં સ્થાનોમાંથી ઘરનો તો છેદ જ ઊડી જાય છે! આમ ગઝલકાર અપરાધીની નિરાશ્રિતતા સચોટ રીતે પ્રગટ કરે છે. ઉપરાંત અપરાધીના પીળા ફાનસવાળા ઘરના વર્ણન દ્વારા કાવ્યનાયક શહેરની ઝોંપડપટ્ટીમાં રહેતો માણસ છે, તેનું પણ કલાત્મક સૂચન ગઝલકાર કરે છે. પ્રથમ પંકિતના રદીફનું દ્વિતીય પંક્તિમાં થયેલું પુનરાવર્તન ટેવવશ કે ગઝલના નિયમને જ જાળવવા માત્ર નથી થયું. પરંતુ ઘરની (અને તે દ્વારા અપરાધીમનની) ધ્રુજારીને દૃઢાવવા જ તેનો ઉપયોગ થયો છે. આમ ગઝલસ્વરૂપની રદીફ જેવી એક વિગતનો પણ ગઝલનું વાતાવરણ સર્જવા કરાયેલો પ્રયોગ તેની સર્જનાત્મકનો સૂચક છે. આ શેઅરમાં અપરાધીનો Guilty conscious Responsibility of wrong eoicg 'ફાનસની પીળી આંખના ધ્રુજતા ઘર"ના સમર્થ કલ્પનથી સૂચવાયો છે. આવા સમર્થ કલ્પનો કૃતિના ભાવવિશ્વને વિવિધ પરિમાણો અર્પી

ઇમેયજ 'ખુલ્લી ફટાસ કબર' ગઝલકાર યોજે છે. જે કૃતિમાં રુંધી નાંખતા બિભત્સ ભયાનકનું ઉદ્દ્ગમસ્થાન છે. બીજા શેઅરમાં અપરાધીની વ્યાકૂળતા સૂચવવા કરાયેલો છંદનો શિથિલ બંધ આ શેઅરમાં ફરી ૨–૨ માત્રાના ગુરુ અક્ષરો દ્વારા તંગ કરી કવિ અપરાધી માનસનું Tension પ્રત્યક્ષ કરે છે.

ચોથા શેઅરમાં ગઝલકાર અપરાધીની એકલતાનું–નિસ્સંગતાનું એક દૃશ્યકલ્પન દ્વારા નિરુપણ કરે છે. "પડછાયો ચાલતો રહ્યો" માં ગઝલકાર અપરાધીની identity વ્યક્તિત્વના લોપનું સૂચન કરે છે. "સૂની સડક" દ્વારા અપરાધી શહેર બહારની સડક પર ચાલી રહ્યો છે તે આપણને સમજાય છે. "સૂની સડક બીજી તરફ મોડી રાતનું પણ સૂચન કરે છે. આમ પ્રદોષકાળથી પ્રારંભાતો કાવ્યસમય ધીમે ધીમે મોડી રાત સુધી ગતિ કરે છે. જેથી અપરાધીમન પર એકલતાની ભીંસ પ્રબળ બને છે. બીજા શેઅરમાં વર્ણવાયેલું 'શકમંદ તણું સદરહુ નગર' અને આ શેઅરમાં વર્ણવાયેલું 'નિસ્તબ્ધ પથ્થરોનું નગર' સુધીની યાત્રામાં અપરાધીનો નગર સાથેનો સંબંધતાંતણો તૂટતો જોઈ શકાય છે. કવિ ચાલતા પડછાયા તથા થ્રુજતા નગરના નિરુપણ દ્વારા આ દૃશ્યકલ્પનમાં ગત્યાત્મકતા લાવી શકયા છે. અહીં પડછાયો, સૂની સડક અને નિસ્તબ્ધ પથ્થરોનું નગર–ના વર્ણન દ્વારા અવ્યક્તિતતા, એકલતા ને નિસ્તબ્ધતાનું concrete મૂર્ત નિરુપણ કરાયું છે. ત્રણે શબ્દો અપરાધીમનની એક જ ભાવસ્થિતિના વિવિધ સ્થિત્યંતરોના સૂચક છે.

પાંચમા શેઅરમાં અમંગળ ભાવિનો અણસાર અને તે દ્વારા ભૂગર્ભમાં (છુપાવાના સલામત સ્થળ) ધ્રુજયા કરતાં અપરાધીનું વર્ણન છે. તૂટતા નક્ષત્ર સાથે જોડાયેલા અમંગળ ભાવિના સંદર્ભને ગઝલકાર અમંગળ ભાવિના ઓથાર તળે જીવતા અપરાધીની મનઃસ્થિતિ સૂચવવા પ્રયોજે છે. 'સતત તૂટતાં નક્ષત્રો' (આમ તો નક્ષત્ર સતત તૂટતાં રહે એવું કયારેય બનતું નથી અને તેથી સ્તો) મહદ્ અંશે અપરાધીના

ઘરથી નગર સુધી પ્રસરતી અનાશ્રિતતાના સંવેદનમાં પ્રગટ થઈ છે. આ શેઅરમાં કાફિયા 'નગર' આ રીતે ટેવવશ મૂકાયેલો ન લાગતા અપરાધીની વિસ્તરતી ભીતિનો સૂચક બને છે. એ પણ કાફિયાના સર્જનાત્મક પ્રયોગ સંદર્ભે નોંધપાત્ર છે. આ શેઅરમાં અપરાધીની વ્યાકૂળતા સૂચવવા એક એક માત્રાના–લઘુ અક્ષરોની બહુલતા યોજી છંદનો બંધ કવિ શિથિલ કરી નાંખે છે.

ત્રીજા શેઅરમાં અપરાધીની ભીતિ વધુ સ્પષ્ટપણે પ્રગટ થાય છે. અત્યારસુધી માત્ર અપરાધીને જ નગર પોતાના દૂરિત વ્યકિતત્વથી સભર લાગતું હતું, પરંતુ હવે આંખો મેળવનાર સ્નેહી પણ એની ભયથી ફાટી ગયેલી ખુલ્લી ફદ્દાંસ કબર જેવી આખોમાં આંખ મિલાવવા જતાં ધ્રુજી ઊઠે છે. આમ ગઝલકાર ધ્રુજતું ઘર, ધ્રુજતું નગર અને હવે ધ્રુજતું સ્વજન–ના નિરુપણ દ્વારા અપરાધીની ઉત્તરોત્તર પ્રગટતાની (કે એનામાં દૃઢ થતી દહેશતની ?) શકયતાને વિકસાવે છે. પ્રથમ બે શેઅરોમાં ઘર અને નગર અપરાધીના આંતરકામની ધ્રુજારીનાં પ્રતીક બને છે. જ્યારે આ શેઅરમાં ધ્રુજતા સ્વજનના આલેખન દ્વારા પ્રથમવાર જ 'પોતાનાથી કોઈ ઇતર જન' પર પણ પોતાના અપરાધની છાયા પડી છે એવી પ્રતીતિ અપરાધીને થાય છે. આમ ચોથા શેઅરમાં નગર છોડીને જતા અપરાધીના નિરુપણની પૂર્વભૂમિકા આ શેઅરમાં ગઝલકાર સહજ રીતે તૈયાર કરે છે. આ શેઅરમાં આવતા 'ખુલ્લી ફદ્દાંસ જેવી કબર' પંકત્યાર્ધમાં ફદ્દાંસ જેવો શબ્દ ખુલ્લી કબરની ભેંકારતાને ધ્વનિ દ્વારા સામર્થ્યપૂર્વક વ્યકત કરે છે, તે પણ સમગ્ર દૃશ્યકલ્પનને ભયાનક બનાવી દે છે. અપરાધી આંખ હવે ખુલ્લી ફદ્દાસ કબરની બિભિત્સ ભયાનકતા ધારણ કરે છે. વળી આંખનું કબરમાં થયેલું રૂપાંતર અપરાધીનું પિશાચી વ્યકિતત્વમાં થયેલું રૂપાંતર પણ સૂચવે છે. આ શબ્દગુચ્છ અપરાધી હત્યારો હશે તેનું પણ સૂચન કરે છે. આમ 'ફાનસની પીળી આંખનું ઘર' પછી તેવી જ અર્થગર્ભ બીજી એક

સમય સુધી વિસ્તરે છે. શરૂનું ફાનસવાળું ઘર પોતાના અસ્તિત્વથી સભર નગર, આંખો મિલાવવા જતું સ્વજન, સૂકી સડક, નિસ્તબ્ધ પથ્થરોનું ધ્રુજતું નગર, નક્ષત્ર ખરતું આકાશ, ભૂગર્ભ એમ એક વિશિષ્ટ ક્રમથી નાયકની એકલતા પડછાયો થઈ જવાની એકલતા-અને શંકા-કુશંકામાંથી પ્રસરતી અસ્તિત્વને ધ્રુજાવી નાંખતી ભીતિ ઉત્તરોત્તર સાથેના સંદર્ભ દ્વારા ગઝલકાર પરાકાષ્ઠા સાધે છે.

સમગ્ર કૃતિમાં જુદી તરી આવતી દૃશ્યકલ્પનોની એક વીથિકા પણ રાત્રે દૃશ્યેન્દ્રિયનું કાર્યક્ષેત્ર સ્વાભાવિક રીતે જ રુંધાતું હોવાથી અચોક્કસતા ને સંદિગ્ધતામાંથી જન્મતી અપરાધીમનની એકલતા તથા ભીતિને સમગ્ર રીતે વ્યક્ત કરવા ગઝલકારે સભાનતાપૂર્વક પ્રયોજી છે.

ગઝલકારે છંદ પણ કસોટી કરે એવો પસંદ કર્યો છે. ઉત્તમ ગઝલકારોની કેટલીક કૃતિઓમાં પણ આ છંદ સાદ્યંત શુદ્ધ રહી શક્યો નથી. અહીં પણ ક્યાંક ગઝલકારે લીધેલી લઘુ-ગુરૂની છૂટ સર્જનાત્મક સંદર્ભે અનુપયોગી રહી છે. સમગ્રપણે આ છંદ અપરાધીમનના Tension ને સુપરે વ્યક્ત કરે એવી રીતે ગઝલકાર યોજી શક્યા છે. ગઝલકાર સમગ્ર કૃતિના પ્રવક્તા બન્યા છે. સમગ્ર કૃતિનું ધ્યાનપૂર્વક વાંચન કરતાં કવિનો સ્વર ધીમો જણાય છે. માત્ર ત્રીજા શેઅરમાં "ખુલ્લી ફૂટટાંસ" આગળ Tone ઊંચો થતો જણાય છે.

આમ આ ગઝલ અલગ અલગ ભાવો ધરાવતા શેઅરોની માળાનું સ્વરૂપ ધરાવતી પરંપરાગત ગઝલોથી જુદી પડે છે. સમગ્ર ગઝલનું સ્વરૂપ એક Unit એકમ જેવું છે. ગઝલકારે ગઝલસ્વરૂપની રૂઢિગત વિગતોનો ભાવવિશ્વને પ્રગટ કરવા સર્જનાત્મક પ્રયોગ કર્યો છે. અહીં ગઝલસ્વરૂપની પ્રચલિત પરંપરા-પ્રત્યેક શેઅરનું સ્વતંત્ર વ્યક્તિત્વ-ની જાળવણી થઈ શકી નથી. તેમ છતાં પ્રત્યેક શેઅરમાં એક કલ્પન અને સમગ્રે બધાં જ કલ્પનો વડે કૃતિનો આકાર બંધાય છે. પ્રત્યેક શેઅર કલ્પન હોવાથી તેનો સ્વતંત્ર રીતે પણ આસ્વાદ કરી શકાય છે.

ફફડતા માનસની જ કલ્પના છે, તે પણ સૂચવાય છે. આમ ગઝલકારના વિગતનિરુપણમાં રહેલી અતિશયોક્તિ પણ આખરે તો અપરાધીની વિશિષ્ટ માનસસ્થિતિનો જ નિર્દેશ કરનારી બને છે, જે સર્જકતાનો ઉન્મેષ છે. નક્ષત્ર સતત તૂટતાં રહેવાનું વર્ણન સતત તૂટતી શુભ વૃત્તિઓથી પોતે અશુભ-તમસનું રૂપ થઈ જશે કે કેમ એવી અપરાધીની ઊંડે ઊંડે રહેલી ભીતિ પણ સૂચવે છે. બીજી પંક્તિમાં 'ભૂગર્ભમાં કોઈક અરર...' પછી થયેલી ટપકાંની યોજના વિસ્તરની જતી અરેરાટીને વ્યક્ત કરે છે. પરંતુ ગઝલકાર આ સમગ્ર ગઝલના પ્રવક્તા છે. તેથી 'અરર...' શબ્દ કવિને gnvolve કરે-સંડોવે છે. કવિનું આ gnvolvement સંડોવણી-અપરાધીની ઉત્તરોત્તર પ્રગાઢ થતી ભીતિ-નિસ્સંગતાને કારણે ગઝલકારને ઉપજેલી આદ્રતાને કારણે છે. જેનાથી ગઝલકારનું તાટસ્થ્ય જોખમાયું છે. સમગ્ર ગઝલનો ભાવ અપરાધીમાં ભીતિને કારણે પ્રસરતી અરેરાટીનો જ છે. પરંતુ અંતિમ શેઅરમાં આ રીતે અરેરાટીનો ભાવ કવિમુખે બોલકો થઈ જવાથી કવિએ સમગ્ર કવિ દ્વારા સર્જવા ધારેલો અરેરાટીનો ભાવ પુષ્ટ થતો નથી. ચોથા-પાંચમા શેઅરમાં છંદ દૃઢ બંધવાળો હોવાથી Tension નો સાતત્યપૂર્ણ અનુભવ કરાવે છે.

ગઝલ અપરાધીનું શું થયું ? તેનો જવાબ આપતી નથી. સમગ્ર કૃતિ અપરાધીમનને શંકા-કુશંકા, ડર, એકલતા, Tension ને નિરુપણનો વિષય બનાવે છે. ગઝલકારે challenging વિષય ગઝલ માટે પસંદ કર્યો છે. અને સમગ્રે આ ગઝલ અપરાધીની ઉત્તરોત્તર તંગ થયે જતી એકલતા આશંકા-ડરથી ભરપૂર મનોવૃત્તિનું પ્રતીક બની રહે છે. ગઝલકાર સમગ્ર ગઝલમાં યોજાયેલા ઘર, નગર, ખુલ્લી ફટટાંસ કબર, સૂની સડક, સતત ખરતાં નક્ષત્રોવાળું આકાશ, ભૂગર્ભ આદિ બાહ્ય પદાર્થો સાથે એક એવા સંદર્ભની રચના કરે છે કે જેથી આ પદાર્થો તેમની મૂળ પ્રકૃતિ ગુમાવ્યા વિના સંકુલ આપરાધીમનના વિવિધ સ્થિત્યંતરોના દૃશ્યરૂપો બની રહે છે.

મોડી સાંજના સમયબિંદુ પરથી આરંભાયેલી કૃતિ મોડી રાતના

સમય સુધી વિસ્તરે છે. શરૂનું ફાનસવાળું ઘર પોતાના અસ્તિત્વથી સભર નગર, આંખો મિલાવવા જતું સ્વજન, સૂકી સડક, નિસ્તબ્ધ પથ્થરોનું ધ્રુજતું નગર, નક્ષત્ર ખરતું આકાશ, ભૂગર્ભ એમ એક વિશિષ્ટ ક્રમથી નાયકની એકલતા પડછાયો થઈ જવાની એકલતા–અને શંકા–કુશંકામાંથી પ્રસરતી અસ્તિત્વને ધ્રુજાવી નાંખતી ભીતિ ઉત્તરોત્તર સાથેના સંદર્ભ દ્વારા ગઝલકાર પકાષ્ઠા સાધે છે.

સમગ્ર કૃતિમાં જુદી તરી આવતી દૃશ્યકલ્પનોની એક વીથિકા પણ રાત્રે દૃશ્યેન્દ્રિયનું કાર્યક્ષેત્ર સ્વાભાવિક રીતે જ રુંધાતું હોવાથી અચોક્કસતા ને સંદિગ્ધતામાંથી જન્મની અપરાધીમનની એકલતા તથા ભીતિને સમગ્ર રીતે વ્યકત કરવા ગઝલકારે સભાનતાપૂર્વક પ્રયોજી છે.

ગઝલકારે છંદ પણ કસોટી કરે એવો પસંદ કર્યો છે. ઉત્તમ ગઝલકારોની કેટલીક કૃતિઓમાં પણ આ છંદ સાદ્યંત શુદ્ધ રહી શકયો નથી. અહીં પણ કયાંક ગઝલકારે લીધેલી લઘુ–ગુરૂની છૂટ સર્જનાત્મક સંદર્ભે અનુપયોગી રહી છે. સમગ્રપણે આ છંદ અપરાધીમનના Tension ને સુપરે વ્યકત કરે એવી રીતે ગઝલકાર યોજી શકયા છે. ગઝલકાર સમગ્ર કૃતિના પ્રવકતા બન્યા છે. સમગ્ર કૃતિનું ધ્યાનપૂર્વક વાંચન કરતાં કવિનો સ્વર ધીમો જણાય છે. માત્ર ત્રીજા શેઅરમાં "ખુલ્લી ફટટાંસ" આગળ Tone ઊંચો થતો જણાય છે.

આમ આ ગઝલ અલગ અલગ ભાવો ધરાવતા શેઅરોની માળાનું સ્વરૂપ ધરાવતી પરંપરાગત ગઝલોથી જુદી પડે છે. સમગ્ર ગઝલનું સ્વરૂપ એક Unit એકમ જેવું છે. ગઝલકારે ગઝલસ્વરૂપની રૂઢિગત વિગતોનો ભાવવિશ્વને પ્રગટ કરવા સર્જનાત્મક પ્રયોગ કર્યો છે. અહીં ગઝલસ્વરૂપની પ્રચલિત પરંપરા–પ્રત્યેક શેઅરનું સ્વતંત્ર વ્યકિતત્વ–ની જાળવણી થઈ શકી નથી. તેમ છતાં પ્રત્યેક શેઅરમાં એક કલ્પન અને સમગ્રે બધાં જ કલ્પનો વડે કૃતિનો આકાર બંધાય છે. પ્રત્યેક શેઅર એક કલ્પન હોવાથી તેનો સ્વતંત્ર રીતે પણ આસ્વાદ કરી શકાય છે.

આ ગઝલમાં પ્રત્યેક શેઅર પોતાની અનિવાર્યતા સિદ્ધ કરે છે. ગઝલમાં ભાવનું સાતત્યપૂર્ણ નિરુપણ તથા ગઝલની કોઇ એક ભાવનું પ્રતીક બનવાની ક્ષમતા આ ગઝલ ચીંધે છે. ગઝલકાવ્યપ્રકારનું પરંપરાપ્રાપ્ત સ્વરૂપ–પ્રત્યેક શેએરમાં અલગ અલગ ભાવવિશ્વ તથા પાંચ કે વધુ શેઅરોનો યદચ્છાગ્રસ્ત સમૂહ તે ગઝલ–રૂપરચનાનો આગ્રહ રાખતી આધુનિક કાવ્યસ્વરૂપની આગવી વિલક્ષણતાને નામે પણ સ્વીકારે તે શકય નથી. શુદ્ધ કાવ્ય તરફ ગતિ કરવા ગઝલે જે રીતે "પ્રિયા સાથેની વાતચીત"ની વિષય સંદર્ભે પરંપરા છોડી તેવી જ રીતે પ્રત્યેક શેઅર સ્વતંત્ર રીતે આસ્વાદી શકાય તેવો ભલે હોય પરંતુ ગઝલમાં તેની અનિવાર્યતા હોવી જ જોઇએ. ગઝલ અનેક શેઅરોનો સંગ્રહ કરતી માળાનું નિર્જીવ સ્વરૂપ ન રહી શકે. કારણ તેમાં સંવિધાન જે કાવ્યમાત્રનું જીવાતુભૂત તત્ત્વ છે, તેનો જ અભાવ જોવા મળે છે. ગઝલના સ્વરૂપનો અભ્યાસ કરતા તો એવું જણાય છે કે ગઝલ સંવાદી ભાવનું કાવ્યસ્વરૂપ હશે. ગઝલમાં અન્ય તમામ કાવ્યસ્વરૂપોથી ભિન્ન એવી રદીફ કાફિયાની સાતત્યપૂર્ણ યોજના તેમાં સંવાદની એક Pattern ભાત રચે છે. જે આ માન્યતાને ટેકો આપે છે. કોઈ પણ સર્જક પોતાના પર ગઝલ જેવા રૂઢ કાવ્યપ્રકારની મર્યાદા લાદીને જ્યારે પ્રવૃત્ત થાય છે ત્યારે તેની સર્જકતા એક નવીન પરિમાણ પામે છે. આવાં સાહસોની નિષ્ફળતા પણ અનન્ય હોય છે. આખરે તો પ્રત્યેક કાવ્યસ્વરૂપ ઉત્તમ કાવ્યતત્વનો આવિષ્કાર સાધી શકે છે કે નહીં તેના પર જ તેના અસ્તિત્વની સાર્થકતા છે. □

સ્મિતોનાં મોજાં બની જાય મૃગજળ,
નજર સામે દેખાય રેતીનો દરિયો,
કુંવારા દિવસ સાવ થૈ જાય તડકો....

## ગઝલ △ અદમ ટંકારવી

મન અમસ્તી આશ લઈ દોડ્યા કરે,
મૃગજળો પણ હાથ લંબાવ્યા કરે.

ને હવે તારા વિનાના મ્હેલ પર,
ધૂળધાણીની ધજા ફરક્યા કરે.

કાફલા થંભી ગયા છે. ક્યારના,
ક્યાંક રસ્તાઓ હવે ચાલ્યા કરે.

ગામ આખું સોડ તાણીને સૂએ,
ને પછી તારી ગલી જાગ્યા કરે.

જિન્દગીની શુષ્ક પ્યાલીમાં અદમ,
યાદના આઈસક્યૂબ તર્યા કરે.

હું ધીરજ ખોઈ બેઠો હતો, એટલે ઊઠીને બહાર ચાલ્યો આવ્યો હતો. એમણે મારા પર અછડતી નજર નાખી અને બારણા તરફ પાછા ફર્યા. હું મનોમન બબડવા લાગ્યો:

મારી સામેની દુકાનોની લાઈનમાં પંદરેક દુકાનો પછી ફોટોગ્રાફરની દુકાન હતી. થોડુંક જ અંતર હતું છતાં શાહજાદી સાહેબા મારી બહેન ચાલવા તૈયાર ન થઈ. એ કહેવા લાગી.

'લગ્નના દિવસે, લગ્નની રાતે, વર શાહજાદો અને વહુ શાહજાદી હોય છે.'

હું સામેની દુકાનમાં રાખેલી પોલિશ કરેલી પેટીઓ જોઈ રહ્યો. એવી પેટીને 'કોફીન' કહે છે.

મારી સામે આવીને ટેકસી થોભી ત્યારે ત્યાં પિતાજી નહોતા. એ તરત તૈયાર થઈ જવાની તાકીદ કરવા ઉપર ગયા હતા.

'કેમ ભાઈ, આજે અહીં કોઇનાં લગ્ન છે? હું કોઈ ખોટે ઠેકાણે તો નથી આવ્યો ને? કેમ કે અહીં તો...' ટેકસીવાળાએ મારી સામે જોઇને મને કહ્યું.

મેં બારણા તરફ જોયું. બહેન, એનો 'એ', પિતાજી અને કાકી લૂખ્ખા હસતાં હસતાં બહાર આવતા હતાં. એમણે મારી સામે જોયું યે નહીં. સીધાં ટેકસીમાં જઈને બેઠાં. એ લોકો કદાચ મારાથી નારાજ હતા અને મને સાથે લઈ જવા માગતા નહોતા.

વાંધો નહીં. હું ફોટોગ્રાફરની દુકાને પહોંચી જઇશ, અને હું પહોંચી જ ગયો.

એમનામાંનું કોઈ ત્યાં આવ્યું નહોતું. કદાચ ફોટો પડાવીને ચાલ્યાં ગયાં હોય...મેં ફોટોગ્રાફરને પૂછ્યું. એ મારી વાત સમજ્યો નહીં, એટલે મારે સૌનું વર્ણન કરવું પડ્યું. મારી બહેનથી જ શરૂ કર્યું.

એ થોડી જાડી હતી. સ્થાનિક સ્કૂલની વિદ્યાર્થિની. 'એ' લગ્ન કરવા માગતો હતો. છેવટે પિતાજીએ હા પાડી. મેં એનો બરાબર વિરોધ કર્યો. પરિણામ એ આવ્યું કે મારી કાકી, જે મારી માના મરણ પછી અમારા ઘરમાં રહેતી હતી અને કાયમ મારો પક્ષ લેતી હતી તે મારી વિરોધી થઈ ગઈ.

ફોટોગ્રાફરે પોતાનું લાંબું નાક જમણા હાથના અંગૂઠાથી પસવાર્યું. એને મારી પૂછપરછમાં રસ નહોતો. મેં પણ બોલવું બંધ કર્યું. માત્ર એટલું જ પૂછ્યું કે થોડીવાર પહેલાં અહીં કોઈ આવ્યું હતું? એણે 'ના' કહી. મને સંતોષ થયો.

સામે ટેક્સી થોભી અને એમાંથી બહેન નીચે ઊતરી, તે પછી એનો 'એ.' તે પછી પિતાજી અને કાકી ઊતર્યાં. એ લોકો ઝડપથી દેવળે જઈને આવ્યાં હતાં. ખુશખુશાલ દેખાતાં હતાં. બહેને સફેદ રંગનો પોશાક પહેર્યો હતો, અને એનો 'એ' લાંબા ને પાતળા શરીર પરના કાળા સૂટથી વિચિત્ર લાગતો હતો.

હું દુકાનની અંદર એવી રીતે છુપાઈ ગયો, જ્યાંથી હું એમને તો જોઈ શકું, પણ એ લોકો મને જોઈ શકે નહીં.

ફોટોગ્રાફર તરત પોતાના કામમાં મશગુલ થઈ ગયો. એણે એક મોટો લાલ પરદો ખેંચ્યો. ત્રણ મોટી લાઇટ સળગાવી, અને ત્રણ ટાંગ પર ઊભેલો કેમેરો આગળ પાછળ ખસેડીને પોઝીશન નક્કી કરવા લાગ્યો.

લૂઝા કાકી રૂમાલથી આંસુ લૂછવા લાગી. પિતાજી ઉદાસ હતા. હું વર-વહુને મારી જગ્યાએથી બરાબર જોવાની કોશિશ કરવા લાગ્યો. એ લોકો બરાબર નજરે પડતાં નહોતાં, કેમ કે એ લોકો ધરતીથી લગભગ એક મીટર ઊંચે અધ્ધર થઈ ગયાં હતાં.

હું મારી જગ્યાએથી ઊઠયો અને ત્યાં ગયો. હું એમના પગ પકડવાની કોશિશ કરવા લાગ્યો, પણ ફાવ્યો નહીં. એ પછી તો બધાં વર-વહુના પગ પકડવાની સ્પર્ધા કરવા લાગ્યા. એમને ઉપર જતાં રોકવા

માટે જ તો.

અધાં ચૂપ હતાં. એ ચૂપકીદીમાં ક્યારેક ક્યારેક લૂઝાનાં ડૂસકાં સંભળાતાં હતાં. બહેન અને એનો પતિ ઓરડાની છતને ચીરીને ઉપર ચાલ્યો ગયો હતો. હવે માત્ર એમના પગ જ ઓરડામાં દેખાતા હતા.

'તમે લોકો અહીં શું કરી રહ્યા છો? આટલાં ઉપર કેમ અધ્ધર થઈ ગયાં? મારે માત્ર તમારા ટાંટિયાંનો ફોટો પાડવાનો છે એવું તો નથી ને? આ બહુ ખરાબ કહેવાય.' ફોટોગ્રાફર જોરથી બોલ્યો.

પણ સૌના પ્રયત્નો નકામા ગયા. કાકીએ મારી બહેનને લોકલાજની યાદ અપાવી, 'દીકરી, લોકો શું કહેશે?'

એમને ઉપર જતાં જોવાને માટે હું, કાકી અને પિતાજી રસ્તા પર નીકળી આવ્યાં.

'કેટલી બેશરમીની વાત છે, આ લોકો કેટલાં બેશરમ છે!' પિતાજી દાંત પીસીને કહેવા લાગ્યા.

ત્યારે મેં જોયું કે, એકધારાં ઉપર જતાં એમનાં શરીર સામેની કૉફીનની દુકાન તરફ ઝૂકયે જતાં હતાં. □

## પ્રથમ મોસમ △ કરસન લુહાર

મનમાં ભીનીછમ્મ-રત મૂંઝવણ હશે ?!
મ્હેલું માથાબોળ એ ના'વણ હશે !

કેસૂડાં કૉળ્યાં હશે કે કાળજે ;
ફેફસે ફાલી રહ્યો ફાગણ હશે !

હોઠ આશ્ચર્યે અવાચક થૈ જતાં–
મુગ્ધતાનું આંખમાં આંજણ હશે !

એ પ્રથમ મોસમ હશે વરસાદની;
શ્વાસમાં આષાઢ ને શ્રાવણ હશે !

# પુશ્કિન

## મિખાઈલ ઝોશેન્કો

### અનુ. જયંત કોઠારી

એલેક્ઝાંડર સરગીવીચ પુશ્કિન દ્વન્દ્વયુદ્ધમાં હણાયા તેને નેવું વર્ષ થયાં.

એમ કહી શકાય કે આખું રશિયા એમની આ દુઃખદ મૃત્યુતિથિએ શોક કરી રહ્યું છે અને આંસુ સારી રહ્યું છે પણ બીજા બધા માણસો કરતાં એક માણસ વધારે ખિન્ન છે અને ઘોર નિરાશા અનુભવી રહ્યો છે–ઈવાન ફેડોરોવીચ ગોલોવ્કીન નામે એક માણસ. 'પુશ્કિન'–આ એક શબ્દના ઉલ્લેખમાત્રથી આ માણસ ભડકી ઊઠે છે અને અવકાશમાં તાકી રહે છે.

અને, મારા ભાઈ, એ અવકાશમાં કેમ ન તાકી રહે? એ પ્રતિભાશાળી સર્જકના જીવનની એક ખાસ દુર્ભાગી અને અંધકારમય કહી શકાય એવી પગ સાથે એ સંડોવાયો હતો. પછી અવકાશમાં ન તાકે તો કરે શું?

અલબત્ત, આપણા પ્રસિદ્ધ પ્રતિભાવંત પુરુષની સ્મૃતિનું અગૌરવ આપણે કરવા માગતા નથી. માટે આપણે આપણી વાત માંડીને કરીએ. ચાલો, ૧૯૨૧ના વરસથી શરૂ કરીએ. એમાંથી બધું સ્પષ્ટ થઈ રહેશે.

૧૯૨૧ના ડિસેમ્બરમાં ઈવાન ફેડોરોવીચ ગોલોવ્કીન લશ્કરમાંથી પોતાના વતનના ગામમાં પાછો ફર્યો.

એ જ સમયે નવી આર્થિક નીતિ શરૂ થઈ હતી. કેવી રોમાંચક કલ્પના એણે ઊભી કરી હતી! ફરીને ધોળી ફૂલ જેવી રોટી પકાવવામાં આવી રહી હતી, વેપાર વૃદ્ધિ પામવા લાગ્યો હતો. ટૂંકમાં, જીવનનો પ્રવાહ નવેસરથી આગળ ધસી રહ્યો હતો.

પણ આ બધું છતાં, આપણા મિત્ર ગોલોવ્કીનને બેનસીબ બનીને શેરીઓમાં ભટકવાનું આવ્યું. એને રહેવાનું કોઈ સ્થાન ન હતું.

શનિવારના દિવસોએ કોઇ ઓળખીતાઓને ત્યાં સૂઈ રહેવું પડતું હતું. કોઈ ઘરડા કૂતરાની સાદડી પર. પરશાળના ખંડમાં.

અને, સ્વાભાવિક રીતે જ, એ ચીડિયો અને શંકાશીલ બની ગયો.

"નવી આર્થિક નીતિ," એણે કહ્યું, "કાગળ ઉપરનું કાલ્પનિક સ્વર્ગ છે. છ મહિના થયાં હું એક ઓરડો મેળવી શકયો નથી."

૧૯૨૩માં, ગમે તે પ્રકારે, ગોલોવ્કીને ઘર મેળવ્યું. કાં તો એણે જામીનગીરીમાં આપવા માટે જરૂરી પૈસા મહેનતથી ભેગા કર્યા હતા અથવા નસીબે એને યારી આપી હતી...ગમે તેમ એને એક ઓરડો મળ્યો.

ઓરડો નાનો હતો. બે બારીઓ. ભોંય તો હોય જ. છત, બસ વાત પૂરી. એકંદરે એમાં બહુ ફરિયાદ કરવા જેવું ન હતું.

અને ગોલોવ્કીન એ જગ્યાની સ્નેહપૂર્વક સંભાળ રાખવા લાગ્યો. એણે દીવાલે કાગળ ચોંટાડવાનો વૈભવ કર્યો, એણે ખંડને સગવડભર્યો અને કોઈ રહેતું હોય એવો દેખાડવા અહીંતહીં થોડા ખીલાઓ ખોડ્યા. અને એક સુલતાનની પેઠે એ રહેવા લાગ્યો.

પણ સમય તો વહેવા લાગ્યો. પુશ્કિનની સત્યાસીમી મૃત્યુતિથિ નજીક આવી. એ ટક કરતી ચાલી ગઇ. પછી અઠયાસીમી.

નેવ્યાસીમી મૃત્યુતિથિએ, આપણે કલ્પી શકીએ તેમ, ચાલીમાં વાતોનો ગણગણાટ થવા લાગ્યો. જરા સાંભળો, પુશ્કિન, પેલા લેખક.. કહે છે કે તેઓ આ જ સ્થળે રહેલા. એમની દુર્ધર્ષ પ્રતિભાએ આ જ જગ્યાએથી એક વખત પોતાનો પ્રકાશ ફેલાવ્યો હતો. આ હકીકતને ધ્યાનમાં લઈને એ પ્રસંગના પૂરા ઉલ્લેખવાળી કોઈ તકતી અહીં મૂકવામાં આવે તો કંઈ ખોટું નથી. ભાવિ પ્રજાને એ બોધક બનશે.

ઈવાન ફેડોરોવીચ ગોલોવ્કીએ મૂખાંઇ કરી અને આ નાનકડી તકતી તૈયાર કરવાના કામનો થોડો હિસ્સો પોતાને શિરે લીધો.

એકાએક મકાનમાં ભારે ધમાધમ થઇ પડી. સ્ત્રીઓ અહીંથી તહીં ધસી રહી હતી. એમણે વાસણ કૂસણ માંજી નાખ્યાં. બધા ખૂણા

વાળીચોળી નાખ્યા.

પાંચ માણસોનું એક પ્રતિનિધિમંડળ આવ્યું. એમણે મકાનને તપાસ્યું.

પ્રતિનિધિમંડળે ઠેરઠેર બધા પ્રકારની ઘરવખરી પડેલી જોઈ—વાસણો અને જરી ગયેલી બંડીઓ એવું બધું. અને એમણે કટુતાથી નિસાસો નાખ્યો. "બરાબર અહીં જ એલેક્ઝાંડર સરગીવીચ પુશ્કિને એક વખત એક મિત્રના મહેમાન તરીકે બે અઠવાડિયાં ગાળ્યાં હતાં. અને એક સૈકો વીત્યા પછી આપણને અહીં શું જોવા મળે છે? નરદમ ફુવડપણું. અહીં ઊભી રાખેલી સાવરણી, ત્યાં લટકતાં પાટલૂન અને હવામાં ઝૂલતા એનાં પટા. સાચે જ, એ પ્રતિભાશાળી પુરુષની સ્મૃતિનું આ બેશરમ અપમાન છે. અરે! કવિએ જો જાણ્યું હોત કે અંતે આ પરિણામ આવવાનું છે તો તેઓ ભાગ્યે જ પોતાના મિત્રને મળવા ગયા હોત."

અચ્છા, ટૂંકમાં, ત્રણ અઠવાડિયાં પછી બધા જ ભાડૂતોને ઓરડીઓ-માંથી દૂર કરવામાં આવ્યા.

એ વાત ખરી છે કે ગોલોવ્કીન કસમ ઉપર કસમ ખાવા લાગ્યો. એના અભિશાપો નોંધાયેલા હતા. પુશ્કિનના સમગ્ર મુશ્કેલીભર્યા યુગ તરફ અને ખાસ કરીને નિકોલસ પહેલા તરફ. તેમ છતાં પોતાના ભાગ્યને એ ખાસ જુસ્સાથી ધિક્કારવા લાગ્યો. કહો, શા માટે એને કોઇ ઘર કે રહેવાની જગ્યા નહીં?

પરિણામોની દરકાર કર્યા વિના ઈવાન ફેડોરોવીચ ગોલોવ્કીન પોતાનાં અંગત મંતવ્યો ખુલ્લંખુલ્લાં વ્યકત કરવા લાગ્યો.

"આ બધાંને લીધે મારું શું થઈ રહ્યું છે? બહુ સારું, એ ભલે એક પ્રતિભાશાળી લેખક હોય. ભલે તે ડાળી પર કૂદકા મારતા પંખી વિષે આવુંતેવું લખ્યા કરે. એને કારણે નિયમિતપણે રોજિંદું જીવન ગાળતા લોકોને તેમના ઓરડામાંથી શા માટે ખસેડવા જોઈએ? એમને

કાં તો જમીનનો નાનકડો ટૂકડો આપો અથવા વળતરના પૈસા આપો અથવા બીજું કંઈક."

ગોલોવ્કીનનો ઇરાદો પુશ્કિન ફાઉન્ડેશન પાસે જવાનો હતો–એનું નામ્ખોદ વાંછવા. પણ સમય જતાં એ ઠંડો પડી ગયો અને નવી જગ્યા શોધવા નીકળી પડ્યો.

અને હજુ એ શોધી રહ્યો છે. એના ગાલમાં ખાડા પડી ગયા છે. અને એ ઘરડો થઇ ગયો છે. એ કેવો ખોટી ધમાલ અને ચીકાશ કરતો થઈ ગયો છે? એ હમેશાં પૂછે છે–આ મકાનમાં પહેલાં કોણ રહી ગયું છે?–ડેમિયન બેદની કે કેચેલવ કે એમની જાતનો કોઈ કદી અહીં રહેતો 'તો? જો રહ્યો હોય તો પછી તે, ગોલોવ્કીન એ જગ્યાને ભેટ તરીકે પણ નહીં સ્વીકારે.

હા, એની વાત પણ કંઈક સાચી છે: ઘણા પ્રતિભાશાળી પુરુષોના જીવનમાં અસ્થિરતાની ક્ષણો આવી હોય છે; તેઓ એક મકાનમાંથી બીજા મકાનમાંથી બદલી કર્યા કરે છે, અમસ્તા ફર્યા કરે છે. અને એ બધાંને અંતે–કેવા કરુણ અંજામ!

ચાલુ સમયની જ વાત કરીએ તો, ગયા વર્ષની 'આ વર્ષનો કવિ' એ ચોપડી લો. એણે સાત વખત ઓરડી બદલી. એને ક્યાંય ઠરીઠામ રહેવાનું મળ્યું નહીં. ભાડું નહીં ભરેલું!

અને સેતાન જાણે, એ કદાચ પ્રતિભાશાળી પુરુષ હોય! આજથી પચાસ વર્ષે એની એ સાત ઓરડીઓને કારણે લોકો એની સ્મૃતિને કેવી ચમકાવશે!

છતાં સંભવ છે કે ત્યાં સુધીમાં મકાનોની તંગી જરા હળવી થઈ ગઇ હોય. તમારે માટે એ જ આશાસ્થાન છે. *

15. Great Russian short stories, ed. John W. strahan, trans. John W. strahan, Rosalind A. 20gin Washington Sguare Press Inc. New york, 1965 માંથી

# એક સફેદ કાગળ

□ રૂથ ડામિનો

લા માંચા વિસ્તારની સરહદે રેતાળ પ્રદેશમાં કુએબા નામનું નાનું ગામ વસેલું. એની બન્ને બાજુએ, ક્ષિતિજે લાલ પથ્થરના મોટા મોટા વેરાન ડુંગરો.

એ ગામ એ વિસ્તારના બીજાં ગરીબ ગામ જેવું જ હતું. સપાટ સફેદ ભીંતવાળાં નાનાં નાનાં ઘરો. ઉનાળે અસહ્ય તાપ પડતો ત્યારે બારણે ટાટના પરદા ટાંગી દેવાતા.

એ ગામના ખેડૂતો બીજા ગામના ખેડૂતો જેવા જ હતા. એ લાંબાં કાળાં ખમીસ પહેરતા. ઉનાળે માથે ઘાસની ગૂંથેલી મોટી હેટ પહેરતા.

અહીંની સ્ત્રીઓ પણ કાળાં કપડાં પહેરે. માથે કાળું કપડું બાંધે. એ સફેદ ઘરોમાં જાણે કાયમ શોક પળાતો. કેમ કે એમનાં ખેતરોમાંનું પાણી સેંકડો વર્ષોથી સુકાઈ ગયું હતું. વૃક્ષો યે સુકાઈ ગયાં હતાં. ગામની એક બાજુએ નાની નદી હતી તે ઉનાળે સુકાઈ જતી. અને એમાં પડેલા મોટા મોટા ભૂરા પથરા કબરના પથરા જેવા લાગતા.

ગામના પાદરીએ લોકોને કહ્યું કે, તમારા પાપને કારણે જ અહીંની ધરતી સૂકી છે. તમે દુકાળ, ગરમી અને માખીનો શિકાર બનો છો એ તમારા પાપનું ફળ છે. તમે ઈશ્વરને ભૂલી ગયા છો અને બાળકોને અવનાવાં કરો છો અને એ નાગાં પૂગાં ધૂળમાં રમ્યા કરે છે.

ખેડૂતોના ચહેરા ભૂરા રંગના અને ડોસાઓના માથે કરચલીઓ પડી ગઈ હતી. એ લોકો દુનિયાના બીજા ખેડૂતો જેવા જ હતા. ધરતી પર ઝૂકીને કામ કરનારા અને વહેતા પરસેવા સાથે શરીરની ચરબી ઓગાળી દેનારા. બીજા ખેડૂતો જેવા જ એ ભાવુક હતા. એ લોકો ગાતા યે ખરા કામથી નવરા પડે ત્યારે રસ્તાની કોરે બેસીને ગાય. એમની વહુઓ પોતાના નાનાં ઘરોમાં સાંજે ગાતી અને છોકરીઓ રવિવારે ગાતી. તે

દિવસે માથે રંગીન રીબન બાંધતી.

એમનાં ગીતો પહાડી ગીતો જેવાં હતાં. એકાએક ફૂટતાં ઝરણ જેવાં. ગાતી વખતે એમના માથાં ઊંચાં રહેતાં, જાણે ઊડવાનાં હોય તેમ. છેવટે એમનો સાદ ધીમો પડી જતો.

એ ગીતોના શબ્દ સાવ જ સાદા. સામાન્યપણે ગીતમાં એક જ નાનકડી પંક્તિ હોય, 'જમીનદાર બહુ જાડો છે અને અમારી સાથે મનફાવે તેમ વર્તે છે,' અથવા 'ધરતી સૂકી છે અને હથેળી પર મૂકેલી માછલીની જેમ કંપે છે.' અને છોકરીઓ ગાતી કે, 'અમે એટલી ગરીબ છીએ કે, ચન્દ્ર–તારા તો અમારા છે, પણ ધરતીની કોઈ ચીજ અમારી નથી.'

ધનવાનો એમના ભવનમાં હજી વિદ્યમાન હતા અને રાજાને દેશમાંથી હાંકી કાઢવામાં આવ્યો હતો. ધીરે ધીરે શિક્ષકો બાળકોને ભણાવવાને માટે ગામમા આવવા લાગ્યા. કુએબામાં પણ એક યુવાન શિક્ષક આવ્યો. એનું નામ ફરનાન્ડો.

અગાઉ તો બહુ ઓછા છોકરા ભણવા આવતા. પણ ફરનાન્ડો પોતાની સાથે રંગબેરંગી નકશા લાવ્યો. બાળકોને એ જોઈને બહુ આશ્ચર્ય થયું કે નકશા પર તો જમીન બહુ સપાટ છે. એના પર કોઈ ડુંગર નથી ! વળી ડુંગરો ધરતી જેવા ભૂરા રંગના જ બતાવવામાં આવ્યા હતા, નદીઓ આકાશી રંગની હતી, શહેરો ખોખાં જેવાં કાળાં કાળાં ટપકાં અને ગામડાં તો માત્ર નાનકડાં કાળાં ટપકાં હતાં.

બાળકો શીખ્યા કે નકશા પર અમારું ગામ રાજધાની મેરિડની જમણી બાજુએ આવેલું છે. અને વેનેન્શિયાની ધરતી લીલીછમ હતી, કેમકે ત્યાં ઘણું પાણી હતું. ત્યાં લીલાછમ મોલ અને એ ટેકરીઓની પાછળ નિત્યસલિલા નદીઓ જેવો સાગર હતો. જે બાળકોને વાંચતાં આવડતું હતું એમને ફરનાન્ડોએ કહ્યું કે તમારા છાપેલાં પુસ્તકમાંના અક્ષરો પ્રકૃતિની સામગ્રીના આકારને મળતા છે. અને જેમને વાંચતાં આવડતું નહોતું એમને ફરનાન્ડોએ કહ્યું કે થોડી રેખાઓ અને ગોળા-

કારોને એકબીજા સાથે જોડીને અક્ષરો બનાવી શકાય છે. પછી એમણે રંગીન પેન્સિલો, વૉટરકલર અને પીંછી છોકરાઓને વહેંચી આપ્યાં.

પહેલા પાઠમાં એણે મેજ પર લીંબુ મૂક્યું હતું તેનું ચિત્ર બાળકો દોરવા લાગ્યા.

એકાએક બાળકોએ શોર કરી મૂક્યો. ફરનાન્ડો વાંચતો હતો. એણે ઊંચે જોયું. બાળકો પોતે ચીતરેલા કાગળો હલાવતા હતા. એના પર એમણે પીળા રંગથી લીંબુ ચીતર્યું હતું. બધા ખુશખુશાલ હસતા હતા. એક જ છોકરો સાવ ચૂપ હતો.

બાળકોએ બીજાં ચિત્રો પણ દોર્યાં, તે પછી ફરનાન્ડોએ વર્ગના ભાગ કર્યા. જે બાળકોએ સારાં ચિત્રો દોર્યાં હતાં એમને એણે કહ્યું કે, તમે કાગળ પર તમારી કલ્પના પ્રમાણેનું ચિત્ર દોરો. અને હા, તમારા મોટાં ભાઈબહેનોને પણ ફુરસદ મળે તો તેઓ પણ નિશાળે આવી શકે છે. કેટલાક બાળકોએ તો બાયબલની વાતોનાં ચિત્રો ય દોર્યાં, કેટલાકે નકશા દોર્યાં.

બાળકોએ ઘેર જઈને પોતે દોરેલાં ચિત્રો મા-બાપને બતાવ્યાં ત્યારે માતાઓએ બાયબલનાં પાત્રોનાં ચિત્ર જોઈને ક્રૂસનું નિશાન કર્યું અને પિતાઓ એકીટસે નકશા જોઈ રહ્યા. બાળકોએ એમને સમજાવ્યું કે ભૂરી રેખા પાણી વહે છે તેનું સૂચન કરે છે, ત્યાં બધું લીલુંછમ છે અને વેલેન્શિયાની પાસેની જમીનમાં એક વર્ષમાં ત્રણ પાક લેવામાં આવે છે.

એક નાનકડા કાગળ પર એવી રીતે પહાડો, નદીઓ અને ફળ આદિ ચીતરી બતાવ્યાં કે અભણ માણસ પણ સમજી શકે. સૌને એમાં બહુ રસ પડ્યો.

એ ચિત્રો અને નકશાઓ ઘરની ભીંતે ભીંતે બીજી તસ્વીરો સાથે ટાંગવામાં આવ્યાં.

*

ગામથી થોડે દૂર જમીનદારનું ઘર હતું. ખેડૂતે એના આપેલાં ખેતરોનાં બદલામાં એને ટેક્સ આપવા જતા. એ કર ઈંડાં, શાકભાજી અને શરાબના રૂપે ભરવામાં આવતો. ખેડૂતો તો જમીનદારના ઘરના એક ભાગથી જ પરિચિત હતા. ત્યાં જઈને એ લોકો ચીજો આપી આવતા. એક વાર નાનો પેડ્રો પોતાના પિતા સાથે ત્યાં ગયો હતો અને આંગળ જઈ એણે અંદર ડોકિયું કર્યું હતું. અંદર, આંગણે એક કૂવો હતો અને એમાંથી પાણીનો ધોધ નીકળી પુષ્પક્યારીની નીકમાં ઠલવાતો હતો. પેડ્રોને એ દૃશ્ય બહુ અલૌકિક લાગ્યું. એ કૂવા પર અંદર ડોલ નાખીને પાણી ખેંચવું નહોતું પડતું. રહેંટ ચાલતો ને પાણી ઠલવાયા કરતું. ખેડૂતોને તો વરસાદ આવે ત્યારે ખુલ્લામાં ડોલ મૂકીને વરસાદનું પાણી ઝીલીને ડોલ ભરવી પડતી હતી.

ફરનાન્ડોએ પેડ્રોને રંગ ધર્યા ત્યારે ત્યારે એણે આછો ભૂરો રંગ પસંદ કરીને લીધો. એણે ઘર ચીતર્યું અને એની વચ્ચે ભીંતો ઉપરથી વહેતી પાણીની નદી બનાવતી રેખા દોરી, જે ખેતરોમાંથી વહેતી ગામની વચ્ચે સુધી જતી હતી. ઘેર આવીને એણે એ કાગળ મેજ પર મૂક્યો. એના પિતાએ એના પરનું ચિત્ર જોઈને પૂછ્યું, 'આ જમીનદારનો બંગલો નથી?'

પાસે ઊભેલી સ્ત્રીએ કહ્યું, 'તમે આ શું કહો છો?' પણ એણે જવાબ ન આપ્યો અને વાત ત્યાં જ અટકી.

સાંજે સૂર્ય ઢળી ગયો ત્યારે એણે પેડ્રોને કહ્યું, 'લાવ, એક કાગળ મને પણ આપ, પેન્સિલ પણ!' એ લઈને એ આંગણે જઈ બેઠો. પણ માર્ગથી જરા દૂર એણે કાગળ પર પોતાનું ઘર ચીતર્યું, અને લીટી દોરી પાણીની ધાર બનાવી, તે એના ઘરની પાછળ ખેતરમાં પહોંચતી હતી.

તે રાતે ઘણો વરસાદ થયો! બહાર મૂકેલી ડોલો છલોછલ ભરાઇ ગઇ. બીજે દિવસે ખેતરો આંખ ઠારે એવાં હતાં.

કુંવારી મરિયમ એ છબી જોઇને ખુશ થઈ, પેડ્રોની માએ કહ્યું

અને એ વાત આખા ગામમાં ફેલાઈ ગઈ. તે દિવસે ફરી, સૂરજ ઊગ્યો ત્યારે પેડ્રોના પિતાએ આંગણે બેસીને કાગળ પર પોતાનું ઘર ચીતર્યું હતું. તેની પાસે બાગ ચીતર્યો. ભૂરા અને લાલ રંગથી ખેતર ચીતર્યું. એ ભૂરો રંગ નદીમાંથી ખેતરમાં આવતી નહેરનો હતો. તે બધાં ખેતરોમાં વહેતી હતી. લાલ રંગ ટમેટાંનો સૂચક હતો. લીલો રંગ દ્રાક્ષની વેલો અને કાંદાની ફસલ બતાવતો હતો. બીજા દિવસે એ ફરી એ જ ચિત્ર લઈને બેઠો અને એણે ડુંગર ચીતર્યાં–તે બધા દ્રાક્ષની વેલોથી આચ્છાદિત હતા. અને ત્યાંથી એના ઘર તરફ એક માર્ગ આવતો હતો.

એના એ ચિત્રની ચર્ચા થવા લાગી. એના સાથીઓ પોતાનું ચિત્ર દોરતાં ત્યારે એ જોવા આવતા. એમને બાગનો રંગ બહુ ગમી ગયો હતો. ખાસ કરીને પાણી જોઈને તો તેઓ બહુ ખુશ થતા. છેવટે, એમણે પણ પોતાના ઘેર જઈને પોતપોતાના પુત્ર પાસેથી રંગ અને કાગળ લઈને ચિત્રો દોરવા માંડયાં. એમાંના દરેકે પોતાના ઘરની સાથે એક બાગ ચીતર્યો અને પુષ્કળ પાણી...એમની પાસે જેનો અભાવ હતો એ જ એમણે વિશેષ કરીને ચીતર્યું. એમની દ્રાક્ષની વેલો લાલ પહાડો કરતાં યે ઊંચે ગઈ. એમણે પોતાનાં ખેતરો એટલાં તો મોટાં ચીતરવા માંડયાં કે તે જમીનદારના બંગલાને સ્પર્શવા લાગ્યાં. અને રવિવારના દિવસે તો ગાવા–કૂદવાને બદલે ખેડૂતો પોતાના ઘરની સામે બેસીને ચિત્ર જ દોરવા લાગ્યા. ચિત્રો દ્વારા તેઓ પોતાની ઇચ્છાઓને રૂપાકાર આપવા લાગ્યા. ફરનાન્ડો કોઈ કોઈ વાર ગામમાં આંટો મારતો. અને એમનાં ચિત્રોમાં થોડા ફેરફાર સૂચવતો. એમને વૉટરકલરનો ઉપયોગ પણ શીખવ્યો–

એક દિવસ એક ખેડૂતે કહ્યું, 'આપણે આપણાં ખેતરો મોટાં ને મોટાં કરતાં ગયા છીએ. એમાં આપણી નથી તે જમીન પણ આવી જાય છે...'

પેડ્રોના મોટા ભાઈએ કાગળ પર એક સફેદ ભવન ચીતર્યું,

ગામથી થોડે દૂર જમીનદારનું ઘર હતું. ખેડૂતે એના આપેલાં ખેતરોનાં બદલામાં એને ટેક્સ આપવા જતા. એ કર ઈંડાં, શાકભાજી અને શરાબના રૂપે ભરવામાં આવતો. ખેડૂતો તો જમીનદારના ઘરના એક ભાગથી જ પરિચિત હતા. ત્યાં જઈને એ લોકો ચીજો આપી આવતા. એક વાર નાનો પેડ્રો પોતાના પિતા સાથે ત્યાં ગયો હતો અને આગળ જઈ એણે અંદર ડોકિયું કર્યું હતું. અંદર, આંગણે એક કૂવો હતો અને એમાંથી પાણીનો ધોધ નીકળી પુષ્પક્યારીની નીકમાં ઠલવાતો હતો. પેડ્રોને એ દૃશ્ય બહુ અલૌકિક લાગ્યું. એ કૂવા પર અંદર ડોલ નાખીને પાણી ખેંચવું નહોતું પડતું. રહેંટ ચાલતો ને પાણી ઠલવાયા કરતું. ખેડૂતોને તો વરસાદ આવે ત્યારે ખુલ્લામાં ડોલ મૂકીને વરસાદનું પાણી ઝીલીને ડોલ ભરવી પડતી હતી.

ફરનાન્ડોએ પેડ્રોને રંગ ધર્યા ત્યારે ત્યારે એણે આછો ભૂરો રંગ પસંદ કરીને લીધો. એણે ઘર ચીતર્યું અને એની વચ્ચે ભીંતો ઉપરથી વહેતી પાણીની નદી બનાવતી રેખા દોરી, જે ખેતરોમાંથી વહેતી ગામની વચ્ચે સુધી જતી હતી. ઘેર આવીને એણે એ કાગળ મેજ પર મૂક્યો. એના પિતાએ એના પરનું ચિત્ર જોઈને પૂછ્યું, 'આ જમીનદારનો બંગલો નથી?'

પાસે ઊભેલી સ્ત્રીએ કહ્યું, 'તમે આ શું કહો છો?' પણ એણે જવાબ ન આપ્યો અને વાત ત્યાં જ અટકી.

સાંજે સૂર્ય ઢળી ગયો ત્યારે એણે પેડ્રોને કહ્યું, 'લાવ, એક કાગળ મને પણ આપ, પેન્સિલ પણ!' એ લઈને એ આંગણે જઈ બેઠો, પણ માર્ગથી જરા દૂર એણે કાગળ પર પોતાનું ઘર ચીતર્યું, અને લીટી દોરી પાણીની ધાર બનાવી, તે એના ઘરની પાછળ ખેતરમાં પહોંચતી હતી.

તે રાતે ઘણો વરસાદ થયો! બહાર મૂકેલી ડોલો છલોછલ ભરાઇ ગઇ. બીજે દિવસે ખેતરો આંખ ઠારે એવાં હતાં.

કુંવારી મરિયમ એ છબી જોઇને ખુશ થઈ, પેડ્રોની માએ કહ્યું

અને એ વાત આખા ગામમાં ફેલાઈ ગઈ. તે દિવસે ફરી, સૂરજ ઊગ્યો ત્યારે પેડ્રોના પિતાએ આંગણે બેસીને કાગળ પર પોતાનું ઘર ચીતર્યું હતું. તેની પાસે બાગ ચીતર્યો. ભૂરા અને લાલ રંગથી ખેતર ચીતર્યું. એ ભૂરો રંગ નદીમાંથી ખેતરમાં આવતી નહેરનો હતો. તે બધાં ખેતરોમાં વહેતી હતી. લાલ રંગ ટમેટાંનો સૂચક હતો. લીલો રંગ દ્રાક્ષની વેલો અને કાંદાની ફસલ બતાવતો હતો. બીજા દિવસે એ ફરી એ જ ચિત્ર લઈને બેઠો અને એણે ડુંગર ચીતર્યાં—તે બધા દ્રાક્ષની વેલોથી આચ્છાદિત હતા. અને ત્યાંથી એના ઘર તરફ એક માર્ગ આવતો હતો.

એના એ ચિત્રની ચર્ચા થવા લાગી. એના સાથીઓ પોતાનું ચિત્ર દોરતાં ત્યારે એ જોવા આવતા. એમને બાગનો રંગ બહુ ગમી ગયો હતો. ખાસ કરીને પાણી જોઈને તો તેઓ બહુ ખુશ થતા. છેવટે, એમણે પણ પોતાના ઘેર જઈને પોતપોતાના પુત્ર પાસેથી રંગ અને કાગળ લઈને ચિત્રો દોરવા માંડ્યાં. એમાંના દરેકે પોતાના ઘરની સાથે એક બાગ ચીતર્યો અને પુષ્કળ પાણી...એમની પાસે જેનો અભાવ હતો એ જ એમણે વિશેષ કરીને ચીતર્યું. એમની દ્રાક્ષની વેલો લાલ પહાડો કરતાં યે ઊંચે ગઈ. એમણે પોતાનાં ખેતરો એટલાં તો મોટાં ચીતરવા માંડ્યાં કે તે જમીનદારના બંગલાને સ્પર્શવા લાગ્યાં. અને રવિવારના દિવસે તો ગાવા–કૂદવાને બદલે ખેડૂતો પોતાના ઘરની સામે બેસીને ચિત્ર જ દોરવા લાગ્યા. ચિત્રો દ્વારા તેઓ પોતાની ઈચ્છાઓને રૂપાકાર આપવા લાગ્યા. ફરનાન્ડો કોઈ કોઈ વાર ગામમાં આંટો મારતો. અને એમનાં ચિત્રોમાં થોડા ફેરફાર સૂચવતો. એમને વૉટરકલરનો ઉપયોગ પણ શીખવ્યો.

એક દિવસ એક ખેડૂતે કહ્યું, 'આપણે આપણાં ખેતરો મોટાં ને મોટાં કરતાં ગયા છીએ. એમાં આપણી નથી તે જમીન પણ આવી જાય છે...'

પેડ્રોના મોટા ભાઈએ કાગળ પર એક સફેદ ભવન ચીતર્યું,

અને એની આસપાસ રંગબેરંગી ખેતરો અને ભૂરી નહેર ચીતરી. અત્યાર સુધી સ્પષ્ટપણે કોઈએ કહ્યું નહોતું કે મોટાં મોટાં ખેતરો વાસ્તવમાં કોનાં છે અને સફેદ ભવન કોનું છે.

હવે બાકીના લોકો પણ કાગળ પર સફેદ ભવન ચીતરવા લાગ્યા, એની આસપાસ ખેતરો. કેટલાક ખેડૂતોએ ખેતરમાં પાણીનાં પૂર આવતાં ચીતર્યાં. એ રેલ કાગળના એક ખૂણેથી શરૂ થઇને સફેદ ભવન તરફ જતી. એ પછી એક ખેડૂતે 'પાણીનાં પૂર પછી' નામનું ચિત્ર દોર્યું. તેમાં લીલાં ખેતરો, ઘર અને ફળબાગ ચીતર્યાં હતાં. પછી કેટલાયે ખેડૂતોએ પણ એવાં જ ચિત્રો દોર્યાં. જેમને લખતા આવડતું હતું તેમણે ચિત્રની નીચે લખ્યું, 'કુએબાના ખેડૂતોનાં ખેતરો.'

એ મહિના પછી કાગળ અને રંગ ખલાસ થઈ જતાં ફરનાન્ડો શહેરમાં રંગ ને કાગળ ખરીદવા ગયો. દુકાનદારે એને પૂછ્યું કે, આટલા બધા કાગળો અને રંગોનું શું કરવાના? ફરનાન્ડોએ કહ્યું કે મારા વિદ્યાર્થીઓ અને ગામલોકો ચિત્રો દોરે છે.

'પણ, એ લોકો આટલાં બધાં ચિત્રો શેનાં બનાવે છે?'

'તેઓ પાણીનાં ચિત્રો દોરે છે, દરેક વખતે પાણીનાં, એટલા પાણીનાં કે એ પાણીમાં જમીનદારનો બંગલો વહી ગયો છે...' ફરનાન્ડોએ હસીને કહ્યું,

પણ દુકાનદાર હસ્યો નહીં. એણે કહ્યું કે આ રાજકીય પ્રવૃત્તિ છે. ફરનાન્ડો ચીજો લઈ ને ઝડપથી ચાલવા લાગ્યો.

સાંજે દુકાનદારે શહેરના મેયર અને ડૉકટર પાસે જઈને ફરનાન્ડોની પ્રવૃત્તિની વાત કરી અને એમણે પોતાનું માથું ઝટક્યું. એમણે કદી યે કુએબા ગામ વિશે વિચાર્યું નહોતું. કેમ કે ત્યાંના કોઈ પણ માણસ દ્વારા એમને કશી જ કમાણી થઇ નહોતી. પણ હવે દેશની સ્થિતિ ખરાબ હતી...દેવળોને સુદ્ધાં આગ ચાંપવામાં આવતી હતી. ગામલોકોએ દેવળોમાં જવાનું બંધ કરી દીધું હતું અને કેટલાયે ગામોમાંથી પાદરીઓને

પણ ભગાડી મૂકવામાં આવ્યા હતા.

છેલ્લા રવિવારે કુએબાના ખેડૂતો એક સ્થાને ભેગા થયા ત્યારે પેડ્રોના ભાઈએ એક ગીત ગાયું. એના બોલ હતા. 'હે શાનદાર સફેદ કાગળ, તારા પર ફળ અને ખેતરો છે! હે શાનદાર સફેદ કાગળ, તારા પર ભૂરું પાણી વહે છે અને દ્રાક્ષની વેલો લહેરાય છે, તું એક દિવસ પેલા સફેદ બંગલા કરતાં મોટો બની જશે.'

ગીત પૂરું થયું ત્યારે ખેડૂતો ક્યાં સુધી ચૂપચાપ બેસી રહ્યા, પછી તેઓ ખુશીમાં ચીસો પાડવા લાગ્યા, તાલીઓ પાડી ગીત ગાવા લાગ્યા.

સોમવારે પાદરી સ્કૂલે ગયો. એણે ભીંતો પર બાળકોએ દોરેલાં ચિત્રો જોયાં. પછી એ એકદમ ઉતાવળો શહેર તરફ દોડયો.

પછીના રવિવારે ચાર પોલીસ આવ્યા. બપોરનો સમય હતો. એમની પાસે પિસ્તોલ હતી; કમરે મ્યાનબંધ તલવાર લટકતી હતી. તેઓ ગામની સ્કૂલે પહોંચ્યા.

'આ ચિત્રો કોણે દોર્યાં છે?' એક પોલીસે પૂછ્યું.

'બાળકોએ.' ફરનાન્ડોએ કહ્યું.

'પણ, આ ખતરનાક ચિત્રો છે!' પોલીસે કહ્યું અને ફરનાન્ડોને પકડીને હાથકડી પહેરાવી દીધી. બે પોલીસો ભીંત પરનાં ચિત્રો ફાડવા લાગ્યા. બાળકો ત્યાં દોડી આવ્યા. એમાંના પેડ્રોએ કહ્યું, 'અમારાં ચિત્રો શા માટે ફાડો છો?' એણે એક પોલીસનો હાથ પકડી લીધો. પોલીસ હાથ છોડાવવા લાગ્યો તો એના હાથે બટકું ભર્યું.

ત્યાં સુધીમાં ગામલોકો ત્યાં આવી પહોંચ્યા હતા. અને મૂગા ઊભા હતા.

પવન આવ્યો અને જમીન પર ફાડીને ફેંકેલા ચિત્રોના કાગળો ઊડીને બહાર ગયા. પેડ્રોએ બટકું ભર્યું હતું તે પોલીસે ધક્કો મારીને પેડ્રોને ફેંકી દીધો. પેડ્રોનું માથું ઉંબર સાથે જોરથી ભટકાયું. એ

બેહોશ થઈ ગયો.

એ જ વખતે એનો પિતા આગળ આવ્યો–'આ તો મારો દીકરો છે !' પોલીસ ગુસ્સામાં જ હતો: એણે આગળ વધીને બેહોશ પડેલા પેડ્રોને જોરથી લાત મારી.

પેડ્રોના પિતાએ પોલીસ પર હાથ ઉપાડયો કે પોલીસે તલવાર ખેંચીને એના પર પ્રહાર કર્યો. એના ચહેરાનો ડાબો ભાગ કપાઈ ગયો. પોલીસે વહેતા લોહી તરફ આંગળી ચીંધીને કહ્યું કે 'આ રંગ છે, હવે એનાથી ચિત્રો દોરો !'

ચારે પોલીસો ફરનાન્ડોને ખેંચીને બહાર લઈ ગયા.

ગામલોકોને એકાએક લાગ્યું કે અમે લૂંટાઈ ગયા છીએ અને હજી વધારે લૂંટાવાના છીએ. દરેક ઝડપભેર પોતપોતાના ઘેર ગયા અને ભીંત પરથી ચિત્રો ઉતારીને કબાટ અને પેટીમાં સંતાડી દીધાં.

બીજા દિવસે સવારે સંખ્યાબંધ ઘોડેસવારો આવ્યા. ખેતરોમાં કામ કરતા લોકોને એની જાણ થઈ કે બધા ગામ તરફ દોડયા, એમનાં ઘરોમાં ઘૂસીને સામાન ફેંકતા ફેંકતા પોલીસો પેલાં ચિત્રો શોધવા લાગ્યા. એક કલાક પછી ઘોડેસવાર પોલીસો ગામ છોડી ગયા ત્યારે પોતાની સાથે દસ ખેડૂતોને હાથકડી પહેરાવીને સાથે લઈ ગયા.

સાંજે સ્કૂલ સામેના ચોકમાં ત્રણ ખેડૂતોની લાશ પડી હતી. એમાં પેડ્રોના પિતાની લાશ પણ હતી. કાળાં કપડાં પહેરેલી કેટલીક સ્ત્રીઓ એકી ટસે લાશના ચહેરા સામે જોઈ રહી હતી. એવામાં પેડ્રોની મા અને બીજી એક સ્ત્રીએ આગળ વધીને લાશોનાં અકડાઈ ગયેલાં આંગળાં સરખાં કર્યાં અને મૂઠીમાં જકડાયેલા ફાટેલા ચિત્રના કટકા કાઢયા. એ કટકા એમણે ખૂબ જ સાચવીને સ્વચ્છ કર્યા અને ઘેર લઈ ગઈ અને એ કટકાને એમણે ફરીથી સાચવીને કબાટ પેટીના અંધકારમાં છુપાવી દીધા. □

# ગેઝેટેડ પોએટસ



– – – – અ-કવિ – – – –

કવિતામાં યે 'ગેઝેટેડ પોસ્ટ' છે, એટલે 'ગેઝેટેડ પોએટ' પણ છે. પંદરમી ઓગસ્ટ, છવ્વીસમી જાન્યુઆરી, ગુજરાત રાજ્ય સ્થાપનાદિન આવાં પર્વે એમની કવિતા ઉપયોગી કામ કરે છે. શાણી ગૃહિણી ગમે તેવા કપરા સમયમાં યે 'અવસર સાચવી લે છે' એમ આ 'ગેઝેટેડ પોએટ' પણ અવસર સાચવી લે છે. રાજ્યને શૌર્યગીતની જરૂર પડે છે, અને 'કુટુમ્બનિયોજનનાં કાવ્યો'ની યે જરૂર પડે છે. પાકિસ્તાન રેડિયો કરતાં ભારતીય આકાશવાણીને શૌર્યગીતોની ઓછી જરૂર પડે છે, પણ જેટલી યે જરૂર હોય તેટલી ગેઝેટેડ પોએટો પૂરી પાડે છે, મનમાં ઓછું આણતા નથી. માહિતી કચેરીના સાંસ્કૃતિક કાર્યક્રમોમાં ક્યારે કવિતાની જરૂર પડે એ કહેવાય નહીં, અને અવસર સાચવી લેવો એ તો ગેઝેટેડ પોએટનો ધર્મ છે.

બ. ક. ઠાકોરની અર્થઘનતા અને અછાન્દસની નરી અગેયતાના યુગો વચ્ચે યે ગેઝેટેડ પોએટોએ. લય અને રાગને જાળવી રાખ્યા છે. તેઓ 'ના હું તો ગાઈશ' એમ નથી કહેતા પણ અવસર આવ્યે જરૂર ગાઈશ !' આકાશ ગોરંભાય અને મોરલો ગહેકે નહીં એવું એમ કહે છે. બને ? આકાશમાં એક વિમાન દોડી જાય અને કૃત્રિમ વાદળ રચી જાય ત્યારે પણ આધુનિક મોરલાએ ગહેકવું જ જોઈએ !

વિવેચકોએ કવિને ક્રાન્તદષ્ટા કહ્યો છે. પણ સમ્યક્ જ્ઞાની કહેવાનું ટાળ્યા જ કરે છે ! જે સમયને (અવસરને) જાણે છે, સાચવી જાણે છે, સમય અને સાચવવાની કળાનું જેને જ્ઞાન છે એવો કવિ

વાસ્તવમાં સમ્યક્ જ્ઞાની જ છે! સમય દરેક સમયે હોય છે એ એક દાર્શનિક અને બીજો આ ગેઝેટેડ પોએટ જાણે છે. સમયના ખંડોને સમય કરે છે અને એ ખંડોને જોડી જાણે છે એનો સમય હોય છે. રેડિયાનાં હળવાં ગીતોનો સમય નક્કી છે. એટલા સમયમાં ગાઇ શકાય એવાં ગીતો એ લખી શકે છે. ગમે તેવી વિરાટ કલ્પનાને પાંચમિનિટના આભલામા એ ઝીલી લે છે. એક સ્ટેશન પરથી દર અઠવાડિયે તમારાં કેટલાં ગીત આવે છે? એવું એ પોતાની શ્રેણીના કવિને પૂછીને પોતે પણ બઢતી મેળવતા રહે છે. એ માટે સંગીત માસ્તરો, તેમના યુવાન શિષ્યો સાથે મૈત્રી કેળવે છે, કોઈ શેઠિયો જલસો ગોઠવી શકે તો એવો પ્રબંધ પણ કવિશ્રી કરાવી આપે છે, અને બદલામાં સંગીતકાર પણ એમનાં ગીતો ગાવાનો અભ્યાસ રાખે છે. શાળાકોલેજના મેળાવડાઓ, ગેધરીંગોમાં પણ સંગીતકાર કે સાજિંદાઓ અને કવિશ્રીની મૈત્રી રંગ લાવે છે. ઉમાશંકર સુન્દરમ્‌નાં ગીતો જ એવા પ્રસંગે ગવાય એ પરંપરા તૂટી. એ ભવ્ય ક્રાન્તિના જનક આ ગેઝેટેડ પોએટો છે!

ગણેશોત્સવો અને કોલેજોની સંગીત સંધ્યાઓમાં ફિલ્મીગીતોને જ ગણેશસ્થાન મળે છે. એ બદી દૂર કરવા આ પોએટો પાસે કોઈ પ્રીમિયો તો હશે, કેમ કે એનું એમને ઓછું સંવેદન નહીં હોય. આથી કોઈ કલબો, સાહિત્યસંસ્થાઓ, મહિલામંડળો સંગીતસંધ્યા અને ગણેશોત્સવ ઉજવે એ માટે તેઓ અવશ્ય પ્રેરણા આપશે અને એ અવસરોને પણ સ્વકંઠે કે પરકંઠે પોતાનાં ગીતો ગાઈ ગવડાવી સાચવી લેશે.

નાટકોમાં હવે ગીતો ગવાતાં નથી એથી કેટલાક અવસર લય ગુંજનવિહોણા રહી જાય છે. સમ્યક્ કવિઓ સૂર, તાલ, રાગ અને ખરજ તથા તીવ્રના યે પરખંદા હોવાથી તેઓ હવે ગીતોની તરજ બાંધી આપે છે તેમ, ભય, શોક, આનંદના પ્રસંગોમાં નાટ્ય માટે પાર્શ્વ મ્યુઝીકની તરજ બાંધવા સુધી પહોંચીને એળે જતો અવસર દીપાવશે.

સમ્યક્ કવિગીત કવિ છે એટલે જ ગરબા કવિ યે છે. બહેનોના

ગોર થયા વિના ગરબાની સિદ્ધને મંચ અને માઈક સુધી પહોંચાડી શકાય નહીં. કવિએ રેડિયો ગીતો શા માટે લખવાં જોઇએ? એનો જવાબ એ છે કે, જે રેડિયો પર ગાવા જાય છે એ જ તો શાળા-કોલેજોના ઉત્સવોમાં સંગીત અને સાજિંદા પૂરા પાડે છે! ગરબાના આયોજનમાં યે તેઓશ્રી જ છે. એમની મૈત્રી કવિને પ્રત્યેક પ્રસંગને સાવવવા માટે યોગ્ય બિરાદરી અને બંધુકૃત્યની તકો પૂરી પાડે છે.

'ઇનામ જીતી આપે એવા ગરબા પૂરા પાડનાર કવિઓની ડિરેક્ટરી હજી બહાર પડી નથી એ ઊણપ ગુજરાતના રસક્ષેત્રે સાલ્યા કરે છે. કવિએ સમય સાથે રહેવું જોઇએ પણ સમય તો પ્રાચીન પણ છે અને અર્વાચીન પણ છે એટલે ગરબા પ્રાચીન પણ છે અને અર્વાચીન પણ છે અને તે સમ્યક્ કવિ જ આપી શકે. પ્રાચીન થવા માટે એમને માત્ર અજ્ઞાત કવિ થવું પડે છે અને અર્વાચીન માટે તો એવું કશું સમર્પણ કરવાનું રહેતું જ નથી.

કવિતાને સંગીત, નાટક અને મહોત્સવો, અવસરો સાથે કેટલો અતૂટ સમ્બન્ધ છે તે આ સમાજધર્મી કવિ જ જાણે છે. સામાજિક નવલકથા હોય તો સામાજિક કવિતા પણ હોય, ઐતિહાસિક નવલકથા હોય તો ઐતિહાસિક કવિતા પણ હોય અને તે કાવ્યતત્ત્વ પર નહીં પણ સામાજિકતા અને ઐતિહાસિકતાના ગુણે જ જીવે! તકલીગીતો અને ભૂદાનગીતો જીવ્યાં ત્યારે એવાં જીવ્યાં કે બીજાં કાવ્યો શ્વાસ પણ લઈ શક્યાં નહીં! પણ એ સમયખંડના હીરો હતાં, સમગ્ર સમયનાં નહીં. 'ગ્રેઝેટેડ પોએટ' સમયને સમગ્રપણે જુએ છે. બાર મહિના અને છ ઋતુઓ દશે દિશામાં વ્યાપે છે એટલે નિર્ગંધ બારમાસી ફૂલ જેવી ગેય રચના સહિત ઋતુનાં નિર્ગંધ ફૂલો જેવી રચના પણ એ કરે છે. સર્વધર્મ સમભાવ જ નહીં, સર્વધર્મ સમન્વય જેવો એમનો કર્મયોગ છે. એ જોતાં કવ્વાલીના મુકાબલાઓમાં અત્યાર સુધી માત્ર ઉર્દૂ ગઝલ જ પહોંચે છે ત્યાં ગુજરાતી ગઝલને પહોંચાડવાનું

ભગીરથ કાર્ય પણ એમને કરવાનું છે. વાસ્તવમાં ઉર્દુ ગઝલ ખાઈજીના કોઠા સુધી પહોંચી છે એ ક્ષિતિજ પણ સર કરવાની રહે જ છે. સમ્યક્ એટલે સાર્વભૌમ પણ ખરા એવા આ કવિથી કોઈ ક્ષિતિજ અણજીતી રહે એ શકય નથી.

ગુજરાતી ફિલ્મોના વિકાસની ચિંતા આ કવિને પણ હોય જ, કારણ કે એ છે જ સમાજધર્મી! એમના પુરુષાર્થનો આજે તો એમને ઓછામાં ઓછા ઓનેરરિયમ જેટલો જ બદલો મળે છે. લઘુતમ વેતનને ગુરૂતમ વેતને પહોંચાડવાનું કામ ગુજરાતી ફિલ્મો જ કરી શકે. નાના નાના અવસરો સાચવવામાં જે શ્રમવ્યય કરવો પડે છે અને એમાં યે જે હરીફાઈનો સામનો કરવો પડે છે, એમાંથી છૂટવાનો માર્ગ ફિલ્મી ગીતો જ આપી શકે. એ પછી રેકર્ડ સુધી પહોંચી શકાય અને તો રેડિયો પર હળવું સંગીત રજુ કરનારાઓને બહુ સાચવવા યે ન પડે.

ગુજરાત પોતે એક વિકસતા દેશનું રાજ્ય છે એટલે ગેઝેટેડ પોએટે પણ ઘણી ઘણી યોજનાને અંતે જ વિકસિત કક્ષાએ પહોંચાડવાનું છે. સરસ્વતી એમને એ માટે પ્રેરણા, બળ અને યશ બક્ષો! □

## સાહિત્યની વિડંબના

'શબ્દ તે માધ્યમ અને અર્થ તે આશય 'એવી વાતો હજી આપણા અર્થદાસો કરતા રહે છે. રસ સિવાય કાવ્યનો કોઈ અર્થ નથી એમ આનંદવર્ધને કહ્યું છે, અને એ રસમાં કરુણ, બીભત્સ અને શાંતનો પણ સમાવેશ થાય છે. બીભત્સ પણ આસ્વાદ્ય છે. રસમાં ઉચ્ચાવચતાની ચઢતી ઊતરતી શ્રેણી નથી. પણ આવા વિદ્વાનો પોતાના પૂર્વગ્રહને અનુકૂળ એટલું સ્વીકારે છે. જીવન તો વિરાટ છે. એને પામવા માટે બૃહત્ ચેતના જોઈએ. અનુકૂળ હોય તેટલું જ સંવેદ્ય છે એમ કહેવું તે સાહિત્યની વિડંબના કરવા બરાબર છે. ઈઝી બ્યુટી'ની વાત કરવી સહેલી છે.

ડૉ. સુરેશ હ. જોષી

# ગ્રીષ્મ–ત્રણ



........................મંગળ રાઠોડ........................

( ૧ )

અત્યારે આકાશમાં સૂર્ય જેવડું ગાબડું પડી જવાથી તડકાનો ધોધ ઢોળાઇ રહ્યો છે. પૃથ્વી પર. આખું ય આ શહેર ધખધખે છે તડકામાં. અગાસીઓ છલોછલ છે. રસ્તાઓ આદર્શો જેવા પહોળા અને છટકબારીઓ જેવી વાંકીચૂંકી ગલીઓમાં પૂર છે તડકાનાં. ક્યાંય ભાગી જઇને છટકી ન શકાય એવી લૂ જેવી વિવશતાના પડછાયા ટૂંકા, બુઠ્ઠા–ગળામાં અટકી પડેલી ચીસ જેવા. તો પણ સંવનન માટે પૂરતા હોય એવા છાંયડાઓનાં ચોસલાં ગોખલાઓમાં કબૂતરો, વૃક્ષોની છત્રીઓ હેઠળ પંખીઓ અને ભાગી જવાની ઇચ્છા જેવા પંખા હેઠળ–હું બેઠાં છીએ.

ઊઠવાનું મન થતું નથી અહીંથી, અને બહાર જવું જ પડશે. અનિવાર્ય છે. એ બે સ્થિતિઓ વચ્ચે, પાંસળાંઓ વચ્ચે ભીંસાતા મન જેવો બેઠો છું. માથા પર ચિંતાનો પંખો સતત ફર્યા કરે છે. મારી સામે એક સીડી ચડે છે ને ઊતરે છે, કોઈ હોતું નથી ત્યારે પણ એ વળ દીધેલા હવામાં ઝૂલતા ઉજવાઇ ગયેલા ઉત્સવના જાંબુડી કાગળ જેવી લાગે છે મને. કારણ કે મારાં ને તારાં પગલાં પર પગ મૂકી એક

ચડે ને બીજો ઊતરે છે. માનવીય સ્પર્શથી સજીવ બનતી જડ વસ્તુ આખરે તો જડ છે એવા જ્ઞાનનો તડકો સામે પડકાર ફેંકતો ઊભો છે,

આખું ય આ મારું દેહધારી નક્કર વ્યક્તિત્વ ! અંદરથી કેવું વેરવિખેર થઈ જાય છે–કોઈક નક્કર હકીકતથી. તડકા જેવી તીવ્ર વાસ્તવિકતાથી. મારામાંથી ભાગી છૂટવા મથતા પડછાયાઓના અશ્વોની લગામનાં આંટણ પડી ગયાં છે મન પર !

કોકા કોલા પી લીધા પછી કદાચ કોઇક નિર્ણય કરી શકીશ. બરફના ટૂકડા સાથે આ સૂર્યને ચાવી જવા જેવો આક્રોશ આ કથ્થઇ પીણાના ઘૂંટડાઓ સાથે ઓગળતો જાય છે. હમણાંકનો કથ્થઈ રંગ મને ગમવા માંડયો છે. 'જલસાઘર' ની પંકિત–"પાનબીડામાં ચાવતા હતાં, કથ્થઈ જિંદગીની ઉપલી લીલાશ" યાદ આવે છે, ને યાદ આવે છે ઘેઘૂર વટવૃક્ષ જેવો (કબીર વડ જોયો નથી તેથી દૃષ્ટાંત તરીકે ટાંકતો નથી અહીં) નશો. અને મારા પેટમાં ઊતરીને આંખોમાંથી બહાર નીકળતી ચકરાતી દીવાલો. આ છેલ્લો ઘૂંટડો નિર્ણયનો. બુશશર્ટનાં બટન ખોલી, અર્ધી ખુલ્લી છાતીએ નીકળી પડીશ બહાર હમણાં જ–સૂર્યને પડકારવા. ક્યારનો હું દોડી રહ્યો હતો મારી કાંડાઘડિયાળમાં....! અને–

( ૨ )

સૂર્ય જન્મથી જ તરસ્યો છે. તળાવ જેવડી એની ઇચ્છા સંતોષાતી જ નથી. કારણ કે, એ પાણી પીવા ઝૂકે છે અને પાણી ડહોળાઈ જાય છે. દૂરથી એકાદ ક્ષણ તો એમ જ લાગે

કે; કાદવનાં જડબાં હલી રહ્યાં છે! પણ આ ભ્રાન્તિની ઉમર એકાદ ક્ષણ માત્ર. ભ્રાન્તિ ભેંસ બની જાય છે! વિલાસનાં પાન ચાવતાં કોઈક સ્થૂળકાય, કરોડોનો વારસો ભોગવતાં જેના મનની મલીનતા બહાર પ્રસરી ગઈ છે– એવા એઈર કન્ડીશન્ડ એપાર્ટમેન્ટમાં બેઠેલા કોઇક માનવદેડકા જેવી એ લાગે છે. એવું આરોપણ પણ ભેંસની નિર્દોષતાને વિનાકારણ છીનવી લે છે. ગામના ચોથા ભાગ જેવડા તળાબમાં ખાબકી બેઠેલી આ ભેંસ જેવું કોઈ સુખી નથી આ પૃથ્વી પર આ ક્ષણે તો. એકાદ ક્ષણ તો ખરેખર ઈર્ષ્યા થઇ આવે છે એની.

આખી ય આ ગ્રીષ્મ ઋતુ પૂરી થશે, ત્યારે તળાવ ઉર્ફે બહુ મોટા ખાબોચિયામાંથી એ અનિચ્છાનાં બગાસાં ખાતી બહાર નીકળશે. ત્યાં સુધી તે આમ ને આમ સૂર્યને વાગોળ્યા જ કરશે....

( ૩ )

કાલિદાસનો મોર યાદ આવે છે. રેંટમાંથી ઊડતાં જળ-શિકરોને ગળક ગળક ગળી રહ્યો છે.... ત્યારે તેની ડોકનો વળાંક અને રંગ તગતગી ઊઠે છે મારી બંધ આંખોમાં.... જાણે કે, ઢેલના ટહૂકાઓને ગળી રહ્યો છે! ઋતુનો મિજાજ બનીને ઊડતાં એ જળશિકરોનાં છાંટા મારા તપ્ત મન પર પડે છે. એનો અનુભવ એ આહલાદ હું વર્ણવી શકતો નથી. મારી કાંડાઘડિયાળમાં વ્યવસ્થિત ગોઠવાઈ ગયેલા સમયનાં રેડિયમરંગી ટપકાં જેવા આ શબ્દો નિરર્થક ગોળ ગોળ ઘૂમ્યા કરે છે મનમાં મારા. એવા તબક્કે આવી પહોંચ્યો

છું જ્યાં શબ્દોનો મોહ ગ્રીષ્મમાં વસ્તુઓના પડછાયા જેવો બુઠ્ઠો બની ગયો છે. માત્ર અનુભવતા રહેવું. માત્ર હોવું. માત્ર અસ્તિત્વ માત્ર હોવું-તડકા જેવું શ્વસવું....

અત્યારે, તું નથી ત્યારે મોર છું હું-તું આવી પહોંચીશ ત્યારે શું હોઈશ હું ? કદાચ, જેને મોર ગળી શક્યો નથી એવા, રેંટમાંથી ઊડેલાં જળશિકરો ગ્રીષ્મનાં ડામ બની વેર-વિખેર પડયાં હશે આ તપ્ત ધરા પર....? □

## બે ક્ષણિકા △ સરૂપ ધ્રુવ

૧

પથ્થરોનો કંપ સૂના ટોડલે,
કાગડો બોલ્યો, પછી ઊડી ગયો.
"ઓસની દિવાલ શું ભાંગી ગઈ?"
પાંદડે બેસી પવન પૂછી રહ્યો.
આપણાં આંસુએ માંડી વાત ને
પાંપણો પર બોજ ખડકાતો થયો.
ઘાટ પર ઊભાં રહીને શું જુઓ?
માછલીનો શ્વાસ તો ઊડી ગયો!

૨

કાચનાં ઊભાં કર્યાં છે ખોરડાં,
પાણીને તો રેતનો આધાર છે.
મન મૂકીને માળવે પહોંચી ગયાં,
કૈં યુગોથી જે નગર ભેંકાર છે.
આપણે પામ્યાં છીએ જે બે ક્ષણો,
એ ય તે કોઇ પળે લાચાર છે.
શું થયું, વંકાઈ જો ખૂણો પડે?
ભીંતને તો ભીંતનો આધાર છે!

# નામ

નામ નામ નામ નામ નામ નામ નામ નામ નામ નામ

નામ નામ નામ રતિલાલ અનિલ. નામ નામ નામ



સવાર પડે છે ને નામનું વણથંભ્યું સરઘસ નીકળી પડે છે. એ બહુ બોલકું છે. કેટલાક મૂગામૂગા શોકસરઘસમાં જોડાયાં હોય એમ ચાલ્યાં જાય છે, પણ મોટા ભાગનાં અ–બ–ક–ખ–ગ–ઘ...એમ બોલ્યા જ કરે છે અને આગળ સાંભળેલો 'અ' વચ્ચે અને છેડે પણ સંભળાયા કરે છે...તો, આ 'અ' છે ક્યાં? નામની સામે નામ વીંઝાય છે, ભટકાય છે–ગોબાય છે, ઊંચે જાય છે, પછડાય છે, ગોળ ગોળ કુદરડી ફરે છે, એકબીજામાંથી પસાર થવાનો જાદુઈ ખેલ કરે છે, જોડ બની જાય છે ને છૂટાં પડી જાય છે......

સવારથી આ નામોનું સરઘસ પોકારો ને ઘોંઘાટ કરતું વણથંભ્યુ ચાલ્યા કરે છે. અને એમાં સ્વજન ગુમાવીને સ્તબ્ધ થયેલાં ડાઘુઓ જેવા કેટલાં યે નામો મૂગાં મૂગાં, પદરવ પણ ન સંભળાય એમ ચાલ્યા કરે છે, હડસેલાયા કરે છે, ઠેલાયા કરે છે. મોટાં નામોના આક્રમણથી બચવા એ મૂગાં મૂગાં આમ તેમ આઘાંપાછાં થયાં કરે છે...દરરોજ પ્રભાતવેળા એમને માટે કોઈ શોકસંદેશ લઈને આવતી હોય એમ એ નામો શૂન્ય સ્તબ્ધ દશામાં વીંઝાતાં ફેંકાતાં નામોનાં ઘાથી ભેદાયા કરે છે, ઘવાયા કરે છે, મૂઢમારથી કણસ્યા કરે છે અને વધારે ને વધારે ધ્વનિ-વિહોણા થતાં જાય છે...

થોડાંક નામોની 'જે' બોલવા ને 'જે' સાંભળવા માટે જ ઘણાં ખરાં નામોને આ સરઘસમાં અવશપણે, પરાણે સામેલ થવું પડ્યું છે... અને એવી પરિસ્થિતિમાં મૂકી દેવામાં આવ્યા છે કે, અ–અ–અ સાંભળ્યા કરો; ક–ક–ક બોલ્યા જ કરો. તું શું છે, તારો શો ઉચ્ચાર છે, સ્વરૂપ

કેવું છે, નામોના સરઘસમાં તું તને ભૂલીને બીજા કહે છે તે જ બોલ્યા ને સાંભળ્યા કર! આ નામોને વિનાવેતનના પશુશ્રમ માટે આગળ પાછળ ન થાય, છટકી ન જાય એવી રીતે સરઘસમાં જોડી દેવામાં આવ્યાં છે અને તેઓ ડુંગર ને ખડકો જેવાં અનર્થનો બોજ વેંઢારતાં ગુલામોની જેમ ચાલ્યા કરે છે, હડસેલાયા કરે છે, ઘાયલ થતાં ને ગોબાયા કરતાં ને કણસતાં પરાણે અવગતિ જેવી ગતિ કરતાં રહે છે.

કેટલાંક નામો એકબીજામાંથી પસાર થવાનો જાદુઈ ખેલ બતાવ્યા કરે છે, કોઈ ચકરડામાં જ ગુલાંટ ખાતાં ફર્યા કરે છે તો કોઈ રૉકેટની જેમ જાણે આકાશ વીંધવા ઊડ્યા કરે છે...નામોનાં સરઘસમાં ગજબના સરકસી પ્રયોગો ચાલે છે અને નીરસ બની જવું જોઈએ એ સરઘસ તરફથી કોઈના યે થી મોઢું ફેરવી લેવાનું બનતું નથી–ઘણી વાર તો એ મોઢું જ નામ થઈ ને સરઘસમાં સામેલ થઈ જાય અને અંદર ચાલતી ઠેલધકેલની ધમરોળમાં અધમૂવું થઈ જાય છે તો યે બહાર નીકળી શકતું નથી...

આ નામ બરફ હોત તો સારું કે સવારનો સૂરજ તપવા માંડે તે સાથે એ ય ઓગળવા માંડે, વહીને ધૂળને ભીની કરવા ભળી જાય અને ધૂળમાં કોઈ બીજ પડ્યું હોય તો તેને કોળવાનું કારણ બને... પણ આ નામ ટાઢ અનુભવે છે, થીજે છે તો ય સંવેદનહીન થતું નથી, ઠરવાની પીડા અનુભવ્યા કરે છે અને દાઝે છે કે બળે છે તો તેની યે પીડાથી મુક્ત થઇ શકતું નથી. ઊંચા નામનો પડછાયો એને પોતાના અંધકારથી ઢાંકયા કરે છે અને અંધકારના એ દાબથી ચપ્પટ થઈ જાય છે.

નામ ઓગળતું નથી, રાખ થતું નથી, પીડા ભોગવવા માટે એને જીવનની સજા થઇ છે. બીજાં નામો જે કંઈ એના પર ગુજારે એ સહન કરતાં સરઘસમાં હડસેલાયા કરવાનું છે.

અને નામ, નામને ઓળખે છે! એક ચબરખી બીજી ચબરખીને વાંચવાનો ડોળ કરે છે, અક્ષરના રૂઢ આકારને ઓળખીને નામને ઓળ-

ખવાની ડંફાસ માર્યા કરે છે...સ્વરૂપ–સ્વરૂપને જોતું નથી. લેબલવાળા અરીસા એકબીજામાં ઊંધા અક્ષરે પ્રતિબિંબાયા કરે છે...કેટલાંક નામો સર્ચલાઇટની જેમ દિશા અને દિશામાં આવે તેમને વીંધતાં આગળ ને આગળ ફેંકાયાં કરે છે અને એ અજવાળું જ નામ બની જાય છે!

સ્વરો ઊંચા જતા નથી અને વ્યંજનો ખોડાતાં નથી. આ નામોની ઇન્દ્રજાળથી ચિત્તભ્રમ થઈ ગયો છે! વ્યંજનો સ્વરના માથે પગ મૂકીને ચાલી બનાવે છે અને સંજ્ઞા અને ગતિના આધારો તૂટે, પડે છે, ભૂમિ સરકી પડે છે અને બિહામણો ધ્રોંધાટ કરતાં અતળ અંધારમાં મારું નામ મારા સ્વરૂપને બાઝીને ડૂબતું જાય છે, અને તરવું જોઇએ તે સ્વરૂપને પણ ડૂબાડતું જાય છે. □

## પલીતો □ સરૂપ ધ્રુવ

ખાલીખમ તડકાની ભીંતો,
પડછાયા બાંધ્યાની રીતો.

લાખ સવાની મૂઠી ઊઘડી,
હાથ પ્રસરતો બીતો બીતો.

કાલ આવી કોણ ગયું'તું ?
પગલાં સૂંઘે આજ પછીતો.

કાલે ઢાલાં બાર બે ખખડે,
આજ પરોણો સાવ અચિંતો

હાથમાં બાંધે કોણ હવાને ?
શ્વાસને ચાંપે કોણ પલીતો ?

# શાશ્વતિ

**એસેહિઝયોક  અનુ : મહેશચન્દ્ર શાહ**

જીવન સનાતન છે કેમ કે ખલાસ થતું નથી. જે જીવન્ત હોય એવી પ્રત્યેક વસ્તુ સદાય જીવિત રહેવી જોઈએ. જે જીવન્ત હોય એવી પ્રત્યેક વસ્તુ સદાય જીવિત રહી હોવી જોઈએ. જેને મૃત્યુ કહી શકાય એવું કાંઇ શકય જ નથી. જીવન હમેશાં અનેક રૂપાકારોમાં પરિવર્તિત થયા કરે છે. પરિવર્તનને જ આપણે મૃત્યુનું નામ આપી દઈએ છીએ. કેમકે તેને આપણે જીવનના અવરોધરૂપે અનુભવી છીએ. ખરેખર તો એ નૂતનીકરણની પ્રક્રિયા માત્ર છે. હરકોઈ આત્મા માનવઆકારમાં આ પહેલાં પણ હશે જ—અત્યારે તમારા ઉદ્યાનમાં ખીલી ઊઠનારું ફૂલ આ સંસારમાં પહેલાં પણ ખીલી ચૂકયું છે. પ્રત્યેક વિશિષ્ટ આત્મા પોતાની વ્યક્તિમત્તા કે મૌલિકતા ધરાવે છે અને અમુક ચોક્કસ હદ સુધી પોતાની સ્મૃતિને પણ જાળવી રાખી શકે છે. હજારો બનાવો અને અહેવાલોમાંથી પોતાને રુચે એટલા જ જાળવી રાખવાની એને છૂટ છે. વિકાસને માટે કેટલાકને યાદ ન પણ રહી શકે એવી કેટલીક બાબતો એના ચિન્મય મસ્તકમાં જો સંગ્રહિત હોય તો તેનું સ્મરણ કરવાની શકિત એને આપવામાં આવી છે. જ્યારે એ આધ્યાત્મિક સામર્થ્યની ઉન્નત અવસ્થાએ પહોંચે અને જ્ઞાનના વિષયમાં સંપૂર્ણપણે દૃઢ બની જાય ત્યારે એને આદિથી અત્યાર સુધીની બધી જ વાતો યાદ આવી જાય છે. પછી કશું પણ, કયારે ય ભૂલાઈ જતું નથી—વિશ્વની આ યોજનામાં વિનાશ છે જ નહીં—અને પ્રત્યેક વિચાર ઉપયોગી બને છે, પ્રત્યેક શબ્દ, પ્રત્યેક શ્વાસોચ્છવાસ, પ્રત્યેક આહ, પ્રત્યેક આંસુ તોળાઈ તોળાઈને આવે છે. જો આપણને સુરક્ષિત રાખવા માટે, નિત્યનવીન બનાવવા માટે આપણને અપાયલાં સાધનોનો સાચી રીતે ઉપયોગ કરીએ તો ખુદ જીવનને જ

આપણા સીમિત દૃષ્ટિકોણ વચ્ચે આ પૃથ્વી પર અવંત કાળ સુધી અનવરત રાખી શકીએ.

સૃષ્ટિના આદિમ કાળમાં એને કાયમ રાખવાનું સરળ હતું, કેમ કે ત્યારે આપણો ગ્રહ સૂર્યની નજીક હતો. અત્યારે એ ધ્રુવ લોકમાં કે સ્વર્ગમાં એવી સ્થિતિએ જઈ રહ્યો છે કે જ્યાં જીવન પ્રોત્સાહિત થઈ રહ્યું છે અને અજાણતાં જ માનવો વધુ દિવસ જીવે છે અને ક્યારે ય વિચારતા પણ નથી કે આ ગ્રહની સૂર્યસંબંધી સ્થિતિનું પરિણામ છે. પૃથ્વી અત્યારે ખ્રિસ્તના સમયમાં જ્યાં હતી ત્યાં નથી. આ બે હજાર વર્ષોમાં એ અંતરીક્ષમાં દોડી છે. લોકો એ વાત પણ ભૂલી જાય છે કે સ્વર્ગમાં હવે એમનું સ્થાન પહેલાં કરતાં જુદું છે. ત્યાં પણ સ્થાનાંતરને લીધે ઋતુ, રીત અને જીવન તદ્દન બદલાઇ ચૂકયાં છે. માનવ પોતાના વાતાવરણને પરિવર્તિત નથી કરતો—એ પ્રકૃતિ છે, એની આજ્ઞા ઉથાપી શકાતી નથી. માનવ તો વિચારે છે કે વિજ્ઞાનનો વિકાસ અથવા જેને તે પ્રગતિ કહી રહ્યો છે, તે બધું એની કુશળતા અથવા બુદ્ધિમત્તાને આધારે થઈ રહ્યું છે, પરંતુ એથી ઊલટું એ તો એના વાયુમંડળગત શૂન્યમાં બનેલા પરિવર્તનનું પરિણામ છે. એ માત્ર વૈજ્ઞાનિક વ્યાખ્યા અને શોધખોળમાં જ મદદરૂપ છે એવું નથી. એ તો તત્ત્વને મહત્તર શકિત આપવા તરફ પણ પ્રયાણ કરે છે અને જોડે જોડે માનવના જીવનને અને બૌદ્ધિક સામર્થ્યને વિસ્તૃત કરવાની દિશામાં પણ મોખરે છે.

સંસારમાં કોઈ પણ વસ્તુ ગતિહીન નથી. હરકોઈ અણુ, હરકોઈ જીવ કંઇ ને કંઈ કરી રહ્યો છે યા કયાંક ને કયાંક જઈ રહ્યો છે અને એમાં કોઇ ખોરંભો નથી. વિશ્રામ પોતે જ સૌંદર્ય અને સંપૂર્ણતાની દિશામાં પ્રગતિનું એક સ્વરૂપ છે. ભગવાનના આયોજનના દિવ્ય, પ્રભાવશાળી ઐશ્વર્યમાં એની સંપૂર્ણ સૃષ્ટિના અંતિમ, મૂળભૂત આનંદને માટે કોઈ છિદ્ર નથી. △

# ગાઈડ અને ટ્રેન્ઝિસ્ટર

△ અમર જલીલ

વિદેશી સહેલાણીની આંખોમાં આશ્ચર્ય હતું. વારંવાર જોયા પછી એણે મને કહ્યું, 'ગાઈડ !'

'યસ સર !'

'આ તારા દેશનો કયો ભાગ છે ?'

'આ મારા દેશનો હર્યોભર્યો, લીલો કુંજાર ભાગ છે. આબાદ અને ઝડપથી ઉન્નતિ કરતો વિસ્તાર. અહીના લોકો ભોળા, શાંતિપ્રિય અને ઈમાનદાર અને અતિથિ સત્કાર માટે જાણીતા છે.'

'ભોળા !' એણે આશ્ચર્યથી કહ્યું, 'કાલે તો અહીં બુરખાધારી લોકો પ્રોફેસરની યુવાન છોકરીને જીપમાં નાંખીને જોરજુલમથી ઉપાડી ગયા હતા, એ કોણ હતા ?'

'કતલ અને અપહરણના બનાવો તો આ વિસ્તારમાં બનતા જ નથી. કદાચ તમે સ્વપ્નું જોયું હશે !'

'સ્વપ્નું !' સહેલાણીએ લુખ્ખા સાદે કહ્યું, 'ગાઈડ, મને મિસગાઇડ કરવાનો પ્રયત્ન ન કર.'

'હું સાચું બોલું છું સર ! આ વિસ્તારમાં બકરી વાઘની સહિયર અને વાઘ શ્રેણીના ગધેડાનો દોસ્ત છે.'

એક ઠેકાણે રુગ્ણ ચહેરાવાળા લોકોની કરગરતી ભીડ જોઈને સહેલાણી અટકયો. લોખંડના ફાટક પાસે એક તગડો માણસ સ્ટૂલ પર બેઠો હતો અને તપકીરના દાબડી પરના આભલામાં વારંવાર પોતાનો ચહેરો જોઈને મૂછને તાવ દેતો હતો. જે લોક પાવલી અડધો આપીને એનો હાથ ગરમ કરતા હતા, તેમને એક બંધ ફાટકની નાનકડી બારીમાંથી અંદર જવા દેતો હતો.

લોકોમાં આટલું બધું શિસ્ત જોઈને સહેલાણી ખૂબ જ ખુશ થઈ ગયો. મેં એને કહ્યું, 'આ વિસ્તારના લોકોને ખુદાએ અખૂટ ધીરજ આપેલી છે.'

એણે પૂછ્યું, 'આ લોકો અહીં કેમ ભેગા થાય છે?'

'આ અમારા વિસ્તારનું વિખ્યાત સિનેમાઘર છે. પણ કહે છે. કે અહીં વર્ષોથી 'ડોકટર' નામની ફિલ્મ ચાલે છે. એનો પ્રત્યેક શો હાઉસફૂલ જાય છે.'

સહેલાણી ખૂબ જ પ્રભાવિત થયો. આગળ જઈને એણે એક એક એક વ્યકિતનો ચહેરો ધારીધારીને જોયો. અને પાછો ફર્યો. એના ચહેરા પર આશ્ચર્ય હતું. અહીંના લોકોને આંખો છે, પણ જોઈ શકતા નથી! જીભ છે, પણ બોલી શકતા નથી. દિમાગ છે, પણ વિચારી શકતા નથી. એણે પૂછ્યું, 'તમારા દેશનો આ કયો ઈલાકો છે? આ ઈલાકાનું નામ શું છે?'

'માફ કરજો, હું આ ઈલાકાનું નામ જીભ પર લાવી શકતો નથી'.

'કેમ ?

'કેમ કે, લાચાર છું.'

વિદેશી સહેલાણીએ પૂછ્યું. 'તું કોણ છે?'

'હું ગાઈડ છું, અને વિદેશી પ્રવાસીઓને મારા દેશની સહેલ કરાવું છું,

'એ તો જાણું છું કે તું ગાઈડ છે, પણ તારું નામ શું છે?'

'મારું નામ ટ્રાન્ઝિસ્ટર છે, અને હું વેતનના બેટરી સેલથી બોલું છું.'

પછી મેં એ પ્રવાસીને દેશના બીજા ભાગોની સહેલ પણ કરાવી.

( સિન્ધ–પાકિસ્તાની વ્યંગ કથા )

# કંકાવટી

જૂન ૧૯૭૫

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૬ : અંક ૧૯૬ : મૂલ્ય એક રૂપિયો


**વાર્ષિક લવાજમ**

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૯, વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર **રતિલાલ 'અનિલ'** ૩, આનંદગર સોસાયટી, સગરામપરા, સૂરત,–૨ સરનામે જ કરવો.

o

'કંકાવટી' કવિતા, વાત ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર સગરામપરા, સૂરત–૨ સરનામે જ મોકલવી.

o


તંત્રી- મુદ્રક - પ્રકાશક

**ડાહ્યાભાઈ જીવણજી નાયક**

મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપરા, સૂરત–૨

પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત–૧

# કાવ્યગોષ્ઠી



* * ડૉ. સુરેશ હ. જોષી * *

બાળપણની એક સંગિની હતી દાડમડી. એના પર ફૂલ બેસતાંની સાથે જ આંખો આકર્ષાય. પછી દાડમ બેસે. માથે ઇંગ્લેંડના રાજાના તાજ જેવો આકાર. પછી ખિસકોલીની જયાફત શરૂ થાય એટલે દાડમને કપડાંથી ઢાંકી દેવામાં આવે. આ સંતાઇ જતું દાડમ ભારે કુતૂહલ જગાડતું. કયાંથી દાણા બંધાતા, કયાંથી રસ સીંચાતો, કયાંથી રંગ પૂરાતો. આવા પ્રશ્નોનો બાળપણમાં તો એક જ જવાબ હતો: જાદુ. પછી સ્વર્ગની અપ્સરાનાં કર્ણપૂર ચોરીને સાજ સજીને બેઠેલી દાડમડી રવીન્દ્રનાથની કવિતામાં જોઈ. અહીં વળી બીજા જ પ્રકારનો જાદુ થયો. વચમાં અનારકલીની કરુણ કથની પણ આવી ગઈ. પછી સ્પેનિશ કવિ લોરકા'ની કવિતામાં' દાડમનાં નવાં રૂપ જોયાં. સૌ પ્રથમ એ દાડમની સુગન્ધનો ઉલ્લેખ કરીને આનન્દોદ્‌ગાર કાઢે છે. એમાં રહેલી રતુમડી ઝાંયમાં, એક એક સૂર્ય આથમતો દેખાય છે. પછી વળી કલ્પન બદલાય છે, એ દાડમ મધપૂડા જેવું લાગે છે, પણ એમાં મધને સ્થાને જીવંત રક્ત સીંચાયેલું છે. એના દાણા નારીના મુખ અને ચુમ્બનમાંથી ઘડાયેલા છે. દાડમ જ્યારે એનામાં રહેલા પ્રાચુર્યથી ફાટે છે ત્યારે એની રતુમડી કાયામાં હજાર અધરો મધુરું મધુરું હસી રહે છે. દાડમ એ કીમતી ખજાનો છે. એનાં રાતાં કિરણોનું લીલાં પાંદડાંઓ ઢાંકીને રક્ષણ કરે છે. ઝાંખા દેખાતાં સુવર્ણનાં પાત્રમાં મૂકેલાં રત્નોએ રચેલી એ પ્રકારની કમાન છે. ધાનનાં કણસલામાં તો ઈશુ પ્રચ્છન્ન રૂપે રહેલા છે. ઓલિવમાં કઠિનતા છે, ખેતીનો પરિશ્રમ છે. સફરજન તો માનવીના

આદિ પાપ સાથે સંકળાયેલું ફળ છે. એના સ્તનના જેવો આકાર કામુકતા પ્રેરે છે. એની ત્વચા પર સેતાનના સ્પર્શનો રંગ છે. એનો રસ, એનો આસવ આપણને ઈશ્વરવિરુદ્ધ બહેકાવે છે. નારંગી તો અકથ વેદનાથી બળી રહી છે. એનાં શ્વેત કુસુમોનાં પાવિત્ર્યને ભ્રષ્ટ કર્યાનું એને દુઃખ છે. જે ડાઘ વગરનું અને કલંક વગરનું હતું તેમાં હવે અગ્નિ અને સુવર્ણના ડાઘ છે. ચેસ્ટનટ તો શિયાળામાં તાપણીએ બેઠા બેઠા ભૂતકાળને વગોળતા હોઈએ. તેની સાથે સંકળાયેલું છે, જૂનાં લાકડાં બળતાં ફાટે તેનો અવાજ, યાત્રાએ નીકળેલા પણ ભૂલા પડી ગયેલા જાત્રાળુનો નિઃશ્વાસ એમાંથી સંભળાય...

પણ દાડમમાં તો પવિત્ર સ્વર્લોકનું ઉગ્ર રક્ત પ્રકાશે છે. જળ પૃથ્વીને એની ભણી સોય જેવી ધારાથી ભેદે ને રક્ત એમાં પ્રકાશે છે. ખરબચડા પર્વતો સાથે આવેગથી ઉઝરડાતા પવનોનું રક્ત એમાં પ્રકાશે છે, સમુદ્રની પવનવગરની નિદ્રાનું રક્ત એમાં ઝળહળે છે. શાન્ત થઈને પોઢેલી તળાવડીનું રક્ત એમાં ચળકે છે. દાડમમાં આપણાં પોતાનાં રક્તનો પૂર્વ ઇતિહાસ આલેખાયેલો છે, એ પ્રાચુર્યથી ફાટી પડે છે ત્યારે એનો દુઃખી ગોલાર્ધ ખોપરી અને હૃદય બંનેનું રહસ્ય પ્રકટ કરે છે.

લોરકામાં છેક આદિમતા સુધી પહોંચી જતો ઇન્દ્રિયવ્યાપ છે. પણ વાલેરીમાં આથી જુદા જ સ્તર પર દાડમનો કાવ્યજગતમાં પ્રવેશ થાય છે. લોરકાની દાડમના ગોલાર્ધની ખોપરી સાથેની તુલના એમ માનવા પ્રેરે છે કે એણે વાલેરીની કવિતા વાંચી હશે.

દાડમ વિશેનું વાલેરીનું સોનેટ એની સઘન કાવ્યરચનાના એક ઉત્તમ નિદર્શન રૂપ છે.

અહીં કવિ દાડમને સમ્બોધીને કહે છે, હે કઠિન દાડમ, તું તારા દાણાનાં પ્રાચુર્યથી જ બે ભાગમાં છેદાઈ ગયું છે. પોતાની શોધોથી જ તસતસ થઈને ફાટી જતાં કોઈ ભવ્ય લલાટનું તું મને સ્મરણ કરાવે છે.

હે છેદાયેલાં દાડમ, તેં જે સૂર્યો સહી લીધા તેણે જો તારા સારભૂત સત્ત્વને ગર્વથી ઘડીને રત્નખણ્ડોમાં ભેદી નાખ્યું હોય અને જો તારા કોચલાનું શુષ્ક સુવર્ણ કશીક શક્તિના આદેશથી તરડાઈ જઇને રસના રાતાં રત્નોને દેખાડતું હોય તો એ તારો ઉજ્જવળ સ્ફોટ એક આત્માને એનાં ગુપ્ત સ્થાપત્ય વિશે સ્વપ્નો જોતો કરી દે છે.

મૂળ કાવ્યમાં દાડમ હમેશાં બહુવચનમાં વપરાયું છે. અહીં યોજવામાં આવેલાં સાદૃશ્યોમાં બે વસ્તુઓ દેખાય છે: એક તો દાડમ અને બીજો આત્મા. આત્માનો પ્રથમ ઉલ્લેખ, મૂળ કાવ્યમાં, સામાન્ય સ્વરૂપનો અને બહુવચનમાં 'ભવ્ય લલાટ'ના નિર્દેશથી થયો છે. અન્તમાં 'સ્વપ્ન જોતો આત્મા'માં એકવચનમાં વિશિષ્ઠ સ્વરૂપે એનો ઉલ્લેખ થયો છે. આ સાદૃશ્યોને સ્પષ્ટ રૂપે સમીકરણ માંડીને યોજેલાં નથી. સાદૃશ્યવાચક શબ્દનો ઉપયોગ થયો જ નથી. કાવ્યનો વક્તા જ 'તું મને સ્મરણ કરાવે છે' અને 'આત્માને સ્વપ્નો જોતાં કરી દે છે' એવી ઉક્તિ દ્વારા સાદૃશ્યનો નિર્દેશ કરે છે. આથી આ સાદૃશ્ય સાદી ઉપમામાં કે રૂપકમાં હોય છે તે પ્રકારનું નથી. અસાધારણ સ્વરૂપની આ બે વસ્તુની સહોપસ્થિતિ આખા કાવ્યમાં સાદૃશ્યની યોજનાને, અણ-સરખામણાને ટાળ્યા વિના, શકય બનાવે છે.

આ સાદૃશ્યનો પાયો શો છે? આત્મા અને દાડમમાં સરખાપણું શું છે? બે વસ્તુને જોડનારું તત્ત્વ કાવ્યનાં સ્પાપત્યની તપાસમાં પણ મહત્ત્વનું બની રહે છે. આ સાદૃશ્ય ભૌતિક ભૂમિકા પરનું હોય, આકાર-ગત હોય કે બે પદાર્થોથી ઉદ્દ્ભવતી સમાન લાગણીના સ્વરૂપનું હોય, એમાંથી ઉદ્દભવતા સરખા વિચારનું હોય. અહીં 'દાડમ' અને 'આત્મા'-માં પાપ અને પાપગત વસ્તુ પરત્વેની વિભાવનાનું સાદૃશ્ય દેખાય છે. બંને પદાર્થો જુદા જ પ્રકારના છે, પણ બંનેનાં કાર્યો સરખાવી શકાય એવાં છે. દાડમમાં પાત્ર તે એક કઠણ કોચલું છે અને એમાં રહેલી વસ્તુ તે દાણા છે. ભવ્ય લલાટ 'અથવા' 'આત્મા' પરત્વે પાત્ર તે મસ્તક

છે. એ પણ કઠણ છે, મજબૂત હાડકાથી બનેલી એની રચના છે. એમાં રહેલી વસ્તુ તે મગજમાં ચાલતી બુદ્ધિની પ્રવૃત્તિ છે. સાદૃશ્યની દૃષ્ટિએ દાડમમાં રહેલી વસ્તુનું સ્વરૂપ પણ પ્રવૃત્તિ છે. સાદૃશ્યની દૃષ્ટિએ દાડમમાં રહેલી વસ્તુનું સ્વરૂપ પણ પ્રવૃત્તિનું હોય એવી અપેક્ષા રહે છે. એ અંદર રહેલા દાણાનો જ વિકાસ અને વિસ્તાર હોય એવું લાગવું જોઈએ. તો જ બન્ને પદાર્થો વધુ સમાન્તર લાગે. બહારનું કઠણ કોચલું અને અંદર ચાલતી પ્રવૃત્તિ જે કોચલાને ભેદી નાખે એવી હોય. અહીં 'ભેદી નાખવું' અને શબ્દશઃ કે ઔપચારિક એમ બંને અર્થમાં લઈ શકાય. પ્રવુત્તિનું આ વલણ એ બન્ને પદાર્થો વચ્ચેનું મહત્ત્વનું સાદૃશ્ય છે. જે કાંઈ ભેદ છે (જે કાવ્યના અન્તમાં સૂચવાયો છે) તે પણ પાત્રગત વસ્તુ (એટલે કે અંદર ચાલતી પ્રવૃત્તિ) પરત્વેનો છે, પાત્ર પરત્વેનો નથી.

આમ જો સાદૃશ્યના પાયામાં પ્રવૃત્તિ રહી હોય તો પ્રવૃત્તિ કાળના પરિમાણમાં થતી હોવાથી એમાં સમયના તત્ત્વનો પ્રવેશ થવાનો જ. પ્રવત્તિનો પ્રારમ્ભ, પ્રવુત્તિનો ગાળો અને એનો અન્ત–આટલો સમય-વિસ્તાર એમાં રહેવાનો. સાદૃશ્ય અને વિરોધનાં તત્ત્વો પણ આ પ્રવુત્તિને આશ્રયે જ રહેલાં દેખાશે.

વાલેરીના કાવ્યમાં સંક્ષેપ અને એને કારણે આવતી સઘનતા નોંધપાત્ર છે. સાદૃશ્ય અને વિરોધનાં તત્ત્વોની, એના વિકાસની પ્રક્રિયા વાલેરીએ સૂક્ષ્મતાથી આલેખી છે. એમાં સમયનું તત્ત્વ અનુસ્યુત થઈને રહ્યું છે. કાવ્યનો પ્રારમ્ભ ઉપમાનના વર્ણનથી થાય છે, અને એમાં જ એના ઉપમેય સાથેનાં સાદૃશ્યને નભાવી રાખે એવી 'કઠિનતા'નો ઉલ્લેખ આવી જ જાય છે. કોચલાની કઠણતા જ એની અંદર ચાલી રહેલી પ્રવુત્તિની નોંધપાત્ર ઉત્કટતાનું સૂચન કરે છે. પ્રથમ પંક્તિમાં 'કઠિન' અને 'ભેદાયેલું,' એ બે વચ્ચેનો વિરોધ ઉપસી આવે છે. જે કઠણ હતું તે ભેદાયું અને એમ થવામાં અમુક સમયનો ગાળો પણ અંદર પ્રવેશ્યો. આ સમયનો ક્રમ પહેલી પંક્તિમાં સૂચવાયો છે. પણ બીજામાં એ

કંઈક વધુ સ્પષ્ટ રૂપે વર્ણવાયો છે. અંદરની ઉત્કટ પ્રવુત્તિનો એમાં વિજય દેખાય છે. 'પ્રાચુર્ય' શબ્દ એ તરફ આંગળી ચીંધે છે. જે અંદર સમાઈ શકે એવું હતું તે હવે અંદર સમાઈને રહી ન શકે એવાં પ્રાચુર્યવાળું બની ગયું છે. એ દાડમની અંદર રહેલા દાણાનો ગુણ છે, એના વિકાસની પ્રવુત્તિનું એ લક્ષણ છે. આ પ્રાચુર્ય ભૌતિકમાંથી બૌદ્ધિક એવી ભૂમિકા પર થતાં સંક્રમણને ચીંધે છે.

પ્રથમ બે પંક્તિઓ વકતાએ દાડમને સમ્બોધેલી છે. પછીની શ્લોકની બે પંક્તિઓ ઉપમેયને (અથવા સાદૃશ્ય યોજનાને બીજે છેડે રહેલા પદાર્થને) ઉલ્લેખે છે. અહીં દાડમ સાથે સંકળાયેલા સંસ્કારનો ઉલ્લેખ છે, 'તું મને સ્મરણ કરાવે છે' એમ કહીને એ સંસ્કારનો ઉલ્લેખ વકતા કરે છે. આ સંસ્કારથી રચાતું સાદૃશ્ય યદૃચ્છાથી નહીં તો સ્વેચ્છાએ આરોપેલું છે સાદૃશ્ય સર્વથા યોગ્ય છે કે કેમ એ પરત્વેની શંકાનું પણ અહીં સૂચન છે. 'સાદૃશ્ય'–માં એ સંજ્ઞા સૂચવે છે તેમ જે દૃશ્યમાન છે તેના પર એમાં વધુ ભાર છે. પણ અહીં વાલેરીએ યોજેલા સાદૃશ્યમાં જે દૃશ્ય છે તેના પર ઓછામાં ઓછો ભાર છે. વધારે પડતું ઉઘાડું સાદૃશ્ય કેળવાયેલી રુચિને અરુચિકર કે હાસ્યાસ્પદ પણ લાગે. અહીં તો સાદૃશ્ય દ્વારા ભૌતિક નહીં એવી પ્રવુત્તિનું કવિ સૂચન કરવા ઇચ્છે છે. જે લલાટ છે તે ભવ્ય છે. આ વિશેષણ અને અન્ય મગજ કે મન ( જે સાધારણ, અનુત્પાદક કે અવિશિષ્ટ છે ) થી જુદું પાડે છે. જે પોતાની શોધોથી, નવા નવા આવિષ્કારોથી તસતસ થઈને ફાટી પડે છે એવા લલાટમાં જ કવિને રસ છે.

પ્રથમ શ્લોકની છેલ્લી પંક્તિમાં 'ફાટી પડતાં' એ પ્રથમ પંક્તિમાં 'બે ભાગમાં છેદાઈ જતા' સાથેનું ભૌતિક સાદૃશ્ય પ્રકટ કરે છે. એમાં અંદરની પ્રબળ શકિતના વિકાસ સામે ટકી રહેવા મથતા, ફાટી પડવાની અણી પર આવેલા છતાં એ શકિતને ખાળી રાખવા મથતા બાહ્ય સ્વરૂપની વાત છે. અંદર ચાલી રહેલો ક્રમિક વિકાસ અને આખરે ફાટી પડીને એ શકિતને માર્ગ કરી આપવો, શરણે જવું દેખાય છે. 'નવા નવા

આવિષ્કારોથી 'તસતસતા'માં આપણે ભૌતિક ભૂમિકાથી દૂર ચાલી જઈએ છીએ. આ માટે એ નૂતન વિજય રૂપે પ્રગટ થાય છે. અહીં ભૌતિક અર્થમાં 'ફાટી પડવું' યોજ્યું નથી કે એ દૃશ્યમાન પણ થતું નથી—એમાં જે દૃશ્યતા છે તે એની ફાટી પડેલા દાડમ સાથેની સરખામણીને કારણે જ છે. દાડમને સમ્બોધન કરનાર વક્તા અને 'આત્મા'—આ બે પ્રથમ શ્લોકમાં ઉપસ્થિત છે. પણ વક્તા પોતાને દાડમ અને 'ભવ્ય લલાટ'-થી નોખો જ રાખે છે. આથી જ આ કાવ્યમાં સોનેટને માટે આવશ્યક એવો ભાવવળાંક શક્ય બની રહે છે.

[ ક્રમશઃ ]

ગાંધારીની આંખે વીંટાયેલું કપડું હવે કેટલી બધી મિલો વણે છે!

*

ફાઈલના બે પૂઠાં વચ્ચે સંરક્ષાયેલી આપણી કેટલીક ઇચ્છાઓ...

*

કોઈ શેરી શાહઆલમનાં સગાંઓથી અપરિચિત નથી...

*

સાગરતળિયે સદીઓથી દબાયેલું પાણી ચપ્પટ થઈ ગયું નથી...

*

સામટાં પોપટો ઊડે છે ત્યારે ઝાડ'ની એક લીલી ડાળ એકા એક ઊંચે જાય છે...

*

એટલા ઘેરા રંગો તો ન જ જોઈએ કે માણસ ભોંઠો પડી જાય...

*

રઝળુ પવન પીળાં પાંદડાંને જ પોતાના દોસ્ત બનાવે છે...

*

સાગરસ્નાનમાં માથાનો એક વાળ ગયો તે લખચોયાસી ફેરે શોધવાનો.

# હુમા પંખી*

□ સિલ્વિયા ટાઉન્સેન્ડ વોર્નર
□ અનુ : પ્રમોદકુમાર પટેલ

ઉમરાવ સ્ટ્રોબેરીને તરેહ તરેહનાં પંખીઓ એકઠાં કરવાનો ભારે શોખ હતો. આખા યુરોપમાં તેનું પંખીઘર સૌથી સુંદર ગણાતું. એ પંખીઘર એટલું તો વિશાળ હતું કે ગરુડ જેવા ગરુડને પણ એમાં ક્યાંય જરા જેટલી સંકડાશ નહોતી લાગતી. એમાં ગરમ પ્રદેશનાં પંખીઓ તેમ ધ્રુવના હિમપ્રદેશનાં પંખીઓ, સૌને પૂરેપૂરું માફક આવે એ પ્રકારે હવામાન તૈયાર કરવામાં આવ્યું હતું. પણ એમાંનો 'હુમા : મૂળ વતન એરેબિયા' એવા લખાણના પાટિયાંવાળો સૌથી સુંદર એવો એક ખંડ વર્ષો સુધી ખાલી જ રહ્યો.

પંખીસૃષ્ટિના અનેક નિષ્ણાતોએ ઉમરાવ સ્ટ્રોબેરીને એમ સમજાવ્યું કે હુમા જેવું કોઈ પંખી ધરતીના પટ પર છે નહિ, અને એવી કોઈ જાત અગાઉ હશે તો પણ હવે તે લાંબા સમયથી નષ્ટ થઇ ગયેલી છે. પણ ઉમરાવ સ્ટ્રોબેરીને તેમની એવી વાતો બિલકુલ ગળે ઊતરી જ નહિ. તેના કુટુંબમાં બધાંને હંમેશની એવી એક શ્રદ્ધા રહી હતી કે ક્યાંક એ પંખી અસ્તિત્વમાં છે જ. દરમ્યાન, થોડા થોડા સમયને ગાળે, પંખીના દલાલો (પોતાને થયેલા ખર્ચની સર્વ વિગતો સાથે), 'અમે એક હુમાપંખી મેળવી શક્યા છે,' એવું જણાવી તે પંખી મોકલી આપતા. પણ થોડા જ સમયમાં જણાઇ આવતું કે, એ કોઇ

* મૂળ Phoenix શબ્દનો આ અનુવાદ છે. આ હુમાપંખી એરેબિયાની પુરાણકથામાં આવે છે. પ્રાચીન ઈજિપ્તમાં એની પૂજા થતી. મૃત્યુ પછી તરત જ પોતાની રાખમાંથી તે પુનર્જન્મ પામે છે એવી દંતકથા તેને વિષે પ્રચલિત છે.

બીજી જ જાતનું પંખી છે, અને કેટલીક વાર તો એના જેવું પણ ભલતું જ વર્ણસંકર પંખી નીકળતું. છેવટે થાકીને ઉમરાવ સ્ટ્રોબેરી પોતે જ એરેબિયા પહોંચ્યો. અનેક મહિનાઓની તલાશ પછી તેણે એક હુમાપંખી શોધી કાઢયું, તેને એ પંખીમાં વિશ્વાસ બેઠો હતો, એટલે તેને પકડી લીધું અને બહુ જ સારી રીતે તેને પોતાને ત્યાં આણ્યું.

ખરેખર અતીવ સુંદર એ હુમાપંખી હતું, સૌને તરત ગમી જાય એવું. પંખીઘરનાં બધાં જ પંખીઓ જોડે તે એકદમ હળીમળી ગયું, અને ઉમરાવ સ્ટ્રોબેરીને પણ તેની ખૂબ માયા લાગી ગઈ. આ પંખી જેવું ઇંગ્લેંડમાં આવ્યું કે તરત જ ત્યાંના પંખીચાહકો, પત્રકારો, કવિઓ અને આભૂષણોના વેપારીઓમાં તે વાતનો વિષય બની ગયું. તેઓ વારંવાર તેના દર્શને આવવા લાગ્યા. પણ આ હુમાપંખીને તેમની હાજરીમાં જરા જેટલો યે ક્ષોભ સંકોચ થયોં નહિ. પણ પછી, તેને વિષે સમાચારો છપાતા બંધ થયા. અને ધીમે ધીમે મુલાકાતીઓની અવરજવર પણ બંધ થવા આવી ત્યારે યે તેણે જરીકે રોષ કે કટુતા બતાવી નહિ. તે સારી રીતે ચણ ખાતું રહ્યું, અને પોતામાં પૂર્ણ સંતુષ્ઠ બનીને રહ્યું.

ખરી વાત એ છે કે, આવું પંખીઘર ચલાવવાને ઘણી મોટી રકમ જોઈએ. ઉમરાવ સ્ટ્રોબેરી મૃત્યુ પામ્યો ત્યારે તેની પાસે એક પણ પેન્સ હાથમાં બચી નહોતી. તેના પંખીઘરનાં પંખીઓ બજારમાં વેચાવા મૂકાયાં. સામાન્ય સંજોગોમાં તો હુમા જેવા વિરલ પંખી માટે યુરોપની મોટી મોટી ઝુઓલોજિકલ સોસાયટીના ટ્રસ્ટીઓ કે અમેરિકાના ખાનગી વ્યવસાયીઓ મોટી રકમ આપી દેત, પણ બનવાકાળ એમ બન્યું હતું કે, ઉમરાવ સ્ટ્રોબેરી મૃત્યુ પામ્યો એ દિવસોમાં જ વિશ્વ-યુદ્ધ પૂરું થયું હતું, એટલે એનું પંખી અને નાણું બંને ય દુર્લભ બની ગયાં. (ઉમરાવ સ્ટ્રોબેરી તો નવી નવી જાતનાં પંખીઓ મેળવવામાં જ ભિખારી બની ચૂકયો હતો.) લંડનના 'ટાઇમ્સ' પત્રે પોતાના

અગ્રલેખમાં એવી જાહેર અપીલ કરી કે, લંડનના પ્રાણીસંગ્રહાલય માટે એ વિરલ પંખી ખરીદી લેવું જોઈએ. અને એમ કહ્યું કે પંખી-ચાહક રાષ્ટ્રને માટે એવા વિરલ પંખીની જાળવણી મોટો નૈતિક ધર્મ બની રહે છે. તરત જ 'ઉમરાવ સ્ટ્રોબેરી હુમા ફંડ'ની યોજના થઈ. વિદ્યાર્થીઓ, પ્રકૃતિપ્રેમીઓ અને શાળાનાં બાળકોએ પોતપોતાના ગજા પ્રમાણે એ માટે ફાળો આપ્યો, પણ એમની રકમ ઓછી જ પડી. અને ખાસ એવાં કોઈ મોટાં દાનો પણ મળ્યાં નહિ. એટલે ઉમરાવ સ્ટ્રોબેરીના વહીવટકારો, (જેઓ તેના મૃત્યુવેરાની તજવીજમાં હતા,) તેમણે પોલ્ડેરો અજાયબઘરના સ્થાપક અને માલિક મિ. ટેન્ક્રેદ પોલ્ડેરોને, સૌથી ઊંચી કિંમતે એ પંખી વેચી દીધું.

ઠીક ઠીક લાંબા સમય સુધી મિ. પોલ્ડેરોને પોતાનું આ હુમા-પંખી એક અતીવ મૂલ્યવાન પ્રાપ્તિ જેવું લાગ્યું. અત્યંત સૌમ્ય અને મિલનસાર પ્રકૃતિનું એ પંખી નવા વાતાવરણમાં યે એકદમ અનુકૂળ બની ગયું હતું. તેની ચણનો ખર્ચ પણ કંઇ એટલો મોટો તો નહોતો જ. અને તેને બાળકોનો પણ કોઇ ભય રહ્યો નહોતો. જો કે અજાયબીનો કોઇ અવનવો ખેલ તેને આવડયો નહોતો, પણ થોડા સમયમાં એને એવો ખેલ પણ આવડી જશે એમ પોલ્ડેરો વિચારતો રહેતો. 'ઉમરાવ સ્ટ્રોબેરી હુમા ફંડ'ને અંગે ચાલેલો પ્રચાર પણ તેને સહાયક બની ગયો. લગભગ બધાં જ પંખીચાહકોએ થોડીક વધુ રકમ બચાવીને હુમાપંખીને જોવાની તક મેળવી લીધી. બીજાઓ, જેમણે કંઇ પણ રકમ ફાળામાં આપી નહોતી, તેઓ પણ દિવસો સુધી પાંચ પાંચ શિલિંગ જેવી મોટી ફી આપીને આ પંખી જોઈ ગયા.

પણ પછી આ ક્રમ ધીમો પડયો. અલબત્ત હુમાપંખી અગાઉના જેટલું જ મોહક અને સૌમ્ય રહ્યું હતું. પણ પોલ્ડેરો એમ કહેતો કે તેને હજી ધન્ય ક્ષણ મળી નહોતી. લોકોને પોષાય તેટલી પ્રવેશ ફી રાખી હોવા છતાં ખરેખર લોકોમાં તે એટલી ચાહના મેળવી શક્યું નહોતું. એ અપેક્ષા કરતાં ઘણું શાંત રહેતું અને એટલું જ શિસ્તબદ્ધ

વર્તન કરતું. તેથી લોકો તેને નિહાળવાને બદલે પેલા સાવ બેડોળ ચિત્રવિચિત્ર દેખાવના વાનરને જોવામાં રસ ધરાવતા કે આખેઆખી સ્ત્રીનો ભક્ષ કરી જનાર પેલા મગરમચ્છની પ્રશંસા કરવામાં જ રોકાયેલા રહેતા.

એક દિવસ પોલ્ડેરોએ પોતાના અજાયબઘરના વ્યવસ્થાપક રામકિનને કહ્યું :

"હુમાપંખીને જોવા માટે, કોઈ મૂર્ખ માણસ પૈસા ખરચીને છેલ્લે ક્યારે આવ્યો હતો ?"

રામકિને ઉત્તર આપ્યો : "ત્રણેક અઠવાડિયાં પર."

"તો તો એની ખાધાખોરાકી પણ મોંઘી પડવાની," પોલ્ડેરો બોલી ઊઠ્યો : "એના વીમાનો જ વિચાર કર ને. દર અઠવાડિયે સાત સાત શિલિંગ તો મારે એના વીમા પેટે જ ભરવાના ને ! અને એવડી રકમ માંથી તો કેન્ટરબરીના આર્કબિશપના વીમાની રકમ ભરી શકાય."

"લોકોને હવે એ પંખી ગમતું જ નથી. લોકોની અપેક્ષા કરતાં તે ઘણું વધારે ઠંડું પુરવાર થયું છે. અને એ જ તો મોટી મુસ્કેલી રહી છે. માદા જોડે પણ તે રહેતું નથી, તેમ તે બીજું કશું જ કરતું નથી. મેં તો એને બીજાં અનેક રળિયામણાં પંખીઓની સાથે રાખવાનો પ્રયત્ન કર્યો, પણ બધું જ વ્યર્થ ! પ્રભુ જાણે હવે શું થશે ! પણ આ હુમા તો બીજાં સાથીદાર પંખીઓ તરફ નજર સુધ્ધાં નાખતું નથી." રામકિન બોલ્યો.

"એ તો બિલકુલ અશક્ય વાત. આ પંખી હમેશાં એકલું જ અવતાર લે છે."

"શું કહો છો ?"

"હું સાચું જ કહું છું. એ વિષેના લેબલ પર જે લખ્યું છે તે તમે વાંચ્યું નથી લાગતું."

તેઓ બંને હુમાના પાંજરાં આગળ ગયા. તેમને જોઈ ખૂબ જ સૌજન્યપૂર્વક હુમાએ પોતાની પાંખો ફફડાવી, પણ તેમણે એ કંઈ

ધ્યાનમાં લીધું નહિ. બંને લેબલ પરનું લખાણ વાંચવા લાગ્યા હતા.

"અત્યંત વિરલ એવું આ પૌરાણિક પંખી સાચે જ અજોડ છે. આ જગતમાં પ્રાચીનમાં પ્રાચીન એવું આ એક બ્રહ્મચારી પંખી છે. એને કોઈ માદા નથી, એવી કોઈ માદાની એને જરૂર પણ પડી નથી. એ જ્યારે વૃધ્ધ થાય છે ત્યારે તે પોતે જ પોતાનો અગ્નિદાહ કરે છે. અને સૌથી અદ્‌ભુત વાત તો એ છે કે પોતાની રાખમાંથી જ તે પુનર્જન્મ લે છે. આ પંખી પૂર્વના દેશોમાંથી આયાત કરેલું છે."

"મને એક વિચાર સૂઝે છે." પોલ્ડેરો બોલી ઊઠયો. "આ પંખી કેટલું વૃદ્ધ થયું હશે, તે તું કહી શકે ખરો ?"

"મને એમ લાગે છે કે એ હજી એના યૌવનકાળમાં જ છે," રામકિને કહ્યું.

પોલ્ડેરો આગળ બોલ્યે ગયો : "ધારો કે, આપણે જ એને કોઇ ને કોઈ રીતે સળગાવી દઈએ, તો કેમ ? આપણે એ માટે આજથી જ મોટી જાહેરાતો કરીશું. અને લોકોમાં એ રીતે રસ જગાડીશું. આપણને એક એવું નવીન પંખી મળશે જેની પોનાની જીવનકથા હશે, અને જેની આસપાસ અદ્‌ભુત રોમાંચક પરિવેશ વીંટાયો હશે. એ પંખીને જરૂર આપણે વેચી દઇ શકીશું."

રામકિને સંમતિસૂચક માથું ધુણાવ્યું.

"મેં કયાંક, કોઈ પુસ્તકમાં જ, આ વિષે વાંચ્યું પણ છે," તે કહેવા લાગ્યો, "તમારે એ માટે માત્ર સુવાસિત લાકડાંની ચિતા તૈયાર કરવાની રહે, બીજું તો શું ? અને, એવાં લાકડાંમાં જ તે માળા જેવું રચી તેમાં બેસી જાય છે, અને તરત જ તેમાં અગ્નિ ભભૂકી ઊઠે છે. પણ એ વૃદ્ધ ન થાય ત્યાં સુધી એમાંનું કશું જ બની શકે નહિ. અને એ જ તો મોટી અડચણ છે."

ત્યાં પોલ્ડેરો કહે : "એ બધું તું મારા પર છોડી દે. માત્ર સુવાસિત લાકડાં તું મને લાવી આપ. એને વૃદ્ધ બનાવી દેવાનું કામ તો હું જ પાર પાડી દઇશ."

પણ હુમાપંખીને વૃદ્ધ બનાવી દેવાનું કામ કંઈ સહેલું નહોતું. પહેલાં તો તેનો ખોરાક અર્ધો કરી નાંખવામાં આવ્યો, અને ફરીથી પણ તેમાં એવો જ મોટો ઘટાડો કરવામાં આવ્યો. તે નબળું પડયું પણ તેની આંખોનાં નૂર જરાયે ઘટયાં નહિ, અને તેના પીંછાંનો રંગીન કલાપ પણ એટલો જ લખલખતો રહ્યો. હવે તેના ખંડનું ગરમી આપતું યંત્ર જ બંધ કરી દેવામાં આવ્યું, પણ હુમાએ તો મૂંગાં મૂંગાં જ પીંછાંનો વિસ્તાર કરી ઠંડીનો મુકાબલો કર્યો. તેને કશીયે માઠી અસર થવા ન પામી. વળી બીજાં કજિયાળુ અને મૂરખ પંખીઓ તેના પાંજરામાં પૂરી દેવામાં આવ્યાં. તેમણે સૌએ મોટો ચિંચવાટ કરી મૂકયો. અને ઘણી પજવણી કરી પણ હુમા તો એટલું જ સૌમ્ય અને સૌજન્યપૂર્ણ રહ્યું, અને પછીથી એક બે દિવસમાં જ સૌની પજવણીનો અંત આવી ગયો. પછી તો પોલ્ડેરોએ તેને પજવવા બિલાડીઓ આણી. એને સારી રીતભાતથી મહાત કરવાનું વિકટ હતું, એટલે હુમાએ તેના માથા પર ઝઝૂમવાનું શરૂ કર્યું. તેના મોં આગળ જઈ પોતાની સોનેરી પાંખો ફફડાવવાનું કર્યું, અને એ રીતે તેને ડરાવી દીધી.

પોલ્ડેરોએ હવે એરેબિયા વિષે બીજું એક પુસ્તક શોધી કાઢયું. એમાં તેણે વાંચ્યું કે ત્યાંની આબોહવા સાવ સૂકકી છે. "ઓ હો !" તે બોલી ઊઠયો. હવે હુમાને એક સાવ નાના પીંજરામાં ખસેડવામાં આવ્યું. એ પીંજરાની ઉપર છતમાં છાંટણિયું મૂકયું, જેમાંથી રોજ પિંજરા આગળ ઊભો રહી તે દાંતિયાં કરવા લાગ્યો, અને તેની સામે જોઈને ભૂંડી ગાળ દેવા લાગ્યો.

વસંતઋતુ બેઠી ત્યારે પેલ્ડેરોને લાગ્યું કે હુમા હવે વૃદ્ધ બની ચૂકયું છે, એ જાતની જાહેરાતો કરવાનો સમય પાકયો છે. જૂની પેઢીનું માનીતું પંખી હવે મૃત્યુને આરે આવી પહોંચ્યું છે એવી વાતો તેણે પ્રચારમાં મૂકી, દરમ્યાન થોડા થોડા દિવસને આંતરે ગંધાતાં તણખલાંઓ અને કટાયેલા કાંટાળા તારના ટૂકડાઓ તે હુમાના પિંજરામાં સરકાવતો ગયો અને એ પંખી માળો બાંધવાને આતુર છે કે નહિ તે

બાબતે તેનો મનોભાવ જાણવાને તે પ્રયત્ન કરવા લાગ્યો. એક દિવસ હુમાએ થોડાંક તણખલાંઓ ઊંચે નીચે કર્યાં. એટલે પોલ્ડેરોએ તરત જ ફિલ્મ કંપની જોડે કરારો કરી લીધા. છેવટે એ ક્ષણ આવી પહોંચી હોય એમ તેમ પ્રતીત થવા લાગ્યું. મે મહિનાના એક શનિવારની સુંદર સાંજ ખિલી નીકળી હતી. કેટલાંક અઠવાડિયાંઓથી વૃધ્ધ બનતા જતા હુમા વિષે લોકોમાં ફરીથી નવો ઉત્સાહ જાગૃત થયો હતો. તેનું દર્શન કરવાને પ્રવેશ ફી વધારીને પાંચ શિલિંગ કરવામાં આવી. પૂર્ણાહુતિની ક્ષણો આવતાં ભીડ જામવા લાગી. કેમેરા ને બલ્બ પિંજરાં તરફ ગોઠવવામાં આવ્યાં અહીં પૂર્વે અશ્રુત અદીઠ એવી ઘટના બનવામાં છે, એ વિષે માઈક પર મોટેથી જાહેરાતો થવા લાગી.

માઇકમાં કોઈ બોલતું હતું: "આ હુમાપંખી કિલયોપેટ્રા જેવું સ્વૈરમિજાજી છે. લા દયુ બેરી જેવું તે વિલાસવૈભવી છે. જિપ્સીઓના ઉન્માદી સંગીતના સૂર જેવું તે જલદ છે. પ્રાચીન પૂર્વનો બધો જ અકલ્પ્ય વૈભવ અને તે માટેની તીવ્રતમ કામનાઓ, ત્યાંનું અંગડાઈ-ભર્યું જાદુઈ વાતાવરણ, અને ગૂઢ હિંસ્રતા, એ બધું જ તે ધરાવે છે."

"અરે, જુઓ તો!' ટોળામાંથી એક સ્ત્રી બૂમ પાડી ઊઠી.

"જુઓ, જુઓ, તે હિલચાલ કરવા લાગ્યું છે."

હુમાના સ્થિર પીંછાંના કલાપમાં એક મોટો કંપ પ્રસરી ગયો. તેણે પોતાનું માથું આમ તેમ ઘુમાવવા માંડ્યું. પોતાની બેઠક પરથી અટકતું અટકતું તે નીચે ઊતરવા લાગ્યું. પછી શ્રમિતપણે જ તે ડાંખળીઓ અને છોડાંઓને પોતા તરફ ખેંચવા લાગ્યું.

એકદમ કેમેરાઓ કિલક થવા લાગ્યા. પિંજરાના પર આંજી નાખતો પ્રકાશ પથરાઈ રહ્યો. માઈક પર ધસી જઈને પોલ્ડેરોએ આશ્ચર્ય સાથે ઉદ્બોધન શરૂ કર્યું:

'સજ્જનો અને સન્નારીઓ, આખી દુનિયા જે હેરતભરી ક્ષણની

રાહ જોતી હતી તે ક્ષણ આવી ગઈ છે. સદીઓ પુરાણી દંતકથા આપણે સૌ આધુનિકોની નજરમાં હવે પ્રત્યક્ષ ઘટના થઈ જશે. હુમાપંખી હવે..."

ત્યાં હુમા પોતે રચેલી ચિતા પર જઈ બેઠું હતું. અને નીંદમાં ઘેરાતું હોય તેવું દેખાતું હતું,

ફિલ્મના દિગ્દર્શકે કહ્યું, "ઠીક, આથી વિશેષ કશું જ મહત્ત્વપૂર્ણ બનવાનું ન હોય, તો તો આ એક અનુભવ મળ્યો એમ ગણી લેશું."

એ જ ક્ષણે હુમાની ચિતા ભભૂકી ઊઠી. તેની જ્વાળાઓ લપકારા લેતી ઊંચે ને ઊંચે બધી જ દિશાઓમાં પ્રસરવા લાગી. ક્ષણ બે ક્ષણમાં બધું જ ભસ્મીભૂત થઈ ગયું. ત્યાં ઊભેલાં હજારો માણસોની મેદની, અને પેલો પોલ્ડેરો, સર્વ કોઈ એ ભભૂકતી જ્વાળામાં હોમાઈને રાખ બની ગયાં. □

સપાટ હથેળીમાં માવઠાનું જળ સંઘરવા જેટલો ય ખાડો નથી...

*

અનસૂયાના ખોળે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ ક્યાં? ત્રણ વાંદરાં બેઠાં છે...

*

આનંદ રમકડાંમાં નહિ, બાળક રમકડું સંતાડે ત્યાં હોય છે...

*

શહેરનું બરડ એકાંત સવારે હજાર કટકે ભાંગી જાય છે...

*

સુકાયેલા તળાવની તરડાયેલી માટીનું વિચ્છિન્ન એકાંત...

*

માવઠાના જળમાં પ્રતિબિમ્બ જોઉં તો ચહેરો દેખાય...

*

ઊંઘની તરાડમાંથી સ્વપ્નું ડોકિયાં કરે છે...

# પોસ્ટકાર્ડ





△ **શંકરરાવ ખરાત**

ત્યારે હું નાનો હતો. શેરડી ખાવા જતો. ભણવા નહીં. રાતનો સમય હતો. મારા પિતા ઘરમાં જ બેઠા હતા. એવામાં ગેનવા તરાલે આવીને એક પત્તું આપ્યું. પિતા એ પોસ્ટકાર્ડ લઈને બહાર આવ્યા. ગેનવા તરાલે મારા પિતાને કહ્યું, 'રામા, તારા નામનો આ પોસ્ટકાર્ડ આવ્યો છે, જો!' પિતાએ પોસ્ટકાર્ડ હાથમાં લીધો અને વિસ્ફારિત આંખે જોવા લાગ્યા.

વાત એમ હતી કે, એ પત્ર મળ્યો તે પહેલાં મારા પિતા પર કોઈએ પણ પત્ર લખ્યો નહોતો. સમાચાર મોઢામોઢ જ આવતા. ત્યાં આ ખરેખર ટપાલ આવી. મારા પિતાએ એક ગામના પાટિલ–ટલાટી, મામલતદાર–હવાલદાર–ફોજદારને મજૂર–મહાર હોવાથી કાગળ–પત્ર પહોંચાડવાનું કામ કર્યું હતું. એમાં જ એમની જિંદગી ગઈ હતી, અને એમને પત્ર લખે એવું કોઈ હતું યે નહીં.

મારી બહેન એના સાસરે હતી. એના પતિનું કામ એવું કે કોઇ પત્ર લખે એવી આશા જ નહીં. હા, મારી ફોઈ મુંબઇ રહેતાં હતાં. આ ઉમરે હવે એ શું કાગળ લખવાનાં હતાં...એમણે તો મુંબઇ ગયા પછી એકે કાગળ લખ્યો નહોતો. આમ પણ, કાગળ લખવા જેવી કોઈ ઘટના યે બની નહોતી.

પિતાએ ગેનબાને પૂછ્યું, 'ગેનબા, આ કાગળ મારા પર જ આવ્યો છે? આના પર મારું નામ રામા તાત્યા મહાર જ લખ્યું છે ને?'

'હા સ્તો! ઠેકાણું પણ આ ગામનું જ લખેલું છે.' અને એ નિરાંતે બેઠો. અને રોજની જેમ 'રામા, જરા તમાકુ આપજે' કહ્યું.

કોનો કાગળ છે, એ જાણવા માટે હું પણ બહાર આવ્યો. ફેરવી ફેરવીને કાગળ જોયો, પણ મારી અક્કલ કામ કરતી નહોતી.

પિતાએ ગેનબાને તમાકુ આપીને પૂછ્યું, 'ગેનબા, આ કાગળ કોનો છે?'

'હું શું જાણું! મારા હાથમાં આવ્યો ને તને આપ્યો. ખરસુંડીના બજારમાં ટપાલીએ રામોશાને આપ્યો હતો.'

'એને પૂછવું તો જોઈએ ને કે કાગળમાં શું છે!'

'હા, પણ હું પૂછવાનું ભૂલી ગયો.' કહીને ગેનબા પાસેના છાપરાની દિશામાં થૂંક્યો. પિતાએ કાગળ મને આપ્યો. દીવાના અજવાળામાં મેં ફરી કાગળ પર નજર નાખી.

'આ કાગળમાં ઝાઝું લખેલું નથી.'

'એમ?' ગેનબાને આશ્ચર્ય થયું અને હાથમાં કાગળ લઈ અજવાળામાં જોયો. એ બોલ્યો, 'રામા, કાગળ આવ્યો તે પણ અડધો!'

પિતાને હવે શંકા થઇ. 'સાચું કહે છે!'

'હવે તો તલાટીને વંચાવીએ ત્યારે ખબર પડે.'

'પણ રામા, આજે ને કાલે તલાટી ગામમાં નથી.'

'ત્યારે ક્યાં જઇને કાગળ વંચાવું?'

'ગામના વામન માસ્તરને ત્યાં જા.'

'એમ જ કરીશ. સવારે ઊઠીને ચાલવા માંડીશ.'

થોડાં ગપ્પાં મારીને ગેનબા ઘેર ગયો.



બીજા દિવસે સવારે મારા પિતા કાગળ લઈને ઘેરથી નીકળી પડયા. હું યે સાથે ગયો. અમે સીધા માસ્તરને ત્યાં પહોંચ્યા.

માસ્તરના આંગણે સાથિયો પૂર્યો હતો. અમે બારણે ઊભા રહ્યા. કોઇ ન દેખાયું તો પિતાએ હાંક મારી, 'કોઈ ઘરમાં છે?'

'કોણ છે?' અંદરથી પૂછાયું.

'હું રામો મહાર છું.'

તે સાથે જ માસ્તરની વહુ બહાર આવી. મારા પગ પર નજર પડતાં જ એણે ધાંટો પાડ્યો, 'અરે છોકરા, નીચે જો, તેં સાથિયો ભૂંસી નાખ્યો.'

એ સાભળતાં જ વીંછીએ ડંખ માર્યો હોય એમ ખસી ગયો.

એ બબડી, 'પગ મૂકતી વખતે આંખ ફૂટી જાય છે ?'

'એને ખબર ન હતી. નાનો છે.' પિતાએ કહ્યું.

માસ્તરની વહુએ અંદર જઈને સાદ કર્યો, 'અરે, અંદર શું કરો છો ? બારણે મહાર ઊભો છે. ચાર લાકડાં ફડાવી લો. ઘરમાં બળતણ નથી.'

પછી પિતાની તરફ વળીને કહ્યું, 'લાકડાં ખલાસ થયાં છે. થોડાંક ફાડી આપો.'

ત્યાં માસ્તર જ બહાર આવ્યા.

'કેમ, સવારે સવારે બારણે આવી ઊભો ?'

'એક કામ આવી પડ્યું છે.' પિતાએ કહ્યું,

અંદર જતાં જતાં માસ્તરની વહુ બોલી, 'સાંભળો છો, મહાર પાસે લાકડાં ફડાવી લો, બારણાની આડમાં રાખેલાં છે.'

'ઠીક છે, ઠીક છે, ચાર લાકડાં ફાડી આપવા માટે રામો ના નહીં પાડે.' માસ્તર બોલ્યા. પછી પિતાજી તરફ ફરીને પૂછ્યું, 'કેમ શું કામ છે'

'ખાસ તો કંઈ નથી. આ કાગળ વાંચી આપવાનો છે.'

પિતાજીએ બંડીમાંથી પોસ્ટકાર્ડ કાઢ્યો અને માસ્તરના હાથમાં અધ્ધરથી મૂકે ત્યાં માસ્તર બોલ્યા, 'અરે રામા, બળતણ માટે થોડાં લાકડાં તો ફાડી આપ !'

'હું ક્યાં ના કહું છું ? કુહાડી તો આપો...'

'અરે ઓ ! કુહાડી ક્યાં છે ? એક દિવસનાં લાકડાં ફડાવી લઉં !'

અંદરથી કર્કશ અવાજ આવ્યો, 'અરે, આઠ દિવસ માટેનાં જ ફડાવી નાખો !'

પિતા બબડ્યા, 'તારા બાપના ઘરનો હું શું મહાર છું? સવારમાં બરાબર ઝલાઇ ગયો...'



ખરેખર, ગુસ્સો આવે એવી વાત હતી. પણ બીજો કોઈ માર્ગ નહોતો. કાગળ વંચાવવાનો પણ બીજો કોઈ માર્ગ નહોતો. કાગળ વાંચવાનો ન હોય અને એમ જ માસ્તરને ત્યાં જવાનું થાય ત્યારે પણ લાકડાં ફાડી જ આપતા હતા. અગાઉ ક્યારે ય પિતાજીએ ના પાડી નહોતી. આજે તો એ કામસર આવ્યા હતા. પણ આજે એ રાજી ખુશીથી લાકડાં નહીં ફાડી આપે.

અમને તો માત્ર બે આંખ હતી પણ માસ્તર ભણેલા તે એમને ચાર આંખ હતી. વળી એ ગામના બ્રાહ્મણ માસ્તર હતા. માસ્તરે ઉંબરની અંદર પગ મૂકી ઘરમાં પૂછ્યું, 'અરે ઓ, લાકડાં તો ફડાવી લઉં, પણ કુહાડી ક્યાં છે?' 'ત્યાં જ બાજુના ખૂણે પડી છે!' અંદરથી કર્કશ સાદ આવ્યો.

માસ્તરે કુહાડી આણી આપી, અને પિતાજીને કહ્યું, 'રામા, ઝટ થોડાં લાકડાં ફાડી આપ, પછી તારો કાગળ વાંચી આપું છું. હું નાહી આવું, પાણી ઠંડું પડે છે.'

'માસ્તર લાકડાં તો આપો! હું ફાડું શું?' પિતાજીએ કહ્યું,

ખૂણે આંગળી ચીંધીને માસ્તર બોલ્યા, 'અરે આ પડ્યાં લાકડાં, કાઢીને ફાડ!'

'માસ્તર, એને હટાવ્યા વિના તો ફાડતાં બહુ વખત લાગે.'

'અરે રામા, લાકડાં બહાર કાઢવા એ શું અમારું કામ છે?'

'અરે, એમને વચ્ચે આરીથી કાપીએ તો ફાડવામાં સરળતા રહે.'

'એ તો બરાબર છે, પણ આરી ક્યાંથી લાઉં! લાકડાં ક્યારે ફડાશે, રસોઈ ક્યારે થશે અને હું નિશાળે ક્યારે જઈશ...'

પિતાજીએ મને કહ્યું, 'જેવાં છે તેવાં ફાડી આપ!'

'માસ્તર, આમ તો હું પરસેવે નાહી જઈશ!'

'આજનો દિવસ ભલે પરસેવો પડે!'

પિતાજીએ કહ્યું, 'માસ્તર, કોઇ દિવસ મેં ના પાડી છે?'

'તો પછી વહેલો પતાવ.'

પિતાજીએ કહ્યું, 'પહેલાં કાગળ વાંચી આપો.'

'અરે નાહી લઉં કે તરત વાંચી આપું છું. તું લાકડાં તો ફાડ!'

'પણ, જરા એક નજર તો નાખી લો.' કહીને પિતાજીએ અધ્ધરથી માસ્તરના હાથમાં પત્ર નાખ્યો. માસ્તર વાંચ્યા વિના, લઈને અંદર ચાલ્યા ગયા. કહેતા ગયા, 'લાકડાં ફાડી નાખ, વાંચી આપીશ.'



કાગળ વંચાવવા માટે પિતાજીને લાકડાં ફાડવાનાં જ હતાં. જો કે કંઇ નવું કામ નહોતું. વગર કામે પિતાજી માસ્તરને ત્યાં જતા ત્યારે ઢગલો લાકડાં ફાડી આપતા.

પિતાજીએ બંડી ઉતારી. ધોતિયું ઉપર લઈ ખોસ્યું,-લાકડું ખેંચવા લાગ્યા. મેં પણ મદદ કરી. લાકડાં ખૂણેથી બહાર કાઢયાં કે પિતાજીએ કુહાડીને લાકડા પર ટેકવી, હથેળી થૂંકથી ભીની કરી, બીજી હથેળી પર ઘસી, પછી કુહાડીનો હાથો કસીને પકડી ઘા ઝીંકવા લાગ્યાં. લાકડાનાં ચીરિયાં થવા લાગ્યાં. પિતાજીના હાથ ઊંચા થતા ને ઘા ઝીંકતા ત્યારે પાંસળાં દેખાતાં. પરસેવે રેબઝેબ થઈ ગયા. લાકડાં ચીરતાં વારંવાર મોઢે આવેલો પરસેવો લૂછયે જતા.



થોડી વારમાં પિતાજીએ ફાડેલાં લાકડાંનો ઢગલો કરી નાખ્યો. ખોસેલું ધોતિયું નીચે ઉતાર્યું, બંડી ઉપાડી, પાઘડી પહેરી અને ઓટલાના પગથિયે બેસી હાંક મારી, 'માસ્તર, ઓ માસ્તર!'

માસ્તરે બહાર આવીને પૂછ્યું, 'કેમ રામા, લાકડાં ચીરી નાખ્યાં!'

'જુઓ, આ રહ્યો ઢગલો'.

'બહુ સારું, આ તો ઘણા દિવસ ચાલશે. ફરી આવવાનું થાય ત્યારે એકેક દિવસ ચાલે એટલાં ફાડી આપજે.' માસ્તરે શાબાશી આપી.

'એ તો ફાડી આપીશ. પણ પહેલાં કાગળ વાંચી આપો ને...'

'અરે, એ તો હું ભૂલી જ ગયો!' કહીને માસ્તરે કોરે મૂકેલો પોસ્ટકાર્ડ હાથમાં લીધો અને આશ્ચર્યથી બોલ્યા, 'અરે, આ તો અડધો જ પત્ર છે! શું થયું?'

માસ્તરે પોસ્ટકાર્ડ આંખની નજીક આણ્યો. બે વાર બબડીને વાંચ્યો પછી પૂછ્યું, 'અરે રામા, મુંબઈમાં તારી બહેન હતી?'

'હા, ધોંડાબાઇ.'

'અરે એ ગયે મંગળવારે દેવલોક થઈ. આજે દસ દિવસ થયા.'

'અરે ભગવાન! ધોંડાબાઈ ચાલી ગઈ! શું કહો છો?' પિતાજીએ અચંબાથી કહ્યું, 'માસ્તર, આખો કાગળ વાંચો ને!'

માસ્તરે એકેએક શબ્દ અલગ અલગ કરીને વાંચ્યો,

'રામા તાત્યા મહારને દંડવત,

તારી બહેને ધોંડોબાઇને ભગવાનનું નેડું થયું. સૂચના આપું છું.'

માસ્તરે પોસ્ટકાર્ડ પિતાજીના શરીર પર ફેંક્યો. પિતાજી ચૂપ થઈ ગયા. ગરદન ઝુકાવીને પગથિયાં પરથી ઊઠયાં. અનેચાલવા લાગ્યા. રસ્તે આંખે આવેલાં ઝળઝળિયાં લૂછ્યાં. △

ઘણી ખરી ભલામણચિઠ્ઠી શયતાન જ લખે છે.



મિકેનિક તો સ્વપ્નાંને પણ ઓજાર રૂપે જ જુએ!



મોટામાં મોટા સિક્કા કરતાં મોંઘવારી વધારે કીંમતી છે.



બધાં ઘાસતરણાં પર તો સૂરજ જ લખી શકે!

# હીરાજડીત મંદિરોના દેશમાં □ સ્ટીફન લોકનર

દુનિયાના લોકો અમને સીધાસાદા, કલ્પનારહિત અને મહત્ત્વાકાંક્ષા વગરના માણસ માને છે. અમારા દેશમાં કોઈ ઉલ્લેખનીય કુદરતી સંપત્તિ ન હોવાને કારણે વિજેતાઓ અને વેપારીઓના કોલાહલનો અમારે ક્યારેય સામનો કરવો પડયો નથી. અહીં કોઇ મહાપુરુષ કે ખેરખાંનું એકેય, કાંસાનું બાવલું નથી. અમારે ત્યાં તેનું સ્મારક રચવું પડે એવું કોઈએ કંઈ જ કર્યું નથી.

અમારી રાજધાની મય લેંગુરના માર્ગો પર ઘોડેસવારો અને ઘોડાગાડીઓની દોડધામ નહીં જોવા મળે. અને અહીંના માર્ગો કોઈ મહાનગરના માર્ગોની જેમ ખરાબ રીતે રોળાયેલા ખૂંદાયેલા નથી. એક અજબ જેવી શાંતિ અહીં વ્યાપેલી છે અને અમારા પ્રિય ગીતના શબ્દો છે:

**અમારા દેશ પર ઈશ્વરની કૃપા રહે,**
**પ્યાલી અને મધપુડામાં મધ રહે.**
**અમને યશ ન લોભાવે, ન બોલાવે દૂર ક્ષિતિજ,**
**તારાઓની છાયામાં અહીં બધું જ છે ભરપુર.**

તો પછી, હું એકલો જ કેમ અહીં અસંતુષ્ટ છું? આમ તેમ ભટકવા અને ફરવાને માટે જાણે મારાં અંગ ફરકતાં રહે છે. જ્યારે હું મારી પત્ની લિસાને મારી અકળામણભરી આકાંક્ષાઓ વિશે ફરિયાદ કરું છું ત્યારે એ સહાનુભૂતિપૂર્વક શિર હલાવીને રહી જાય છે. હું જાણું છું કે, એના ખ્યાલ પ્રમાણે હું એવો જ છું. પણ એ મારો વિરોધ પણ નથી કરતી. મને પૂર્ણ વિશ્વાસ છે કે, મારી લિસા મને ચાહે છે.

હું લિસા સાથે મારા ઘરની બાલ્કનીમાં ઊભો હતો. નીચે રસ્તા પર પવિત્ર ભિક્ષુઓની એક મંડળી જોર જોરથી પશ્ચાત્તાપભર્યું ગીત

ગાતી પોતાનાં કૃશ–ક્ષીણ શરીરે જાતે કોરડા વીંઝતી પસાર થતી હતી. બજારના ચોકમાં પહોંચીને એ કોઈ વિદેશી ભાષામાં ભજન ગાતી ભિક્ષા માગવા લાગી. જોતજોતાંમાં તમાશબીન લોકો આમ તેમ થઈ ગયા. ચોક ખાલી થઈ ગયો અને ભિક્ષુઓએ જ્યારે જોયું કે, અમારી તરફ કોઈ ધ્યાન આપતું નથી ત્યારે એમણે શરીરે કોરડા વીંઝવાનું બંધ કરી દીધું.

રાત પડી. અંધકારની સાથે ટાઢ વધવા લાગી, ત્યારે મારી પત્નીને એ લોકો પર દયા આવી. એ લોકો ચારે તરફથી ખુલ્લા ચોકમાં એક-બીજાને અડીને, સંકોચાઈને બેઠા હતા. અમે એમને અમારા મકાનના પાછલા ભાગમાં આવેલા શેડમાં લઈ આવ્યા. લિસાએ એમને થોડુંક ખાવાનું આપ્યું, તે એ ભૂખ્યાઓ તરત ખાઈ ગયા. પછી મેં એમને થોડો શરાબ આપ્યો. હું ઈચ્છતો હતો કે, શરાબ પીધા પછી એ લોકો સંકોચનો પરદો દૂર કરે, અને પોતાને વિશે કહે. નવી નવી ખબરો તથા નવા નવા લોકો વિશે જાણવાનો મને પહેલેથી જ રસ છે.

ભિક્ષુઓએ કહ્યું કે, અમે કોરમોરેન્ડલથી આવીએ છીએ. સુદૂર પહાડોની પેલી મેર આવેલો અમારો દેશ અદ્દ્ભુત છે. એટલું કહેતાં તો એ એટલા આત્મવિભોર થઈ ગયા કે હું એમને જોતો જ રહી ગયો.

એ લોકો કહેતા ગયા, 'કોરમોરેન્ડલમાં હરક્ષણે સ્વર્ણિમ સંગીત ગુંજ્યા કરે છે. ચારે તરફ ભવ્ય મંદિરો અને સુંદર પ્રતિમાઓ નજરે પડે છે. મંદિરોનાં કળશોમાં જડેલા હીરા પોતાની ચમકની છટાથી અદ્દ્ભુત વાતાવરણ રચે છે. ત્યાંની કુમારિકાઓ અતિ ચુસ્ત, સ્ફૂર્તિલી અને અતિ સુંદર છે. મંદિરના આંગણે ઊભેલાં વૃક્ષો અપૂર્વ સ્વાદવાળાં ફળોથી લચેલાં રહે છે, અને ત્યાંથી પસાર થનારાઓને જાણે એ ફળો પોકારી પોકારીને કહે છે–'અમારા પર દયા કરો, અમને તોડી લો...

'અને અમે આ વાહિયાત શેડમાં પડ્યા છીએ! દયાળુ મિજબાન, અમને ક્ષમા કરો, તમે અમને જે ખવડાવ્યું, તે ઘણું સારું હતું, પરન્તુ

કોરમોરેન્ડલનાં એ અપૂર્વ સ્વાદવાળાં ફળોની સરખામણીમાં એ કંઈજ નથી!'

'ત્યારે તમે લોકો તમારા દેશની વિરુદ્ધ દિશામાં કેમ યાત્રા કરો છો?' મેં જાણવા ચાહ્યું અને એ ભિક્ષુઓએ જણાવ્યું કે, 'અમને સ્વર્ગીય સુખોથી ભરપુર એ અનુપમ દેશમાંથી કાઢી મૂકવામાં આવ્યા છે. અમે ત્યાં કદી પાછા ફરી શકીએ એમ નથી. કેમ કે ત્યાંના વડા પૂજારી સાથેની ધર્મચર્ચામાં અમારાથી થોડી ભૂલ થઈ ગઈ હતી. એમની નજરમાંથી અમે ઊતરી ગયા છીએ.'

એ રાતે હું ઊંઘી શક્યો નહીં. બીજી રાતે પણ મારી આંખો મીંચાઈ નહીં. હીરેમઢયાં મંદિર, કળશ અને અપૂર્વ સ્વાદવાળાં ફળોથી ઝૂકેલાં વૃક્ષો વારંવાર મારા વિચારોમાં આવ્યાં કર્યાં. મારામાં તીવ્ર વ્યાકૂળતા ઘર કરી ગઈ, અને હું જાણી ગયો કે, જ્યાં સુધી હું કોરમોરેન્ડલ પહોંચીને ત્યાંના સ્વર્ણિમ સંગીતમય વાતાવરણમાં શ્વાસ નહીં લઉં ત્યાં સુધી મારી વ્યાકૂળતા મટે એમ નથી. મારા રખડુ મનને ચેન નહીં વળે.

સૂર્ય ઊગતાં પહેલાં મેં મારી પત્નીને મારો નિર્ણય સંભળાવ્યો, 'મેં નક્કી કર્યું છે કે, આ હાસ્યાસ્પદ અને સંકીર્ણ વિચારના મય લેંગુર શહેરને છોડી દેવું અને પવિત્ર કારમોરેન્ડલની યાત્રા કરવી.' લિસાએ શાંતિપૂર્વક માથું હલાવી કહ્યું, 'તમારી એવી જ ઇચ્છા હોય તો હું પણ તમારી સાથે આવીશ.'

અમે એ પવિત્ર ભિક્ષુઓમાંથી એકને સાથે આવવા સમજાવી લીધો. મેં તરત મારું ઘર વેચી નાખ્યું. મીઠું, એક બહુમૂલ્ય મોતી, સોનું, ખોરાકની ચીજો અને બીજી જરૂરિયાતો ખરીદી લીધી. મારા માર્ગદર્શક ભિક્ષુ સારિયકસને માટે મજબૂત જોડા અને ગરમ કપડાંની વ્યવસ્થા મેં કરી. બે ખચ્ચર પર બધો સામાન લાદીને આખરે અમે એ તીર્થયાત્રા પર નીકળી પડ્યા, અને સાથે ત્રણ રોજિયા મજૂર પણ લઈ લીધા.

ભિક્ષુ સારિયકસ પાસેથી અમે કારમોરેન્ડલના રહેવાસીઓનાં પ્રચલિત નામો જાણી લીધાં, અને તે પ્રમાણે અમે જોફ્રી અને લિસામાંથી લોબસંગ અને પરિગ્રિના બની ગયાં હતાં. ત્રણ દિવસો સુધી હર્યાંભર્યાં ચરિયાણો અને દ્રાક્ષની વાડીઓવાળા વિસ્તારોમાંથી પસાર થતા રહ્યા, પછી ધીરે ધીરે ઉજ્જડ જગ્યા આવવા લાગી. અમે એક કીચડભરી દુર્ગંધમય નદીના કાંઠે આવી પહોંચ્યાં. ત્યાં અજબ જેવી ઉદાસીનતા છવાઈ ગઈ હતી. અમારા માર્ગદર્શક ભિક્ષુએ કહ્યું કે, ખીણમાં રહેનારા ધંધે લૂંટારા છે. પણ નિયમના ભારે પાકા છે. કોઈને હોડીમાં નદી પાર કરાવે છે ત્યારે બદલામાં એની પાસે હોય તે કીમતી ચીજ લઈ લે છે. પણ લે છે માત્ર એક જ વસ્તુ.'

'એ આપણી પાસે કઇ ચીજ માગશે ?' મારી પત્નીએ પૂછ્યું.

'હું જાણું છું–' ભિક્ષુ સારિયકસે કહ્યું, 'એ બદલામાં તમારી માગણી કરશે, શ્રીમતી પેરિગ્રિના !' હું ગુસ્સે થઈ ગયો. 'તેં મને પહેલાં કેમ ન કહ્યું ? આપણે કોઈ બીજા માર્ગે જતે !'

'બીજો કોઈ જ માર્ગ નથી. આ નદીને પાર કર્યાં પછી જ કારમોરેન્ડલ જઈ શકાય છે.'

'ત્યારે આપણે પાછા ફરીશું–' મેં નિર્ણય સંભળાવ્યો, 'હું મારી પત્નીનો વિરહ નહીં સહી શકું.'

પેરિગ્રિનાએ પૂછ્યું કે શું તરીને કે ચાલીને સામે પાર ન જઈ શકાય ? પણ નદીમાં કીચડ ઘણો હતો અને ભયંકર ઝેરી જંતુઓ બેશુમાર હતાં.

મારી પત્ની જાણતી હતી કે, કારમોરેન્ડેલ પહોંચવાને માટે હું કેટલો વ્યાકૂળ હતો. એ આગળ વધી અને નદીના ગંદા પાણીમાં કૂદી પડી. એ બોલી, 'ચાલીને જ નદી પાર કરીશ.'

'થોભો !' ભિક્ષુ બોલ્યો, 'જળો તમારું બધું લોહી ચૂસી જશે.' પણ પેરિગ્રિના ચાલતી રહી એટલે ભિક્ષુ પણ નદીમાં ઊતરી પડયો.

કીચડમાં ખૂંચતો, લથડિયાં ખાતો મારી પત્નીની પાસે પહોંચ્યો અને એને ઉપાડીને પોતાના ખભે બેસાડી, અને સામે કિનારે જવા લાગ્યો. આ તરફ બેઠેલા લુંટારા બધું જોતા હતા. ઘાંટા પાડતા તેઓ નાવમાં ભિક્ષુની પાસે પહોંચ્યા. એમણે મારી પત્નીને નાવમાં ખેંચી લેવાની કોશિશ કરી પણ ભિક્ષુએ એમને મારી મારીને દૂર રાખવાના પ્રયત્નો કર્યા. એ ભારે પ્રયત્ને પગ ઘસડતો મારી પત્નીને ઉપાડીને સામે પાર પહોંચી ગયો. ત્યાં પહોંચતાં જ બંને પડયાં.

લુંટારાઓની નાવમાં હું બધા સેવકો અને ખચ્ચરો સાથે સામે કિનારે પહોંચ્યો. બદલામાં એમણે મેં એમને મારી પાસેનું કીમતી મોટી આપ્યું. એમણે પોતાની ચુંગાલમાંથી છટકી ગયેલી મારી પત્નીની સામે લોલુપ નજરે જોયું. મોતી લઇ લીધું, અને અમને જવા દીધાં.

ભિક્ષુ પોતાના પગે ચોંટેલી જળોને દૂર કરવાનો પ્રયત્ન કરતો હતો. એની શકિત ધીરે ધીરે ક્ષીણ થતી જતી હતી. લુંટારું નાવિકોએ એના શરીરે જડીબુટ્ટીઓનો લેપ કર્યો, એને દૂધ પીવડાવ્યું, પણ બધું નકામું.

'હવે તમારે બંનેએ એકલાં જ માર્ગ શોધવાનો છે,' ક્ષીણ સાદે એ બોલ્યો અને ભિક્ષુએ આંખ મીંચી દીધી. અંતિમ ક્ષણોમાં એની આંખો પેરિગ્રિના પર મંડાયેલી હતી. મને વિશ્વાસ છે કે, એ પવિત્ર ભિક્ષુના મનમાં મારી પત્નીને માટે એક અપૂર્વ સ્નેહ જન્મ્યો હતો.

પછી અમે ભોમિયા વિના જ અમારો પ્રવાસ ચાલુ રાખ્યો. અમે ભિક્ષુએ બતાવેલી દિશામાં એના કહેવા પ્રમાણે આગળ વધ્યાં.

મય લેંગુરથી રવાના થયે મહિનાઓ થઇ ગયા હતા. પ્રવાસ વધારે ને વધારે કષ્ટકર થતો જતો હતો. અમારે એક ખચ્ચર વેચી દેવું પડયું. બીજા પર પેરિગ્રિના બેસતી હતી. હવે એનાથી માર્ગની મુશ્કેલીઓ વેઠાતી નહોતી. સામાન અમે પોતે ઉપાડીને ચાલતા હતા.

કેટલો સમય વહી ગયો ? કદાચ એક વર્ષ. અજાણ્યો દેશ, અજાણી વનસ્પતિ, ઋતુ યે અજાણી. દિશા–કાળ, કશાનો જ અમને ખ્યાલ નહોતો.

અસંખ્ય મુસીબતોમાંથી પસાર થતાં અતિ દયનીય સ્થિતિમાં અમારા લક્ષ્યની નજીક પહોંચ્યાં ત્યારે સામાનને નામે અમારી પાસે કંઈ જ રહ્યું નહોતુ. પરંતુ અમે કારમોરેન્ડલ પહોંચી ગયાં હતાં.

અદ્‌ભુત ઉર્વર ભૂમિ! નજર પડતી ત્યાં રંગબેરંગી ફૂલ, મનહર હરિયાળી અને ફળોથી લચેલાં વૃક્ષ હોય. પછી અમે ક્ષિતિજે દેખાતાં મંદિરોના હીરાજડીત કળશો જોયાં. અદ્‌ભુત સ્વર્ગમય કારમોરેન્ડલ!

સ્વપ્નમાં ખોવાયેલા માણસની પેઠે અમે ભવ્ય મંદિરો અને સોહામણી પ્રતિમાઓ જોતાં આગળ ધપતાં હતાં. સ્વર્ણિમ સંગીત સાંભળતાં હતાં. અમારા શરીરે ભિખારી જેવાં ચીંથરાં રહી ગયાં હતાં પરંતુ બહુમૂલ્ય અને ભભકાદાર પોશાક પહેરેલા ત્યાંના નાગરિકોએ ભારે સન્માન સહિત અમારું સ્વાગત કર્યું. અમને નવડાવ્યાં, સુગંધી લેપ કર્યાં, ઉમદા કપડાં પહેરાવ્યાં. પછી અત્યંત નમ્રતાપૂર્વક કહ્યું, 'અમારા મહાપુરોહિત અને શાસક તમને બનતી તકે મળવા માગે છે.'

મને અને મારી પત્નીને ત્યાંના સૌથી મોટા અને ભવ્ય મંદિરમાં એ વૃધ્ધ મહાપુરોહિત પાસે લઈ જવામાં આવ્યાં. અમે એમને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. પણ એમણે અમને ઊઠવા અને પાસે બેસવા સંકેત કર્યો. અમારે માટે સુગંધિત ચા આવી. પછી મહાપુરોહિતે તમામ પૂજારીઓ અને સેવકોને બહાર મોકલી દીધા, અમે ત્રણ જ ત્યાં રહી ગયાં.

'તમે ક્યાંથી આવો છો?'

સુદૂર એક બહુ જ તુચ્છ અને મહત્ત્વ વગરના શહેરથી.'

'પણ, તમારા એ શહેર, દેશનું નામ શું?'

'મય લેંગુર!'

'મય લેંગુર!' વયોવૃદ્ધ મહાપુરોહિત, સર્વોચ્ચ શાસક ઊભા થઈ ગયા. એમના ચહેરે આશ્ચર્યનો ભાવ તરી રહ્યો. 'શું આમ બનવું શક્ય છે? મય લેંગુરના રહેવાસી અમારે ત્યાં આવે!' અને તે ધ્રુજતા અમારે ત્યાંના લોકપ્રિય ગીતની પંક્તિઓ ગાવા લાગ્યા...અને પૂછ્યું,

કંઈક આવું જ છે ને તમારું રાષ્ટ્રગીત? શું હું બરાબર ગાઈ શક્યો!'

'બિલકુલ બરાબર! પણ અતિ સાધારણ ગીત તમારા પવિત્ર હોઠો પર આવવા લાયક નથી.'

'મારા હોઠ પર આવવા લાયક નથી? બ્રહ્માંડના સૌથી વધારે મહિમાશાળી નગરનું ગીત મારા હોઠ પર આવવા યોગ્ય નથી?

'પરન્તુ તમે...અમે સમજી શકતાં નથી.'

વયોવૃદ્ધ મહાપુરોહિતે ઝૂકીને અમારા વાળ સૂંઘ્યા, અમારા કપાળને હેતથી પસવાર્યાં, 'તો આવા છો તમે લોકો! સૃષ્ટિના એ અનુપમ દેશના નિવાસી, જ્યાં આજે પણ શાંતિ, સંતોષ અને સ્વાતંત્ર્યનું સામ્રાજ્ય છે! અહીં તો દરેક ચીજ અનુષ્ઠાનો અને ઔપચારિકતા સાથે બંધાયેલી છે. દિવસરાત શ્લોકો અને મંત્રોનો ધ્વનિ! દરેક પોશાકમાં ઘુઘરી-ઘંટડીઓ. જ્યાં યે જવું હોય કે બસ સરઘસ, નગારાં અને તુરઈઓ! પરંતુ તમારે ત્યાં સ્વાભાવિક ભક્તિભાવના છે. સ્વતંત્ર, બંધનરહિત. મેં મય લેંગુરમાં વિરાજતી શાંતિ અને સંતોષ વિશે સાંભળ્યું છે. હું પણ એવી જ શાંતિ ને સંતોષ સાથે રહી શક્યો હોત તો કેવું સારું! મારી ઇચ્છા પ્રમાણે બોલી શકતે તો કેવું સારું! મારાં વસ્ત્રોની પસંદગી પોતે કરી શકતે, સ્વચ્છંદ હરીફરી શકતે, નિર્દ્વંદ્વ નિશ્ચિંત રહી શકતે. હું તો અહીં અસંખ્ય અનુષ્ઠાનોની જંજીરથી જકડાયેલો છું.'

'મય લેંગુર!' મહાપુરોહિતે એક દીર્ઘ ઉચ્છ્વાસ વચ્ચે કહ્યું, 'ચોક્કસ જ તે સંસારનું ઉત્તમ સ્થળ છે—સર્વાધિક વંદનીય અને સ્પૃહનીય દેશ!' 

ખોવાયેલા સિક્કા પર પણ સચવાયેલા સિક્કાની જ છાપ હતી!

# મા

△
△
△
△ ઝકિયા આબિદ

એ અગિયાર નંબરની બસમાંથી ઊતરી. ઘેરી ભૂરી આંખો, લાંબી આછી પાંપણ, બદામી રંગ, ઊંચું નાક અને પાતળા ગુલાબી હોઠ. એણે એક ગુલાબી કપડામાં વીંટાયેલું કશુંક છાતીએ ચાંપી રાખ્યું હતું.

ફૂટપાથ પર એક ઊંચી કદનો નવયુવાન ઊભો હતો. કાળું પેન્ટ, સફેદ ખમીશ, લાલ ટાઈ એના ઉજળા ચહેરાને, ઉજાગર કરતાં હતાં.

છોકરીએ એના પર નજર કરી ધારીને જોયું. એની ભૂરી આંખ ચમકી ઊઠી. એ ક્ષણભર થંભી, પછી આગળ વધી.

યુવાન વિચારમાં પડી ગયો. આ સ્મિત પરિચિત લાગે છે. મને કેટલા ધ્યાનથી જુએ છે! પણ આ યુવતીને મેં ક્યારેય જોઇ હોય એવું લાગતું નથી! સ્કૂલમાં? ના. કોલેજમાં? ના. તો પછી એ કોણ હતી? એ લોકોની ભીડમાંથી બહાર નીકળ્યો. યુવતીએ ફૂટપાથ નીચે પગ મૂકયો, અને થોભી, જાણે કોઈની રાહ જોતી હોય એમ. એણે યુવાનને જોયો, સ્મિત કર્યું અને ચાલવા લાગી.

એ રસ્તો પસાર કરી ચૂકી અને બીજા ફુટપાથ પર ચાલવા લાગી. વીજળીના થાંભલાં નીચે જઈને એણે ફરી યુવક સામે જોયું.

નવયુવાને વિચાર્યું: આ પણ બોલાવવાની એક રીત છે. હવે એને માટે થોભવું મુસ્કેલ હતું. એ રસ્તો ઓળંગીને યુવતીની પાછળ ચાલવા લાગ્યો.

યુવતી ચાલી જતી હતી. એક મોટી હોટલની નજીક પહોંચીને એણે ફરી ફૂટપાથ તરફ જોયું. યુવકે સ્મિત કર્યું–મને જ શોધે છે...

હવે તો બંને વચ્ચે દસેક પગલાંનું જ અંતર રહ્યું હતું. એને ભય પણ લાગ્યો કે ક્યાંક આમાં ફસાવા જેવું ન હોય! પણ યુવતીના મોઢે ભોળપણ સ્પષ્ટ દેખાતું હતું. એણે એના મનનો સંશય દૂર કર્યો. એ યુવતીની સાથે સાથે ચાલવા લાગ્યો. પોતાની નજીક પગરવ સાંભળીને યુવતીએ પાછળ જોયું. યુવકે અનુભવ્યું કે આ નારાજ નથી.

કેટલાયે રસ્તા પસાર થઈ ગયા. પછી સાંકડી ગલીઓ આવી. યુવતી ચાલ્યે જતી હતી.

સહસા યુવતીએ છાતીસરસું ચાંપી રાખ્યું હતું તેમાં કશીક હિલચાલ થઈ. યુવકે જોયું : એમાં નાનકડું બાળક હતું.

શું આ બાળક એનું છે? એનું ન હોય તો એની પાસે શા માટે હોય? આ કોણ છે? ક્યાં જાય છે? યુવકના મનમાં ઘણા પ્રશ્નો થયા. એને થયું કે પાછો ફરું, પણ એ ઘણે દુર સુધી આવ્યો હતો. આ વખતે એક પણ વાર, યુવતીએ ફરીને જોયું નહીં. એ કશા ઈરાદા વિના એની સાથે ચાલતો હતો.

છેવટે યુવતી એક મકાન પાસે ઊભી. એણે બાળકને સ્કંધે લીધું અને પગથિયાં ચઢવા લાગી.

'સાંભળો તો...'યુવકે કહ્યું, 'તમે મને શા માટે જોતાં હતાં?'

'જી, નહીં...' યુવતીએ ગભરાઈને કહ્યું, 'હું વિચારતી હતી કે...કે મારો દીકરો પણ ક્યારેક તમારા જેવો યુવાન થશે ..'

યુવાન આંચકાભેર પાછળ હટયો જાણે એ એક કલાકથી પોતાની માનો પીછો કરતો હતો. ☐

મોટામાં મોટા સિકલ કરતાં મોંઘવારી વધારે મોંઘી છે.



અધૂરો પોશાક સીવવા માટે ય પૂરેપૂરો દરજી જોઈએ!

# આદર્શ




△ રતિલાલ 'અનિલ'

આદર્શ એટલે ગાંધારીની આંખે બાંધેલા પાટા નહીં.

આદર્શ એટલે અપ્રિયના દર્શનદુ:ખથી દૂર રહેવા સ્વેચ્છાએ સ્વીકારેલો અંધકાર નહીં.

આદર્શ એટલે અપ્રિય સ્મરણ ચિત્તને વ્યાકૂળ કરી મૂકતાં હોય ત્યારે સ્મૃતિથી અલિપ્ત રહેવાની સ્થિતિ નહીં.

આદર્શ એટલે કશુંક જ્ઞાન હચમચાવી મૂકતું હોય ત્યારે એનાથી અજ્ઞાત રહેવાના પ્રયત્નો નહીં.

આદર્શ એટલે જે શક્ય શ્રેષ્ઠ છે તેને જીવાડવા માટે અશ્રેષ્ઠ તરફથી ફેરવી લીધેલી નજર નહીં.

આદર્શ એટલે ક્યારેક સિદ્ધ થઈ શકનારી સ્થિતિના ચિંતનમાં એને જ નિરર્થક કરી મૂકતી કોઈ વાસ્તવિકતાનો વિચારવિહીન ઈન્કાર નહીં.

આદર્શ એટલે દુ:ખદ જાગ્રતિને ભૂલવા માટે સ્વીકારેલી અભાનતા નહીં.

આદર્શ એટલે 'હશે'ના સ્વીકાર માટે 'છે'નો ઇન્કાર નહીં.

આદર્શ એટલે શ્રેષ્ઠનો આગ્રહ, પણ જેનો આગ્રહ જ નથી તે અશ્રેષ્ઠથી કરેલું પલાયન નહીં.

આદર્શ એટલે આવતી કાલ નહીં, પણ જેમાંથી આવતી કાલ જન્મવાની છે તે આજને આવતી કાલ સુધી સાતત્યપૂર્વક જીવીને શ્રેષ્ઠની દિશામાં કરવાનું પ્રયાણ.

આદર્શ એટલે ગઈ કાલ નહીં, કેમ કે ઇતિહાસ ગમે એટલો ઉમદા હોય તો યે તે વીતી ગયેલું જીવન છે, અને આદર્શનો નિર્ણય તો જીવનના છેલ્લા શ્વાસે થવાનો છે કે અંતિમે શું ?

આદર્શ એટલે કલ્પિત સ્વર્ગ નહીં, અથવા કલ્પિત સ્વર્ગના આગ્રહમાં વાસ્તવિક જગતનો અંધ અસ્વીકાર નહીં.

આદર્શ એટલે અપ્રિયના અસ્તિત્વ સમયેની અકર્મણ્યતા નહીં.

આદર્શ એટલે આવતી કાલની પ્રસન્નતા માટેની આજની ઉદાસીનતા નહીં.

આદર્શ એ અપથ્ય ખોરાક વખતેનો અપવાસ હોય ખરો, પણ ઉત્તમ ખોરાકનાં આગ્રહ માટે સાદા ખોરાકનો ઇન્કાર નહીં.

આદર્શ એટલે અસાધારણ સ્થિતિની અપેક્ષાએ સહજ સ્થિતિનો અંધ નકાર નહીં.

આદર્શ એટલે વિદ્યા, પ્રતિષ્ઠા અને બહુમાન દ્વારા જ ઓળખાતું અસ્તિત્વ નહીં.

આદર્શ એટલે કોઇ એક વર્ગ કે વર્ણે જે શ્રેષ્ઠ ગણ્યું હોય તે જ નહીં.

આદર્શ એટલે કોઈ અમુક વર્ગ જેને આદરણીય ગણે છે તે જ નહીં, પણ જે અસીમ સુધી એક સરખો જેનો ભાવ અનુભવાય તે.

આદર્શ એ કોઈ વસંત જેવી એક જ ઋતુ નથી, પણ જેમાં તમામ ઋતુઓનો સમાવેશ થાય છે તે સર્વ અવસ્થાએ અનુભવાતો 'સમય' છે.

આદર્શ એટલે સમસ્તનું ઉર્ધ્વીકરણ, ખાડાની નજીક ઊભેલો ટેકરો નહીં.

આદર્શ એ કોઈ સંજ્ઞા નથી, અનુભૂતિની સ્થિતિ છે.

આદર્શ એ કોઈ માન્યતા નથી, પણ પોતાને જ અનુભવાતો ભાવ છે.

આદર્શ એ સ્વીકાર અસ્વીકારના દ્વંદ્વથી પર એવી દૃઢ પ્રતિતિ છે.

આદર્શ એ ઉનાળાનો શીતળ પવન છે તો શિયાળે અંગીઠીની ઉષ્મા પણ છે.

પ્રત્યેક સ્થિતિમાં જેના દ્વારા આનંદની સ્થિતિ જળવાતી અને દૃઢ થતી હોય તે આદર્શ સ્થિતિ છે.

આસપાસ રુદન ચાલતું હોય ત્યારે અલિપ્ત રહી જાળવેલો આનંદ એ આદર્શ નથી, કેમ કે ઉપેક્ષા નહીં, પણ સહાનુભૂતિ અને સમસંવેદન એ માણસનો આદર્શ છે.

આદર્શ ધારણ કરી શકાતો નથી, પણ એને અંગભૂત અને આત્મસાત કરવાનો રહે છે.

માણસ જે ગ્રહણ કરી શકે છે અને નિર્મળ આનંદ પામી શકે છે એ એને માટે આદર્શ છે.

જેના ગ્રહણથી એ ઉર્ધ્વ સ્થિતિને પામતો હોય તે એનો આદર્શ છે.

હોવું એ માત્ર સત્ય નથી, કેવા હોવું એ આદર્શ સત્ય છે. પણ આદર્શ સત્યના આગ્રહમાં હોય, તેનો ઇન્કાર આદર્શ નથી.

અંધકારનો અસ્વીકાર અંધકારનો ઇન્કાર કરવામાં નહીં પણ દીવો પેટાવવા અને ફુંકાતા વાયરા વચ્ચે એને અક્ષુણ્ણ રાખવાના પુરુષાર્થમાં છે.

આદર્શ એટલે માન્યતાને વાસ્તવિક બનાવવાનો અખંડ પુરુષાર્થ, માન્યતાને આપેલો શાબ્દિક ટેકો નહીં.

ઇતિહાસને રાગોટા અને આવતી કાલનાં સોનેરી સ્વપ્નાં જ જુઓ ત્યારે સમજજો કે, સનાતન આદર્શને સમજ્યા જ નથી! □

**એક કાવ્ય △ અરવિંદ ગજ્જર**

સૂકી ભઠ રેતનું તળાવ એક ઝૂલતું
'ને સારસના ડૂબેલા ટૌકા;
સાવ સુક્કા ખેતનું ડૂંડૂં એક ડોલતું,
'ને માણસના ઊગેલા પંજા.
સૂના સાવ પંથમાં પગલું એક ઝૂરતું
'ને ગામભણી દોડેલા ચીલા;
મસમોટા પાદરમાં થોર એક મ્હોરતો
'ને ખાંભીના કોડ થતા લીલા.
ઠાલીઠમ કૂવામાં કપોત એક ઘૂરતું,
'ને એકાંતના હાથ થતા ઢીલા!

# કલાકારનું ધ્યેય

△ રેઈનર મારિયા રિલ્કે
અનુ. વિજય શાસ્ત્રી

'**કલા** નવરાશના કલાકોમાં થતી પ્રવૃત્તિ છે, જ્યારે માનવી સરકારી કચેરીના કામકાજમાંથી મુક્ત થાય છે ત્યારે' વગેરે વગેરે. મારા સંબંધીઓને ખૂબ જ પ્રિય એવા ઉપરોક્ત રૂઢપ્રયોગોનો હું શરૂથી જ વિરોધ કરતો આવ્યો છું અને આવો વિરોધ કરવામાં હું જરાયે ખોટો નહોતો એમ દિનપ્રતિદિન વધુ ને વધુ સ્પષ્ટપણે અનુભવતો જાઉં છું. આવા રૂઢપ્રયોગોની મને બહુ જ બીક લાગે છે. મારી માન્યતા, મને લાગે છે કે, આ છે—વ્યકિત અ-શેષપણે સ્વને—પોતાની સઘળી ઇચ્છાઓ અને મૂલ્યો સહિત કલામાં રેડી નથી દેતી તે કદીય સર્વોચ્ચ ધ્યેય હાંસલ કરી શકતી નથી. એને કલાકાર કહેવાય જ નહીં. અને હવે જો હું આ અર્થમાં મારી જાતને કલાકાર તરીકે અનુભવું તો એમાં જરાય આપબડાઈ નથી કરતો.

સામર્થ્ય અને પ્રગલ્ભતાને વિશે હું નિ:સત્ત્વ અને અસ્થિર હોવા છતાંય પ્રકાશિત ધ્યેય તરફ તો સભાન જ છું અને પ્રત્યેક સર્જનાત્મક પ્રવૃત્તિ મારે મન ગંભીર, ગૌરવપ્રદ તેમ જ સાનુકૂલી છે. આત્મસમર્પણ તરીકે નહીં પણ વિશિષ્ટ શકિત ધરાવતી વ્યકિતએ પોતાની જાત તેમ જ પોતાને વીંટળાઈને રહેતા વાત આવરણ સાથે કરવા પડતા સંગ્રામને ખાતર કલાને હું મહાન પ્રવૃતિ ગણું છું. આવા સંગ્રામ વડે વ્યકિત શુધ્ધહૃદય બની સર્વોચ્ચ ધ્યેય પ્રતિ આગળ ધપી શકે છે અને ઉત્સવના એક રળિયામણા દિવસે પ્રાપ્ત કરેલ ભવ્ય અને આખરી વિજયના સઘળા અનુ-ગામીઓને કશુંક આપવા માટે પોતાની મુઠ્ઠીઓ ભરી દઈ શકે છે. પણ આવું કરવું એ તો અખણ્ડ માનવીનું ગજું! થોડાક ફુરસદિયા કલાકોનું નહીં જ. △

(રિચર્ડ એલમાન/ચાર્લ્સ ફિડલસન સંપાદિત 'ધ મોડર્ન ટ્રેડીશન' ના પૃ૦ ૧૭૨ પરના 'ધ મિશન ઓફ ધી આર્ટીસ્ટ' ગદ્યખણ્ડનો અનુવાદ.)

# ખંડિત સ્વપ્નના ચાર અવશેષ

કિસન સોસા

૧

એવા વળાંક પર હવે ઊભો છે કાફલો
અહિંથી જવાય રણ તરફ, અહિંથી નદી તરફ
અહિંથી હું શ્વેત શ્વેત કંઈ સ્વપ્ને લચી શકું
અહિંથી હું અંધકારની ખીણે ખરી શકું
અહિંથી હું ભવ તરી શકું–અહિંથી ડૂબી શકું
અહિંથી જવાય ક્ષણ તરફ, અહિંથી સદી તરફ
અહિંથી જવાય રણ તરફ, અહિંથી નદી તરફ
અહિંથી ઉમંગ ઊડતા અવસરમાં જઈ વસું
કે કાળમીંઢ વેદનાના દરમાં જઈ વસું
અહિંથી હું કબ્રમાં કે પછી ઘરમાં જઈ વસું
અહિંથી જવાય હમણાં–તરફ, અહિંથી કદી તરફ
અહિંથી જવાય રણ તરફ, અહિંથી નદી તરફ....

૨

ઝળહળતા જળની છાલકો ઊડી રહી મને
જોઇ રહ્યો નદી ભણી હું જઈ રહ્યો, અને
લખાવી હાથ ને નદી બથમાં ભરી લીધી,
ટાઢક વળી યુગોથી આ જલતા શરીરને.
હું જોતજોતાંમાં ધવલ સ્વપ્ને લચી પડયો,
સપનાંઓ વાંસળી વગાડે વાંસના વને.

જળની સુગંધથી સતત છલકાય શ્વાસશ્વાસ,
ધીમો પ્રવાહ સાંભળું છું ઓશિકા કને.
લીલેરાં તૃણ–શો સતત ઝૂકી રહ્યો છું હું,
ચારે તરફથી નીર વહે સ્પર્શતું મને.
સપનોનાં આંગણામાં ઝીણાં જળનાં ઝાંઝરે,
ગાતી મેં સાંભળી મારી વ્હાલી નદી તને!

૩

ધોળીશ કેસરે, ડિલે ચોળીશ પીઠીએ,
સૂરજ કરી લલાટનો વેરીશ સેંથીએ.
રાખીશ લીલી બાંધણીની શીળી છાંયમાં,
તડકો ન આવવા દઈશ ક્યારેય કેડીએ.
ચંદનથી ભીંત લીંપશું, ચંદરવો ટાંકશું,
માંજેલ રાખશું તને માંજેલ મેડીએ.
મલકીને મીઠડું મને મેંદીનો રંગ દો,
રણકી ઊઠો રે રાજ, થૈ રણકાર ચૂડીએ.
હાથે કરીને રોજ રોજ હારી જશું અમે;
હાલો ને રાજ, ઢોલિયે ચોપાટ ખેલીએ.
ભોજન વટાવી વેંતનાં હાલો ને એકવાર,
કે આપણે ય સંગ એક ક્યારીએ ઊગીએ.
સપનું હતું, સરસ હતું, ખ્હો ફાટતાં અલોપ,
હું જોઉં તો પગલું ય ન'તું ભવની ડેલીએ.

ને પછી હું એક એવા દેશમાં આવી ચડયો....
જ્યાં પવન ફૂંકાય એવો. શ્વાસ પણ લેવાય નૈં,
ધોધમાર આકાશ વરસે, બૂન્દ લગ પ્હોંચાય નૈં
રે અમૂંઝણ, વેદનાનું નામ પણ લેવાય નૈં
હાથ-પગ હાલે નહીં-થૈ પાળિયે પથ્થર પડયો....

ઊડતા કાળા અવાજો મૃત ત્વચાના પોલથી,
પર્વતેથી પર્વતે ફરમાન છૂટે ઢોલથી,
માણસો ડોકાય કપટી કાચની બાખોલથી,
ક્ષણ ક્ષણે ક્ષણ-ના પહાડેથી સતત દડદડ દડયો....

પાળિયે પડખું બદલવાની મથામણ-નાં રણો,
તરફડયો હું શીંગડે ભેરવાયો ઓળાના ધણે,
અનવરત અંધારિયામાં સાપણો સર્પો જણે.
હું મનોમન-ના તળે સૈકાઓ સાયકલું રડયો....

પાળિયો ફૂટયો પછી તો સેંકડો જન્મ્યા કિસન,
આ તરફ કંઈ, ચોતરફ નીકળ્યા કિસન,
એકલો છોડી મને કંઇ વામણા વીખર્યા કિસન.
ને પછી શોધ્યા કર્યો, ક્યાંયે ન હું મુજને જડયો....

## બે ગઝલ ☐ જયંત વસોયા

શબ્દને તું વાવવા કોશિશ ન કર,
મૌનને ફણગાવવા કોશિશ ન કર.

વાયણી છે બારમાસી ઝંખના;
લાગણી લંબાવવા કોશિશ ન કર.

આઈનામાં છે છતાં એ તું નથી;
બિંબને સરખાવવા કોશિશ ન કર.

હર ચહેરા પર નવો ઇતિહાસ છે;
વાંચ તું-વંચાવવા કોશિશ ન કર.

તું તને સમજી શકે તો પણ ઘણું;
કોઈને સમજાવવા કોશિશ ન કર.

૨ કોઈપણ કારણ હશે તો ચાલશે,
ને સતત ઘર્ષણ હશે તો ચાલશે.

તું મને ને હું અભાવોને ગમું;
આટલું વળગણ હશે તો ચાલશે.

આજ મારે કૈંક કહેવું છે મને;
ભીંત પર દર્પણ હશે તો ચાલશે.

ઝાંઝવાં રૂપે બધે હું વિસ્તરું;
શક્યતાનું રણ હશે તો ચાલશે.

ભાગ્યરેખા આમ તો ક્યાં છે સરળ;
શ્વાસમાં અડચણ હશે તો ચાલશે.

## ☐ લોનાવલાથી ખંડાલા વચ્ચે જોયેલાં દૃશ્યો

બે પહાડની ટોચ વચ્ચે ઝોલા ખાતું ધુમ્મસ–
પહાડોની પીઠ પાછળથી ડોકિયાં કરતો સૂરજ–
ધુમ્મસનું પેટ ફાડીને હસતાં લોહિયાળ કિરણો–
ચ્હેરા પરથી સરકી જતી પથ્થરની ટેકરીઓના પાલવ–
સાસરે જતી કન્યાને વિદાય આપતા બાપના જેવી
ભીની થતી પહાડની પાંપણો.

ફરના કોટ પર પડેલા બરફને દૂર કરતા મુસાફરની જેમ
આળસ ખંખેરી બેઠું થતું રમકડાંનું નગર–
પીંજાતા રૂ જેવા ધુમ્મસિયા આકાશ નીચે ડહોળાતું જંગલ–
રીંછની રૂંવાટી જેવા પથ્થરો પર કુકડાની કલગી જેમ
ફૂટી નીકળેલાં લીલાં લીલાં વૃક્ષો.

અહીંથી શરૂ થતી ગુફાને બારણે
અંધકારનાં ખડગ વડે વધેરાયેલાં કિરણોનાં અટવાતાં મસ્તકો–
અને–
હૂસ્સ કરી ઊભો થતો અંધકારનો ખ....વીસ.
–પેલું રમકડાંનું નગર સાથે ન આવ્યું એ ઠીક જ થયું, નંઈ?

રવીન્દ્ર પારેખ

## આંબાવાડિયામાં અંધારું △ ભરત નાયક

એક હાથે ડાંગ ઠોકતો
બીજે હરિકેન ઝૂલવતો
પાળે પાળે અંધાર ડગલાં માંડે—
પડખે વાડે ઝાડે પડે પડઘમ ઓળા એના ધડીમ્ ધડીમ્....

ચોંકે—પરો ચળકતું અંધારાનું ચાંદરણું.
ચૂપ—તમરા કંસારી કોલાહલ.
અંધારાની તગતગતી બે આંખો હવામાં ગાયબ.

પાળે પાળે અંધાર ડગલાં દોડે પડે પડઘમ ઓળા એના ધડીમ્—

ને પૂર ઉભરાયાં
અંધારાનાં એવાં
તળિયે આંબાવાડી ડૂબ્યું....

ઉપર જળમાં તરંગ હડદોલે ડગુ ડગુ ખાલી હરિકેન તરે.

# વારતાનું ગીત △ સતીશ વ્યાસ

સમીસાંજના હોંકારાનું ટોળું ઘરના ચોક વચ્ચાળે થનગન થનગન થાય.
આથમતા સૂરજની સાખે પાંખાળા ઘોડાનું શમણું ફૂટે,
પરદુઃખભંજન વિક્રમ રાજા વાતમડાને ખભે નાંખીને જંગલવચ્ચે જાય
અલાદીનનો ચિરાગ ઘસતાં જિન નીકળી
દૂર ગુફાનાં દ્વાર ફટોફટ ખોલે,
દાદીમાની જીભ ઉપરનું કૌતુક બોખા શબ્દોમાં મમળાય
ચકાચકીની દાઝી ખીચડી, બિરબલની હજી થાય....
એક તરફ
સાત સમંદર પાર રહેલા સુવર્ણફૂલને લેવા ઉપડે હાતીમતાઈ,
ઊંચા ઊંચા મહેલ વધે કંઈ એવા કે આ યક્ષનગરના
સીમાડાઓ હાથવેંતમાં લાગે,
પરીઓને પૂરી દેનારો કાળો રાક્ષસ
પોપટ કેરી ડોક મરડતાં જમીનભેગો થાય,
બીજી તરફ
ા શિયાળના મોઢામાં આવી હજી નથી આ દ્રાક્ષ.
ને ત્યાં
સમીસાંજના ગોરંભાતા હોંકારાની ઝરમર નીચે
ખાધાપીધા પછી ઝૂમતાં
રાજારાણી નીંદરખોળે જાય....

## ગીત △ રાજેન્દ્રસિંહ રાયજાદા

ઝાડવાં વિનાનું એક ગામ છે.

ધૂળમાં શોષાયેલા લીલેરા સ્પર્શને
વૈશાખી તડકો ફંફોળે,
ઢીલની શેવાળમાં પંખીની આંખ
કોઈ વનની કેડીને ઢંઢોળે,
તરફડતા ટહૂકાના ભૂરા પેટાળ હેઠ
વાસંતી છાંયડાનું નામ છે.
ઝાડવાં વિનાનું એક ગામ છે.

ખરતાં આંસુઓમાં ગાયોની આંખ
હવે આભની લીલાશને ઘોળે,
પાદરમાં ઊભેલા પાળિયાના અસવારો
વૃક્ષોને શોધવા દોડે,

અંતરમાં વલખે છે સૂતેલી સીમ
જેમ સીતાના હૈયામાં રામ છે,
મારું ઝાડવાં વિનાનું એક ગામ છે.

એની માયાનો નથી પાર, ધનેડાં તો જુઓ!
લીખનો જાણે છે પરિવાર, ધનેડાં તો જુઓ!

એમ બેઠાં છે ખળાં માથે જમાવી કબજો,
જાણે તેઓ જ છે હકદાર, ધનેડાં તો જુઓ!

કાન બહિયા કરી આસ્વાદ કર્યે રાખે છે,
ચસ્સ દેતાં નથી તલભાર, ધનેડાં તો જુઓ!

એક કણુસલાને તલખતાં હતાં ગૈકાલ સુધી,
આજે સહુ થઈ ગયા કસદાર, ધનેડાં તો જુઓ!

ઠોકવા દાંને અહીંયાં નથી એક પાઈ અને-
કહે છે, 'છલકાવી દો ભંડાર,' ધનેડાં તો જુઓ!

આજ સહકારનો એને જો પડ્યો છે ખપ તો,
ભીખવા આવ્યા છે સરકાર, ધનેડાં તો જુઓ!

એની નફ્ટાઈની કોઈ જ નથી હદ 'ઘાયલ,'
રાતના ખખડાવે છે દ્વાર, ધનેડાં તો જુઓ!

ગઝલ △ હેમ્પર ક્રિસ્ટી

તડકો અનરાધાર હતો,
પડછાયો આધાર હતો.

સૂરજ ક્યાંક ખરી પડશે,
માયાનો ક્યાં પાર હતો ?

ગૂંચવાયેલા રસ્તાઓ,
એ મારો આકાર હતો.

એક જ ક્ષણનો સ્કંધ ઉપર,
એક સદીનો ભાર હતો.

આડી અવળી લીટીઓ,
ચિત્રોનો અણુસાર હતો.

આંખોની અંદર જોયું,
સીડી જેવો સાર હતો.

સૌ દરવાજા ખુલ્લાખટ,
માણુસ ઘરની બહાર હતો.

## ધનેડાં △ અમૃત ઘાયલ

એની માયાનો નથી પાર, ધનેડાં તો જુઓ !
લીખનો જાણે છે પરિવાર, ધનેડાં તો જુઓ !
એમ બેઠાં છે ખળાં માથે જમાવી કબજો,
જાણે તેઓ જ છે હકદાર, ધનેડાં તો જુઓ !
કાન બહિયા કરી આસ્વાદ કર્યે રાખે છે,
ચસ્સ દેતાં નથી તલભાર, ધનેડાં તો જુઓ !
એક કણુસલાને તલખતાં હતાં ગૈકાલ સુધી,
આજે સહુ થઈ ગયા કસદાર, ધનેડાં તો જુઓ!
ઠોકવા દાંને અહીંયાં નથી એક પાઈ અને-
કહે છે, 'છલકાવી દો ભંડાર,' ધનેડાં તો જુઓ !
આજ સહકારનો એને જો પડચો છે ખપ તો,
ભીખવા આવ્યા છે સરકાર, ધનેડાં તો જુઓ !
એની નફ્ફટાઈની કોઈ જ નથી હદ 'ઘાયલ,'
રાતના ખખડાવે છે દ્વાર, ધનેડાં તો જુઓ !

ગઝલ △ હેલ્પર ક્રિસ્ટી

તડકો અનરાધાર હતો,
પડછાયો આધાર હતો.

સૂરજ ક્યાંક ખરી પડશે,
માયાનો ક્યાં પાર હતો?

ગૂંચવાયેલા રસ્તાઓ,
એ મારો આકાર હતો.

એક જ ક્ષણનો સ્કંધ ઉપર,
એક સદીનો ભાર હતો.

આડી અવળી લીટીઓ,
ચિત્રોનો અણસાર હતો.

આંખોની અંદર જોયું,
સીડી જેવો સાર હતો.

સૌ દરવાજા ખુલ્લાખટ,
માણસ ઘરની બહાર હતો.

# કંકાવટી

જુલાઈ-ઑગસ્ટ ૧૯૭૫

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૬ : અંક ૧૯૭ : મૂલ્ય એક રૂપિયો


**વાર્ષિક લવાજમ**

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૯, વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર **'રતિલાલ અનિલ'** ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત,-૨, સરનામે જ કરવો.

*

'કંકાવટી' કવિતા, વાત ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર સગરામપરા, સૂરત-૨ સરનામે જ મોકલવી.

*


તંત્રી · મુદ્રક · પ્રકાશક

**ડાહ્યાભાઈ જીવણજી નાયક**

મુદ્રણસ્થાન : પ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ, લીમડાચોક, સૂરત-૧

પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત-૧

પરીકથાના અવિસ્મરણીય સર્જક

# હાન્સ ક્રિશ્ચિયન એન્ડરસન

જન્મ : ૨ એપ્રિલ ૧૮૦૫–નિધન : ૪ ઓગસ્ટ,

'એ' લાંબો અને પાતળો હતો. એ ચાલતો કે કોઈ સવારી પર બેઠો હોય ત્યારે અજબ જેવો વિચિત્ર લાગતો. એના હાથપગ લાંબા અને બેડોળ હતા. એની હથેળીઓ પહોળી અને સપાટ હતી, અને એના પગના પંજા એટલા પહોળા અને ડરામણા હતા કે એના જોડા ચોરવાનો ભાગ્યે જ કોઈને વિચાર આવે. એનું નાક આમ તો રોમન શૈલીનું હતું પણ એ એટલું બેડોળ હતું કે એના સંપૂર્ણ ચહેરાની સુંદરતાને ઢાંકી દેવા માટે પૂરતું હતું. એને મળનારો માણસ એનું લાંબું નાક જરૂર યાદ રાખતો; એની નાની, પીળી અને ઊંડે આવેલી આંખો ભાગ્યે જ કશો પ્રભાવ પાડતી.' ડેન્માર્કના લેખક વિલિયમ બ્લોચે વિખ્યાત પરીકથા–લેખક હાન્સ ક્રિશ્ચિયન એન્ડરસનનો પરિચય આ શબ્દોમાં આપ્યો છે.

ડેન્માર્કના ઓડેસી નગરના એક નાના ગરીબ કુટુંબમાં હાન્સ એન્ડરસનનો જન્મ થયો હતો. બાળપણથી જ એનું જીવન વિસંગતિઓ અને અભાવોથી ભરેલું હતું. પિતા પગરખાં બનાવતા અને મા કપડાં ધોતી; તો પણ એન્ડરસન પોતાના નાના ઘરની નાની દુનિયામાં મસ્ત રહેતા. એમણે પોતે બાળપણની પોતાની દુનિયા વિશે લખ્યું છે, 'જોડા બનાવવાની બેન્ચ, બિસ્તરા અને મારા સૂવાની બેન્ચથી ઓરડો ખીચોખીચ થઈ જતો. એની ભીંતે સુંદર ચિત્રો હતાં. આલમારીમાં સુંદર પ્યાલા, ગ્લાસ અને શોભાની બીજી ચીજો રહેતી. જોડા બનાવવાની બેન્ચની પાસે એક બારી હતી. તેની પાસે વાર્તા અને ગીતોની ચોપડીઓથી ભરેલી એક આલમારી હતી. બારણે ચીતરેલાં ચિત્રો પરથી મને એવું

લાગતું કે જાણે હું કોઈ આર્ટ ગૅલેરીમાં છું. એ મારા બાળપણનું ઘર હતું.'

એક ગરીબ અને અભાવગ્રસ્ત પરિવારમાં જન્મ્યા છતાં એન્ડરસનનું બાળપણ અનેક સ્વૈરવિહાર અને મનોવિહારી કલ્પનાઓમાં વીત્યું. પુત્રની પ્રતિભા, કલ્પનાશીલતા અને લગની જોઈ પિતાએ ઍન્ડરસન માટે રમકડાંનું એક નાટ્યઘર બનાવ્યું હતું. બાળક ઍન્ડરસને એ નાટ્યઘર માટે નાનાં નાનાં નાટકો રચ્યાં હતાં અને ઢીંગલી તથા રમકડાં મારફત એ નાટક રજુ કરતા હતા. ભણવાની લગન લાગી ત્યારે પુસ્તક કરતાં સારો કોઈ મિત્ર એમને મળ્યો નહીં, કોઈની પાસે મનોરંજક પુસ્તક છે એવી ખબર મળે કે ઍન્ડરસન તરત તેની પાસે પહોંચી વાંચવા માટે તે પુસ્તક લઈ આવતા. એ જ દિવસોમાં એમણે શેક્સપિયરનાં નાટકોનો અભ્યાસ કર્યો, અને કંઠસ્થ પણ કરી નાખ્યાં. જ્યારે પણ તેઓ નદીકિનારે બેસીને ગાતા ત્યારે આસપાસના લોકો સાંભળવા એમની આસપાસ ટોળે વળતા. સંગીત અને નાટક પ્રત્યેની રુચિએ ઍન્ડરસનમાં મોટપણમાં અભિનેતા બનવાની અભિપ્સા જન્માવી હતી.

ઍન્ડરસન અગિયાર વર્ષના હતા ત્યારે એમના પિતા અવસાન પામ્યા. ત્રણ વર્ષ પછી એમની માએ બીજાં લગ્ન કર્યાં. માતા કરતાં પંદર વર્ષે નાનો એમનો સાવકો બાપ ઍન્ડરસનનો વિરોધી તો નહોતો તેમ એનામાં એને ખાસ રસ પણ નહોતો મા પણ એમના ઉછેર માટે પૂરતો સમય આપી શકતી નહોતી. ઍન્ડરસન કોઈ કામે લાગે એમ એ ઇચ્છતી. ઍન્ડરસનને નાનપણમાં ઢીંગલી બનાવવાનો શોખ હતો એટલે માએ વિચાર્યું કે એને દરજીકામ શીખવીએ. પણ ઍન્ડરસનના મનમાં કંઈ બીજું જ હતું. એ કોપનહેગન જઈને અભિનેતા બનવા માગતો હતો; માએ શરૂમાં તો એનો વિરોધ કર્યો પણ છેવટે હા પાડી અને હાન્સ ક્રિશ્ચિયન ઍન્ડરસન પરીકથાના નાયકની પેઠે પોતાનું ભાગ્ય

અજમાવવા નીકળી પડ્યો. પાસે એની માત્ર એક પત્ર હતો, એક નૃત્ય મંડળીની સંચાલિકા મિસિસ સ્કોલના નામનો. પણ કોપનહેગન ગયા પછી એ વર્ષો સુધી થિયેટરોમાં ધક્કા ખાતા રહ્યા. એમની એ નિષ્ફળતાના મૂળમાં શિક્ષણનો અભાવ હતો. ઘરે ભણતર પૂરું થયું નહોતું. સદ્‌ભાગ્યે રાજ્ય સરકાર તરફથી એમને શિષ્યવૃત્તિ મળી. મોટી ઉમર છતાં પોતાથી નાના વિદ્યાર્થીઓ વચ્ચે બેસી એમણે ભણવા માંડ્યું. ત્રણ વર્ષ પછી ૧૮૨૮માં મેટ્રિક પાસ થયા ને એમનું ભવિષ્ય ખૂલી ગયું. એ જર્મનીના પ્રવાસે ગયા અને પાછા ફરીને પ્રવાસપુસ્તક પ્રગટ કર્યું. બીજે વર્ષે એક કાવ્યસંગ્રહ પ્રગટ થયો. તે પછી જર્મની, ઈટાલિનો પ્રવાસ કર્યો અને પ્રવાસવર્ણનનાં પુસ્તકો પણ પ્રગટ કર્યાં. 'ટ્રાવેલ્સ સિલહ્‌ટસ.' વિવેચકોને ગમ્યું નહીં. છતાં એ પ્રવાસ કરતા ગયા અને કંઈ ને કંઈ નવું શીખતા રહ્યા. એમણે કહ્યું છે, જ્યારે હું પ્રવાસેથી પાછો ફરતો ત્યારે મારું હૃદય પ્રવાસનાં પુષ્પોની મહેકથી મહોરતું.

હાન્સ એન્ડરસન આજીવન કુંવારા રહ્યા. જો કે એમની પ્રેમિકાઓ ઘણી હતી. છતાં કોઈની યે સાથે લગ્ન ન થયાં. છેલ્લી પ્રેમિકા હતી જેની લિંડ. તે 'સ્વીડિશ નાઈટિંગેલ' નામે ખ્યાત હતી. એન્ડરસને 'ધી નાઈટિંગેલ'માં એની જ ચર્ચા કરી છે. પોતે નિષ્ફળ પ્રેમી હોવ વિશે એણે લખ્યું છે, 'હું સુંદર હોત તો મારાં લગ્ન અવશ્ય થતે. કા કરતે, ખાતેપીતે અને એક દિવસ આરામથી કબરમાં ઊંઘી જતે. એ જીવ કેટલું સુંદર હોત! પણ હું જાણું છું. એવું કદી નહીં બને. કારણ હું દેખાવડો નથી અને કાયમ ગરીબ રહીશ. છોકરીઓ પણ સુંદર અ ધનવાન પતિ જ ચાહે છે તે એક રીતે ઠીક જ છે.'

૧૮૩૫માં એન્ડરસને ધાર્યો યે ન હોય એ વળાંક એમના જીવનમાં આવ્યો. એ વર્ષે એમણે ચાર નાની પરીકથાઓ લખી તે ચોપડીરૂપે પ્રગટ થઈ. તે બાળકોએ ખૂબ જ આવકારી, લોકપ્રિય થઈ. એન્ડરસન જયાં યે જતાં ત્યાં બાળકોએ પરીકથા સિવાય બીજું કંઈ જ સાંભળવા

માંગતા નહીં. એમણે પરીકથાનું બીજું પુસ્તક લખ્યું. એ વાર્તાઓ ઘરેલુ વાતાવરણમાં, રોજિંદી બોલીમાં લખી.

આમ તો એ નાટકો લખવામાં વ્યસ્ત હતા છતાં બીજી પરીકથાઓ પણ લખી. અને એમ એક પછી એક પુસ્તકો પ્રગટ થતાં ગયાં, અને ડેન્માર્કની સરહદને પેલે પાર પણ પહોંચ્યાં. એમણે પરીકથા લખી બાળકો માટે પણ મોટાઓ પણ એવા જ રસથી વાંચે એમ ઇચ્છતા હતા. એ જીવનના છેલ્લા દિવસ સુધી સફળ નાટ્યલેખક થવા ઇચ્છતા હતા પણ બાળકોના લેખક જ થયા.

એન્ડરસનના પહેલાં જર્મનીમાં ગ્રિમ બંધુઓ બાળવાર્તાના લેખનમાં સારી કીર્તિ પામ્યા હતા. જર્મનીના પ્રવાસમાં ગ્રિમ બંધુઓને એઓ મળ્યા હતા. પણ જેકોબ ગ્રિમે એમને ઓળખવા ને મહત્ત્વ આપવામાં ઉમળકો બતાવ્યો નહીં. એન્ડરસનને ખોટું લાગ્યું. બર્લિનમાં વિલ્હેમ ગ્રિમને મળ્યા ત્યારે એમણે કહ્યું કે તમે આ અગાઉ પણ આવી શકતા હતા. અત્યારે તો આપણે પરિચિત થઈ ગયા હોત. એન્ડરસને લખ્યું છે, 'હું એ વિદ્વાન અને વિનમ્ર સ્વભાવના ભાઈઓને લગભગ દરરોજ મળતો. એમના મિત્રો સાથે મળવાની તક મળતી. હું મારી વાર્તાઓ કહેતો. તેઓ રસથી સાંભળતા.'

એન્ડરસનની પરીકથાઓમાં નવીનતા અને તાઝગી હતી. જેકોબ અને વિલ્હેમના સંપાદનો મહત્ત્વના હોવા છતાં પરંપરાગત વાર્તાશૈલી અને વાર્તા કહેવાની પ્રક્રિયાથી મુક્ત ન હતા.

એન્ડરસનની પરીકથાઓની વિશેષતા એની નાટકીયતા, ગતિવેગ અને સહજ બોલીના પ્રયોગો હતા. એ માટે તેઓ છેવટ સુધી મથતા રહ્યા. 'રાજાનાં દિવ્ય વસ્ત્રો' નામની એમની વિખ્યાત વાર્તાના છેલ્લા પ્રૂફ્સ સુધી એન્ડરસને એમાં સુધારા કર્યા હતા. એમણે પહેલાં એ વાર્તાનો અંત આમ આણ્યો હતો—'જ્યારે પણ હું કોઈ સરઘસમાં કે આમ

સભાઓમાં જઈશ ત્યારે આ જ કપડાં પહેરીને જઈશ.' રાજાએ આમ કહ્યું અને એ દિવ્ય વસ્ત્રોની ચર્ચા આખા નગરમાં ચાલી. પણ છેવટે એમણે આવો અંત આણ્યો–

'પણ, રાજાએ તો કશાં કપડાં પહેર્યાં નથી!' છોકરો બોલી ઊઠ્યો.

'ભાઈઓ, સાંભળો, આ બાળક શું કહે છે?' બાળકના પિતાએ પાસે ઊભેલા પાડોશીને કહ્યું. પછી વાત ચાલી, 'એક છોકરો કહે છે કે રાજા નાગો છે.... એણે કપડાં જ પહેર્યાં નથી.'

'રાજા નાગો છે!' બધા એક સાથે બોલી ઊઠ્યા. રાજાએ પણ અનુભવ્યું કે લોકો સાચું કહે છે...પણ એણે ધાર્યું કે સરઘસમાં પહેલાંની જેમ જ શાનથી ચાલવું જોઈએ. હું નાગો છું અને મૂર્ખ બન્યો છું, એવું મારે જણાવા દેવું ન જોઈએ. અને એ ગર્વભેર આગળ વધ્યો. પાછળ દરબારીઓ એણે નહોતો પહેર્યો એ ઝભ્ભો ઊંચકીને ચાલતા રહ્યા...તેઓ તો મૂર્ખ બનેલા રાજાની પાછળ મૂગા મૂગા ચાલતા રહ્યા...'

એન્ડરસનની નવલકથાઓ અને પરીકથાઓમાં એના વ્યક્તિગત જીવન અને અનુભવોની ચોખ્ખી છાયા દેખાય છે.

જો કે એના વિવેચકોએ એની અંગત અભિવ્યક્તિ પસંદ કરી નથી. પણ એન્ડરસન કદી યે એમની સાથે સહમત થયા નહીં. એમણે કહ્યું છે, 'કોઈ કવિ કે લેખક માટે વ્યક્તિપરક થવું ખોટું નથી, કેમકે એથી એના આંતરિક કવિત્વનો પરિચય મળે છે.' એમણે બસ, પોતાની રીતે જ લખ્યું. એમણે કહ્યું, 'મારી ચાલ ભદ્દી હોય તો યે મને મારી સહજ ચાલે ચાલવા દો.'

૭૦ વર્ષની વયે એમને જીગરનું કેન્સર થયું તે પછી પણ એ પ્રસન્ન અને આશાવાન રહ્યા. બીજી એપ્રિલ ૧૮૭૫માં એમણે પોતાનો

જન્મદિવસ ધૂમધામથી ઉજવ્યો, પણ ચોથી ઓગસ્ટ ૧૮૭૫માં એમનું અણધાર્યું અવસાન થયું. મરણ સમયે કોઈ સગું એમની નજીક નહોતું...કોઈ હતું યે નહીં, ને...છતાં એમને શ્રદ્ધાંજલિ આપવા ડેન્માર્કના ત્યારનાં રાજા-રાણી અને એમના દરબારીઓ હાજર રહ્યા હતા. હાન્સ એન્ડરસનના શોકમાં કોઈ એક કુટુંબ નહીં, આખું ડેન્માર્ક રહ્યું હતું.

૧૮૦૫ માં એમની જન્મશતાબ્દી ઉજવાઈ ત્યારે એમના મકાનને સુંદર સંગ્રહસ્થાનમા ફેરવી નાખવામાં આવ્યું. એમાં આજે પણ એમની તમામ ચીજો સાચવેલી છે. એ સંગ્રહસ્થાનને એમની જીવનકથા 'મારા જીવનની પરીકથા'ને અનુરૂપ બનાવવાના પ્રયત્ન થાય છે. આ વર્ષે એમની ઉજવાતી પુણ્યશતાબ્દી પ્રસંગે આ સંગ્રહસ્થાનનો વિસ્તાર થશે.

— હરિકૃષ્ણ દેવસરે

## ગઝલ △ રતિલાલ 'અનિલ'

સૂર્યનાં કિરણોમાં તરતો થઇ ગયો,
મોરપીચ્છે હું ય ફરતો થઇ ગયો.
કોણ જાણે ક્યાં વસંત બેઠી હશે,
અંતરે મારા ય ટહુકો થઇ ગયો.
હું પ્રભાતે ઘેરથી નીકળ્યો હતો,
જોતજોતાંમાં તો તડકો થઇ ગયો!
સૂર્યનું આવી પડ્યું તીખું કિરણ,
આયનામાં એક ભડકો થઇ ગયો.
કોઈ વેળા તો ચરણ ચાલ્યાં નહીં,
ને મને લાગ્યું કે રસ્તો થઈ ગયો!
કોઇ વેળા મેં અનિલ, કવિતા લખી,
હું મને ક્યારેક મળતો થઈ ગયો.

# પ્રકૃતિમાં એક જન્મનો પ્રયોગ

ચાર્લ્સ ડબલ્યુ. પ્રેટ △ અનુ. પ્રસાદ બ્રહ્મભટ્ટ

આખરે
ત્યજી જાય છે આપણને વસંત.
તે ક્ષણની ચોક્કસતા નથી અવલોકાઈ.
શિશિરે તેના આખરી મહિનામાં
આપણને આપેલી હતાશા ધોવાઈને
સ્વચ્છ બની છે આંખો,
આપણે તો છીએ હજી અર્ધ નિદ્રામાં.
પક્ષીઓને પાછા ફરવાનું યાદ આવ્યું છે.
રોમાન્સ પ્રચલિત બને છે ફરીથી, અને
આપણે લઈને છીએ એક નવીન તક.
રાગાસક્ત દિવસો બનાવે છે
આપણા યૌવનને તાજું.
પ્રેમક્રીડા પછી આપણે સરીએ છીએ નિદ્રામાં
અને ફૂલો ફૂટી નીકળે છે આપણા શમણામાં.
ચિત્તની મંદ ગતિમાં સ્થિર થઈને,
નૂતન જીવનને
પર્ણો વિસ્તારતી નમનીય ડાળી સમ ધારીને
આપણે સ્પર્શેન્દ્રિયને અજમાવીએ છીએ.
આપણા હાથ આ શોધ કરવાનો પ્રયત્ન કરે છે
પણ સાંપડે છે નિષ્ફળતા.
તેઓ ગ્રીષ્મમાં પકડાય છે
અને—ગ્રીષ્મ તો છે શમણાનું મધ્ય.

## નિશીથિની રાતે જાગી જતાં — ઉશનસ્

પોતાનો એકચક્રી રથ છોડીને
સૂરજબાપા ઘડીભર આડેપડખે થયા છે;
દિવસે તડકાધૂળની ડમરી ઉડાડતું જંગી પૈડું,
છેક મારે આંગણે આવીને થંભી ઊભું છે ઘડીવાર;
એના ચોમેર ફેલાયેલા આરા,
ઉપર આભ ને નીચે પાતાળ સુધી અડક્યા છે!
આરાઓની વચ્ચે વચ્ચે પેલી પારનું
તારકિત આકાશ દેખાય છે,
આરાઓના આ પારના પડછાયાના,
મોટા મોટા, પ્હોળા પ્હોળા થતા પટ્ટા,
પૃથ્વી ઉપરના પહાડોમાં રાત થઈને વિસ્તર્યા છે,
આરાઓને બાંધેલી ઘૂઘરીઓ
ક્યારેક પવનઝોલે રણકી ઊઠે છે!
જાળીમાંથી હાથ લંબાવીને,
નજીક આવેલા એકાદ આરાને,
પકડી લઇ, હચમચાવી,
બાંધેલી ઘૂઘરીઓને ખખડાવી લેવાનું
એવું તો મન થઇ આવે છે...........

## બે ગઝલ ▭ રમેશ પારેખ

### દૂર

ઘર બંધ છે ને હાથ પડ્યા છે હવાથી દૂર,
લાગે છે આ જગા છે બધી યે જગાથી દૂર.

પ્રસરી છે એક ખીણ સકળ દરમિયાનમાં,
એક પાંદડું પડ્યું છે અહીં ઝાડવાંથી દૂર.

થીજી ગયાં છે માનસરોવર અવાજનાં,
ને પંખીઓ વસે છે હવે કલ્પનાથી દૂર.

આવે ન આછુંપાતળું ય દૃશ્ય આંખમાં,
દૃશ્યોને શું થયું કે રહે સામનાથી દૂર.

વળગ્યું છે સ્તબ્ધ તાળું ભીંસોભીંસ બારણે,
ચાલ્યું ગયું બધું જ હવે શક્યતાથી દૂર.

કોને ખબર, રમેશ....ક્યા માર્ગ પર થઈ,
આ આપણે પહોંચ્યા અહીં આપણાથી દૂર.

## ચૂપ

હરએક દ્વાર સ્તબ્ધ છે, હરએક ઘર છે ચૂપ,
શેરી ને ચોક આટલાં કોના વગર છે ચૂપ....

ચડકે હવામાં છાનું છાનું કોઈ ડૂસકું
અંદર કશોક ભાર છે, ઉપર ઉપર છે ચૂપ.

ચૂપકીદીમાં બધી જ ખલલ ઓગળી ગઈ,
ઘટના, અવાજ, સર્વ ક્રિયા, સૌ અસર છે ચૂપ.

એવી કઈ બિહામણી ઘટના બની ગઈ?
હરએક શૈ, હરએક સૂ, હરએક નજર છે ચૂપ!

પીડા બરફની જેમ થીજી ગઈ છે આસપાસ,
છાતીમાં શ્વાસની ય બધી ચડઊતર છે ચૂપ.

સાંકળ હલે, બળે છે દીવો, ખાલી માર્ગ છે;
ચાલ્યું ગયું છે કોણ કે આખું નગર છે ચૂપ!

સંકેતની લિપિમાં લખ્યો આ કયો વૃત્તાંત,
કોઈ ઉકેલો, એમાં કઈ કઈ ખબર છે ચૂપ.

## શબ્દથી □ કિસન સોસા

પગલું ય પાનખર તણું વળતું ન શબ્દથી,
સુક્કું ય પાંદડું ય તે ખળતું ન શબ્દથી.

સમદરની વાત શી, ઝરણ ફૂટતું ન શબ્દથી,
એકે ય તણખલું કહીં ભિગતું ન શબ્દથી.

દિવસોથી ખતખટાવતો સાંકળ આ શબ્દની,
આળસ મરડતું કોઈ પણ ઊઠતું ન શબ્દથી.

કે' છે કે શબ્દ બ્રહ્મ છે, સૂરજ છે શબ્દ તો,
આ કેમ શિલ્પ અર્કનું ગળતું ન શબ્દથી?

આ શબ્દ નૈં, મરી ચૂકેલાં રૂક્ષ મીન છે,
એકે ય થૈ શકે હવે જીવતું ન શબ્દથી.

પથ્થરની જેમ શબ્દ હું વીંઝું છું ભીડ પર,
લમણાનું કોચલું ય તે તૂટતું ન શબ્દથી.

સારું થયું ને, આમ હું નિર્ભ્રાન્ત થ ગયો,
અર્થોથી બાળતું ન કો' છળતું ન શબ્દથી.

રહેવા દે શબ્દવંશી હવે શબ્દ મ્યાન કર,
ક્યારે ય એમ રાજપાટ મળતું ન શબ્દથી.

## ગીત ▭ ઈન્દુ ગોસ્વામી

....કે ઢેલના પાંચ જ દિવસ પગ રાતા.

ફળિયાના હાથમાંથી નીકળી જાય દીવડો
ને શરણાઈને સાન કરે ઢોલી,
ચૈતર વૈશાખની ભીંત પછી ભૂલી જાય
આસોપાલવની બોલી

બોલી તો બાર ગાઉ છેટાનું નામ, વેશપલટા
નામ, કોઈ ટેરવે ચડ્યું ને કશું છૂટયાનું આમ.

આમ ને આમની ઊભી બજાર મને
લઈ આવી આયનાના શહેરમાં,
ચોરાશી લાખનો પડછાયો જોઈને
સુદામો બેસી જાય ફેરમાં.

હવે છાતીનાં પાટિયાંને દરિયો ગણો કે ગણો રેતી,
ટાવરના ડંકામાં ટોયા કરે છે સાવ ધોળા કબૂતરની બેટી.

પણ
બેટીના બાપને પૂછે છે કોણ?
કોણ માને છે આણ?

એ તો જંગલનો કાયદો ને જંગલનાં રાજ કે દેવના દીધેલ
મોરપગલાંનો ઢાળ જોઈ પાંદડું પણ સાચવી લ્યે પડવાની
પાળ.

## કેમ કેમ કેમ થાય છે? ▭ જયેન્દ્ર શેખડીવાળા

અહીં બધું કેમ કેમ કેમ થાય છે?
એ તો બધું એમ એમ એમ થાય છે.

આપણાથી બને તો
હરવું ને ફરવું ખાલીખમ ચરવું;
જીવ્યાનું ભાન લઇ ખરવું ને તરવું, ધીમું ધીમું મરવું.
પથ્થર પર રામની રહેમ થાય છે,
એ તો બધું એમ એમ એમ થાય છે.

આપણાથી બને તો—
હસવું ને રડવું, પોલકારું ભરવું,
કશું ય ન કરવું ને, દયવું ને ભયવું, બ્હીતે બ્હીતે ઝેરવું;
કાચબાની ડોક મારી જેમ થાય છે,
એ તો બધું એમ એમ એમ થાય છે.

આપણાથી બને તો—
સ્મરવું મર્મરવું, જળ આંખે ભરવું.
સ્મશાને સૂરજને આગિયાનું ઇંધણ ધરવું,
પડછાયા ફોટો ને ફ્રેમ થાય છે,
એ તો બધું એમ એમ એમ થાય છે.

## નાયક — મંગળ રાઠોડ

તારું નામ હું
ક્યારેય ઉચ્ચારીશ નહિ જાહેરમાં.
ઉચ્ચારીશ તો તે પણ, એવી રીતે કે
બદલાઈ જશે તારો ચહેરો !
જાહેરમાં ઉચ્ચારેલી આ વાતથી, સાવધ
સૌ ખલનાયકોને છેતરીને
હું ક્યારેક આવી પહોંચીશ તારી સન્મુખ
અચાનક ત્યારે,
તું સુદ્ધાં અટવાઈ જઈશ આશ્ચર્યના ટોળામાં....
ઢળેલી પાંપણોના પડછાયામાં
મારા નામને ઉકેલતી હે દ્વિધા !
જેમ જેમ ઉકેલતી જઈશ મને
તેમ તેમ ગુંચવાતી જઈશ તું....
એ પ્રત્યેક ગૂંચતી ગાંઠ બની હું
તને સતત્ પીડતો હોઈશ.
એ વાતથી સતત્ પીડાઉં છું અહીં
આ ક્ષણે....
હા, આ જ એક એવી ક્ષણ છે કે જ્યારે
એક પછી એક દ્વાર ખૂલી રહ્યાં છે લાગણીઓનાં
આપણી આગળ ને આગળ....
અને, પાછળ અટકી ગયેલ અતીતના કળણમાં
ડૂબતા મારા અંતરંગ શા ખલનાયકો સૌ હવે
અંધ બની આથડી રહ્યા છે પરસ્પર
મારી યુક્તિ પ્રયુક્તિઓથી નિર્મમ.
તું, તારી ઢળેલી પાંપણો ઉઠાવ.
આ વાર્તાનો અંત નથી, શરૂઆત છે !

## ગરોળી બની ગેંડો ☐ હીબતુલ્લાહ કલીમી

મધમાખીના તીખા ડંખમાં
ગૂંજતું રક્તઆરોહક સંગીત.
બળતરાના તરંગ શમતાં
રુઝાવા માંડેલી પોપડી પર
કમરખને બચકું ભરતાં
ફરકતી વાંદાની કાળી મૂછ.
ગળીચૂને લિંપાયેલી ભીંતે
ડોક મરડી જીભ લપકાવી
ખેલતી ગરોળી સંતાકુકડી,
ગળી જવા ઝાટકે જીવડાને.
ટંકાતું સમયોચિત પગરખું
વિલાતો દેહ, ફરફરતી પૂંછડી,
વકરાઈને એ ય નિસ્તેજ.
નિસ્તબ્ધતાની ભીની પાળે,
ટકરાય પહાડીકાય ગેંડો,
ધવલ દાંત કચકચાવતો
ખોવાઈ જાય પીળા ઘાસમાં.

**સ**વારના અલસ ભૂખરા પ્રકાશમાં પેલા છોડ પર નમણું ગુલાબ ઝૂલે છે...તે પોતાના ભૂખરા એકાંતમાં સ્વપ્નીલ ઘેનમાં મગ્ન છે... સવારનું કોઈ ચંચળ ફૂર્તિલું પક્ષી પાંખો ફફડાવતું ઊડી ગયું...પેલા સ્વપ્નીલ ગુલાબે એથી જરા યે સ્વપ્નભંગ અનુભવ્યો નહીં...ઊગીને ઊંચું થયેલું ઘાસ ધીમી હવાથી સહેજ નમણું ડોલી રહ્યું...તેના પર વરસાદી રાતની ભીનાશ છે...એની લીલાશ છે...છાપરે એક પારેવું તેની ચાંચથી પાંખ સમારે છે...એની આંખના મણકા આદિવાસીની માળાના મણકા જેવા રતુમડા છે...સમગ્રમાં સૌ પોતપોતામાં રત છે, એકબીજાથી અલિપ્ત છતાં બધું અખંડ...

વૃક્ષનું જરઠ પાન એમ જ અક્કડ, પણ એના પડખે ગલૂડિયાના કાન જેવું રતુંમડું નવું પાન અંગને સાવ ઢીલું છોડીને ઝૂલે છે... 'જરઠ' અને 'કૂણાં' પાન એ વિરોધી શબ્દો છે, પણ પાસે પાસે રહેલાં એ પાન વચ્ચે કશો વિરોધ નથી...બંને પોતપોતાની સ્થિતિમાં છે, પણ સ્થિતિભેદનો કશો વિસંવાદ નથી...વિસંવાદ છે માણસે પ્રયોજેલી ભાષામાં, સંજ્ઞામાં, સંકેતમાં...

દરમાંથી કેટલીક કીડી નિજ ગતિએ નીકળી પડી છે...જમીન સુંઘે છે, આગળ વધે છે. 'અનિર્ણય' અને 'નિર્ણય' વિરોધી શબ્દો છે, પણ એ થોભીને જમીન સુંઘે છે અને ઝટ ચાલવા માંડે છે એ એક સંવાદી પ્રયાણનાં જ અંગ છે...એકેક મંકોડા જડભરત જેવી ઝડપી અને અણસરખી ગતિએ સીધા તેમ આડાઅવળા તેમ ક્યારેક ગોળગોળ પણ ફરે છે, એ એની સાહજિકતા છે—પરસ્પર વિરોધી એવું વિચિત્ર કશું જ નથી...પણ એને શબ્દો દ્વારા ઓળખાવવા માંડું તો વિચિત્ર, અણઘડ એવા ઘણા શબ્દો યાદ આવે, પણ ખુદ મંકોડાનો પ્રવાસ આ પ્રભાત જેવો જ સહજ છે...વરસાદ પછીની ઝીણી જિવાત હવામાં કેવી તરે

છે ! થોડી તો યે એની હાજરી જોઈ શકું છું...નીચેથી જોતાં આકાશમાં તરતી સમડી જેવું એનું ઉડ્ડયન છે...

ઓલવવો રહી ગયેલો દીવો ઝાંખા પ્રકાશમાં ઊપડી ગયેલી વણ-જારના રહી ગયેલા વ્યાકૂળ પશુની આંખ જેવો લાગે છે...અંધકારની પીઠિકા સરી પડતાં એની નિરાધારતા ખુલ્લી પડી ગઈ છે...સાવ અનિચ્છાએ બળતો હોવાનો ભાવ પ્રગટ છે...ચકલી માળામાંથી બહાર આવી...એક સ્થાને બેઠી. આમતેમ જોયું અને ફર્‌ર્‌ર્‌ર્ કરતીકને ઊડી આવી પાળ પર બેઠી, પાંખ ખુલ્લી કરીને, એમાં ચાંચ મારીને આમતેમ જુએ છે...

આ સર્વનો એક અલસ નીતર્યો આસવ મન પર છવાયો છે... બસ, બેસી રહેવું, અનુભવવું, વિશેષ કંઈજ નહીં, કશા આગ્રહ, ગૃહિત વિના સહજપણે અનુભવવું...વિચારનો બોજ નહીં, ચિંતનની સંકોચેલા અંગ જેવી ચૂસ્તીની પકડ પણ નહીં...જે કંઈ જોયું તેમાંના કોઈનો ય કશો યે આગ્રહ જોયો નહીં...શાંત ઓરડામાં પ્રભાતના સમીરે મંદ મંદ પલપતા ઘણા બધા દીવા છૂટાછવાયા જુદી જુદી ઝાંખી પ્રકાશિત અવસ્થામાં મરકતા હોય, કોઈ બુઝાવા પહેલાંની વ્યાકૂળતામાં હોય છતાં બીજા સ્થિર સળગતા દીવા એથી વિચલિત ન થતાં હોય તેથી કશું ખોટું થાય છે એવું ન લાગે તેવું, કશા જ વિરોધ વિનાનું બધું સહજ છે...બધું નિરાલમ્બ...ભાષાને ઝબૂકતું, બૂઝાતું, ઉજ્જવળ, ઝાંખું, અલસ, નિર્ભ્રાન્ત, લીલું સૂકું-આવા ભેદોનું આલમ્બન છે. વિરોધ છે. પણ સૂકા પાંદડામાં કોઈ તાણ સરખો અક્કડ સપાટ આગ્રહ નથી અને ઝૂલતા લીલા નવા રતુમડા પાનમાં, વીણાના ઢીલા કરેલા તાર જેવી આગ્રહ પછીની અનાગ્રહી સ્થિતિ નથી...સૂકા પાંદડાંમાં સ્વસ્થિતિનો વિષાદ નથી, નમણા પાંદડામાં દેખાડાની ગતિ નથી...

સૂર્યે પ્રગટ થઈને સૌને સ્પષ્ટ–ખુલ્લાં કરી દીધાં...પણ એ મારા શબ્દો છે, ભાષાનો સ્વભાવ છે...એનામાં સૌને ખુલ્લાં કરી મૂકવાનો કશો આગ્રહ નથી...પેલું ગુલાબ પહેલાં મગ્ન હતું એવું જ હજી યે મગ્ન છે–પણ સૂર્યપ્રકાશમાં એ સભાન લાગે છે–પણ સૂર્યપ્રકા-

શનો એવો કોઈ સભાન પ્રયત્ન નથી...સૂર્ય તેની સ્થિતિમાં છે, ગુલાબ પોતાની સ્થિતિમાં છે...છતાં સ્થિતિ બદલાયેલી લાગે છે પૃથ્વીની ગતિને કારણે...પણ પૃથ્વીની ગતિ તો પહેલાં હતી તે જ અત્યારે છે...એ વધી નથી, ઘટી નથી...સાંજ ઢળશે ત્યારે એની ગતિ અત્યાર જેટલી જ હશે, છતાં બધું અત્યાર કરતાં જુદું લાગશે...

હું ઊઠ્યો. સામેના વૃક્ષ પરથી એક પાંદડું ધીરેથી ખરી પડ્યું... ધીરે ધીરે આમતેમ હેલારા મારતું નીચે ઊતર્યું અને હળવેકથી જમીન પર બેસી ગયું...કૂમળા પાંદડામાં એથી અચાનક કશી ચમક આવી નહોતી, એ તો પહેલાંની જેમ જ અલસ ઝૂલતું હતું...

વિરોધ મારાં ગૃહિતો અને માન્યતા તથા એને વ્યક્ત કરતી ભાષામાં છે: તાણભર્યા આગ્રહોમાં છે. સંઘર્ષ અને દ્વંદ્વ રચી કાઢેલા શબ્દોના ઉપયોગમાં છે. કશાને જ શબ્દમાં ન મૂકવાની અનાગ્રહી વૃત્તિ-પેલા ખરેલા અને ઝૂલતા પાન જેવી છે–જીવનવૃત્તિ છે. મારી 'અનિચ્છા' નથી. શબ્દનો સ્વભાવ છે. જેણે શબ્દ પ્રયોજ્યો એ 'સુસંસ્કૃત' માણસનો સ્વભાવ છે...હું શબ્દને સક્રિય નથી કરતો એટલે નિષ્ક્રિય છું, ભાષા એમ કહેશે...પણ આ તો અશબ્દ અનુભૂતિ છે...કશો વિરોધ, કશો જ સંઘર્ષ નથી...પેલી ચકલી ભાષાને અળગી રાખી ફરૂર્ કરતીકને ઊડી ગઈ...

### પરાજય △ દિનકર

આપત્તિઓ મને ઘેરીને
ખૂણામાં લઈ ગઇ છે,
ત્યારે મારું મન ગર્જના કરે છે
અને ચીસો પાડે છે,
આ વીરતા નથી, પરાજયની ભીતિ છે.
માણસ જ્યારે સઘન અંધકારમાં હોય છે,
તે બહુ જોરથી ગાય છે.

# ........ALLEGRO........

□ □ □ □ □ □ યોગેશ પટેલ □ □ □ □ □ □

આજે આકાશનું એકાંત અંધકારથી ભરાઈ ગયું છે. અમે બંને એકમેકને જોઈને ચૂપ છીએ. આકાશ પાસે ચાર દીવાલોની કલ્પના નથી. હું ચાર દીવાલો છોડી નથી શકતો. હું ખોવાઈ પણ જતો નથી, કારણ કે મારી સાથે અંતનું સર્જન છે. આકાશને અંતનું જ્ઞાન નથી. જો કે એને જોઈને મને એક જણ યાદ આવે છે. વિચારું છું, માણસનું આકાશ હોવું કેવું ભૂંડું લાગે છે! મેં એને કહ્યું, આકાશ મટી જા, એણે મને કહ્યું, તું–હું–મટી જા...બનશે?—

ટપ...ટપ...ટપ...ટપટપટપટપ...ઝરમર...ઝરમર...ઝરમર ખળળળ ખળળળ...શબ્દ...શબ્દ...શબ્દ...ભાષા...બાની...બોલી...અને શૈલી... પછી અંતિમ એક અર્થ...એવી કોઈ ગતિ નથી. માત્ર છે–એ ચકલીઓની એકમેક પાછળની ઊડાઊડ, ધમાચકડી, ચકચક ચકચક. એના પર તરાપ મારે છે મારી અંદરનું તોફાન–સાગરની જેમ જ મને હલાવીને મારામાં સર્જેલાં મોજાં અને એમનો ઘુઘવાટ. તું ના નહિ પાડી શકે... તને પણ ખબર છે, આપણે કારીગર હતા...એટલે...ક્ષિતિજ જેવું કારણ ધર્યું. આપણાં મોજાંઓને શાંતિ તો હતી જ નહિ છતાં સામસામે તારા અને મારાં મોજાંઓએ...

ભૂલથી બારી ખુલ્લી હોય છે...એનાં બંને અંગ પોતપોતાની ધરીની આસપાસ ઘૂમી ધડામ ધડામ સામ સામે અથડાય છે.

ઘરમાં એક જણ બંધ આંખોને ખુલ્લી કરવા પ્રયત્ન કરે છે, એક જણ ખુલ્લી આંખોને બંધ કરવા પ્રયત્ન કરે છે. થોડીવાર આમ શબ્દોથી અજાણ્યા થઈને પ્રયત્નમાં લાગી જઈએ છીએ. આપણે

સૂવાનો પ્રયત્ન પણ કર્યો. આપણે સૂતા નથી. આ આપણું જાગરણ નથી...ઉજાગરો...લંબાતો સખત ઉજાગરો છે.

હું રૂમમાં આંટા માર્યા કરું છું. આખરે ધ્વનિના ખોળે માથું મૂકું છું. પિયાનો વગાડવા માંડું છું.

પડદા જીવવાનો ડોળ કરે છે. પવન એમને ઉડાડ્યા કરે છે. મગજ વિનાના એ ઝગડતા નથી. એમ જ પાંદડાં પણ ધ્રૂજ્યા કરે છે. અચાનક એ બધું યાદ આવે છે અને હું જેલમાંથી ભાગતા કેદીની જેમ મને છોડી જાઉં છું...સંતાતો લપાતો દોડ્યા કરું છું સ્વતંત્રતા તરફ.

આસપાસ ખળભળી ઊઠે છે...જીવવા માંડે છે...જીવતો માણસ બબડે—આસપાસ બબડે છે...જીવતો માણસ સૂઈ ના શકે—આસપાસના જંગલમાં અબજો ઘોડા દોડયા કરે એવું હોય છે...કોલાહલ વધતો જાય છે...પંખીઓ ગભરાટમાં ઊડવા માંડે છે...સસલાં...હરણ વગેરે જેવું ભાગંભાગ કરે છે. અરાજકતા છવાતી જાય છે...સમાજ...ધર્મ... સંસ્કૃતિ...નગર સામ્રાજ્ય...બધું દૂર સરી જાય છે. માત્ર ખળભળાટ... અંધાધૂંધી...કોલાહલ હોય છે...પવનના સૂસવાટા...

કાંડે વળગી રહેલા બેડીના અવશેષો રણકયા કરે છે...મુક્તિના સ્વપ્નનું જ્ઞાન થાય એ પહેલાં જ આસપાસનાં ચિત્રોમાંની બધી આકૃતિઓ ખડખડાટ હસી પડે છે. એમના ભયાનક અટ્ટહાસ્યો...ખંધાં સ્મિત... લાળ ટપકતાં બિભત્સ જડબાં જોઈ આંખ બંધ કરી લઉં છું. થોડી આકૃતિઓ બકબક-બડબડ કરવા માંડે છે...થોડી ધાંટાધાંટ કરે છે. થોડી ભસે છે થોડી ભૂંકે છે. થોડી આકૃતિઓને ધ્વનિ જોડે સંબંધ નથી હોતો. એ પથ્થરમારો કરે છે...ચાળાચસ્કા કરે છે...જેટલું તૂટી શકે એટલું તડાક તડાક તોડે છે...તૃપ્તિનાં પરિબળો આવતાં નથી અને ચોપાસ થતી ઉથલપાથલમાંથી બચી જવા દિશા ગોતું છું પરંતુ પગ-નીચેની ધરતી પણ હાલવા માંડે છે...મારું હથિયાર ફંગોળાતું આમતેમ પછડાય છે...

ખન્ ન્ ન્ ન્ ન્ ન્ ન્ ન્...

– અચાનક એક ઝપાટામાં શ્વાસ પડી ગયો હોય છે

– બધું થોભી જાય છે થડકા સાથે-ઝરણાં, વરસાદ, તોફાન, પવન, ખળભળાટ, સૂસવાટા...કોલાહલ...

અને પછી

ધીમે

ધીમે

ધીમે

ઝરમર ઝરમર ઝરમર કશુંક આવે છે. અંધકાર આવે છે...ઘર આવે છે...માણસો આવે છે...શહેર આવે છે...

– કશુંક યાદ આવે છે અને હું થોડું હસી લઉં છું.

તૂટીને સંગીત આપવાનો જાદુ આપણે જાણ્યો નથી. તૂટેલા શ્વાસમાં એ જાદુનો અંત આવી ગયો હતો.

થાય છે, આપણી પાસે યોગ્ય શબ્દો હતા ખરા? કહેવાનું હતું એ તો કદી કહી ના શક્યા.

આપણે સરળ પણ કેટલા બધા! સમજવા જેવું કશું હતું જ નહિ. તેથી જ સરળતાથી અળગા થઈ ગયા. કેટલા સરળ! સરળતાને આપણે ઉકેલી જ ના શક્યા! કારણને હવે કશું નથી!

થાય છે, આપણે કેટલા સરળ છીએ, સરળતાથી દુશ્મન થઈ ગયા!

તેં કહ્યું, "બોલે તેનાં બોર વેચાય."

મેં કહ્યું, "ના બોલ્યામાં નવ ગુણ."

શબ્દ અને અશબ્દ, રવ અને નીરવ, ગીત અને સંગીત-આપણે, બે સમાન્તર રેખાઓ, છૂટાં હતાં, છૂટાં જ રહ્યાં.

લાગે છે, ઘર અકળ છે.

ઘરની સામે આકાશ પ્રશ્ન છે.
પ્રશ્નને પ્રશ્ન રહેવા દઈ હું પિયાનો વગાડું છું...
– હું મને ધ્વનિમાં બનાવ્યા કરું છું ▭

## સનાતન પ્રશ્ન △ દિનકર

આપણા આધ્યાત્મિક વ્યક્તિત્વનું
કેન્દ્ર ક્યાં છે?
તે ગહનતા ક્યાં છે, જ્યાં
સંતો બેસીને પરમ ધ્યેય સાધે છે,
સમસ્ત સૃષ્ટિ સાથે પોતાને
અદૃશ્ય તાંતણાથી બાંધે છે?
મારા વ્યક્તિત્વનું તે વાતાયન ક્યાં છે,
જેનાથી સમગ્ર આકાશ દેખાય છે?
દેવતા અમને ધરતી પર ક્યાંથી મોકલે છે,
અને ફરી ક્યાં બોલાવી લે છે?

# બે જર્મન કવિતા – પાઉલ સિલાન

અનુ. કનુ જોષી

## હું સાંભળું છું

હું સાંભળું છું કે કુહાડીને ફૂલો બેઠાં છે.
હું સાંભળું છું કે તે સ્થળને નામ ન અપાય.
હું સાંભળું છું કે એની પત્નીએ શેકેલી રોટલી
– જે એના તરફ જુએ છે –
ફાંસીએ લટકેલાને સાજો કરે છે.

હું સાંભળું છું કે જીવનને
જીવનનો એકમાત્ર આશ્રય ગણે છે.

## અંધકારમાંથી અંધકાર તરફ

તેં તારી આંખ ઉઘાડી
મેં મારા અંધકારને જીવતો જોયો.
હું તેની આરપાર જોઉં, પથારી સુધી
ત્યાં પણ તે મારો છે અને જીવે છે
પેલી હોડી છે, જે ઓળંગતી, જાગે છે!
મારી એડી પર. નાવિકના દેખાવા માટે
તે કોનો પ્રકાશ હોઈ શકે?

# હદ પારના હૂલિગન્સ

અને

# ફોન્ટેનાસ

□ □ □ □ □ ચંપૂ વ્યાસ □ □ □ □ □

મુ. વિષ્ણુભાઈ ત્રિવેદીને પ્રાપ્ત થયેલ સાહિત્ય અકાદમીની ફેલો-
શિપ સંદર્ભે તેમણે આપેલા પ્રવચન અંગે, ચંદ્રકાન્ત ટોપીવાળાએ
'નિરીક્ષક'માં દાખવેલા પ્રતિભાવો અને તેની સામે થયેલાં આક્રમણો
તથા ચંદ્રકાન્ત—મનહરચંદ્રને નામે શીર્ષકથી જ પાંડિત્યદંભી પરંપરા
સૂચવતાં જડએસલાક મતચવણો તથા ચંદ્રકાન્તે ઉપાડેલી કાવ્યતત્ત્વ
ચર્ચાને ખૂણે હડસેલી અંગ્રેજીની આવડત–બિન આવડતનાં પ્રદર્શનો આક્ષેપો
દ્વારા નવતરવાદી કાવ્યપદાર્થને થયેલી ભાંડણી કે એની તત્ત્વચર્ચાને
ઊગતી જ ડામી દેવાની મથામણો પછી,—એ બધાની શાહી હજુ
સૂકાઈ નથી ત્યાં તો ચંદ્રકાન્ત ટોપીવાળાનો (અંગ્રેજી ય નહિ...ને)
ફ્રેન્ચ પ્રતીકવાદની કવિતા અને પ્રતીકવાદના વિવેચનનો સંચયગ્રંથ 'હદ
પારના હંસ અને આલ્બેટ્રોસ'નું પ્રકાશન થાય છે એને વિધિસંકેત
ગણીએ તો, વાદી–પ્રતિવાદીઓને કેટલો સંતોષ થશે એ કળવું મુશ્કેલ છે.
કદાચ, પેલી આંખો મીંચીને કરાયેલી લક્ષ્યહીન–આક્ષેપયુક્ત તીરંદાજી
સામે ચંદ્રકાન્તનો, આ, કશી સભાનતાવિહોણો છતાં સ્વસ્થ જવાબ છે.
એ પત્રચર્ચાઓમાં ક્યાંક ચંદ્રકાન્તે કવિતા વિષેનું વૈજ્ઞાનિક પુસ્તક
લખવાનો જાહેરમાં કોલ આપેલો છે, તે આ નથી. પરંતુ એ પ્રકારના
પુસ્તકનું પ્રકાશન થશે ત્યારે એના મૂળમાં આ પુસ્તકને તપાસવાની
ભાવિના સમીક્ષકને જરૂર પડશે, એટલું નિઃશંક કહી શકાય.

---

'હદ પારના હંસ અને આલ્બેટ્રોસ' લે. ચંદ્રકાન્ત ટોપીવાળા
પ્રકાશક : અશોક પ્રકાશન, મુંબઈ–૪૦૦૦૦૨. પૃષ્ઠ ૧૮૯, કિંમત રૂ. ૭–૫૦

પુસ્તક વાંચતાં વાંચતાં જ ઉપરનો સિલસિલો સ્મરણે ચઢ્યો. ચંદ્રકાન્તનો છેલ્લો ઉત્તર તો હજુ હમણાં જ વાંચ્યો છે...ને...પ્રતીકવાદની કવિતા...Absolute Reason died at eleven last night... Mystery and regret are also characteristics of the beautiful...હિપ્પોલાઈટ ટેઈન દ્વારા ઉશ્કેરાઈને રણે ચઢેલા, તર્ક અને બાહ્યોપચારી કર્મકાંડને છેદનારા, વિગતપ્રાચુર્ય અને વાગ્મિતાની અવહેલના કરનારા, ભાષાની રૂઢિઓનાં બેડીબંધનો તોડી નાખી અતિસ્પષ્ટતાને દેશવટો આપી સંદિગ્ધતામાં રાચનારા અને આટલાં વાનાં હોવા છતાં કવિતામાં શુદ્ધ સૌંદર્યને પહેલે પાટલે પ્રતિષ્ઠા આપનારા કવિઓનાં કાવ્યોનો અનુવાદ કરીને તથા તેનું સુયોગ્ય ઓજારો વડે વિવેચન કરીને ચંદ્રકાન્ત ટોપીવાળાએ નવ્ય કવિતાની પ્રાણપ્રતિષ્ઠા અંગે જે અભિષેકજલનું સિંચન કર્યું છે તે પેલી ગેરસમજોનું ધોવાણ કરશે તો પણ મહેનત લેખે લાગશે.

પ્રકૃતિનાં બાહ્ય રૂપોને કાળી કીકીઓ ફેરવી ફેરવીને પામવાના મિથ્યાવાદને છોડીને પરાપ્રકૃતિવાદનો ટેકેદાર બની બંડખોર વ્યક્તિવાદનો પુરસ્કાર કરનાર બૉદલેર; બૉદલેરના વ્યક્તિવાદને તીવ્રતમ અંગતતા સાથે સાંકળીને 'નિત્યવિષાદી' કવિજૂથનો નેતા બનતો તથા Light ond shade alone join dream to dream and flute to hornમાં માનનારો વર્લે; વર્લેના લયવૈપમ્યમાં સંક્ષેપ–વિસ્તાર–વૈષમ્ય ભેળવી, Art and Morality-ની પરંપરાવાદીઓએ કરેલી સેળભેળને કેવળ ઉપેક્ષાવૃત્તિથી જોઈને પોતાની કવિતાને સૈદ્ધાંતિક વિવેચનાના પૂર્વસ્થાપિત માપદંડોથી તપાસનાર વિવેચકોનાં લમણાં તોડનાર તથા શબ્દોના કોશબદ્ધ અર્થસંકેતોથી દૂર રહીને રંગ, ગંધ તથા ધ્વનિના અર્થસંદર્ભો પ્રગટાવે એવી વિત્તશાળી ભાષાના માધ્યમથી કાવ્યરચના કરીને પ્રયોગ–સાહસિકોને કલાની કલ્પના–શક્તિનાં બહુવિધ પ્રમાણો પૂરાં પાડનાર રેંબો; Paint, not the thing, but the effect that it produce જેવા કાવ્યાદર્શથી કવિતાની ભાષા શોધતો, નિર્બળ અને જુનવાણી શણગાર-

પીંછાંની ભારીને ફગોળી દેવામાં સદ્ભાગ્ય સમજતો, કવિતામાંથી સમાજ-વ્યક્તિ-પ્રકૃતિ અને સર્જકનો પણ પરિહાર કરી એમાં શબ્દનેતૃત્વનું પ્રાધાન્ય સ્વીકારી શુદ્ધ સૌંદર્ય અને ભાષાકીય અસરોની ચોખ્ખી ગણતરી માંડતો માલાર્મે; ભાષાના કાર્યધર્મોની પરિવર્તનશીલતા અનિવાર્યપણે સ્વીકારતો, પ્રેમ અને કવિતાનાં જૂઠાણાં જીવવાનું સ્વાભાવિક મન થઈ આવે એવી જુવાન વયની પ્રણયભગ્ન સ્થિતિમાં પ્રેમ અને કવિતાનાં જૂઠાણાંમાંથી મુક્ત થતો, કાવ્ય કરતાં ય કવિકર્મની પ્રક્રિયામાં વિશેષ રસ દાખવીને અનોખા આકૃતિ-સંવિધાન દ્વારા 'એકાંત પ્રયોગશાળાના કવિ' તરીકે પ્રસિદ્ધ થયેલો, શુદ્ધ કવિતાને 'કેવળ કવિતા' તરીકે ઓળખતો વાલેરી વગેરે-કવિતામાં સંદિગ્ધતા, દુર્બોધતા, સંકુલતા અને અન્-અર્થ દ્વારા કાવ્યસંવિતની પ્રતિષ્ઠા કરનારા-ની કવિતા અને કાવ્ય-સમીક્ષા પ્રકાશિત કરીને ટોપીવાળાએ ગુજરાતી કાવ્યવિવેચનની મહત્ત્વની કડી જોડી આપી છે; સાથે સાથે, કાવ્યવિવેચનનાં વ્યાપવિસ્તારની શક્યતાઓ પણ વધારી છે.

આન્દ્રે ફ્રૅન્ટેનાસ પ્રતીકવાદને 'કલાભક્તિ દાખવનાર ઉત્સાહપૂર્ણ પેઢીના ઊહાપોહ' તરીકે ઓળખાવે છે; એ વાત એટલા માટે ધ્યાનપાત્ર છે કે પ્રતીકવાદના કવિઓએ, માત્ર અર્થદાસી બનીને સમાજની સેવા કરતી કવિતાને મુક્ત કરી, **કવિતા પ્રત્યે** કલાભક્તિ દાખવી **એને સેવવાનું** ગૌરવ કર્યું છે. સર્જકના સ્વત્વને વિકસવાનો પણ, તેથી, સારો અવકાશ રહે છે. ચમકતાં ચકમકતાં વસ્ત્રાભૂષણોથી અંજાઈ જવાયા પછી, એની નિરર્થકતા સમજાઈ જાય તો પણ, એને ચીરવા-ઉતરડવા જે ઊહાપોહ કરવો પડે છે તે ગુજરાતથી અજાણ્યો નથી. કવિતાને પરંપરામાંથી મુક્ત કરવાનો આ સર્વ કવિઓનો અભિગ્રહ એકસરખો હોવા છતાં એનાં કૃતિલક્ષી પરિણામો કવિએ કવિએ અને ઘણી વાર તો કૃતિએ કૃતિએ ભિન્ન છે. તેથી જ તો શુદ્ધ સૌંદર્ય અને ભાષાકર્મની અનેક શક્યતાઓને તાકતા આ વાદને આંગળી ચીંધીને ઓળખાવી શકાતો નથી. પ્રતીકવાદનાં મુખ્ય વલણો નોંધતાં ટોપીવાળા લખે છે: "ભાવક

સાથેના અનુસંધાનને લક્ષમાં રાખ્યા વગર પ્રયોજાયેલી, રૂઢિગત અને અણાલીગત પ્રતીકો કરતાં અત્યંત જુદા પ્રકારની એકદમ અંગત પ્રતીક-રચનાજાળ, રોજિંદા વ્યવહારથી અલાયદી પદ્ધતિએ વપરાયેલી ભાષા અને ભાષાના શબ્દોની સીધાં ઇંદ્રિયસંવેદનો જન્માવતી સંગીતના સૂર જેવી નવોપસ્થિતિ, આ બધાં પ્રતીકવાદનાં મુખ્ય વલણોને પ્રતીકવાદ જેવો શબ્દ પૂર્ણપણે પ્રગટ કરતો નથી, કારણ પ્રતીકવાદ એ વખતના અનેકવિધ પ્રવૃત્તિવલણોનો સમાવેશ કરતો શબ્દ નથી. સિદ્ધાંતોનો, કુતૂહલોનો, ટિપ્પણોનો અને આવેશપૂર્ણ સમજૂતીઓનો એ સમય હતો ટૂંકમાં, પ્રતીકવાદ, શુદ્ધ સૌંદર્ય અને ભાષા જેવા સંકુલ પદાર્થની અસંખ્ય બાજુઓની શકયતાઓના અન્વેષણનો વાદ બને છે."

આ પુસ્તકનો અર્ધો ભાગ પ્રતીકવાદનાં વિધવિધ વલણો ધરાવતી કાવ્યકૃતિઓના ચયનરૂપ અનુવાદો રોકે છે. પહેલાં કાવ્યદૃષ્ટાંતો અને પછી કાવ્યમીમાંસા તથા એ નિમિત્તે કવિકર્મના આવિષ્કારો રજૂ કરીને ચંદ્રકાંતે પોતાની કવિતાદૃષ્ટિને પણ મૂલ્યવત્તાની સરાણે ચઢાવી છે. આ પરિપાટીની નિરૂપણરીતિથી કવિતાને પામીને પમાડવાનો યશ તો લેખકને અવશ્ય મળે છે; સાથે સાથે, અભ્યાસીઓને તેઓ સુયોગ્ય વિવેચન-નિર્દેશન તે પૂરું પાડી શક્યા છે. પરિણામે એક જ કવિનાં જુદાં જુદાં કાવ્યોમાં દેખાતાં ભિન્ન ભિન્ન કક્ષાનાં અવધારણો ઓળખવાની પણ આપણને તક મળે છે. કાવ્યખંડમાં પહેલું જ મૂકાયેલું બોદલેરના 'વિનિમયો' કાવ્ય માણ્યા પછી એ જ કવિનાં 'બિલ્લી' અને 'આ જગતની બહાર, કયાંય પણ'ને જોઈએ તો પહેલામાં બોદલેરની કાવ્ય-વિભાવનાનો, 'બિલ્લી'માં એ ભટકતા પ્રાણીની અંગભૂત-પ્રાણભૂત પ્રતિષ્ઠા દ્વારા વ્યક્ત થતા Rebellious individualismનો અને ત્રીજામાં ગદ્યદેહી વાચાળતા વચ્ચે અનુભવાતી તીક્ષ્ણ-આંતર-સંવેદનાનો સાક્ષાત્કાર થાય છે. લગભગ બધાં જ કાવ્યગુચ્છોની કમ સે કમ એક રચનામાં જે તે કવિની કવિતા વિષેની પોતીકી સમજનાં દૃષ્ટઅદૃષ્ટ સંવેદનો માલૂમ પડશે. એ સંદર્ભમાં બોદલેરની 'વિનિમય' ઉપરાંત

રૅંબોની 'સ્વરો', વર્લેનની 'મોળ' અને માલાર્મેની 'કવિતાનો ઉપહાર' તપાસી જવા જેવી રચનાઓ છે.

વાલેરીની 'સમુદ્ર નજીકનું કબ્રસ્તાન' નામની અને સ્પેનિશ કવિ ઉનામૂનોની 'કબ્રસ્તાન' નામની રચનાઓને સાથે મૂકીને એક જ વિષય પરત્વેની બે કવિની વિષયદૃષ્ટિ અને વિચારસૃષ્ટિની ભિન્નતાને કારણે જુદી જુદી રીતે નીવડી આવતી સર્જનપ્રક્રિયાનું તુલનાત્મક અધ્યયન કરીને એ તુલનાવિરોધનાં આગંતુક તત્ત્વો બાદ કરતાં જે કાંઈ ટકી રહ્યું છે એમાં અપૃથક્કરણાત્મક વૈયક્તિક કાવ્યસિદ્ધિ પ્રમાણીને ચંદ્રકાન્તે કાવ્યપદાર્થને સ્પર્શવાની અને પામવાની પોતાની વૈયક્તિકતાનું પણ પરોક્ષ દર્શન કરાવ્યું છે. વાલેરીની સુપ્રસિદ્ધ કાવ્યરચના 'લા જ્યન પાર્ક'નો અનુવાદ તથા લાંબી લેખણે લખાયેલી તેની સમીક્ષા; કાવ્યની પૂર્વપીઠિકા, કાવ્યપ્રયોજિત પ્રતીકોનાં સાહચર્યની મૂલ્યવત્તા, સ્થૂળ જગત અને આંતરિક પ્રજ્ઞાનાં પરસ્પર વિરોધાતાં Abstract સીમાલક્ષ્યો, જીવન-મૃત્યુનાં સંઘર્ષી સંવેદનો, પરિવર્તનશીલ કાર્યવેગ અને ભાવાવેગ દ્વારા સિદ્ધ થતું સમયપરિમાણ અને એ સર્વ દ્વારા વ્યક્ત થતા ડેનીસ સોરોતના પરિતોષજન્ય ઉદ્‌ગાર–Here is at last perfect poetry–ની યથાર્થતા સિદ્ધ કરે છે.

ચંદ્રકાંત ટોપીવાળાનાં બીજાં વિવેચનોમાં ભાગ્યે જ જોવા મળતાં, કવિજીવનનાં ઇતિહાસવૃત્તો અહીં ઠીક ઠીક પ્રમાણમાં છે. લેખકની આ પ્રવૃત્તિને સમજવા માટે એક ફ્રેંચ સાહિત્યના ઇતિહાસલેખકે વર્લેં અને વાલેરી વિષે લખેલા શબ્દો યાદ કરવા પડશે. "Most of Verlaine's verse can be related to his biography." "...yet without a knowledge of valery's life and theories, who would suspect it ?..." પ્રતીકવાદના 'પ્રતીક' શબ્દથી સ્વાભાવિક રીતે જ ઊભી થનારી ગેરસમજને દૂર કરવા "પ્રતીકધર્મી વલણ તો એની (પ્રતીકવાદી કવિતાની) બહુવિધ ક્રિયાશીલતાનું એક પાસું છે"—એવી સ્પષ્ટતા કરી, પ્રતીકવાદનાં લક્ષણો, એનાં ઊગમસ્થાનો, એમાં

ભાષા અને સંગીતે પૂરી પાડેલી કાર્યવિધિ. પ્રતીકવાદનાં સંઘટન પાછળનાં પરિબળો, પ્રતીકવાદના પુરસ્કર્તાઓ વગેરે વગેરે અનેક વિગતો પૂરી પાડીને તથા ફ્રેંચ પ્રતીકવાદના કવિઓ ઉપરાંત રશિયન-જર્મન-બ્રિટીશ-અમેરિકન-ઈટાલિયન-પાર્ટુગીઝ-સ્પેનિશ પ્રતીકવાદી કવિતાની ઇતિહાસલક્ષી આલોચના કરીને, લેખકે કવિતાના જિજ્ઞાસુઓ અને અભ્યાસીઓ માટે સારી એવી સામગ્રી રજૂ કરી છે.

ઉપસંહારમાં, એક તરફ—

કોશકોશેટાની લાળજાળમાં લપટાયેલા, તત્ત્વ કે મર્મ કરતાં વિશેષ હાથે ચઢ્યા અર્થવહનનો ભાર વેંઢારતા, જ્યાં ને ત્યાં આગળ ધરી શકાય એવા લપટાલૂલા સિદ્ધાંતોના ઝભ્ભાથી જાડા દેખાતા, 'નવું એટલું તિરસ્કૃત' એમ માનીને એક જોતા કે પછી બધું દેખાતું હોવા છતાં ચશ્માના કાચને ચોક્કસ રંગે રંગેલા રાખનારાઓને અહીં મૂકાયેલ અનૂદિત કવિતાઓ અને સમીક્ષાઓ ઉત્તેજી મૂકશે. એના પરોક્ષ ફળરૂપે અહીં મૂકાયેલી નવી કવિતાને અને તેનાં મૂળ સ્વરૂપને અને વિવેચનને વેરભાવે વાંચવાની વૃત્તિ થાય તો તેનોય આનંદ છે.

બીજી તરફ—

એરિસ્ટોટલ, લોન્જાઇનસ, ક્રોચે જેવા લેખકોનાં કાવ્યવિવેચનો ગુજરાતીમાં વિદ્વાનોના હાથે લખાયાં/અનુવાદાયાં છે. ગુજરાતીના પ્રતિભાશાળી વિવેચકોએ પાશ્ચાત્ય કવિઓ અને કવિતા વિષે છૂટક છૂટક લખાણો ઘણાં છે. પણ નવતરવાદી કવિતાના ઉદ્ગમસ્થાન સમી પ્રતીક-વાદની કવિતા અને કાવ્યવિવેચનાનો આ પહેલો સંચયગ્રંથ છે; જે માત્ર પ્રતીકવાદની જ કવિતા લેખે નહિ, પણ સંવેદ્ય સંદિગ્ધલીલા અને અરૂઢ આકૃતિ નિર્માણને નવાજતી આધુનિક સાહિત્યચેતનાના અભ્યાસી-ઓને આકર્ષીને સ્વાધ્યાયનાં અનેક દિશાદ્વારો ઉઘાડી આપશે—એનો અદકો આનંદ છે.

ત્રીજી તરફ–

આ ગ્રંથમાં ચંદ્રકાન્તે ફ્રેંચ કવિઓની કવિતા ઉપરાંત બીજા વિદેશી કવિઓની કવિતાનું સયુકત નિરૂપણ–સમીક્ષણ કર્યું છે. પ્રતીકવાદી કવિતાનાં લક્ષણોની પાને પાને ઊભરાતી સમૃદ્ધ ચર્ચાઓ વાંચતાં, કોઈને પણ એનાં હાથવગાં દૃષ્ટાંતો તરીકે કેટલીય ગુજરાતી રચનાઓનું સ્મરણ થઈ આવશે. અન્ય વિદેશી કવિઓને સ્વીકારવામાં જો ચંદ્રકાન્તને વાંધો ના હોય તો આ પુસ્તકમાં જ 'ગુજરાતી કવિતામાં પ્રતીકવાદી વલણો' જેવો અનુલેખ માગવાનો વાચકોને હક છે એ અંગેનું ચંદ્રકાન્તનું મૌન–સહેતુક હોય કે નિર્હેતુક, ઉપેક્ષાવૃત્તિથી હોય કે આળસથી–દુઃખદ છે.

છેલ્લે—

પ્રસ્તાવના નહિ જ લખવા. લખાવવાના હઠાગ્રહના અને સુમન શાહ પાસેથી કશું કામ તો કઢાવી જ લેવાના દુરાગ્રહના પરિણામ રૂપે જ, જાણે કે પ્રાપ્ત થતું, આવરણ–ચિત્રનું ચીતરામણ, પ્રતીકવાદની કવિતા જેટલું દુર્બોધ હોય કે ના હોય; પણ સુમન શાહની વિશિષ્ટ વૈયક્તિકતાનું પ્રબોધક બને છે. □

**સાભાર સ્વીકાર**

**અહો બત કિમ્ આશ્ચર્યમ્ :** (નિબંધસંગ્રહ) લેખક : **શ્રી સુરેશ હ. જોષી,** પ્ર. બુટાલા પ્રકાશન, સૂર્યનારાયણ બાગ સામે, **વડોદરા–૩૯૦૦૧, મૂ. પંદર રૂપિયા.**

# ખોડની ગાંઠ



▫ ▫ ▫ ▫ ▫ વિજય શાસ્ત્રી ▫ ▫ ▫ ▫ ▫

કોઈ સામાજિક વાર્તામાં આવે એવાં મા-બાપની કોઈ વાત અહીં વાંચવા નહિ મળે. વર્તમાનપત્રોના 'નારીવિભાગ'માં આવતા પ્રસંગોમાંની, 'સંસ્કારની જ્યોત જલતી રાખનારી' ગૃહિણીની પણ કોઈ વાત નથી. પતિનો ઠપકો મૂગે મોઢે સાંભળી લેનારી કોઈ આર્ય; સતી નારી પણ આ લખનારને અભિપ્રેત નથી. પુત્રને શિવાજી અને ઇતિહાસપ્રસિદ્ધ નરવીરોની કથાઓ સંભળાવી પ્રેરણાનાં પીયૂષ પાનારી કોઈ વીરમાતા પણ આમાં ઉપસાવવાનો આશય નથી. ઊંધા છેડાની સાડી લપેટીને મહિલામંડળના પ્રમુખસ્થાનેથી સ્ત્રીઓનાં કર્તવ્ય વિશે ભાષણ કરનારી કોઈ સ્નૉબિશ, એરિસ્ટોક્રેટિક કે સોફિસ્ટિકેટેડ વુમન પણ આ સ્ત્રીથી ઘણી બધી દૂર છે.

કદાચ આ સ્ત્રી પતિને મનમાં ભાણ્ડતી પણ હશે, પતિની તુમાખીથી દુઃખી પણ થતી હશે. એ જ પતિને શરદીનો તાવ ભરાતાં ગમગીન પણ થઈ જતી હશે. ઉત્સવને દિવસે પતિએ આણેલી વેણી પહેરતાં પ્રેમના બે શબ્દો બોલતાં લજવાતી યે હશે, થોડીક લુચ્ચી પણ હશે. થોડીક કામચોર પણ હશે, ભણવામાં ઢ પણ હશે. ખાવામાં હેડમ્બા પણ હશે તો રાંધવામાં પ્રવીણ પણ હશે. તૈયાર થાય ત્યારે મનોરમા યે લાગતી હશે તો પથારીમાંથી ઊંઘી ઊઠે ત્યારે વિખરાયેલાં ઝટિયાંને લીધે કુવડ જેવી પણ લાગતી હશે. પૈસા ઉડાવતી યે હશે તો વળી બચાવતી ય હશે. ટૂંકમાં મારા ભાઈ, આ કે તે કોઈ એક ચોકઠામાં તેને જડબેસલાક પૂરી દઈ શકાય તેમ નથી. કેમ કે તે કોઈ વાર્તાનું પાત્ર બનવા, નારીવિભાગમાંની આદર્શ ગૃહિણી બનવા કે શિવાજી જેવા વીરપુત્રની માતા બનવા જન્મી નથી પણ એક સરેરાશ સ્ત્રી બનવા જન્મી છે. સ્ત્રી તરીકે જ જીવે છે. સ્ત્રીની જ ભૂખ, સ્ત્રીની જ તરસ,

સ્ત્રીની જ બીક, સ્ત્રીની જ ઇચ્છાઓ, સ્ત્રીની જ નબળાઈઓ તેનામાં છે, જો કે, ખૂબ ફરસાણ ખાવાથી તેનું ગળું બેસી જાય છે ત્યારે તેનો ઘોઘરો અવાજ સૈણ નહીં પણ ભાયડાનો જ લાગે છે ને છતાં બાળકને બચ્ચીઓ ભરી ઘોડિયે ઝૂલાવે ત્યારે એ જ જાડો, બેસૂરો અવાજ, પ્રેમવરસાવતો મોહક અવાજ પણ બની રહે છે, પડોશી માટે નહિ, પણ લાળ કાઢતા ઘોડિયે ઝૂલતા નાગા બાળક માટે

એવું કંઈ નથી કે આખી દુનિયાને તેનો અવાજ શ્રુતિમનોહર લાગવો જ જોઈએ. એવું કંઈ નથી કે સમારંભોમાં ખોટું ખોટું શરમાઈને શરૂઆતની પ્રાર્થના તેના વડે ગવાઈ શકાવી જ જોઈએ. એવું કંઈ નથી કે શેરીના ગરબામંડળમાં તેની રેલાતી હલકનો ગુંજારવ હાજર રહેલાઓનાં ચિત્તમાં ગૂંજ્યા જ કરવો જોઈએ.

પણ પેલા બાળકને ઊંઘ આવી જાય ને ઊંઘતા બાળકનાં બંધ પોપચાં પર હળવી બચ્ચી ભરી શકાય એટલો ખરાબ, એટલો સારો, ઘોઘરો, સારો, નકામો, પ્રેમાળ, ખરાબ, વત્સલ અવાજ તો તેનો છે જ.

એ બાળકના ડાબા પગે ઘૂંટણ નીચે એક કોઢનો ડાઘ છે.

ગભરાશો નહિ. આ કોઢના ડાઘનો ઉપયોગ કરી લેવાની કોઈ ખોરી દાનત મારામાં નથી. એમાંથી કોઈ કરુણ/અપકરુણ નવલકથા સરજી કાઢવાનો મને લોભ નથી. પણ એના પગે કોઢનો ડાઘ છે એને જીવનની અનેક હકીકતોમાંની એક હકીકત તરીકે જ ગણવા/ગણાવવા ચાહું છું.

આ બાળકનો, એક કાલું કાલું બોલતા મધુર બાળપાત્ર તરીકે વિકાસ કરવાની જરાય ઇચ્છા નથી. એ છે એક સરેરાશ બાળક. ખાઉધરું, તોફાની, મોટું થતું, ડફોળ છતાં માને માટે બાળક. દુર્ગુણો પણ છે. તેનામાં નાકે લીંટના શેરડા નીકળ્યા છે. ક્યારેક વળી બીડી પણ તાણી શકે–જો કે તાણે નહિ. ઝાડ પરનાં વાંદરાં ઉતારે એવો, મોટો થતો જતો બાળક.

એ બાળકે કોઈ ગુનો કર્યો એમ ધારી લઈએ:
એ કોઈકને મારી આવ્યો હશે.
એ કોઈકની વાડીમાંથી જાંબુ ચોરી લાવ્યો હશે.
એ કોઈકનો ભમરડો તોડી આવ્યો હશે.
એ કોઈકને ગાળ દઈ આવ્યો હશે
ગુનો કોઈ પણ કલ્પી શકીએ.

એના બાપ કને ફરિયાદ આવે છે કે "આજે તમારો છોકરો આમ કરી ગયો."

બાપ તુમાખીખોર તો છે જ એટલે તડૂકી ઊઠે છે. મોઢે ચડી એટલી ગાળો બોલી છોકરાને સુધારવા માગે છે. અહીં નાટક કરાવવું હોય તો માફકસરની ગાળ બાપના મોઢામાં મૂકી શકાય. બાપનો ચહેરો ગુસ્સાથી લાલઘૂમ થયેલો બતાવી શકાય. રૌદ્ર રસના આવિર્ભાવ માટે રસશાસ્ત્રમાં અમુક ચોક્કસ આંકડાની સંખ્યામાં સૂચવાયેલા સાત્ત્વિક ભાવો આરોપી શકાય. ટૂંકમાં પ્રચણ્ડ ક્રોધથી ધ્રૂજતા માણસનું ચિત્ર કોઈ પણ ચાલાક નાટક જાણકારને પૂછવાથી જાણી શકાય.

છોકરો રડી પડે. માના પડખામાં ભરાઈ જાય ને બોલે—

'પેલા નઠુની સાથે હું ગયેલો તેણે આમ કર્યું, તેમાં મારો જરા યે વાંક નથી.'

'નઠુ?' બાપ તેની રાબેતા મુજબની અદામાં ઘૂરકે.

'નઠુની છાપ મહોલ્લામાં સાવ બાદમાશ છોકરા તરીકેની હોય. એના તરફ લગભગ બધા મહોલ્લાવાસીઓને તિરસ્કાર હોય ને નઠુ ખરેખર એવો જ હોય, એને લાયક જ હોય. એમ નહીં કે દીનજન-વાત્સલ્યને પ્રતાપે એ તોફાની છોકરાના હૃદયમાં પણ કેવા ઉદાત્ત ભાવો રહેલા છે, તેમાં ડોકિયું કરવાની તક આ લખનારને જોઈએ છે. નઠુ [illegible]ફાની જ છે. ખરેખર બદમાશ, સોબત ન કરવા જેવો જ. છતાં પેલા [illegible]કરાએ એની સોબત કરી છે. સોબત વધારવા માંડી છે.

વારંવાર રોકવા/ટોકવા/ના પાડવા છતાં સોબત છોડતો નથી.

છોકરો હવે વધુ મોટો થયો છે. લાંબી પાટલૂન હેઠળ હવે તેનો કોઢનો ડાઘ ઢંકાઈ રહે છે. તે મિષે તેનું ઓશિયાળાપણું, લઘુતા પણ ઢંકાઈ રહે છે. પાટલૂન બદલતી વખતે જ્યારે થોડીક ક્ષણો એની નજરે ઘૂંટણ નીચેનો કોઢનો ડાઘ પડે છે ત્યારે તે લગીર ઓશિયાળાપણાના, હીણપદના તળિયે ડૂબકી મારી જાય છે પણ ઝડપભેર પેન્ટ ફરી પહેરી લેતાં જ તે ખુમારીવાળો, જાહેરખબરમાંના પુરુષ જેવો, દમામભેર ચાલતો બની જાય છે. એને માટે આમ લાંબા પાટલૂનની હાજરી/ગેરહાજરી અનુક્રમે ગીતાકથિત લાભાલાભૌ જયાજયૌનો અનુભવ કરાવનારી બની રહે છે.

નઠુની સોબત એનાથી છૂટતી નથી.

ઘરની શિખામણ અટકતી નથી.

ધાક, ધમકી અને કયારેક મારપીટ થતાં રહેતાં હોવા છતાં–

નઠુની

સોબત

તેનાથી

છૂટતી

નથી

૭.

ઑફિસેથી પાછા આવેલા બાપના ખીસામાંથી દસની નોટ ઉચકાઈ ગઈ હોવાને લીધે તે વ્યગ્ર છે. ધૂંધવાયેલા છે. કેમકે તે મધ્યમવર્ગીય નોકરિયાત આદમી છે. ખર્ચ છે. દેવું છે, ઘણું લાવવાનું છે. પહેલી તારીખ આડે નવ દિવસ ઉર્ફે નવ યુગ બાકી છે. ચિંતા છે. 'વાઈફ'ને (તેનો માનીતો શબ્દ) લો બી. પી. છે. ટીકડીઓનું પ્રિસ્ક્રિપ્શન ખીસામાં ઘણા વખતથી પડી રહેવાને લીધે ચોળાઈ ગયું છે. છોકરો નઠુની સોબતે ચડી ગયો છે. કયારેક બીડી ફૂંકે છે. કયારેક કોઈકને મારી આવે છે. કયારેક બૉલબૅટની રમતમાં પડોશીની બારીનો કાચ તોડી આવે છે. ક્યારેક કોઈ ફરિયાદ લઈને આવે છે—આજની જેમ :

'એમ...? ક્યાં ગયો સા...હાડકાં જ ભાંગી નાખું આજે તો' બાપ ફરિયાદ લઈને આવેલા પડોશીના દેખતાં જ પોતાની ભાવિ યોજનાની વીર ઘોષણા કરે છે. પડોશી મનમાં હરખાય છે પણ બહારથી 'જવા દો, છોકરું છે. આ તો એમ કે તમારે કાને વાત નાખી હોય તો બીજી વખત...એને પેલા નટુડાની સોબત છોડાવી દો તો બસ' એમ કહે છે.

બાળક ઘરમાં આવે છે. લાંબી પાટલૂન પહેરી હોઈ ઓશિયાળાપણું અનુભવતો નથી. બાપનું મગજ ફાટેલું છે. એ બાપે જ ભૂતકાળમાં પોતાના આ છોકરાનું એક સરસ, સાહિત્યિક નામ પાડેલું છે, છતાં એ બાપ જ એનું પાડેલું નામ બાજુ પર હડસેલી દઈને ક્રોધે પાડેલા નવા નામે સંબોધે છે—

'આમ આવ સાલા, કોઢિયા, આજ તો...' 'કોઢિયા શબ્દ વડે એક બાપ પોતાના બેટાને નવાજે તેમાં ભદ્રતાનો ભંગ કદાચ થતો હશે પણ ઔચિત્યનો નહિ. કેમ કે ગુસ્સે થયેલો રાક્ષસ કંઇ અહિંસાનો પાઠ નથી કરતો પણ 'માણસખાઉં'ની જ બૂમ મારે છે. અભદ્રનો તિરસ્કાર કરાવીને આ લખનાર બાપના પાત્રને આદર્શનું પૂંછડું બનાવવા નથી માગતો.

દીકરો-જે લાંબી પાટલૂન હેઠળ કોઢનો ડાઘ ઢંકાયેલો હોવાથી ખુમારીભેર ડગ માંડતો હોય છે તે-અચાનક થંભી જાય છે. થર્મોમીટરમાં ઝડપભેર ઊતરતા પારાની જેમ એકાએક તેની ખુમારી આ 'કોઢિયા' શબ્દના સંબોધનથી ઊતરી જાય છે, તે અપમાનિત હાલતમાં મા સામે જુએ છે. જાણે કશુંક માગતો/યાચતો હોય તેમ.

બાપ તેની કાનપટ્ટી પકડીને જોરથી આમળે છે ને તે રડી પડે છે. કાનપટ્ટીના અમળાવાથી તેને શારીરિક દુઃખ થાય છે ને એ કારણથી તે રડી પડે છે એમ બધાં જ માની લે છે. પેલો પડોશી, પેલો બાપ, પેલી મા, પેલો આ ને પેલો તે,–બધાં જ.

પણ. ના.

જ્યારે તે ત્રીજા ધોરણમાં પાસ થયેલો ત્યારે, રમતમાં હસતાં હસતાં માતાએ લાડમાં આથી યે વધુ જોરપૂર્વક તેનો આ જ કાન આમળ્યો હતો છતાં તેને જરા યે દુઃખ નહોતું થયું કે નહોતું તેને રડવું આવ્યું, તો હમણાં કાનપટ્ટી અમળાવાથી શીદને રડ્યો ? આમ પ્રશ્ન પૂછીને કોઈ ઉખાણાની સસ્તી તરકીબ અહીં ન અજમાવીએ, પણ એટલું કહી દઈએ કે કાન અમળાવવાથી થયેલું દુઃખ તો નગણ્ય હતું પણ સાથેના 'કોઢિયા' સંબોધનનો પ્રહાર તેના કાનને પીડી ગયો હતો. બાપ લાપટઝાપટ કરવા હાથ ઉગામે છે. છોકરો માની પાછળ સંતાઈ જાય છે.

મા તેને બાજુના ઓરડામાં મોકલી આપે છે. એના ગયા પછી પતિને ઠપકો આપે છે—

'તમે એને 'કોઢિયો' કહેવામાં બાકી હતા તે પણ આજ પૂરું કર્યું...'

બાપ કશો જવાબ ન આપી શકતાં મનમાં જ કશુંક ગણગણીને રહી જાય છે,

'મહોલ્લામાં તો બધાં એને કોઢિયો કહીને ચીડવે જ છે તેમાં એક વધા–'–મા.

'એ વાત છોડ, એ નટિયાની સોબત કેમ નથી છોડતો ?'

'એ નટિયાને ભાણ્ડો છો. પણ તમને ખબર નથી કે એ નટિયો...'

'શું ખબર નથી ?' બાપ, હોય, એટલી તાકાતથી પત્નીને ડરાવવા ગર્જે છે.

'તમને ખબર તો છે કે એ નટિયાને ય બચારાને એક આંખ નથી એટલે બધા 'કાણિયો' કહે છે !'

'તે છે જ કાણિયો હરામી !'

'એ હરામી હોય તો ભલે, પણ આપણો ચિરંજીવી જ્યારે

નટિયાની ભેગો હોય છે ત્યારે કોઈ એને 'કોઢિયો' કહેવાની હિંમત કરી શકતું નથી એટલે એની સોબત...'

બાપને કશું સમજાયું હશે. કદાચ પછીથી સમજાયું હશે કે નટુને જેમ ખોડ હતી તેમ તેમના ચિરંજીવીને ય હતી.

અને એ કોઈ શાસ્ત્રમાં નહોતું કહ્યું પણ કોઢિયો ને કાણિયો આ એક ખોડની ગાંઠે જ મજબૂત રીતે બંધાઈ ગયા હતા.

ચોટદાર અંત લાવવો હોય તો એમ કહી શકાય કે નટુની સોબત છોડાવવા માટે છોકરાના બાપે આ પછી એક હરફ સરખો ય કાઢ્યો નહોતો. □

### તંગી △ દિનકર

રાજા !

તારી ઘોડારના ઘોડા પુષ્ટ છે.

પ્રજા ભૂખી અને નાગી છે.

ઘોડાઓને કશી જ કમી નથી,

પણ લોકોને હરેક પ્રકારની તંગી છે.

*

### સાવધાની △ દિનકર

જે બહુ બોલતો હોય

તેની સાથે ઓછું બોલો

જે હમેશાં ચૂપ રહે

તેની સામે હૃદય ના ખોલો.

# પ્રસવ



□ □ □ □ અર્નેસ્ટ હેમિંગ્વે □ □ □ □

કાંઠે એક હોડી ઊભી હતી. બે ઇન્ડિયનો રાહ જોતા હતા

નિક અને એના પિતા નાવના પાછલા છેડે બેસી ગયા. ઇન્ડિયનોએ મને આગળ ખસેડ્યો. એમાંનો એક અંદર બેસીને હલેસાં ચલાવવા લાગ્યો. જ્યોર્જ કાકા કેમ્પની હોડીના છેડે બેસી ગયા, યુવાન ઇન્ડિયને એમને પણ ખસેડ્યા અને જ્યોર્જ કાકાને લઈને હોડી ચલાવવા લાગ્યો.

બંને હોડી અંધારામાં ચાલવા લાગી. ગાઢ ધુમ્મસમાં હલેસાંનો અવાજ જ નિક સાંભળતો હતો. બંને ઇન્ડિયનો ઝડપભેર નાવ હંકારતા હતા, નિક એની હોડીમાં પિતાના ખોળે પોઢી ગયો. નીચેનું પાણી બહુ ઠંડું હતું. ઇન્ડિયનો ઘણી મહેનતે હોડી હંકારતા હતા, ગાઢ ધુમ્મસને કારણે આગળની હોડી દેખાતી નહોતી.

'પપ્પા, આપણે ક્યાં જઈએ છીએ ?' નિકે પૂછ્યું

'પેલે પાર ઇન્ડિયન વસ્તીમાં ત્યાં એક સ્ત્રી ખૂબ જ માંદી છે.'

'ઓ..... હ......!' નિક બોલ્યો.

પેલે પાર પહોંચીને એમણે જોયું, બીજી હોડી કિનારે ઊભી હતી. જ્યોર્જ કાકા અંધારામાં સિગાર ફૂંકતા હતા. ઇન્ડિયન યુવાને હોડીને ખેંચી ખેંચીને સાવ કાંઠે આણી દીધી. જ્યોર્જ કાકાએ બંને ઇન્ડિયનોને એકેક સિગાર આપી.

કિનારાથી એ લોકો ચાલીને ચોગાનમાં આવી પહોંચ્યા. ઝાકળથી જમીન ભીની થઈ ગઈ હતી. હાથમાં લાલ-ટેન લાઈને એક ઇન્ડિયન યુવાન આગળ ચાલતો હતો. આગળ ઝાડી હતી. તેમાંથી થઈને એક પગદંડી સડક સુધી જતી હતી. એ સડક જતી હતી ડુંગર સુધી.

અંધારું કંઈક ઓછું હતું. બંને કાંઠના ઝાડ બરાબર દેખાતા હ ..
ઇન્ડિયન યુવાને થોભીને લાલટેન ઓલવી નાખ્યું. પછી બધા એક સાથે
સડક પર ચાલવા લાગ્યા.

આગળ વળાંકે એક કૂતરો આવીને ભૂંકવા લાગ્યો. થોડે દૂર ઝૂંપડાંઓમાં અજવાળું દેખાતું હતું. ઝાડ કાપનારાં ઇન્ડિયન લોકોની એ વસ્તી હતી. કેટલાંક કૂતરાં એમના પર ધસી આવ્યાં તો બંને ઇન્ડિયનોએ એમને ઝૂંપડામાં પાછાં હાંકી કાઢ્યાં

*

રસ્તાની પાસે પહેલાં જ ઝૂંપડામાંની બારીએ બત્તી સળગતી હતી. ગ્યાસતેલનો દીવો લઈને એક ડોસી બારણે ઊભી હતી. અંદર એક લાકડાની બેઠક પર એક જુવાન સ્ત્રી પડી હતી. છેલ્લા બે દિવસથી એ પ્રસવપીડામાં ચીસ પાડતી હતી. ઇન્ડિયન વસ્તીની તમામ બુઝુર્ગ સ્ત્રીઓ ત્યાં ભેગી થઈ હતી. બધા પુરુષો પેલી સ્ત્રીની પીડાની ચીસ ન સંભળાય એટલે દૂર રસ્તા પર બેઠા ચલમ ફૂંકતા હતા. ડૉકટર અને જ્યોર્જ કાકાની પાછળ પાછળ નિક પણ બંને ઇન્ડિયનોની સાથે ઝુંપડામાં ગયો. પેલી સ્ત્રીએ દર્દથી ચીસ પાડી. લાકડાની બેઠક પર એ ચાદર ઓઢીને સૂતી હતી. એનું માથું એક બાજુએ ઢળી પડ્યું હતું. ઉપરની બેઠક પર એનો પતિ બેઠો હતો. ત્રણ દિવસ પર એનો પગ કુહાડીથી ઘવાયો હતો. એ ચલમ ફૂંકતો હતો. ઓરડામાં ઘણી દુર્ગંધ હતી.

નિકના પપ્પાએ ચૂલા પર પાણી ગરમ કરવા મૂકવા કહ્યું. પાણી ગરમ થાય તે દરમ્યાન એ નિકને કહેતા રહ્યા—

'નિક, આ સ્ત્રીની પ્રસૂતિ થવાની છે.'

'જાણું છું.'

'તું નથી જાણતો.' એના પપ્પાએ કહ્યું, 'મારી વાત સાંભળ. અત્યારે એ ભોગવે છે તે પ્રસવપીડા છે. બચ્ચું બહાર આવવા પ્રયત્ન

કરે છે, અને આ સ્ત્રી પણ એમ જ ઇચ્છે છે, કોઈ પણ રીતે બહાર આવે. આ ચીસો અને કણસવાનો અર્થ એ જ છે.'

અને એ સાથે જ પેલી સ્ત્રીએ ચીસ પાડી.

'ઓહ, પપ્પા! આની ચીસ, પીડા બંધ કરવા માટે તમે કશું જ ન કરી શકો!' નિકે પૂછ્યું.

'ના, મારી પાસે એને સૂંઘાડવાની કોઈ દવા નથી.' પપ્પાએ કહ્યું, 'પણ આ ચીસ અને કણસવાનું કશું મહત્ત્વ નથી. આ તો સામાન્ય છે. હું એની ચિંતા કરતો નથી.

ઉપરની બાજુએ સ્ત્રીના પતિએ પડખું બદલ્યું.

એક સ્ત્રીએ રસોડામાંથી ઇશારો કરીને ડૉક્ટરને જણાવ્યું કે પાણી ગરમ થઈ ગયું છે. નિકના પપ્પાએ ત્યાં જઈને એક મોટી કીટલીમાંનું ગરમ પાણી તાંસળામાં રેડ્યું. એક રૂમાલમાં લપેટેલી કેટલીક ચીજો કાઢી. તે કીટલીમાં બાકી રહેલા ગરમ પાણીમાં મૂકી.

'કીટલી ચૂલે મૂકી પાણીને ખદખદવા દો.' ડૉક્ટરે કહ્યું અને એ સાબુથી હાથ ધોવા લાગ્યા. એ સાબુ એઓ પોતાના કેમ્પમાંથી જ લાવ્યા હતા. નિક પોતાના પપ્પાને સાબુથી હાથ ધોતા જોતો હતો.

ઘણી સાવચેતીથી હાથ ધોતા એના પપ્પા કહેતા હતા:

— 'જો નિક, પ્રસવમાં બાળકનું માથું સૌથી પ્રથમ બહાર આવે છે. પણ કોઈ કોઈ વાર એવું નથી થતું, તો ભારે મુશ્કેલી ઊભી થાય છે. બનવાજોગ છે કે મારે ઑપરેશન કરવું પડે.'

સારી પેઠે હાથ ધોયા પછી એ અંદર જઈને પોતાના કામમાં લાગી ગયા.

'જ્યોર્જ, આ ચાદર જરા ખેંચશો?' એમણે કહ્યું, 'મારે સ્પર્શવી ન જોઈએ.'

અંધારું કંઈક ઓછું હતું. બંને કાંઠના ઝાડ બરાબર દેખાતા હતા. ઇન્ડિયન યુવાને થોભીને લાલટેન ઓલવી નાખ્યું. પછી બધા એક સાથે સડક પર ચાલવા લાગ્યા.

આગળ વળાંકે એક કૂતરો આવીને ભૂંકવા લાગ્યો. થોડે દૂર ઝૂપડાંઓમાં અજવાળું દેખાતું હતું. ઝાડ કાપનારાં ઇન્ડિયન લોકોની એ વસ્તી હતી. કેટલાંક કૂતરાં એમના પર ધસી આવ્યાં તો બંને ઇન્ડિયનોએ એમને ઝૂંપડામાં પાછાં હાંકી કાઢ્યાં

*

રસ્તાની પાસે પહેલાં જ ઝૂંપડામાંની બારીએ બત્તી સળગતી હતી. ગ્યાસતેલનો દીવો લઇને એક ડોસી બારણે ઊભી હતી. અંદર એક લાકડાની બેઠક પર એક જુવાન સ્ત્રી પડી હતી. છેલ્લા બે દિવસથી એ પ્રસવપીડામાં ચીસ પાડતી હતી. ઇન્ડિયન વસ્તીની તમામ બુઝુર્ગ સ્ત્રીઓ ત્યાં ભેગી થઈ હતી. બધા પુરુષો પેલી સ્ત્રીની પીડાની ચીસ ન સંભળાય એટલે દૂર રસ્તા પર બેઠા ચલમ ફૂંકતા હતા. ડૅાકટર અને જ્યોર્જ કાકાની પાછળ પાછળ નિક પણ બંને ઇન્ડિયનોની સાથે ઝુંપડામાં ગયો. પેલી સ્ત્રીએ દર્દથી ચીસ પાડી. લાકડાની બેઠક પર એ ચાદર ઓઢીને સૂતી હતી. એનું માથું એક બાજુએ ઢળી પડ્યું હતું. ઉપરની બેઠક પર એનો પતિ બેઠો હતો. ત્રણ દિવસ પર એનો પગ કુહાડીથી ઘવાયો હતો. એ ચલમ ફૂંકતો હતો. ઓરડામાં ઘણી દુર્ગંધ હતી.

નિકના પપ્પાએ ચૂલા પર પાણી ગરમ કરવા મૂકવા કહ્યું. પાણી ગરમ થાય તે દરમ્યાન એ નિકને કહેતા રહ્યા—

'નિક, આ સ્ત્રીની પ્રસૂતિ થવાની છે.'

'જાણું છું.'

'તું નથી જાણતો.' એના પપ્પાએ કહ્યું, 'મારી વાત સાંભળ. અત્યારે એ ભોગવે છે તે પ્રસવપીડા છે. બચ્ચું બહાર આવવા પ્રયત્ન

ઇન્ડિયન યુવતી પર એ ઝૂકયા તો એ હવે શાંત હતી. એનો ચહેરો પીળો પડી ગયો હતો. બાળકનું શું થયું એનું કશું જ એને ભાન નહોતું.

'સવારે હું પાછો આવીશ.' ડૉકટરે ઊઠતાં કહ્યું, 'સેંટ ઇગ્નેસની' નર્સ બાર વાગ્યા સુધીમાં અહીં આવી પહોંચશે, સાથે એ બધી જરૂરી ચીજો લેતી આવશે.'

ડૉકટર ઘણા ખુશ હતા. એ પોતાને બોલતા રોકી શકતા નહોતા.

'જ્યોર્જ, કોઈ મેડિકલ જર્નલને લાયક એક કેસ છે. આ તો એક સાવ સામાન્ય છરીથી ઑપરેશન, પછી નવ ફૂટ લાંબા તારના ટાંકા.'

જ્યોર્જ કાકા તો પોતાને પેલી સ્ત્રીએ બચકું ભરેલું તે હાથ જોતા હતા.

'ખરેખર, તમે એક મહાન માણસ છો.'

'પિતાનું ગૌરવ પામેલા આ ઇન્ડિયનને પણ તું જોઈ લે. આવે વખતે પિતાની હાલત સૌથી વધારે ખરાબ હોય છે. પણ મારે કહેવું જોઈએ કે એણે ત્યારે ધીરજથી બધું જોયું.'

ઇન્ડિયનના માથા પરથી ડૉકટરે કામળો ખેંચીને એનો હાથ કાઢ્યો તો તે ભીનો થઈ ગયો હતો. ડૉકટરે હાથમાં દીવો લઈને જોયું. ઇન્ડિયન ભીંત તરફ મોઢું કરીને સૂતો હતો. એક કાનથી તે બીજા કાન સુધી એના ગળે કાપ હતો. એના શરીરના દબાણથી બિછાના પર લોહી ભેગું થઈ ગયું હતું. જમણા હાથ પર એણે પોતાનું માથું ટેકવ્યુ હતું. કામળાની અંદર એક છરો દેખાયો, એની ધાર ઉપરની બાજુએ હતી.

'જ્યોર્જ, નિકને ઝૂંપડાની બહાર લઈ જા.' ડૉકટરે કહ્યું. પણ એની કશી જ જરૂર નહોતી. નિકે ઉંબરે ઊભો રહીને એ દૃશ્ય બરાબર જોયું હતું. ડૉકટરે એ ઇન્ડિયનનું માથું થાબડ્યું.

... એ લોકો રસ્તા પરથી થઈને કિનારા તરફ પાછા ફરતા હતા ત્યારે સ્હો ફાટવાની તૈયાર હતી.

'નિક, તને અહીં સાથે લાવીને મેં સારું નથી કર્યું. મને ઘણો અફ-સોસ છે.' પપ્પાએ કહ્યું. ઓપરેશન પછીનો એમનો તમામ ઉત્સાહ ઓસરી ગયો હતો.

'શું સ્ત્રીઓને પ્રસવમાં હમેશાં આવી જ તકલીફ થાય છે?' નિકે પૂછ્યું.

'ના, ના, આવું તો કોઈ કોઈ વાર જ થાય છે.'

'પપ્પા, પેલાએ પોતાનું ગળું શા માટે કાપ્યું?'

'નિક, હું કહી શકતો નથી. એવું લાગે છે કે આ બધું એનાથી સહન થઈ શક્યું નહોતું.'

'શું ઘણાખરા પુરુષો આવા વખતે આવું જ કરે?'

'ના નિક, બધા પુરુષો એવું નથી કરતા.'

'અને સ્ત્રીઓ?'

'સ્ત્રીઓ કદાચ જ કોઈ વાર......'

'પપ્પા!'

'હા'

'જ્યોર્જ કાકા ક્યાં ચાલ્યા ગયા?'

'એ ઠીક થઈને પાછા ફરશે'

'શું પપ્પા, મરી જવું ખરેખર બહુ અઘરું હોય છે?'

'ના નિક, હું તો માનું છું કે એ બહુ સરળ હોય છે. પણ એ બધાનો આધાર......'

હવે એ લોકો હોડી પર હતા. નિક પાછલા ભાગે બેઠો હતો. એના પપ્પા હલેસાં મારતા હતા. ડુંગરે સૂરજ નીકળી ચૂક્યો હતો. છપાક કરતી એક માછલી ઉછળી તો પાણીમાં એક કુંડાળા જેવું થયું. નિક પોતાના હાથેથી પાણી કાપતો રહ્યો. સવારની ઠંડકમાં પાણી હુંફાળું લાગતું હતું.

સવારના સમયે હોડીના પાછલા ભાગમાં બેઠેલો નિક પિતાને હલેસાં ચલાવતા જોઈ રહ્યો. એને લાગ્યું કે મારી પાસે મોત કદી નહીં આવે. ▭

# બદ્ધ શું ?

# પ્રતિબદ્ધ શું ?

## રતિલાલ 'અનિલ'

**પેલી** ટેકરી તમે વર્ષોથી જુઓ છો. હવે ફરી જુઓ; એ પહેલાં હતી ત્યાં જ છે ને? એ પ્રતિબદ્ધ છે એમ તો નહીં કહો ને? અને પેલું ઝરણું વહ્યે જાય છે, બસ વહે જ જાય છે, એટલે એ પ્રતિબદ્ધ નથી એમ તો નહીં કહો ને?

પેલા કિલ્લાની દીવાલ જર્જર થઈને ખરતી જાય છે...ખસી શકતી નથી એટલે જ કદાચ એણે આમ રજકણે રજકણે જવા માંડ્યું નહીં હોય? એ ખસી શકતી નથી છતાં જાય તો છે ને?

પેલું પુષ્પ તમે જોયું નહોતું, છતાં તમે કઈ પ્રેરણાથી એને શોધી કાઢ્યું? એને જોયા પછી જ કેમ પ્રસન્નસભર સ્વસ્થ થયા? સુગંધે એની હાજરી વર્તાવી એટલે તમે એને શોધી કાઢ્યું. એ તો હતું. ત્યાં જ હતું, છતાં તમારી પાસે પણ આવ્યું ખરું ને? છતાં એ હતું. ત્યાં જ હજી યે છે ને? ના, કાલે સવારે હું એને દૂર કરીશ એ તો એક સ્થૂળ પરિણામ હશે. વાસ્તવમાં તો એણે જવાની શરૂઆત કરી જ દીધી હતી—તમે તો એ જશે ત્યારે જ જાણશો કે એ ગયું.

એ પુષ્પ પ્રતિબદ્ધ છે એમ તો નથી જ ને? કેમ કે એ તો એની સુગંધ દ્વારા વ્યાપે છે—એ સુગંધ જ એની જીવનગતિ છે—એ પૂર્ણ થાય છે ત્યારે જ એને દૂર કરું છું. એના સ્થૂળ દેહને તો તમે પુષ્પ નથી કહેતા ને?

પુષ્પ છે ત્યાં જ માત્ર નથી, અને નથી ત્યાં પણ છે. એ બદ્ધ નથી. પ્રતિબદ્ધ નથી.

તમે રત્ન જુઓ, એ આકારબદ્ધ છે? શું ખરેખર એ આકારબદ્ધ છે? શું તે તેના આકારની બહાર પણ નથી? એને 'રત્ન' કહો છો એમાં જ રત્ન તેના આકાર–કદની બહાર પણ છે એવો સ્વીકાર નથી આવી જતો? જો એ આકારબદ્ધ જ હોત તો તમે એને 'પથ્થર' કહ્યો હોત! પથ્થર તેના આકાર–કદની બહાર નથી. પણ એની મૂર્તિ એના આકારમાં જ બદ્ધ નહીં હોય. પથ્થરમાંથી કિરણ નથી નીકળતાં પણ પથ્થરની મૂર્તિમાંથી અર્થવાહી ભાવ પ્રગટે છે.

તો આ બદ્ધતા અને પ્રતિબદ્ધતા શું છે?

ઇસુની કેટલી યે વેદના તેના ક્રૂસની બહાર પણ છે, કેમ કે તેઓ ખીલે વીંધાયા તે પહેલાં તો તેમને ક્રૂસે ચઢાવનારાઓની પ્રતિબદ્ધતાથી વીંધાઈ ચૂક્યા હતા...

વેદના ક્રૂસના આકારમાં સૂચિત થઈ તે પહેલાં એ વેદના આકારની બહાર હતી અને ક્રૂસના આકારમાં બદ્ધ થઈ ત્યારે તો એ પૃથ્વી પર દૂર દૂર સુધી ફેલાઈ ગઈ હતી—અર્થનું કવચ પણ તૂટી ગયું હતું અને એ કરુણા થઈ ગઈ હતી.

માણસ તેની સંજ્ઞાબહાર ન હોઈ શકે? નિયમો અને આચારોથી બાંધ્યા પછી પણ તે સૌની બહાર પણ એ હોઈ ન શકે? તો આ બદ્ધનાં અને પ્રતિબદ્ધનાં ગુણગાન કયા અજ્ઞાનનાં સૂચક છે?

આકાશ કાયમ પક્ષીની પાંખની બહાર રહે છે. છતાં કહો, એ પાંખમાં જ આકાશ નથી? આપણા બાહુની બહાર આકાશ છે, પણ પગ અને પૃથ્વી માણસ માટે એકબીજામાં ઓત પ્રોત છે. રીત કે ગરમ ધરતીથી અદ્ધર રહેલા પગ પણ પૃથ્વીમય છે. એ ગુણબદ્ધ છે. પદાર્થબદ્ધ નથી. અસ્તિત્વની જાગ્રતિએ અલગતા નથી. પ્રતિબદ્ધતાનો

અભાવ નથી. પણ, આ બદ્ધ અને પ્રતિબદ્ધ શબ્દોની જ શી જરૂર છે? એમાં કેદ કરેલા અર્થો પ્રજ્ઞા અને પ્રતિભાઓનાં સ્પર્શમાત્રથી અર્થબદ્ધતાનું કવચ તોડીને બહાર આવી જતા નથી?

કયો સૈનિક પહેરેલા ગણવેશે અને કસેલા કમરપટે ઊંઘવાનો, આરામ કરવાનો? અને ઊંઘવું અને આરામ કરવો એ જીવનનો ભાગ નથી એમ તમે કહેશો? પહેરેલે ગણવેશે ઊંઘવા આરામ કરવાનો સમય પણ યુદ્ધમોરચે આવે છે, એ એની ફરજ છે: છતાં તે ગણવેશ વિના આરામ કરતો હોય ત્યારે તે પ્રતિબદ્ધ નથી એમ કહી શકો ખરા?

વિકસતો કાંટો પણ બદ્ધ લાગતો નથી. સૂકાયેલો કાંટો બદ્ધ લાગે છે, પણ એ તો એની સડવાની–જવાની શરૂઆત હોય!

વહેતો અર્થ એટલે છૂટો પડીને દોડતો અર્થ નહીં, પણ સાતત્યશીલ વહેતો અર્થપ્રવાહ. પ્રવાહની નિર્મળતા એના વહેવામાં છે. બદ્ધતામાં નથી. એ એના કાંઠામાં બદ્ધ હોય એ તમને ગમે છે, કેમ કે તમને સલામતી ગમે છે, કહો કે સંકુચિત અર્થની સલામતી ગમે છે તમને ઠાંકાબદ્ધ પ્રવાહ ગમે છે, કેમ કે તમે કાંઠે જ ઘર બાંધ્યું છે, અને તે પ્રવાહનો પટ વિસ્તરે ત્યારે તમે ઘરને ખસેડી શકતા નથી. ઘર બદ્ધ–પ્રતિબદ્ધ હોવાથી જ તમે ચિંતામાં પડો છો. એવે વખતે યોગ્ય એ છે કે ઘર છોડીને હોડીને તમારું વહેતું ઘર બનાવો.

આકાશમાં ફરતી સમડીને આકાશની સ્થિર સંજ્ઞા તો શી રીતે બનાવી શકો? છતાં કહો, સમડી આકાશમાં ગમે ત્યાં વિહરતી હોય છતાં તે આકાશની જ સંજ્ઞા નથી?

રણકતો ઘંટ તેના આકાર–કદની બહાર જ હોય છે, અને દિવસે તે એક ફર્લાંગ સુધી સંભળાતો હોય છતાં શિયાળાની રાતે તમે એક માઈલ છેટેથી પણ એને સાંભળી શકો! ▭

# યોગેશ્વર કૃત ધાર્મિક પુસ્તકો



**યોગદર્શન :** પાતંજલિકૃત યોગદર્શનનો યોગેશ્વરજીએ કરેલો અનુવાદ. ભૂતભવિષ્ય અને વર્તમાન-ત્રણે કાળની ખબર પડે છે, ઇચ્છિત વસ્તુ આપમેળે મળે, સંકલ્પ માત્રથી રોગ દૂર થાય, પશુ પક્ષીની ભાષા સમજાય, ઈશ્વરનો સાક્ષાત્કાર થાય. મોટી સાઈઝ, પાકું પૂઠું, ૫૫૦ પાનાં. મૂ. ૧૫-૦૦ (ટપાલથી રૂા. ૧૭)

**રામાયણદર્શન :** યોગેશ્વરજીની ભાવવાહી કલમે પદ્યાનુબંધ કરાયેલો આ મહાન ગ્રંથ પ્રત્યેક ઘરમાં હોવો જ જોઈએ.

પાકું પૂઠું : મૂ. રૂ. ૩-૦૦ (ટપાલથી રૂ. ૪).

**ગીતાદર્શન :** ગીતાજીનું મહાત્મય અપાર છે. યોગેશ્વરજીએ ગીતાજીની સવિસ્તર, સંપૂર્ણ સમજ પડે એ હેતુથી આ દળદાર ગ્રંથ લખ્યો છે. હજાર પાનાંનો પાકા પૂઠાનો વાર્નિસ્ડ જેકેટથી સુશોભિત આ મહાન ગ્રંથ દરેક ઘરમાં હોવો જ જોઈએ. મૂ. રૂા. ૨૦-૦૦ ટપાલથી (૨૨-૦૦).

**ઈશ્વરદર્શન :** યોગેશ્વર જેવાં સંત પુરુષે ઈશ્વરનું દર્શન કેમ કરવું તે વિશે માર્ગદર્શન આપ્યું છે. મૂ. રૂ. ૩-૦૦ (ટપાલથી ૪-૦૦).

**રુક્મિણિ :** ભગવાન શ્રી કૃષ્ણ અને રુક્મિણિ વિશે પદ્યાનુબંધ કાવ્ય. મૂ. રૂ. ૩-૦૦ (ટપાલથી ૪-૦૦).

**ધર્મનો સાક્ષાત્કાર :** ધર્મ શું છે તે મહાત્માઓ જ સમજાવી શકે છે. યોગેશ્વરજીએ સરળ ભાષાનાં દૃષ્ટાંત સહિત ધર્મ પર પ્રકાશ પાડ્યો છે.

સર્વત્ર મળે છે, ન મળે તો મનીઑર્ડર કરો.

**સાહિત્ય સંગમ, ગોપીપુરા, સુરત-૧.**

# હેૅર્સ્ટ બાચનેક

૧૯૩૦માં પોલેન્ડમાં આવેલા સીલેસીયાની ઉત્તરે ગ્લેવીત્ઝમાં જન્મેલા હેર્સ્ટ બાયનેક પોતાની કવિતાની સામગ્રી વિશે લખે છે કે, "મારી કવિતાની થીમ મેં પસંદ કરી ન હતી. તેઓએ મારા પર દબાણ કર્યું હતું." તેમની કવિતાનો પ્રધાન વિષય "બંધનાવસ્થા" છે. બાયનેક ૨૧ વર્ષના હતા ત્યારે પૂર્વ બર્લિનમાં તેમની અટકાયત થઈ. તેમને રાજકીય ગુન્હા સબબ ૨૫ વર્ષની ફરજિયાત મજૂરી કરવાની સજા થઈ હતી અને તેમને વોરકુટા (રશિયા)ના કુખ્યાત સ્લેવ લેબર કેમ્પમાં રાખવામાં આવ્યા.

તેમની કવિતાઓ—જેમાંની કેટલીક સાઈબીરિયામાં લખાઈ હતી—ત્યાંની પરાધીનતાની વાત કહે છે. તે કવિતાઓ એક એવી દુનિયાનું વર્ણન કરે છે જેમાં માણસો મૂલ્ય વિનાના, સત્તાહીન, અવેજી પૂરી શકે તેવા પદાર્થો બની ગયા છે. બાયનેકની કવિતામાંનો "હું" બાયનેક પોતે છે પણ એમાંનો અનુભવ તો એના જેવા લાખો માણસોનો છે.

બાયનેક પોતાની કવિતાના વિષય વિશે કહે છે કે આ સર્વ અનુભવો માત્ર સમાન મૂલ્યવાળી ફેરગણતરી છે. કારણ તેઓ અન્યોનો અનુભવ સમાવે છે. જો હું કૉન્સનટ્રેશન કૅમ્પમાંના અનુભવો વિશે લખવાની હિંમત કરું તો તેનું કારણ એ કે બીજા લાખો માણસોએ એ જ નિર્મિતિ ભોગવી છે. બાયનેકની કાવ્યપ્રવૃત્તિ સર્વનાશમાંથી બચી જનારા માણસે રચેલી અવશેષની કવિતાઓ છે.

આવી અમાનુષી પરિસ્થિતિ બાયનેકને ભાષા વિશે અતિ સભાન બનાવી દે છે. તે પોતાના "પ્રતિકાર" કાવ્યમાં કવિની ભાષા અને સમાજ વચ્ચેની જનરેશન ગેપ વિશે કહે છે કે "આપણે મોટેથી બોલીએ છીએ પણ આપણને કોઈ સમજતું નથી, પરંતુ આપણે આશ્ચર્ય પામતા નથી. કારણ કે આપણે આવતી કાલે બોલાનારી ભાષા બોલી રહ્યા છીએ." બાયનેકને "અક્ષરો મરતા" હોવાનો, "જીભ નીચે શબ્દ ક્ષીણ થતા" હોવાનો તથા મોઢામાં (શબ્દને બદલે) શેવાળ ઊગી રહી" હોવાનો અનુભવ છે. તેઓ એવા બિંદુ પર પહોંચી ગયા હતા, જ્યાં ભાષા પોતે શંકાસ્પદ, સંભવિત અને કવિના અનુભવ સામે તેને વ્યક્ત કરનાર પ્રત્યેક શબ્દ ચકાસાયેલો હોવો જ જોઈએ, એવા આગ્રહથી યુક્ત છે.

તેમનાં "ફ્રીમણુક ઑફ્ ધ પ્રીઝનર" નામનો કવિતા તથા ગદ્યનો સંગ્રહ, "વોટ વોઝ વોટ ઈઝ" નામના કાવ્યસંગ્રહ તથા "ધ સેલ" નામની નવલકથા એમ ત્રણ પુસ્તકો પ્રગટ થયાં છે. ▭

## હેર્બર્ટ બાયનેકનાં કાવ્યો ▭ અનુ. અજિત ઠાકોર

### આરોપી

બધા આરોપી હતા
પરંતુ તેઓમાંનો માત્ર એકે
પોતાનો અપરાધ સ્વીકાર્યો
બીજાઓએ નિરવતાના રવનો નાશ કર્યો
તેઓએ બચાવી પોતાની જાતને
પરંતુ તેઓએ ન બચાવ્યાં તેઓનાં નગરો
કે ન તો પંખીનું નિરવ ઉડ્ડયન

કારણ કે ડરે
છરીઓ વડે તેઓને
અંધ બનાવ્યા.
પરંતુ માત્ર તે એક સાલસ હતો :
જેણે પોતાનો અપરાધ સ્વીકાર્યો.

### * કાર્તોગા

મારી સમીપ અહીં
મારા સિવાય કોણ છે
મશીનગનનો પડછાયો પડછાયો
સંત વ્લાડીમીર
પૂરેપૂરું નિમિત્ત અને પૂરેપૂરો પ્રસંગ
જ્વાળાઓ લપકે છે
હજારો મરે છે
જીભ નીચે
શબ્દ ક્ષીણ થાય છે.

* કાર્તોગા : જેને મજૂરી કરવા ફરજ પાડવામાં આવી છે તે રશિયના

**ઉદ્ધુયન**

ઉદ્દ્યન પથ્થરોથી
        વરસાદથી
                ગોળીઓથી
ક્ષણ
નદીમાં પથ્થરત્વ પામે છે
        કોણ આકાશનો શિરચ્છેદ કરે છે ?
આકાશ તૂટી પડે છે
        એક ચીસ ઉઝરડે છે
પૃથ્વીને
        પૃથ્વીને લોહી ઝરે છે
વરસાદ પથ્થરો ગોળીઓ
પવનની કમાનમાં
        નિંદ્રાના કોચલામાં
                અક્ષરોના ખંડમાં
અને ગોળીઓ મૃતવત્ અદૃશ્ય
                        ચક્ષુહીન.

**રાખોડી સવાર**

રાખોડી સવાર
તારી કીકીમાં ફસાયેલી
        ભૂપ્રદેશ
સ્મૃતિ વડે વ્યર્થ કરાય :
                નેત્રપટમાં કોતરાયો
                ભાગી જતા પંખીનો પડછાયો
                વિદૂષકનું મૃત્યુ
જાહેર પત્રિકાઓના વિશિષ્ટ અક્ષરો
                એબસાન્થના છૂપાતા
                લીલા રંગ જેવી શીશી

અને માણસ વિનાનાં વહાણો
કે જેઓ ગુપચુપ છોડે છે તારો શ્વાસોચ્છ્વાસ
રાખોડી સવાર
તારી આંખોમાં સ્થિર થાય
અને અબુધ પાલતુ હતાશા
તારા લોહીની ભૂલભુલામણીમાં ખસે.

## જ્યારે તું મૃત્યુ પામે છે

તું તરત મૃત્યુ પામશે.
વરસાદ ક્યારનો ધોધમાર પડે છે.
પક્ષીઓનાં ઉડ્ડયનો અવકાશમાં
સર્પાકારે ઝંપલાવે છે.
પુલો પરના રક્ષકો
બેવડા કરાયા છે.
કાનના પડદામાં
સિગ્નલો બાંધવામાં આવ્યાં છે.
કોઈ ઘરને
બારણું નથી.
વરસાદ ક્યારનો ધોધમાર પડે છે.
તેની રાહ જોતાં તને
માત્ર રાત્રિ સાચવે છે.
તે તેનો
કાજળકાળો પોષાક નક્કી કરી રહી છે.–
તું તરત મૃત્યુ પામશે.

એકવાર હું પર્વત હતો
હવે હું નદી છું
હું તને યુક્રેટીસ અને ટાટાગ્રીસ જેટલો પુરાણો લાગું
જ્યારે તું મારી સાથે હતી
આપણે સંગાથે ઝંઝાવાતો ઉત્પન્ન કર્યા
અને પૃથ્વી પર વસતી
બધી જ જવાળાઓ
તે સાંજે
આપણી સમીપ આવી
જેણે આપણા પ્રેમને ખંડિત કર્યો
તે વખતે તું એટલી અજાણી હતી કે
તું માત્ર વડા ધર્મગુરુઓ અને રાજાઓ વિશે બોલી
અને ગૂંચવાઈ જઈ મને પૂછ્યું :
તેં પણ ચંદ્રને
ક્રૂસ પર ચઢેલો જોયો ?
હું શાંત હતો
અને તેં રેતીમાં
પ્રતીકો દોર્યાં

△△△

ત્યારબાદ સૂરજ આપણા માથા પર ચકરાયો
બપોરે લોહીભીનો થઈ મૃત્યુ પામ્યો
અને મરતાં મરતાં
શહેરોમાં બાણો છોડ્યાં
તેં તેના ઘાવો બંધ કરવા ઇચ્છ્યું
પરંતુ તેની શાંત ગોળીઓ
તને ભોંકાઈ દશ દશ વાર
ત્યાર બાદ પથ્થર
બધા પથ્થરોની માફક શાંત હતો
ઝાંડવાં જોડાજોડ દોરાયાં
જંગલ થયું જંગલ
અને હું સંતાયો
વિદ્ધ હરણના
પડછાયામાં
એકવાર હું
પર્વત હતો
હવે હું નદી છું
હું મને એટલો પુરાણો લાગું કે જાણે
હું યુફ્રેટીસ અને ટાયગ્રીસ છું.

# ગુજરાતી નવલકથામાં અન્તસ્તત્ત્વ

ચન્દ્રકાન્ત ટોપીવાળા

ગુજરાતી નવલકથાનું પહેલું નકલી મૉડેલ 'કરણઘેલો' પછી 'સરસ્વતીચન્દ્ર'ના અસલી મૉડેલનો પ્રભાવ લગભગ એક યા બીજે પ્રકારે છેક વીસમી સદીના છઠ્ઠા દાયકા સુધી ચાલ્યા કર્યો; છે. કથાના વ્યસનીને સુકથાની મદિરા પાઈ દેવાનો ઉદ્યમ અને સત્કર્મના વ્યસનમાં પાડવાનો કલાબહારનો પુરુષાર્થ, નવલકથા સાથે સંકળાયેલો રહ્યો છે; અને ઈશ્વરલીલાનું સદર્થે ચિત્ર આપવું એ પ્રયાસ છેક ચન્દ્રકાન્ત બક્ષી સુધી વિસ્તર્યો છે. નવલકથા જીવનનો જ એક લંબાયેલો ભાગ હોય તેમ, એની સમગ્ર સામગ્રી જીવનાશ્રિત રહી છે, કલાશ્રિત નહીં.

ગોવર્ધનરામે પ્રસ્તાવનામાં સ્પષ્ટ કહેલું કે to give an objective existence, to all, that was so sketched out, in his mind's book ચિત્રની કિતાબમાં જે કંઈ નકશો તૈયાર કર્યો હોય એ સર્વને બિનંગત હયાતીમાં મૂકી આપવા ગોવર્ધનરામની જેમ નકશો હાથમાં લઈ પ્રદેશની શોધમાં નીકળેલા આપણા નવલકથાકારોના હાથમાં જાતજાતનો અવનવો વસ્તુનાવિન્યનો સંભાર આવ્યા કર્યો છે : મુનશીએ ભરમાર ઇતિહાસ નવલકથામાં ઠાંસ્યો, રમણલાલે યુગભાવનાઓને નવલકથાઓમાં જોખી, પન્નાલાલે ગ્રામીણ વિસ્તારનો અંધારો ખંડ અજવાળ્યો; ને એમ નાના મોટા નવલકથાકારોએ, ગોવર્ધનરામની જેમ જીવનને જ નવલકથાકારના માધ્યમરૂપે સ્વીકાર્યું. આ નવલકથાકારોને સમસ્યા હતી, તે સામગ્રી સાથેની હતી. વિષયવસ્તુ સાથેની હતી, નવલકથાના કલાસ્વરૂપ સાથેની નહોતી. સામગ્રી કે અન્તસ્તત્ત્વને જ આકાર ગણી, આ નવલકથાકારોએ વસ્તુનાવિન્યનો મહિમા કરતાં કરતાં કોઈપણ સાહસ કે ગંભીરતા વગર આગલી પેઢીની રુઢિઓને સેવ્યા કરી. પદાર્થની જેમ પાત્રોને બહારથી જોવાં અને કોઈ અમાનુષી સર્વવ્યાપી ચેતના દ્વારા એમને અંદરથી વર્ણવવા; કોઈ કોયડો

લેવો અને એના ઉત્તરરૂપે કથાને ફુલાવવી; સ્થૂલ બાહ્યઘટનાઓનો ઘટાટોપ કરવો અને સ્વાભાવિક રોજિંદા તર્કથી એને સાંકળવો, ભાષાને તો માત્ર અનુભવના અનુવાદ માટે પૂરેપૂરી નિષ્ક્રિયતાથી જોતરવી : ને આ રીતે કલાધર્મ કે કલાકર્મનો ઓછામાં ઓછો મહિમા કરી યુગકર્મ કે યુગધર્મ બજાવવો એવો ગોવર્ધનરામથી ચંદ્રકાંત બક્ષી સુધીનો આપણો નવલકથાનો ઇતિહાસ છે. ચંદ્રકાંત બક્ષી નવી નવલકથાનો આભાસ રચીને છેતરનાર ગોવર્ધનરામની પેઢીનો, આપણો છેલ્લો નવલકથાકાર છે.

ગયા દાયકામાં પહેલી વાર નવલકથા કલાસ્વરૂપની સમસ્યા સાથે સંકળાઈ. નવી પેઢીના કવિઓના હાથમાં આવેલું નવલકથાનું સ્વરૂપ પહેલી વાર 'ઈશ્વરલીલાના સંદર્ભનું ચિત્ર' ન રહેતાં, નવલકથાકારની સર્જકલીલાનું ચિત્ર બને છે. જૂની પેઢીઓની રુઢિઓને અનુસરવામાં આત્મધ્વંસ માનતી આ નવી સર્જક પેઢીએ ગણતરીપૂર્વકની શોધ આદરી, ધરખમ પ્રયોગના સાહસ આવકાર્યાં. પ્રયોગ નિષ્ફળ જાય કે સફળ એની ખેવના રાખ્યા વગર પૂરી ગંભીરતાથી નવાં સ્વરૂપો અખત્યાર કર્યાં. ચોક્કસ આદિ મધ્ય અંતવાળી અર્થઘટનમાં ઝલાઈ જતી, સારશોધક કે સત્યશોધક વર્ગની નવલકથાઓ ભૂતકાળની નવલકથાઓ છે. આ ભૂતકાળની નવલકથાઓ ભૂતકાળ માટે હતી, આજને માટે જે નવલકથા જોઇએ, એની શોધમાં નીકળેલા છેલ્લા દાયકાના કથાકારો, પશ્ચિમની મનોવૈજ્ઞાનિક નવલકથાથી પ્રતિનવલકથા સુધીની સાહિત્યચેતના સાથે રાખી આજની નવલકથાની માંગણી કરે છે.

આ નવલકથાકારો પોતે તો બધા વારસાથી વંચિત થવાનો પુરુષાર્થ આદરે છે પણ સાથે સાથે વાચકને પણ વારસાથી વંચિત કરવા ઇચ્છે છે અને ઇચ્છે છે કે વાચક માત્ર સર્જક ઊભી કરેલી સાર્વભૌમિકતાની વચ્ચે રોપાય. આ નવલકથાઓમાં માનવચેતનાને વાતાવરણથી અલગ પાડી કોઇ સાતત્યપૂર્ણ વર્તમાનમાં જીવની મૂકવામાં આવે છે. અહીં સ્તુતિ છે, પણ એ કાલક્રમને અનુસરતી સ્મૃતિ નથી. અહીં સમય છે પણ રોજિંદો દૈનંદિનીય સમય નથી. અહીં ઘટનાઓ છે, પણ એનો દોર

સુગમ્ય નથી; અહીં યાદચ્છિક, અંગતતમ સાહચર્યો છે, સાક્ષાત્ અનુસંધાન છે, સીધું ઇન્વોલ્વમેન્ટ છે. સંવેદનો, પ્રતિરૂપો, પ્રતીકો, ભાવો, સ્મૃતિઓ, વૃત્તિઓ સમેત અહીં બાહ્યપુરુષની નહિ પણ આંતરપુરુષ (internal man)ની વાત છે. એટલે જ અહીં બહારના તર્ક વાસ્તવને બદલે સ્વપ્નનું, તરંગનું અવચેતન કે અચેતનનું વાસ્તવ છે; કવિતાનું વાસ્તવ છે. નવલકથાને નવલકથા તરીકે ઓળખાવતું નવલકથાઓનું દળદાર કદ લગભગ અહીં તોડી પડાયું છે. નવલકથાને નવલકથા બહારની સમસ્યાઓથી સંપૂર્ણ કાપી નાખી એની પોતાની જ સમસ્યાઓના લોહીથી નરવી કરવાનો આ જંગ છે. અહીં આકાર એ જ એનું અન્તસ્તત્ત્વ છે.

નવલકથાના મુસદ્દારૂપે પ્રગટ થયેલી સુરેશ જોષીની 'છિન્નપત્ર'ની રોમેન્ટિક કવેતાઈ કાકુ, રાવજી પટેલની 'અશ્રુઘર'નો તાજપયુક્ત કલ્પન-સંભાર, મધુ રાયની 'ચહેરા'માં ઘટનાના ટુકડાઓનો સમયકેન્દ્રી નહીં પણ સ્થલકેન્દ્રી તણાવ, હરીન્દ્ર દવેની 'પળનાં પ્રતિબિંબ'માં પેઇન્ટિંગમાં જેને પોઇન્ટિલિસ્ટિક પદ્ધતિ કહેવાય છે તે પદ્ધતિએ ક્ષણોનું ચિત્રણ, શ્રીકાન્ત શાહની 'અસ્તી'માં તર્કને કવિતાસરાણે ચઢાવ્યાનો સર્જક શબ્દવ્યાયામ—આ બધું શુદ્ધ નવલની દિશામાં ગંભીરપણે ખપમાં લેવાયેલું સફળ અફળ પ્રયોગદ્રવ્ય છે. એમાં રાધેશ્યામ શર્માની 'ફેરો' અને મુકુન્દ પરીખની 'મહાભિનિષ્ક્રમણ'ને નમૂનારૂપે તપાસીએ.

રાધેશ્યામની 'ફેરો'ની નવલસૃષ્ટિ સ્તનવિચ્છેદના અભિઘાતમાંથી પાંગરેલી તરસ અને અતૃપ્તિની આંતરસૃષ્ટિ છે. નવલના પ્રારંભમાં એક સ્તનથી બીજા સ્તને શિશુને ફેરવતી ટ્રેન, દૂધેભર્યા ઘડા જેવાં સ્તન, વજનદાર તાળાં, સુઘટ્ટ સ્તનની આરસલીસમુદ્રા, ને એક પ્રસંગે પત્નીનો ઉદ્ગાર :

"આવી શી કટેવ, વારે વારે માટલીએ બાઝો છો. છોકરા કરતા પીવા તો તમારે વધારે જોઇએ છે. છોકરાથી ય ભૂંડા છો. આટલી તરસ શાની લાગે છે? આમ પાણી પી પીને જ ખાતાં પહેલાં ભૂખને મારી કાઢો છો અને પછી દવાઓ ખાઓ છો. તમારું મોત ગયા ભવમાં રણ વચમાં થયું હોવું જોઈએ."

એક બાજુ સ્તન, અને બીજી બાજુ રણ અને અંતે અલોપ થૈ જતો લે આ ત્રણ બિન્દુઓ પર કાર્યકારણ સંબંધે નહીં પણ ભાવસંબંધે સંકળાયેલી આ નવલકથાની તમામ સામગ્રી નાયકમનના અવતારો છે. નવલકથાની પ્રક્રિયામાં ટ્રેન, સ્ટેશન, સ્ટેશન અને ટ્રેનના મુસાફરો, સિગ્નલ, બારીનું ચોકઠું, પડછાઓ, ડબ્બો, સંડાસ, ચેઈન, અસંત અગતતમ સંકેતોની અગ્રાહ્ય છબી ઉપસાવે છે ને એમ નવલકથા ઊંડુ પરિમાણ ધારણ કરે છે.

મુકુન્દ પરીખની 'મહાભિનિષ્ક્રમણ' મહામહેનતે નારીના obsession માંથી પોતાના પુરુષાર્થ દ્વારા બહાર આવતા સાધારણ માણસની એક સાધારણ ઘટના છે. પણ એ સાધારણ ઘટના પાછળ આંતર્સમય અને આંતર્ચેતના સાથે સંકળાયેલા સંવેદનના અંશોની અસાધારણ રીતિરચના છે. પ્રૂસ્તની નવલ The past recapturedમાં આવતો નવલની વર્તુળગતિનો ઉપયોગ કદાચ સાવ અભાનપણે અહીં કરાયો છે. પ્રારંભમાં જ અંત છે અને અંતમાં પાછો પ્રારંભ છે અને પ્રારંભ અને અંત વચ્ચેની એકમાત્ર ક્ષણાર્ધને થંભાવી એના અવકાશ પર ટકવેલો સેન્દ્રિય શબ્દાનુભવ નકશામાંથી વિસ્તરેલો કશુંક બને છે. ને એ કશુંક આ નવલકથાનું અન્તસ્તત્ત્વ છે. અલબત્ત, અતીતમાંથી પાત્રોથી માંડીને જે બધું આવ્યા કરે છે એની વારંવાર સભાનતા આ લેખક દાખવ્યા કરે છે, તે સભાનતા પ્રક્રિયાને કૃતક કે આભાસી બનાવી દે છે કૃતિના શુદ્ધ સ્વરૂપની આડે આવતું આ નકરું વ્યવધાન છે. તેમ છતાં માતૃવાત્સલ્ય, પત્નીરાગ અને પ્રિયાપ્રેમના આવર્તોમાંથી શુદ્ધ નારી ઓડની જે તત્ત્વતાણ ઊભી થઈને ભાત રચે છે તે આ નવલકથાને સ્થિર કરી શકે તેવી તીવ્ર છે.

આ અને આવી ગણીગાંઠી કેટલીક સર્જક નવલકથાઓએ આજે ધંધાકારી નવલકથાઓનું અફાટ વસ્તુઅરણ્ય જ્યારે વીંઝાતું હોય ત્યારે સાબિત કરી આપ્યું છે કે વસ્તુ કે અન્તસ્તત્વ કેવળ બહાનું છે. નવલ-કથાના કલાસ્વરૂપ માટે, આકાર માટે આકારનું અન્તસ્તત્વ એ જ આજની શૂન્યમાંથી સર્જાતી નવલકથાની હયાતીનું સત્ય છે.

( આકાશવાણીના સૌજન્યથી )

પછી મેં
નખથી તે શિખા લગી
કાગળનું કવચ પહેરી લીધું;
મારા ભાલાનું કચ્ચકડાનું ફણું
સૂર્યકિરણમાં પરાક્રમની જેમ ઝગમગવા લાગ્યું;
કાચની ઢાલ હાથમાં લઈને
હું યુદ્ધે ચઢ્યો—
શત્રુને મેં એક નજરમાં માપી લીધો:
—એ પણ એવાં જ શસ્ત્રોથી સજ્જ હતો—
અમે એકબીજાને પડકાર્યા
ને પછી
ભાલાનાં ફળાંને લાલ રંગમાં બોળીને
પોતપોતાની છાવણીમાં પાછા ફર્યા.
જુઠ્ઠી જીભોએ જયજયકાર કર્યા!

## એક — હેલ્પર ક્રિસ્ટી

એક ભીડમાં ભળી ગયો,
એક એકલો રહી ગયો.

એકને ખબર પડી નહીં,
એક એકને ગળી ગયો.

એકમાં નદી ઠરી ગઈ,
એક પ્યાલીમાં ઠરી ગયો.

એકના સ્મરણુ ઉપર પછી,
એક મૌન પાથરી ગયો.

એક ઓચરે મરા મરા,
એક આંખ ફેરવી ગયો.

એકની હજાર આંખ, પણ
એક આંધળો તરી ગયો.

એકને મળી અનેકતા,
એક એકમાં ફરી ગયો.

## જંગલ

ભૂપીન્દર આર ▭ અનુ. પ્રસાદ બ્રહ્મભટ્ટ

જ્યારે જ્યારે ગહન, શ્યામલ વનોમાંથી
હું પાછો ફરું છું
ત્યારે
કેટલાંક વૃક્ષો મને અનુસરે છે.

તેઓ
દીવાલો સાથે
ટકરાવે છે તેમનાં મસ્તકો
અને
પાથરે છે તેમનાં પર્ણો.

જ્યારે જ્યારે વાયુ વાય છે
ત્યારે
કેટલાંક પર્ણો ઊડીને
આવે છે મારા ખંડમાં
અને નિહાળે છે
ફૂલદાનીમાં ગોઠવેલાં કૃત્રિમ પુષ્પો.
તેઓ રડે છે.

અચાનક જ
હું વનો ભણી મૂકું છું દોટ.

## ક્રોસિંગ ▭ યોગેશ પટેલ

પાણી પથ્થરને પથ્થર રહેવા દે.
કદી બે પથ્થર બંધાઈને એક ના બને.......

અલગ થયાની વાત હતી
ઝાંઝવાંનું અડપલું

અલગ સઘનતા ત્યાં છે
બરફમાંથી નહિ નીકળાય
એમ જ રહેશે.

એ ન હતાં
કોઈ નરમ ભૂમિ પરનાં પગલાં,
મોજાંઓથી શું ભૂંસાશે ?

ચંદ્રની સત્તા છે
છતાં ભરતીઓ સમેટવી છે
નાના હાથોમાં ઠાલું ઘર રમકડું !

આપણે ઘણું લખ્યું રેતી પર
હવે પથ્થરયુગની ઘટના—

અથડાતા
બે પથ્થર
અગ્નિ પ્રગટે—
ચાલ, સ્વીકારી લઈએ.

# કાફ્કા સાથે ગોષ્ઠિઓ

અનુ. પ્રમોદકુમાર પટેલ

[ ફ્રાન્ઝ કાફ્કાના નિકટના લેખક મિત્ર ગુસ્તવયાનુકે પોતાના 'Conversations with Kafka' નામે પુસ્તકમાં પોતાની કાફ્કા જોડેની ગોષ્ઠિઓ રજૂ કરી છે. એમાંથી કાફ્કાનું વ્યક્તિત્વ અને તેની મનોઘટનાનો અત્યંત માર્મિક પરિચય થાય છે લેખકની કાફ્કા જોડેની અસંખ્ય ગોષ્ઠિઓમાંથી ચાર પ્રસંગો અહીં મૂક્યા છે.–અનુવાદક]



ફ્રાન્ઝ કાફ્કાએ મારાં જે લખાણોને હું પોતે જ 'અધકચરા પ્રયત્નો' જેવાં ગણતો હતો તેમાંનાં થોડાંકેક પોતે જોઈ જાય એ માટે કેટલીયે વાર મારી આગળ માગણી મૂકી. એટલે મારી ટાંચણપોથીમાંથી યોગ્ય લાગે એવા અંશો પર હું નજર ફેરવી ગયો, તેમાંથી ટૂંકા ટૂંકા ગદ્યવૃત્તાંતોનું મેં સંકલન કર્યું, તેને 'ધી મોમેન્ટ ઑફ એબિઝ' એવું શીર્ષક આપ્યું, ને પછી એ સંકલન કાફ્કા આગળ રજૂ કર્યું.

કેટલાક મહિનાઓ બાદ તેઓ તાત્રાંસ્કે મત્સ્યરીના સેનેટોરિયમમાં જવાની તૈયાર કરતા હતા એ પ્રસંગે તેમણે મને એ હસ્તપ્રતો પાછી આપી.

મારા હાથમાં હસ્તપ્રત મૂકતાં તેઓ કહે :

"તમારી બધી વાર્તાઓ તો ઊર્મિલતાથી લચી ગયેલી સાવ મુગ્ધ લાગે છે. વસ્તુઓ અને પદાર્થોને પોતાને વિષે વર્ણવવા કરતાં એ બધી વસ્તુઓએ તમારા મન પર કેવી છાપ પાડી છે, તેનું જ તમે વધુ વર્ણન કર્યું છે. એ તો ઊર્મિકાવ્ય થયું કહેવાય. વિશ્વનું ગ્રહણ કરવાને બદલે તમે એને પંપાળ્યા કરતા હો એવું લાગે."

—"એટલે મારાં આ લખાણો વ્યર્થ જ ને?"

કાફ્કાએ મારો હાથ પકડી લીધો:

"મારા કહેવાની મતલબ એ નથી. નાની નાની આ વાર્તાઓનું તમારે મન ચોક્કસ મૂલ્ય છે જ. લખાયેલો એક શબ્દ એ લખનાર વ્યક્તિનો દસ્તાવેજ છે. પણ, કળા એ........"

"—કળા એ જુદી જ વસ્તુ છે," મેં કડવાશથી ઉમેર્યું.

કાફ્કાએ દૃઢતાથી કહ્યું: "તમારું લખાણ હજી કળાની કોટિએ પહોંચ્યું નથી. પદાર્થ જગત વિષેની લાગણીઓ અને ચિત્ત પર પડતી એની છાપોનું વર્ણન કરવાની આ પ્રવૃત્તિ વિશેષે તો જગતને અનિશ્ચિતતાની સ્થિતિમાં ફંફોસતા જવાની જ પ્રવૃત્તિ છે. આંખોમાં હજી યે સ્વપ્નોનો ભાર વરતાયા કરે છે. પણ સમય જતાં એનો અંત આવશે, અને એ વેળા કદાચ અગ્નિથી દાઝયા હોઇએ એમ ફંફોસવાને ફેલાયેલા હાથ એકદમ પાછા ખેંચાશે, કદાચ તમે ચિત્કાર કરી ઊઠશો, થોથવાતી જીભે બધું મેળ વગરનું બોલી ઊઠશો, કે દાંતો ભીડીને કચડકચડ કરશો, અને બેબાકળી તમારી આંખો ખૂલી જશે, સાંવ ખુલ્લી થઈ જશે. પણ, આ તો નર્યા શબ્દો જ છે. કળા તો હમેશાં અખિલ વ્યક્તિત્વની વસ્તુ છે, અને, એ કારણે જ તો તે મૂળભૂત રીતે કરુણ પણ છે."

*

થોડા દિવસો બાદ, આગળથી નક્કી કર્યા મુજબ, કાફ્કાને એમના પિતાજીની વખાર આગળ, હું એક સાંજે પાંચ વાગ્યે મળ્યો. હ્રાદચીં પર ફરવા જવાનો અમારો ઇરાદો હતો, પણ એ દિવસે કાફ્કાની તબિયત સારી ન હોતી. તેમને શ્વાસ લેવામાં તકલીફ પડતી હતી. એટલે ફ્લાર્ફેન્ગસમાં આવેલા નિકલસ દેવળથી આગળ અને રાથોસથી કલાર્ઇન રીંગ માર્ગની બાજુએ અમે અલ્ત્સેતર રીંગના વિસ્તારમાં આમ તેમ લટાર મારતા રહ્યા. એવામાં કાલ્વની બુકશોપ બહાર અમે ઊભા રહ્યા ને બારીમાં ડોકિયું કર્યું.

પુસ્તકોનાં પાછળનાં પૃષ્ઠો પર મથાળાં વાંચવાના પ્રયત્નોમાં મેં મારું મસ્તક આમથી તેમ ફેરવ્યા કર્યું. એ જોઈ કાફકાને રમૂજ થઈ અને તેઓ હસી પડ્યા.

"વાંચી વાંચીને જેનાં મસ્તકો આમતેમ હાલ્યા કરતાં હોય છે એવા પોથીપંડિતોમાંના જ તમે છો કે શું?"

"હા, એ સાચું છે. પુસ્તકો વગર તો હું જીવી જ ન શકું એમ મને લાગે છે. પુસ્તકો જ મારે માટે આખું વિશ્વ છે."

કાફકાની આંખો ઝીણી થઈ.

"તમારી એ ભૂલ છે. પુસ્તકો આખા વિશ્વનું સ્થાન કદીયે લઈ ન શકે. અશક્ય વસ્તુ છે. જીવનમાં એક એક વસ્તુનો પોતાનો આગવો એવો અર્થ હોય છે, આગવો એવો હેતુ હોય છે, અને એ બધાંની અવેજીમાં હંમેશ માટે સ્થાન લઈ શકે એવું કશું જ હોઈ શકે નહિ. જેમ કે, માનવી બીજાના વ્યક્તિત્વના માધ્યમ દ્વારા પોતાના જ એવા અનુભવને પૂરેપૂરો તો કદીયે પામી જ ન શકે. વિશ્વ અને પુસ્તકો વચ્ચે આવો સંબંધ છે. પિંજરમાં પૂરેલા ગાયકપંખીની જેમ, કોઈ માણસ જો જીવનને એક પુસ્તકમાં બંધ કરી દેવા મથે તો પણ તે બરોબર નથી. હકીકત સાવ જુદી જ છે! પુસ્તકોમાં જે પ્રકારના અમૂર્ત ખ્યાલો વ્યક્તિને મળે છે તેમાંથી જે વિચારતંત્ર માત્ર રચી શકાય તે તો તેને માટે પિંજર સમાન જ બની રહે છે.

તત્ત્વજ્ઞાનીઓ તો પોતપોતાના પિંજરોમાં જ બંદી બનેલા રંગીન આભૂષણવાળા 'પપાજિનોસ' જ છે.

તેઓ હસી પડ્યા. પણ તરત જ તેમને એકદમ સૂકી ને કઢંગી લાગે એવી ઉધરસ ઉપડી. એ બંધ પડી ત્યારે તેઓ હસતાં હસતાં કહે: "મેં સત્ય જ ઉચ્ચાર્યું છે. તમે તો એ સાંભળ્યું છે અને જોયું પણ છે. બીજા લોકો જે નાક દ્વારા કહેતા હોય છે તે વાત મારે મારાં ફેફસાંઓથી કહેવી પડે છે." આ સાંભળીને મને જરા અણગમાની

"તો શું, આવાને સાગરમાં ધકેલી મૂકાય છે કંઈ, જ્યાં સાગર પોતે જ આવાં અર્ધજીવનવાળાં જંતુઓને જીવન બક્ષે છે? તો તો, વ્યક્તિનો પોતાના જીવન સામેનો જ એ વિરોધ હશે. કેમ કે, પરવાળાંના અતિઅલ્પ ક્ષુદ્ર જીવાણુઓમાંનો જ તે પોતે પણ એક જીવાણુ છે. એટલે વ્યક્તિ જો કંઈ કરી શકે એમ હોય તો ધૈર્ય કેળવવાનું ને પોતાના અંતરમાં જન્મતી પ્રકોપની લાગણીના અંશેઅંશને દબાવી દેવાનું છે. આ જ એક એવો માર્ગ છે, જેમાં માનવજાતિએ કે વ્યક્તિએ પોતે ક્યાંય કશું શરમાવાનું નથી."

*

૧૯૨૧ના મે મહિનામાં મે એક સોનેટ લખ્યું, જે 'બોહેમિયા'ના સંપાદક લુદ્‌વિગ વિંડરે એ પત્રની એક રવિવારીય પૂર્તિમાં પ્રગટ કર્યું.

એ રચના વિષે કાફકાએ કહ્યું:

"કવિની પ્રતિભાનું તમે અહીં એવું વર્ણન કર્યું કે તે જાણે કોઈ મહાન અને અદ્‌ભુત માનવી છે, એવો માનવી જેના પગ ધરતીમાં ખૂંપેલા છે અને તેનું શીર્ષ ક્યાંક વાદળોમાં અદૃશ્ય થઇ જાય છે. અલબત્ત, નીચલા મધ્યમવર્ગની વિચારપ્રણાલિમાં ચાલી આવતા ખ્યાલોની મર્યાદામાં રહીને આંકેલું કવિનું આ ચિત્ર આમ તો સાવ સામાન્ય કલ્પના છે. માનવીની ઇચ્છાપૂર્તિ પર આધારિત એ એક ભ્રાંતિ માત્ર છે. વાસ્તવમાં એમાંનું કશું જ જોવા મળતું નથી. ખરી વસ્તુ એ છે કે સરેરાશ માનવી કરતાં યે કવિનું કાઠું નાનું ને નિર્બળ હોય છે. એટલે જ પાર્થિવ અસ્તિત્વનો બોજ તેને અનેક ઘણો તીવ્રતાથી ને પ્રાબલ્યથી પ્રતીત થાય છે. તેને માટે, વૈયક્તિક દૃષ્ટિએ, તેનું ગીત એ તેનો ચિત્કાર માત્ર છે. કળાકાર માટે કળા યાતના માત્ર છે, જે દ્વારા વધુ ને વધુ યાતના સહન કરવાને તે પોતાને અવકાશ રચી આપે છે. કોઇ વિરાટકાય પુરુષ તે છે જ નહિ, તે તો પોતાના અસ્તિત્વના પિંજરમાં પૂરાએલું ને થોડો ઘણો પિચ્છકલાપ પ્રસારી બેઠેલું એવું એક પંખી માત્ર છે."

"તમે પણ એવું...?" મે પ્રશ્ન કર્યો.

"હું તો બિલકુલ અકલ્પ્ય એવું પંખી છું–" કાફકાએ કહ્યું: "હું તો પહાડી કાગડો છું. ટાઈન દેવળની બાજુમાં કોલસાના વેપારીને ત્યાં એવો એક કાગડો છે, તમે તે જોયો જ હશે."

"હા, તેની દુકાનની બહાર તે ઊડ્યા કરે છે."

"અને હાં, મારું એ સ્વજન, મારા કરતાંયે ઘણી સારી સ્થિતિમાં છે. અલબત્ત, એની પાંખો બાંધી લેવામાં આવી છે એ સાચું છે, પણ મારી બાબતમાં એવું કશું જરૂરી જ નથી કેમ કે, મારી પાંખો પોતે જ ક્ષીણ થઈને ખરી પડી છે. આ કારણે, મારે માટે હવે કોઈ શિખરો રહ્યાં નથી, તેમ એવા કોઈ અવકાશનાં અંતરો પણ રહ્યાં નથી માત્ર મારા બંધુજનોની વચ્ચે આકુળવ્યાકુળ બની હું અહીંથી તહીં નાનકડા કૂદકા મારતો રહું છું. અને તેઓ મને કોઈ ઊંડા સંદેહથી જોયા કરે છે અને ખરેખર હું એક પહાડી કાગડો છું, ચોરપંખી છું, ને તેથી ભયાનક ગણાઉં છું. પણ, અરે, એ તો બધુ એક ભ્રાંતિ માત્ર છે. હકીકતમાં, ચમકતા પદાર્થો માટેની બધી જ લાગણીઓ હું ગુમાવી બેઠો છું. એ કારણે મારી પાસે ઝળહળતાં શ્યામ પીંછાંઓનો કલાપ પણ રહ્યો નથી. હું તો રાખ જેવો ભૂખરો છું: એક એવો પહાડી કાગડો, જે ક્યાંક પથ્થરોની બખોલમાં છુપાઈ જવા ઝંખે છે. પણ ઠીક, આ તો વિનોદવાર્તા થઈ, પણ એ પરથી આજે હું કેવા વિષમ સંજોગોમાં પસાર થઈ રહ્યો છું તેનો તમને જરા યે ખ્યાલ ન આવે."

ફ્રાન્ઝ કાફકાને, તેમની ઑફિસે જઈ તેમની મેં કેટલીક વાર મુલાકાતો લીધી હશે તે તો બધું મને યાદ નથી, છતાં એક વાત મને બહુ સ્પષ્ટ રીતે યાદ રહી ગઈ છે: તેમની ઑફિસ બંધ થવાના અધોએક કલાક પહેલાં, એ વર્કમેન્સ એક્સિડન્ટ ઇન્સ્યોરન્સ ઇન્સ્ટિટ્યૂશનની ઇમારતનો બીજે માળે, બારણું ઉઘાડી જેવો હું અંદર પ્રવેશું કે, કાફકાની જે મૂર્તિ મારા સામે પ્રત્યક્ષ થતી તે...

કાફકા પોતાના મેજ પાછળ બેઠા હોય, તેમનું માથું પાછળ નમ્યું હોય, પગો એકમેકથી છેટા ગોઠવાયા હોય ને મેજ પર તેમણે કોણીઓ ટેકવી હોય. તેમની એ ક્ષણની મનોદશાનો કંઇક ખ્યાલ ચિત્રકાર ફિલાના 'એ રીડર ઓફ દોસ્તોએવસ્કી' શીર્ષકવાળા ચિત્રમાંથી મળે. એ દૃષ્ટિએ ફિલાનું ચિત્ર અને કાફકાની દેહાકૃતિના દેખાવ વચ્ચે ઘણું સામ્ય લાગતું, પણ એ છેક જ ઉપરછલ્લું સામ્ય હતું. બાહ્ય સપાટીની સમાનતાની ભીતર એક મહાન આંતરિક વિષમતા પડી હતી.

ફિલાનો 'રીડર' તો કશાકથી પરવશ બન્યો હતો, જ્યારે કાફકાની મૂર્તિમાં તો કોઈ સ્વતંત્રતાનો મિજાજ વરતાતો હતો અને તેથી અપરાજિત શરણાગતિનો ભાવ તેમનામાં પ્રગટ થતો હતો. તેમના પાતળા હોઠો પર મૃદુલ નજાકતભર્યું સ્મિત રમ્યા કરતું અને એમાં તેમના પોતાના સુખની અભિવ્યકિત કરતાં પણ કોઇ અતીતના અપાર્થિવ આનંદનું પ્રતિબિંબ ઝીલાતું હતું. તેમની આંખો સામેના માણસોને હમેશાં કંઈક નીચેથી ઉપર તરફ ગતિ કરીને નિહાળી લેતી. પોતે કેટલો કૃશકાય ને ઊંચેરો છે તેની જાણે ક્ષમા માંગતો હોય, એવી વિલક્ષણ ભાવમુદ્રા ફ્રાન્ઝ કાફકામાં જોવા મળતી. તેની આખી પ્રતિમા જાણે કહેતી ન હોય–"ક્ષમા કરજો, હું તો બિલકુલ નગણ્ય વ્યકિત છું. તમે મારા પ્રત્યે જો દુર્લક્ષ કરો તો મને એ વાતનો ઘણો આનંદ થશે."

તેમનો અવાજ કંઈક ખંચકાટભર્યો, મધ્યમ કોટિના રણકાવાળો ને મીઠાશવાળો હતો, જો કે અવાજની તીવ્રતાને પ્રબળતામાં ખાસ વધઘટ થતી નહિ. તેમનો અવાજ, હાવભાવ અને તેમની ભાવમુદ્રા–એ બધામાં તેમની પ્રજ્ઞાદૃષ્ટિ ને તેમની શુભ્રવૃત્તિમાંથી જન્મતી શાંતિની આભા પ્રગટ થતી.

કાફકા ઝેક અને જર્મન બંનેય ભાષા બોલતા, પણ વિશેષ કરીને જર્મન. અને જર્મન ભાષાનાં તેમનાં ઉચ્ચારણોમાં, ઝેક પ્રજા જર્મન ઉચ્ચારણ કરતાં જેવો કઠોર સ્વરભાર મૂકે છે, તેવો કઠોર સ્વર-

ભાર આવતો, પણ આ સામ્ય પણ છેક અસ્પષ્ટ ને કશીયે ચોકસાઈ વગરનું જ કહેવાય. કેમકે એ બંને વચ્ચે મોટો તફાવત છે.

ઝેક પ્રજા જર્મન ભાષાના ઉચ્ચારણમાં જે સ્વરભાર મૂકે છે તેમાં, હું જે રીતે સમજું છું તે રીતે, સ્વરભાર કઠોર છે. જાણે ભાષાને કચડીને ટૂકડા કરી નાંખતા હોઈએ એવી કર્કશતા તેમાં સંભળાય છે પણ કાફકાનાં ઉચ્ચારણોમાં આ જાતની કર્કશતાનો અનુભવ થતો નથી. પણ તેમની ભીતરમાં રહેલાં તણાવને લીધે તેમની વાણીમાં ધાર વરતાતી; તેમનો શબ્દેશબ્દ જ પથ્થર જેવો સખ્ત જણાતો. પોતાની ભાષામાં અર્થની સંપૂર્ણ ચોકસાઇ ને સુરેખતા આણવાના તેમના પ્રયત્નોને લીધે તેમની ભાષામાં આવી સખ્તાઇ વરતાતી. આ રીતે તેમની ભાષાની લાક્ષણિકતા અન્ય સમૂહોની લાક્ષણિકતા રૂપે નહિ, પણ તેમના પોતાના જ દૃઢ નિશ્ચયાત્મક અને વૈયક્તિક ગુણોમાંથી જન્મી હતી. તેમની વાણી તેમના હાથોને મળતી આવતી.

તેમના હાથો જુઓ તો મોટા ને મજબૂત, હથેળીઓ વિશાળ, આંગળીઓ પાતળી ને સુંવાળા અને તેના પર પહોળા ને ચપટા નખ. તેમાં આંગળીઓ પર ઉપસી આવેલી અત્યંત કૂણી હાડકીઓ અને તેમાંના વેઢાઓ એકદમ ધ્યાન ખેંચતા.

જ્યારે જ્યારે હું કાફકાનો અવાજ, તેમનું સ્મિત અને તેમના હાથો યાદ કરું છું ત્યારે મારા પિતાજીએ તેમણે વિષે કહેલી એક વાત મને હમેશાં સાંભરી આવે છે.

પિતાજીએ કહેલું : "કાફકામાં પાપભીરુ અંતઃકરણની કોમળતા સાથે અંદરની શક્તિનો યોગ થયો છે, એક એવી શક્તિ જે નાનામાં નાની વસ્તુઓને પણ સૌથી વધુ મુશ્કેલ ગણે છે." □

# શરતી મુક્તિ



**વિજય શાસ્ત્રી**

વિચારની મુક્તિ પણ ઘણી વાર શરતી હોય છે. ખીલે બંધાયેલા પશુના ગળામાંનું દોરડું તેને અમુક ચોક્કસ મર્યાદામાં જ હલનચલન કરાવે છે, પછી મુક્તિના નામે એ દોરડાને વધુ લંબાવી આપવામાં આવે ત્યારે એ પહેલાં કરતાં વધારે મોટી મર્યાદામાં હલનચલન કરી શકે છે. પણ મર્યાદામાં મુકાયેલી આવી છૂટછાટને મુક્તિ માની શકાય નહીં. વિચારની ગતિ પણ કૈંક આવી જ હોય છે. સંદર્ભો, શિષ્ટાચારો, રૂઢિઓ, વ્યવહારો અને સૌથી વધુ તો ભય વિચારોને મર્યાદિત રાખનારાં વર્તુળો છે. વિચારને પણ કમનસીબે સભ્યતાનું આવરણ જરૂરી બને છે. અમેરિકન વાર્તાકાર ટ્રુમેન કેપોટની વાર્તા ‘A Christmas Memory’ આમ તો એક નાનકડા બાળક–બડ્ડીની શિશુ અવસ્થાની રજૂઆત કરે છે. મોટા થયા બાદ એને બાળપણમાં જે થતી તે નાતાલના ઉત્સવની ઊજવણીના આનંદદાયક દિવસોની યાદ આવે છે. વાતમાં વહેવારુ-દષ્ટિએ તો કશો દમ નથી. નાતાલની કેક, ફુગ્ગાઓ, ભેટો, કપડાં, પતંગ, દારૂ વગેરે મોજ–મજાઓ આજે નથી, બાળપણમાં હતાં. તેથી બડ્ડીને તેનું સ્મરણ પીડા કરે છે. વળી બાળપણની એક સહાધ્યાયિની ૬૦ વર્ષની બુઢ્ઢી આયા પણ આજે હયાત નથી. વાત બહુ સીધી સાદી છે. દુઃખ થવાને માટેની સામગ્રી પણ કોઈ વિશિષ્ટ નથી. સંસારનો ક્રમ છે કે વખત વીતતો જાય છે, વર્તમાન ભૂત બની જાય છે ને ભાવિ વર્તમાનમાં પલટાતો જાય છે ને એમાં સામ્પ્રત છૂટતો જાય છે, સામ્પ્રતના સંદર્ભો તૂટતા જાય છે, ભાવિ સામ્પ્રત બનીને નવા સંદર્ભો રચતું જાય છે. બડ્ડી છ વર્ષના બાળકમાંથી ૬૦ની વયનો બુઢ્ઢો પણ થઈ જશે. બધ્ધું ખરું, પણ

વેદનાનાં કારણો સાવ સરેરાશ–સામાન્ય હોવાથી વેદનાનું મૂલ્ય મટી–ઘટી જતું નથી. આપણે બૌદ્ધિક વિકાસ સાધીને યાતનાઓનાં કારણો બહુ જહેમતપૂર્વક ખોળી કાઢ્યાં છે. દરેક સંવેદનને કાર્યકારણના ચોકઠામાં મૂકીને તેના પર શાસન કરવાની બીભત્સ ચેષ્ટાઓ પણ કરી જોઈ છે. રસ્તે ભીખ માગનાર માટે દેશની ગરીબી, અકસ્માતોનાં ધમસાણો માટે વધતી વસ્તી, કૅન્સર–ટ્યુમરના અસાધ્ય રોગો માટે વાયુ–જળ પ્રદૂષણ: દરેક યાતના, દરેક વિપત્તિ, દરેક પીડાને સ–કારણ બનાવી દીધી છે. કારણ આગળ કરીને આપણે સંતોપ લઈ લીધો છે. દરેકનું કારણ શોધી કાઢીને આપણી વહીવટવાંછના તૃપ્ત તો થઈ જાય છે પણ પ્રશ્ન તો ત્યાંનો ત્યાં જ રહે છે કે કારણો અને તેમની સમજ પ્રાપ્ત કરી લીધા પછી ય વેદનાના અનુભવને નકારી શકાયો છે ખરો?

એરિક ફ્રોમે એટલે જ માનવને આંકડાપ્રિય માનવી તરીકે ઓળખાવ્યો છે. પ્રશ્નોનાં કારણો, પરિણામો, નિદાનો, હેવાલો, વગેરે શોધી કાઢ્યાં એટલે ધન્ય થઈ ગયા આપણે! પણ આ બધાંથી પર જે સંવેદના છે તે તો સ્વાયત્ત છે, તમે એને 'વિશે' ઘણું કરો છો પણ એને 'માટે' કશું કરતા નથી. કારણો ખોળી કાઢીને સંવેદનોને સામાન્ય મૂલ્યનાં બનાવી દેવાં એ હિંસા છે. નાનકડા બાળકના રુદનને, તે રમકડાં માટેનું છે એવું કારણ તો ઝટ શોધી શકાશે પણ કારણની આવી સૂઝી શોધ કરી બેસી રહેવાથી બાળકના રુદનનું મૂલ્ય ભલે ઘટી ગયેલું માનીએ. વાસ્તવમાં બાળકના બાળકત્વની એટલી હિંસા જ થઈ હોય છે. □

# ઇર્ટલેસ

□ નારાયણ ગંગોપાધ્યાય

△

△

મા
પાસે
શા
માટે
ચોખ્ખું ?

△

છોકરાની માની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. છોકરાનો બાપ ઊઠીને બારી પાસે ઊભો રહ્યો. આખા ઘરમાં ઉદાસીનતા ફેલાઈ ગઈ. એવામાં ઊઠી જવું સારું નહીં લાગે. હું ચૂપચાપ બેસી રહ્યો. એ પછી રૂમાલથી આંખો લૂછતી ભદ્ર મહિલાએ મને કહ્યું–'તમે જોયું ને!'

મને મારા છોકરાની વાત યાદ આવી, એ સાવ નાનો નથી, છતાં હજી યે પોતાનો હાથ એના પર ન હોય તો એને ઊંઘ ન આવે. આવો કૌટુમ્બિક સમ્બન્ધ અમારા જેવા ગરીબ ગૃહસ્થ માટે તો અજાણ્યો જ છે. હું કંઈ કહું તે પહેલાં છોકરાના પિતાએ બારી તરફથી મોઢું ફેરવી લીધું, પર્વતના શિખર પર ચેરાપૂંજીથી પાછાં ફરેલાં વાદળની તરફ. થોડી વાર મૂગા રહેવાનું એમને માટે કદાચ અસંભવ હતુ.

એમણે કહ્યું–'મેં તો પહેલાં જ કહ્યું હતું!'

પત્નીની આંખોનાં પાણીમાંથી જાણે ચિનગારી ફૂટી–'શું કહ્યું હતું?'

'આપણા લોકોની કલકત્તાની કોઈ સાધારણ સ્કૂલમાં......'

'સાધારણ સ્કૂલમાં! ત્યાં તે શું લખવા ભણવાનું શિખવાય છે?'

'બંગાળી છોકરા છોકરી તો શીખે જ છે.'

'હા, બહુ સુંદર શીખે છે! એક લાઈન પણ ચોખ્ખી અંગ્રેજી નથી લખતા! સરઘસમાં ફરતા અને સૂત્રો પોકારવાનું શીખે છે! ખુરશી–ટેબલ તોડવાં અને નકલ કરીને ચોરી કરીને ગમે તેમ કરીને પાસ કલાસ પાસ થવાનું શીખે છે.'

મને એ સાંભળી આઘાત લાગ્યો. મેં મારા છોકરાને એવી જ સામાન્ય સ્કૂલમાં દાખલ કર્યો છે. એનાથી ઊંચી આકાંક્ષા મારા તો સ્વપ્નાની યે બહાર છે.

મેં કહ્યું—' ઠીક છે. કલકત્તાની કોઈ મોટી અંગ્રેજી માધ્યમની સ્કૂલમાં સ્કોલરની હેસિયતથી... '

ભદ્ર મહિલાએ કહ્યું—" ના કલકત્તામાં રહેવાથી બાળબચ્ચા માણસ નથી બનતા. ત્યાંનું સમસ્ત વાતાવરણ જ ઝેરી છે ! '

એ પછી કશું કહેવા જેવું નહોતું. પતિ કશું કહેવા ગયા હતા પણ પછી એમને આવા ગંભીર વાતાવરણમાં વાત આગળ ન વધારવાનું જ યોગ્ય ધાર્યું. તેઓ ફરી બારીબહાર વાદળ અને દેવદારનાં વૃક્ષો જોવા લાગ્યા.

ભદ્ર મહિલાની આંખોમાં ફરી આંસુ આવી ગયાં. એમણે કહ્યું, " મૂળે તો સમય જ એવો છે ! અહીંનાં છોકરા છોકરીઓ દિન-બ-દિન નિષ્ઠુર અને કઠોર થતાં જાય છે ! તેઓ હવે કોઇને ય ચાહી શકે એમ નથી......માબાપને પણ નહીં ! '

' બનવાજોગ છે કે એને માટે આપણે જ દોષપાત્ર હોઈએ. ' પતિએ આ તરફ મોઢું ફેરવીને કહ્યું.

પત્નીએ આટલાં દુઃખમાં યે પતિને કહ્યું–' તમે બોલો નહીં. '

પતિ ચૂપ થઈ ગયા. એમના કૌટુમ્બિક દુઃખ વચ્ચે બેઠો હું બહુ સંકોચ અનુભવતો હતો, પણ ઊઠી યે શકતો નહોતો. એમ કરું તો આ ભદ્ર મહિલા મને હૃદયહીન સમજે. હું શિર ઝુકાવીને મેજ પરનું અંગ્રેજી સાપ્તાહિક ઉથલાવવા લાગ્યો.

આ સ્થિતિસંપન્ન કુટુમ્બ સાથે અકસ્માત જ મારો પરિચય થયો હતો. રજામાં એ લોકો અહીં ફરવા આવ્યાં છે. હું પણ આવ્યો છું. માર્ગમાં પરિચય થયો. ભદ્ર મહિલાએ યુનિવર્સિટીમાં ભણતી વખતે મને જોયો હતો. મારી બેએક સામાન્ય રચના પણ એમણે વાંચી છે, એટલા

આધારે એમણે મને આજે ઘેર નોતર્યો હતો. એમણે કહ્યું હતું–અહીંની એક મિશનરી સ્કૂલમાં મારો છોકરો ભણે છે, તે પણ સાંજે આવશે.

સ્કૂલના યુનિફોર્મમાં તેર ચૌદ વર્ષનો છોકરો સુદર્શન આવ્યો પણ દશેક મિનિટથી વધારે બેઠો નહીં. ગંભીર થઈને ચૂપચાપ બેસી રહ્યો, કેકનો એક કટકો મોઢામાં નાખ્યો, પછી ઝટપટ ઊભો થઈ ગયો.

'મમ્મી, મારે હમણાં જવું પડશે.'

'આ શું દુદુલ! તારી પાસે તો હજી ઘણો સમય છે.'

'ના મમ્મી, મને કામ છે, રોકાઈ શકું એમ નથી.' અને એ જ ચેલું 'હજી થોડી વાર બેસ બેટા!' અંગ્રેજીમાં એમ. એ. પાસ, અભિજાત માનો બંગાળી સ્ત્રીનો સાદ–'આટલા દિવસો પછી મેં તને જોયો છે! માની પાસે અડધો કલાક બેસવાનું યે તને મન નથી થતું?'

'એક્સક્યૂઝ મી મમ્મી! તમે તો હજી ઘણા દિવસ રહેશો. જવા પહેલાં ખબર કરશો, તો ફરી એક વાર આવી જઈશ. હું ટ્રાઈ કરીશ, અચ્છા ડેડી, હું જઈશ!'

એ ચાલ્યો ગયો. એ પછી જ આ ઉદાસ નાટક શરૂ થયું, માની આંખોમાં આંસુ આવી ગયાં અને પિતા ઊઠીને બારી પાસે જઈને ઊભા: માએ ફરી રુમાલથી આંખો લૂછી, કડવા સાદે બોલી, 'હાર્ટલેસ! આ યુગનાં છોકરા છોકરી જ હાર્ટલેસ છે! પરન્તુ અમે લોકોએ માં–બાપને......'

હું ઉઠીને ઊભો થયો અને બોલ્યો, 'અચ્છા, તો હું જઈશ.' વેદનાની એ સ્થિતિમાં પણ બંનેએ વિવેક કર્યો, 'ફરી આવજો.'

હું હોટલ તરફ પાછો ફરતો હતો. રસ્તે એક એકાંત સ્થળે અચાનક મારી નજર એક વૃક્ષ નીચે પડી. સ્કૂલના યુનિફોર્મમાં એક છોકરો ત્યાં ઊભેલો હતો. ઉદાસ આંખે શૂન્ય તરફ તાકતો એ કશુંક વિચારતો હતો. જોયું તો એ દુદુલ હતો.

હું એની પાસે ગયો. પૂછ્યું, 'અહીં કેમ ઊભો છે?'

એણે મને ઓળખ્યો. રુક્ષ સાદે બોલ્યો, 'બસ, એમ જ...'

મેં કહ્યું, 'અહીં આટલી વારથી ઊભો છે, તો મા-બાપ પાસે થોડી વાર ન બેસી શક્યો? તું જાણે છે, તારી મા કેટલી રડતી હતી?'

છોકરાએ મ્લાન ચહેરે, ક્લાન્ત નજરે મારી સામે જોયું, પછી રડી પડ્યો. 'શા માટે થોભું, મા પાસે? માએ તો મને જબરદસ્તીથી અહીં કાઢી મૂક્યો છે. એ શા માટે તીર્થપતિ સ્કૂલમાંથી, દોસ્તોનો સાથ છોડાવીને મને અહીં લાવી? માને છોડતાં મને કેટલું દુઃખ થાય છે, મા શું એ નથી જાણતી? મને તો એ લોકો કંઈએ ચાહતા નથી...! નહીં રહું, નહીં રહું, એ લોકોની પાસે કોઈ રીતે ય નહીં રહું!'

એ પોતાને સાચવી ન શક્યો, અને ભાગી ગયો.

આ યુગ જ હાર્ટલેસ છે, ટુટુલની માના મતે. ટુટુલનો યે એ જ મત છે, એ વાત એમને કોણ કહે! □

### ગવાક્ષ △ દિનકર

ગવાક્ષ ત્યારે પણ હતું,
જ્યારે તે ખોલાયું ન હતું;
સત્ય ત્યારે પણ હતું,
જ્યારે તે બોલાયું ન હતું.

આધારે એમણે મને આજે ઘેર નોતર્યો હતો. એમણે કહ્યું હતું–અહીંની એક મિશનરી સ્કૂલમાં મારો છોકરો ભણે છે, તે પણ સાંજે આવશે.

સ્કૂલના યુનિફોર્મમાં તેર ચૌદ વર્ષનો છોકરો સુદર્શન આવ્યો પણ દશેક મિનિટથી વધારે બેઠો નહીં. ગંભીર થઈને ચૂપચાપ બેસી રહ્યો, કેકનો એક કટકો મોઢામાં નાખ્યો, પછી ઝટપટ ઊભો થઈ ગયો.

'મમ્મી, મારે હમણાં જવું પડશે.'

'આ શું ટુટુલ! તારી પાસે તો હજી ઘણો સમય છે.'

'ના મમ્મી, મને કામ છે, રોકાઈ શકું એમ નથી.' અને એ જ પેલું 'હજી થોડી વાર બેસ બેટા!' અંગ્રેજીમાં એમ. એ. પાસ, અભિજાત માનો બંગાળી સ્ત્રીનો સાદ–'આટલા દિવસો પછી મેં તને જોયો છે! માની પાસે અડધો કલાક બેસવાનું યે તને મન નથી થતું?'

'એક્સક્યૂઝ મી મમ્મી! તમે તો હજી ઘણા દિવસ રહેશો. જવા પહેલાં ખબર કરશો, તો ફરી એક વાર આવી જઈશ. હું ટ્રાઈ કરીશ, અચ્છા ડેડી, હું જઈશ!'

એ ચાલ્યો ગયો. એ પછી જ આ ઉદાસ નાટક શરૂ થયું, માની આંખોમાં આંસુ આવી ગયાં અને પિતા ઊઠીને બારી પાસે જઈને ઊભા. માએ ફરી રુમાલથી આંખો લૂછી, કડવા સાદે બોલી, 'હાર્ટલેસ! આ યુગનાં છોકરા છોકરી જ હાર્ટલેસ છે! પરન્તુ અમે લોકોએ માં–બાપને......'

હું ઊઠીને ઊભો થયો અને બોલ્યો, 'અચ્છા, તો હું જઈશ.' વેદનાની એ સ્થિતિમાં પણ બંનેએ વિવેક કર્યો, 'ફરી આવજો.'

હું હોટલ તરફ પાછો ફરતો હતો. રસ્તે એક એકાંત સ્થળે અચાનક મારી નજર એક વૃક્ષ નીચે પડી. સ્કૂલના યુનિફોર્મમાં એક છોકરો ત્યાં ઊભેલો હતો. ઉદાસ આંખે શૂન્ય તરફ તાકતો એ કશુંક વિચારતો હતો. જોયું તો એ ટુટુલ હતો.

હું એની પાસે ગયો. પૂછ્યું, 'અહીં કેમ ઊભો છે?'

એણે મને ઓળખ્યો. રુક્ષ સાદે બોલ્યો, 'બસ, એમ જ...'

મેં કહ્યું, 'અહીં આટલી વારથી ઊભો છે, તો મા-બાપ પાસે થોડી વાર ન બેસી શકયો? તું જાણે છે, તારી મા કેટલી રડતી હતી?'

છોકરાએ મ્લાન ચહેરે, ક્લાન્ત્ નજરે મારી સામે જોયું, પછી રડી પડયો. 'શા માટે થોભું, મા પાસે? માએ તો મને જબરદસ્તીથી અહીં કાઢી મૂકયો છે. એ શા માટે તીર્થપતિ સ્કૂલમાંથી, દોસ્તોનો સાથ છોડાવીને મને અહીં લાવી? માને છોડતાં મને કેટલું દુઃખ થાય છે, મા શું એ નથી જાણતી? મને તો એ લોકો કંઈએ ચાહતા નથી...! નહીં રહું, નહીં રહું, એ લોકોની પાસે કોઈ રીતે ય નહીં રહું!'

એ પોતાને સાચવી ન શકયો, અને ભાગી ગયો.

આ યુગ જ હાર્ટલેસ છે, ટુટુલની માના મતે. ટુટુલનો યે એ જ મત છે, એ વાત એમને કોણ કહે! □

## ગવાક્ષ △ દિનકર

ગવાક્ષ ત્યારે પણ હતું,
જ્યારે તે ખોલાયું ન હતું;
સત્ય ત્યારે પણ હતું,
જ્યારે તે બોલાયું ન હતું.

- કાગડો ગીત ગાશે ત્યારે કરવત ઝરણારૂપે ચાલશે!
- કાગડાને માથે કલગી હોત તો એ પણ કાકાકૌવો કહેવાતે!
- પેટ્રોલના ધુમાડામાં શહેરની સોડમ આવે છે!
- છબીમાં મારો નહીં, ફ્લેશ લાઈટનો પ્રભાવ છે!
- સહવાસ છોડનારી દીવાસળી સળગી મરે છે...
- સાગરમાં ઘણી હોડી ભેગી મળે તોયે સમાજ રચાતો નથી.
- ગુસ્સો હોય ત્યારે સંબંધો હોતા નથી.
- લક્કડખોદ ચાંચના બે પ્રહાર વચ્ચેનું અંતર સાચવવા કંઈ ઘડિયાળ વાપરે છે?
- ચકલીની સામે બિલાડી હોય ત્યારે એ ભજન ગાતી નથી!
- જાણકારી એટલે બીજા ઓછું જાણે છે તે!
- હાસ્ય એક સારો ખળભળાટ કહેવાય છે.
- નિર્દય અભિપ્રાય એ કંઈ ચુકાદો નથી.
- મોટો માણસ મોટી ભ્રાન્તિનું પ્રતિનિધિત્વ કરે છે!
- વહેમી થવા માટે તો ધનવાન થવું જોઈએ!
- ભ્રાન્તિને શણગારવી એ સાંસ્કૃતિક કાર્યક્રમ છે!
- આંબાની માખી બાવળનું સરનામું શું જાણે?
- વિમાનું પ્રિમિયમ અલસલામતીના સંતોષથી જ ભરાય!
- શિસ્તબદ્ધ હવા તો સિંહદ્વારમાંથી જ આવે!
- ખીંટી બદલાવાથી લટકવાનું બદલાતું નથી.
- એક જ ધન ઘણા માણસો જુએ એ ધર્મશાળા કહેવાય!
- હાંડલીનાં ઠીકરાં ગણનારો ભૂખ્યો છતાં આશાવાદી છે!
- સ્વપ્નું છેલ્લી તારીખ સુધી લંબાય તો વળતર મળે!

# સદ્ગત મગનભાઈ સોમાભાઈ પરમાર

વડોદરાની આર્ટ્સ ફેકલ્ટીના ગ્રાફિક વિભાગમાં કામ કરતા આત્મદીક્ષિત કળાકાર શ્રી મગનભાઈ સોમાભાઈ પરમારનું ચૌદમી ઓગસ્ટે અવસાન થયું. એમના અવસાનના દુઃખદ સમાચાર વિખ્યાત ચિત્રકાર અને કવિ તથા વૃશ્ચિક (કળાસામયિક)ના સંપાદક શ્રી ગુલામ મોહમ્મદ શેખ તરફથી મળ્યા. તેઓ લખે છે: 'છેલ્લાં કેટલાંક વર્ષથી શ્રી પરમાર બીમાર હતા. છેલ્લા ત્રણ માસથી તેઓ હોસ્પિટલમાં હતા. તેઓ જરા જેટલું યે અન્ન લઈ શકતા નહોતા, એટલે ઘણા ઇલાજ કર્યા છતાં એમની તબિયતમાં સુધારો થઈ શક્યો નહીં. અવસાનના બે દિવસ પહેલાં એમને હોસ્પિટલેથી ઘેર લાવવામાં આવ્યા હતા. એમના અવસાન પછી આર્ટ ફેકલ્ટીમાં શોકસભા થઈ. એમની પત્ની અને ત્રણ બાળકો હવે નિરાધાર થઈ ગયાં છે. એમને માટે આર્ટ ફેકલ્ટીના વિદ્યાર્થીઓ અને અધ્યાપકો ફાળો એકઠો કરે છે. સદ્ગત શ્રી પરમાર કેટલાંય વર્ષથી આ સંસ્થાના ગ્રાફિક વિભાગમાં ચપરાશીની ફરજ બજાવતા હતા, અને અહીં જ એમણે લિથોગ્રાફ્સ બનાવવાની શરુઆત કરી. સત્તર વર્ષ પહેલાં વડોદરા પાસે આવેલા સાવલી તાલુકાના રાનિયા ગામેથી તેઓ ગાંઠે ચાર આના લઈને નોકરી શોધવા નીકળ્યા હતા. અવસાન સમયે એમની પાસે કશું જ બચ્યું નહોતું. જે કંઈ બચત હતી તે એમની માંદગીના ઇલાજમાં વપરાઈ ગઈ. મગનભાઇના કેટલાક લિથોગ્રાફ્સ આ સંસ્થા અને એમના ઘરમાં છે. એ તમામનું એક પ્રદર્શન યોજવાનો અમારો વિચાર છે.'

શ્રી મગનભાઈ સોમાભાઈ પરમાર આત્મદીક્ષિત કલાકાર હોવા ઉપરાંત બહુ ઓછા સમયમાં (અવસાન સમયે એમની ઉંમર ૩૯ વર્ષની હતી, અને એમનું કામ તો છેલ્લાં થોડાં વર્ષમાં જ જોવામાં આવ્યું, તે પણ બહુ થોડું) કળાકારો અને કળાપ્રેમીઓનું ધ્યાન તેઓ પોતા પ્રત્યે ખેંચી શક્યા હતા: 'વૃશ્ચિકે' એના કેટલાક લિથોગ્રાફ્સ માર્ચ '૭૩ના અંકમાં પ્રગટ કર્યા હતા. 'દિનમાને' (હિન્દી સાપ્તાહિક) એમાંથી ચાર ચિત્ર પહેલી જુલાઈ ૧૯૭૩માં પ્રગટ કર્યાં હતાં.) (એક

ચિત્ર 'કંકાવટી'ના મુખપૃષ્ઠ પર પણ પ્રગટ થયું હતું) ત્યારે ઘણા લોકોએ એમની કળાની પ્રશંસા કરી હતી અને એમના કામ વિશે સારી આશા સેવી હતી.

મગનભાઈ સોમાભાઈની કળાની વિશેષતા સરળતા હતી. સરળ રૂપોમાં પરન્તુ એમની કળાએ પોતાની દુનિયાનું એક મિથક રચ્યું હતું. પશુ, પક્ષી, વનસ્પતિઓ, નારી પુરુષ આકૃતિઓ જાણે કોઈ લોકકથાના અનેકાર્થી મર્મોની જેમ એમના લિથોગ્રાફમાં પ્રગટ થઈ હતી. જોઈ જ રહીએ મગનભાઈની કાળી પૃષ્ઠભૂમિમાં ઊભરતી સફેદ રેખાઓ, સજાગ, (જાણે એમના અદૃશ્ય કાન ઊભા ન હોય!) આડી તીરછી, તીણી. શ્રી મગનભાઈ સોમાભાઈમાં 'રચનાની સ્વતંત્રતા'નો એક પ્રગટ ઉલ્લાસ અને ઉત્સાહ છે, પરન્તુ સહજ જ્ઞાન અને સંવેદનથી એમની રચનાઓ કેવી ય, વ્યંજનાપૂર્ણ પણ છે.

એમની કૃતિઓમાં વ્યંગ્ય, વિનોદના પુટ પણ ઊભર્યા છે. એમાં એક અજબ જેવું ઉડ્ડયન છે (સવારી પર બેઠેલા લોકો સંબંધી એમનો લિથોગ્રાફ્સ), શ્રી મગનભાઈ લિથોગ્રાફ્સને શરુથી છેવટ સુધી, ચારે તરફ ભરતા હતા પરન્તુ એ દુરૂહ અને બોઝિલ બનતા નહોતા. શ્યામ-સફેદના અંતરાવલોકનને એમણે કેટલી સારી રીતે આત્મસાત કરી અભિવ્યક્ત કર્યું હતું. એમના લિથોગ્રાફ્સના કેન્દ્રમાં જાણે કોઈ એક ચીજ નથી. પ્રત્યેક રેખા, આકાર, આકૃતિ અને ભરેલી અને છોડેલી જગ્યાનો પોતાનો મર્મ છે. વૃક્ષ, પાંદડાં, ડાળો, એમની કૃતિઓમાં જાણે દરેક વખતે પોતાને ફેલાવતાં હતાં. એક 'પ્રસ્ફૂટ'ની પ્રતીતિ એથી થતી હતી. લોકકળાથી એ પ્રભાવિત જ નહોતા, એક શહેરી માધ્યમમાં કામ કરતાં એમણે એની આંતરિકતાને પણ સાચવી રાખી હતી.

શ્રી મગનભાઈએ સ્કૂલશિક્ષણ પ્રાથમિક સાતમા ધોરણ સુધી લીધું હતું. ગુજરાત લલિત અકાદમીનાં વાર્ષિક પ્રદર્શનોમાં એમના કામ માટે એમને ૧૯૬૮, ૧૯૬૯ અને ૧૯૭૨માં પુરસ્કાર પણ મળ્યા હતા. ૧૯૬૫માં પોતાના એક સાથી કળાકાર સાથે દિલ્હીમાં પોતાના લિથોગ્રાફ્સ ચિત્રોનું એક પ્રદર્શન પણ કર્યું હતું. □ (દિનમાન)

# ચાલો, એક વાત કહું

□ રમેશ શાહ
(હાર્મોનિકા)

ચાલો, એક વાત કહું, ચાલો; પછી ચાર વાત કહું. ચાલો તો ચાર વાત કહું, ચાર લો તો ચુંમાલીસ વાત કહું, ચુંમાલીસ લો તો ચુંબનની વાત કહું, ચુંબન લો તો વનની વાત કહું, વનમાં ચાલો તો બાવન વાત કહું; બાવન અક્ષરની વાત કહું; બાવન ટચની વાત કહું; બાવન પત્તાંની વાત કહું, ભલે ત્રેપનમો જોકર જોયા કરે કે જોક કરે! પણ વાત તો મારે કહેવાની છે. ત્રણ વાત તમારે સાંભળવાની છે. તમારે સાંભળવાની વાત તે જ મારે કહેવાની વાત. રાત પડે તો પડે! લાત પડે તો પડે! ભાત લડે તો લડે! ઘાત નડે તો નડે! તાત તડે તો તડે! જાત જડે તો જડે! સાત સડે તો સડે. પડવું, લડવું, નડવું, તડવું, જડવું કે સડવું–બધું તાત્ત્વિક રીતે એક જ છે. તેથી એવા તત્ત્વહીન વિવાદમાં ઊતર્યા વિના, વાત કહેવા–સાંભળવાની શરૂઆત કરીએ. વાત તમારે કહેવાની. વાત મારે સાંભળવાની. અથવા વાત મારે કહેવાની અને તમારે સાંભળવાની. બન્ને ક્રિયા વચ્ચે વાત અનિવાર્ય છે. તો હો જાય એક અચ્છી સી બાત!

આમ જુઓ તો એક વાત કહેવી અઘરી છે. તેમ જુઓ તો સો વાત કહેવી સરળ છે. સો વાત પછી એક વાત જેટલી અઘરી છે, તેટલી એક વાત પૂર્વે સો વાત સહેલી છે. વાત સ્વયં કઠિન હોય પણ કહેનાર માટે કઠિન ન હોય. વાત સરળ હોય પણ સાંભળનાર માટે સરળ ન હોય, વાત એ વાત છે. કહેનાર એ કહેનાર છે. સાંભળનાર એ સાંભળનાર છે. નાર એ નાર છે. વક્તા એ તે ક્ષણે વક્તા. શ્રોતા એ તે ક્ષણે શ્રોતા જ: ને વાત હર ક્ષણે વાત જ.

અહીં વાત છે. હું છું, તમે છો, ત્રણે છીએ. એટલે વાત તો થવાની જ. માત તો ભવાની જ. જવાની તો જવાની જ. જવાની ભલે જાય, ભવાની ભલે આવે પણ વાત કંઈ ન થવાની થવાની છે?

વાતમાં તમને રસ પડે તો સરસ! ન પડે તો હરસ. આવે તો મજા; નહિ સમજો સજા. આનંદ થાય તો એના જેવું એક નહિ; નહિ

તો આણંદ હવે છેક નહિ. દુઃખ ડૂબે તો સારું; નહિ દરિયાનું પાણી ખારું. મીઠાનું પાણી ખારું. આંસુનું પાણી ખારું. ખારાંનું પાણી ખારું. પાણીનું પાણું પારું, વાણીનું વાણું વારું...વારું, હવે વાત કરીએ.

તો સાંભળો, હે મુમુક્ષુઓ સાંભળો, હે બુભુક્ષુઓ, હે ભિક્ષુકો... તમે હોંકારા પૂરજો. પૂરતાં પૂરતાં ઊંઘજો. ઊંઘતાં ઊંઘતાં સાંભળજો. સાંભળતાં સાંભળતાં ટાપસી પૂરતા પૂરતા ઊંઘતાં ઊંઘતાં વાતને ચાલવા દેજો. વાત જરૂર ચાલશે. મંદ ગતિએ ચાલશે, પ્રલંબ ગતિએ દોડશે. વાહન વડે સરકશે. નહિ સરકે તો ઊડશે. ઊડીને ઝાડ પર બેસશે. ઝાડની ડાળી ઝૂલશે. હીંચકા પર હીંચશે. ખુરશી પર ચીટકશે. પહાડ પરથી પડશે. દરિયામાં ડૂબશે. જળમાંથી જડશે. વડ પર વધશે. બસમાં બેસશે. રણમાં રઝળશે. ફૂલ પર ફૂટશે. રસ્તા પર રખડશે. સાડીમાં સરકશે. તાડીમાં તડૂકશે. પણ હે મુમુક્ષુઓ, હે બુભુક્ષુઓ, હે ભિક્ષુકો, તમે ડર વિના વાતનું શ્રવણ કરો.

તમને ડર છે કે વાત દીવાલ સાંભળી જાય. કારણ કે દીવાલને કાન હોય છે; દીવાલને ભાન હોય છે; દીવાલ વાત ભલે સાંભળે. વાત સાંભળવા એ બિચારી જાય કયાં? નહિ બેસવું, નહિ ખસવું, નહિ ચાલવું, નહિ બોલવું. એની તો કંઈ જિંદગી છે? બારે માસ બંદગી કરે કે ઈશ્વર તું મને વાત સાંભળતી રાખ, જેથી વગર ઊંઘે હું ઊભી રહી શકું!

હવે વાતની શરૂઆત. મારે પહેલી વાત કઈ કહેવી? મારે છેલ્લી વાત કઈ કહેવી? ત્રીજી વાર્તા પહેલી કહું કે બીજી વાર્તા પહેલી કહું? ત્રીજી વાર્તા સાતમી કહું કે સાતમી વાર્તા ચોથી કહું? ચોથી વાર્તા પાંચમી કહું કે પાંચમી વાર્તા સાતમી કહું? સાતમી વાર્તા સાતમી જ કહું કે છઠ્ઠી વાર્તા છેલ્લી કહું? મન થાય છે કે છેલ્લી વાતને છેલ્લી જ રહેવા દઈ, પહેલી વાતને બીજી તરીકે, બીજીને સાતમી તરીકે, સાતમીને ચોથી તરીકે, ચોથીને આઠમી તરીકે, આઠમીને ત્રીજી તરીકે, ત્રીજીને પાંચમી તરીકે, પાંચમીને છઠ્ઠી તરીકે અને છઠ્ઠીને પહેલી તરીકે મૂકીને વાત કહેવા માંડું. તમને કયાં ખબર છે કે કેટલામી વાત કહેવા માંડું.

તમને ક્યાં ખબર છે કે કેટલામી વાત કેટલામા સ્થાનની છે તેની. વાતને આવાં સંખ્યાક્રમપૂરક વિશેષણો લગાડવાં એ જ વાત બાલિશ છે.

બાલવાત—ચકલાચકલીની વાત તો તમે સાંભળી છે. તકલીની વાત તમે સાંભળી છે. નકલીની વાત તમે સાંભળી છે, રાજા, વાજાં અને વાંદરાંની વાત તમે સાંભળી છે. વરુ કે તરુની વાત તમે સાંભળી છે. ચરુની વાત તમે સાંભળી છે. સરુની વાત તો તમે શરૂઆતથી જાણો છો. સિંદબાદની વાત તો મેં જ યાદ કરી છે. અમદાવાદની વાત તે કંઈ વાત કહેવાય? લવાદની વાત હોય તો જુદી વાત! અલાઉદ્દીનની વાત તો પૂરી થઈ ગઈ. બત્રીસ પૂતળીની વાત તો તેત્રીસ દિવસ પહેલાં કહી હતી.

મારે તો તમે કદી ય સાંભળી ન હોય તેવી વાત કહેવાની છે. તમારા માટે નવી વાત રહેવાની છે. કહેવાની તકલીફ મારે સહેવાની છે. પછી એ વાત અત્ર તત્ર સર્વત્ર વહેવાની છે. વહે તે પાણી તો વાત એ ય પાણી. રાજાને ગમે તે રાણી શકરાની વહુ શાણી, છાણાં વીણતી આણી. આણાં છીણતી વાણી. વાણાં ઈણતી છાણી. વાતને આટલે સુધી તાણી.

તોબા તમારાથી. તાણ્યા વિના વાત કરોને. જાણ્યા વિના ચૂપ મરોને. ભાંગ્યા વિના ચલમ ભરોને. રચ્યા વિના કલમ ધરોને. લીધા વિના બોજ હરોને. પીધા વિના હોજ તરોને. કહ્યા વિના કન્યા વરોને. ગાયા વિના ગણ્યા કરોને. ચૂપ મરી, ચલમ ભરી, કલમ ધરી, બોજ હરી, હોજ તરી, કન્યા વરી કે ગણ્યા કરી પણ વાત તો કરી ને કરીશું જ.

કારણ કે વાત નહિ, તો જીવન નહિ. જીવન નહિ તો વન નહિ. વન નહિ, તો વૃક્ષ નહિ. વૃક્ષ નહિ તો ફળ નહિ. ફળ નહિ તો બી નહિ. બી નહિ તો ધરતી નહિ. ધરતી નહિ તો હું નહિ. હું નહિ તો વાત નહિ.

હું છું. તમે છો. વાત છે.
તો ચાલો, વાતની કરીએ શરૂઆત. □

# એક માણસ

□ લુડવિગ અશકેનાત્સી

કોઈ કુટુંબની તસવીરોનું આલબમ એવી ચીજ હોય છે કે જેના પર સહસા નજર પડે છે. કોઈ એમ જ એ લઈને બેસે છે પછી ઘરના માણસો એની આસપાસ બેસે છે. આ મખમલી બાંધણીવાળી બુક વળી ક્યાંથી ટપકી પડે! એ આલબમના સારા દિવસો હોય છે. એના પરની ધૂળ ખંખેરાઈ જાય છે. પછી જ્યારે ઘરના માણસો કેટલાયે સુધી ભૂલી જાય છે, એ દિવસો એના ખરાબ દિવસો હોય છે.

'આપણું કુટુંબ...'મા બધું બરાબર સમજાવીને કહેતી હતી કે આ કોણ છે, તે કોણ છે.

પછી એક પીળી જૂની છબીમાં મોટી મોટી આંખોવાળી દાદી દેખાય છે. એ એક દિવસ અચાનક ઘર છોડીને ચાલી ગઈ હતી. ઘણા દિવસોની વાત છે. હવે કોઈને ય એની ખબર નથી.

ક્યારેક ભૂલથી યે એનો પત્ર આવ્યો નથી. બધાં કહેતાં હતાં કે એ બહુ અભિમાની હતી. રહી ત્યાં કોઈની યે સામે ઝૂકી નહીં.

'મા, પછી એનું શું થયું?'

'ઈશ્વર જાણે શું થયું...'

'આ દાદાજી. એમની પાસે એમનો ઘોડો છે. દાદાજીએ ભારે ગર્વથી ઘોડાની પીઠ પર હાથ મૂકયો છે.'

'મા, ઘોડાનું નામ શું હતું?'

'કોણ જાણે કારેલ હતું કે યારુરી, યાદ નથી.'

'આ કોતેરકી કાકા! એમનું જીવન ઘણું શાંત હતું. બે પુત્ર થયા. મોટો શહેરમાં જ માર્યો ગયો હતો. નાનો કોન્સ્ટ્રેશન કેમ્પમાં મરી ગયો.'

'મા, કોન્સ્ટ્રેશન કેમ્પ, એ વળી શું?'

'કોઈ વાર કહીશ. પણ જો, છબીમાં કાકા કેવા હસે છે! એ ઘણા હસમુખા હતા. એ માનીજ નહોતા શકતા કે મારા બે પુત્રો... ચાલો જવા દો એ વાતને. હજી યે એ ચૂપચાપ કોઇ વાર મેડોલીન વગાડે છે. આ છે આપણું કુટુંબ...'

એક બીજી છબી છે—સાવ સાધારણ. એક માણસ ઝાડના થડ સાથે ઊભો છે...ખમીશનાં બટન ખુલ્લાં છે. એ જોઇને અમને હસવું આવે છે. કેમ કે, એણે સ્ટ્રોહેટ પહેરેલી છે. અમને એવી હેટ અજબ લાગે છે. તસવીર એટલી નાની અને ધૂંધળી છે કે, અમને એ આદમીનો ચહેરો બરાબર દેખાતો નહોતો.

'મા, આ કોણ છે?'

'એક માણસ.'

'એક માણસનો શો અર્થ? એ કંઈ જવાબ થયો? એમનું નામ શું હતું અને આ જંગલ કયું છે? એ આપણા શું થાય?'

સહસા જોયું—મા ઊઠીને ચાલી ગઈ. અમે એને સાદ કરતા રહ્યા, પણ મા પાછી ફરી નહીં. એને ઘણું કામ હતું. મા એ દિવસે રસોડામાં જ બેસી રહી. ▭

**ચાંદરણાં**

▭ ઊંઘમાં સ્વપ્નાં જોનારો ભૂતકાળ જ જુએ છે!

▭ નિરુત્સાહી રહેવા માટે પણ ધીરજ જોઈએ!

▭ ગાંધારીની આંખે જનતા કાપડનો પાટો ન હોય!

▭ માહિતી વધારો એટલે ઘોંઘાટ પણ વધે!

▭ માખણમાં છાસ જાય તો વહુ ડાહી કહેવાય!

▭ નહીં ચાલતા અને નહીં ચલાવવાના—બધા સિક્કા અનામત છે!

▭ ન ચલતા સિક્કાની ધાતુ મહત્ત્વની બની જાય છે!

▭ જથ્થાબંધનો વેપારી બહુવચન જ વેચે!

▭ અંધકારમાં તો પહાડો પણ ખોવાઈ જાય છે...

▭ શૂન્યનો સિક્કો સર્વવ્યાપી હોવાથી ચલાવવો પડતો નથી!

## પ્રતીક્ષા ▭ કિસન સોસા

સૂર્યોને અવતાર્યા કરતું ગર્ભાશય
સડી ગયું હશે
પાણીની પાતળી ત્વચાની જેમ
ફૂટી ગયા હશે
આ ગ્રહો, નક્ષત્રો....
શોકસભા પછીની ચાદર જેવું
ઊંચકાઈ ગયું હશે આકાશ.
ચોર્યાસી લાખ-ના બંદીવાનોની
લોહ-જંજિરો તૂટી ચૂકી હશે
ખૂલી ગયાં હશે કારાગારનાં સહસ્ર દ્વારો
આનંદ-ચિચિઆરીઓ શમી ગઈ હશે.
પ્રત્યેક શહેરો
તેનાં અગણિત ઘરો
સન્નાટો ઓઢી ડૂબી રહ્યાં હશે ધૂળમાં...
ત્યારે ય
લામ્બા સમય સુધી કુંવારી રહેલી પૃથ્વી જેવી
એક છોકરી માટે
જે
ક્યારેય ફળવાની નથી
એવી પ્રતીક્ષા તળે
બેઠો હોઈશ હું-આમ જ-એકલો.

# □ □ □ જી જી! હોજી! □ □ □

□ □ □ ▭ રતિલાલ અનિલ ▭ □ □ □

સરદાર પટેલનાં ભાષણો કે અખાનાં કાવ્યોમાંથી કોઈ શબ્દ લઈને વૈયાકરણીને પૂછો કે એ કઈ ધાતુનો બનેલો છે? એનો જવાબ ખોટો જ હશે. માણસ કઈ ધાતુનો બનેલો છે એ જાણ્યા પછી એણે કહેલા શબ્દોની ધાતુ જાણવાની જરૂર રહેતી નથી. વૈયાકરણી કહેશે તે તો એના શાસ્ત્રનું વચન કહેશે, પણ માણસ કોઈ શબ્દશાસ્ત્ર શીખીને શબ્દનો ઉપયોગ કરતો નથી.

શબ્દને પોતાના વ્યક્તિત્વનો પુટ ચઢે છે ત્યારે તે એટલે અંશે તેનો શબ્દ હોય છે, નહિતર તો શબ્દ બધા જ ગ્રાહકોએ પોતાના ધોએલા હાથ લૂછીને ભીનો રાખેલા લૉજના ટુવાલ જેવો હોય છે. શિષ્ટભાષીને આ સરખામણી અરુચિકર નીવડવા સંભવ છે. પણ તેઓ જે મૃદુ મુલાયમ ઉચ્ચારે પ્રશિષ્ટ ભાષાના શબ્દો વિવેકરૂપે અચૂક જ બોલે છે, ચા લેશો? પાન લેશો? તે પણ લૉજના ભીના ટુવાલ જેવા જ અરુચિકર હોય છે એમ કહેવામાં આખાબોલાનો આઘાત તો છે જ, પણ ગૌરવહીન અરુચિકર અને પ્રતિષ્ઠિત અરુચિકર વાસ્તવમાં તો સમાન જ હોય છે.

પાંચ તારા હોટલનું પ્રતિષ્ઠિત જમણ આખરે તો હોટલનું જ જમણ છે, બીજો માણસ પણ તમારા જેટલું જ બિલ ચૂકવી તમે જમ્યા એ જમણ લઈ શકવાનો. આ સમાનતા એક વર્ગસંકેત કરે, પણ આખરે તો તેમાં વૈયક્તિક કંઈ નથી. અને 'સમાનતા' શબ્દ જાહેર જીવનમાં પડેલા તો મરચાં-મસાલાની જેમ વાપરે છે, એમને એનાથી સૂચવાતી નિરસતા અને એકરુપતાનો ખ્યાલ નથી. ઘણી વાર એવો શબ્દ, આસપાસ ગંદકી, વઢવાડ અને મચ્છરો ફેલાવતા જાહેર નળ જેવો લાગે છે. પેલા નળની આસપાસ એક ત્રાસજનક વાતાવરણ

સતત રહે છે, એવું જ વાતાવરણ એ શબ્દ રચી રહેલો હોય છે. પણ ઘરમાં નળ નહીં આણી શકનાર એ જાહેર નળ પાસે અચૂક જાય છે, એ એની ગરીબી છે, અસહાયતા પણ હોય, પણ બજારમાંથી હજારો માણસો રેડીમેઈડ શુભેચ્છાના અભિનંદનકાર્ડ લઈ આવી સહી કરીને પોસ્ટ કરી દે છે તેઓ શું જાહેર નળ પર જનારા જેટલા ગરીબ અને અસહાય હોય છે?

આપણી પાસે પોતીકી પ્રાર્થના પણ નથી! એ પ્રાર્થના પછી કાન પકડનારા હાથ સાર્વજનિક હોય છે! કારણ કે એ એક સાર્વજનિક વૈયક્તિક કક્ષાએ કવાયત જ કરે છે!

બધા જ કોઈએ રચેલી પ્રાર્થના ગાય છે ત્યારે બધા વતી એક જ માણસ પ્રાર્થના ગાય એ વધારે સારું નથી? તેને પ્રતિનિધિત્વ કર્યાનો ગર્વ તો થાય! સારાનું પ્રતિનિધિત્વ કર્યાનો સાંસ્કૃતિક ગર્વ તો ઓર જ હોય!

જે કોઈ ભક્તકવિએ 'શ્યામ' શબ્દ પ્રયોજ્યો ત્યારે એ રાધારૂપ થઈ ગયો હશે. એ કવિનો શબ્દ મટી રાધાનો શબ્દ થઈ ગયો હશે, પણ પછી એક જ રચનામાં શ્યામ શ્યામનું રટણ કરનારો પ્રતિષ્ઠાનો લાભ પામ્યો હશે, પણ એક આખું ટોળું શ્યામ શ્યામ કરતું નીકળી પડે ત્યારે એ એક ઘેલી કવાયત કરતાં વિશેષ શું હોય? રામ શબ્દ ૧૦૮ વારના સતત જપથી ઊંઘમાં યે બોલવા જેટલો સહજસાધ્ય થઈ જાય પણ, 'એ રામ એના એ' જેવો જ એ પરિણામકારી હોય!

સુરુચિની પ્રથા પણ કેવી અરુચિકર થઈ જાય છે! કેટલી યે ભદ્રતા આ અર્થમાં અરુચિકર થઈ જવી જોઈએ છતાં એનું અનુકરણ વધ્યે જતું હોય ત્યારે પ્રતિષ્ઠા પણ કેટલી ઘાતક લાગે છે! સામાજિકતા યે કેવી યાંત્રિક અને વિચારહીન લાગે છે!

અબરખિયા શબ્દોનો મોહ લલિત રચનાને કેવી અલલિત–ભમરાળી બનાવી મૂકે છે એ પ્રતિષ્ઠા, ભદ્રતા, સંસ્કાર, સંસ્કૃતિ–કશામાં ન સપડાયેલો માણસ સહેજે પામી જાય છે. શબ્દને પોતનો જ અર્થ અને ધ્વનિ

હોવો જોઈએ. આ માટે વિવેચનશાસ્ત્રોનો અભ્યાસ કરવો અનિવાર્ય નથી,... કદાચ એનાં ગૃહીતો વાંચકને વળગવાથી એ શબ્દપ્રપંચમાં વધારે સપડાય. એક સામાન્ય માણસ પણ ધરેડિયો ન બને તો એ સહેજે શબ્દને વળગેલી સાર્વજનિક ગંધને પામી શકે.

અંગતતા એ સમાનતાની વિરોધી નથી. સમૂહછબિ પડાવવા ઊભેલો માણસ અંગત જ નથી હોતો ? અંગત માણસો જ સાથે સમૂહછબિ પડાવતા નથી? પણ અંગતતા એ સમૂહ નથી. પણ સમૂહછબિ પડાવવાની છે એટલે બધા જ એકસરખા સૂટ, નેકટાઈ પહેરીને ઊભા રહે ત્યારે તેમાં અંગતતા જોવી દુષ્કર બને છે. રાસમાં જોડાયેલા બધા પુરુષો કૃષ્ણ લાગે એવી ઘેલી આશા રાખવાની શરત શા માટે? એકમાં રમમાણ રહેવું હોય તેણે આંકડા સુધી પહોંચવાની જરૂર ખરી? સમર્પણમાં તો બધી સંજ્ઞા અને સ્વરૂપોનો લોપ થઈ જવો જોઈએ!

જાહેરખબરના શબ્દો અને સાહિત્યપરિચયમાં પ્રયોજાયેલા શબ્દોમાં ઘણીવાર એકસરખી જ દુર્ગંધ આવે છે—માણસના આશયની. એ આશય જે અશ્લીલતા પ્રગટ કરે છે એની સામે પણ કોઈ વિચારકને કશું કહેવાનું ન હોય ત્યારે એ પણ કોઈ ધરેડનો વિચારક હોવાની શંકા ઉપજવી જોઈએ. જીવનચરિત્રનો લેખક એકધારાં વિશેષણો વાપરે છે ત્યારે તે પણ કંકોતરીના શ્રીમાન/શ્રીમતી જેવાં સાર્વજનિક હોય છે. સાર્વજનિક છબિની ફૉર્મ્યુલા હોય કે જુદું ચરિત્ર આલેખવાનું હોય? શિષ્ટતા પણ કેટલી અશિષ્ટ હોય છે! જેમનું ગૌરવ કરવાનો પ્રપંચ યોજે છે તેમાંથી જ એક સાર્વજનિક વિરુપતા ઉપસે છે!

'શબ્દના વેપારી સંતો' પંક્તિ મૂંઝવણમાં મૂકી દે છે. અનુભૂતિની અભિવ્યક્તિ માટે સંતોને 'વાણી'ની જરૂર પડી ત્યારે 'વેપાર'નો અર્થ જ બદલાઈ ગયો, પણ 'મીરાં' કે 'કબીર'ની છાપ મૂકી દેનારા સમર્પણશીલ (!) 'ભજનના વેપારી'ઓએ શબ્દોનો વેપાર જ ચલાવ્યો. મીરાં અને કબીરની પ્રતિષ્ઠા અને ગૌરવનો એમણે વેપાર ચલાવ્યો, અને આપણી પાસે જી જી અને હાજી વારસામાં રહી ગયા! ▭

# ફરી બોલાવજે !

લેખક : જોન ઓ. હારા
અનુ. : વિજય શાસ્ત્રી

એના ઠીંગણા કદની ચાડી ખાતાં, ટૂંકાં ટૂંકાં પગલાં અત્યારે તેની ધીમી ચાલને છુપાવી રહ્યાં હતાં. એની આધેડ વયમાં યુવાનીનું કોઇ ચિહ્ન શેષ રહ્યું નહોતું. એની નાની કાળી ટોપી પણ માત્ર સમ ખાવા પૂરતી જ હોય તેવી દેખાઇ રહી હતી.

દરવાને એને 'ગુડમૉર્નિંગ' વડે ન સંબોધતાં ધીમા અવાજમાં પૂછ્યું, "ટૅક્સી કરશો ? મિસ હૅમ્ફર્ડ ?" દરવાન હોવાના નાતે ટૅક્સી વિશે પૂછવું એની ફરજ હતી. જો કે, એ કામ માટે એને 'ટીપ' મળવાની આશા ન હતી.

"ટૅક્સી ? હા. પણ ના, આમ તો હું ચાલતી પણ જઇ શકું છું."

"જેવી આપની મરજી."

"ખેર, ટૅક્સી કરી જ લઉં છું. પેલી રહી." એણે કંઈક આગળ વધીને કહ્યું. તે હમેશાં આમ જ કરતી. એ નહોતી ઇચ્છતી કે દરવાન એને માટે ટૅક્સી શોધી લાવે અને એને ટીપ આપવી પડે. કોઇ કોઈ વાર તે ટૅક્સી કર્યા વગર જ આગળ વધતી અને કહેતી–"જરા લટાર મારવા જઇ રહી છું" અને થોડેક આગળ જઇને બસસ્ટૉપ પર ઊભી રહી જતી ! પરંતુ આજે તો તે ટૅક્સીમાં જ જવા માગતી હતી. જેથી ધંધાની વાત કરતી વખતે સ્વસ્થ રહી શકાય. હા, આજે તે ફરી ફિલ્મ વ્યવસાયમાં પ્રવૃત્ત થવા જઇ રહી હતી. અને એટલે જ તેણે પોતાની હીરાજડિત હૅરપીન વાળમાં નાખી હતી. આમ તો એ હૅરપીન મોટે ભાગે હોટેલની તિજોરીમાં જ મૂકી રાખતી હતી.

ટૅક્સી થોડેક આગળ વધી ને ડ્રાયવરે એની તરફ ત્રાંસું મોં કરીને પૂછ્યું–"કદાચ હું ભૂલતો ન હોઉં તો તમે મિસ હૅમ્ફર્ડ છો ને ?"

"હા." મિસ હેન્ફર્ડે ખુશ થઇને કહ્યું.

"તમે અગાઉ પણ ઘણી વાર મારી ટૅક્સીમાં બેસી ચૂક્યાં છો— જ્યારે તમે નદી પાસે રહેતાં હતાં ત્યારે, યાદ છે?"

"અરે, એ વાતને તો ખાસ્સો એક જમાનો થઇ ગયો.

"તમને કદાચ લૂઇ યાદ હશે."

"લૂઈ?"

"હા. લૂઈ જેફ્રી. એટલે કે બંદા પોતે. હું જ તમને અઠવાડિયે ચારથી પાંચ વાર ટૅક્સીમાં લઈ જતો હતો. ફિલ્મક્ષેત્રે તમે ઘણું નામ કમાયાં. કદાચ અત્યારે પણ તમે ફિલ્મ કે ટેલિવિઝન સ્ટુડિયો પર જ જઈ રહ્યાં હશો."

"ના, હું એક નાટકમાં કામ કરવા જઈ રહી છું-બ્રોડવેમાં રજૂ થનાર નાટકમાં."

"ઓહ, આ હિસાબે ફિલ્મમાં કામ કરવાનું છોડી દીધાને ઘણો સમય તમને થઈ ગયો લાગે છે?"

"હા, વચગાળામાં મેં લણ્ડન ખાતે ઘણાં નાટકોમાં કામ કર્યું છે."

"એની તો મને ખબર નથી. પણ તમારી ફિલ્મો મેં ઘણી જોઈ છે. આટઆટલાં વર્ષો વીતી ગયાં હોવા છતાં પણ આપનું નામ લોકોની જીભ પરથી સાવ ઊતરી નથી ગયું. આમ તો નવી પેઢી ગયા જમાનાની નટી વિશે કશું જાણતા નથી હોતી, પણ તમારી વાત અપવાદરૂપ છે. તમે ટેલિવિઝન પર આવો છો તેથી તમારો ચહેરો આજે પણ લોકો ભૂલ્યા નથી. બે વર્ષ પહેલાં તમે ટેલિવિઝન પર જે લેડી ડૉક્ટરનો પાઠ ભજવ્યો હતો તે મારી દીકરીને તો ખૂબ જ ગમી ગયો હતો. તમારા જેવી સમર્થ નટીને નાટકમાં કામ કરવું પડે એવી જરૂર ક્યાંથી પેદા થઈ?"

"મને નાટકોમાં કામ કરવું ખૂબ ગમે છે".

"ખેર, તમને જે ગમે તે ખરું. હું ઘેર જઈને મારી દીકરીને કહીશ કે આજે 'તમે' મારી ટૅક્સીમાં બેઠાં હતાં. તે ખૂબ ખુશ થશે. ખરું પૂછો તો ટૅલિવિઝન દ્વારા તમે લાખો લોકો પાસે પહોંચી શકો છો. બ્રૉડવેમાં ભજવાતાં નાટકો કેટલા લોકો જુએ? જેમને ટૅલિવિઝન પર કામ નથી મળતું એવાં નટ-નટીઓ જ બ્રૉડવેમાં જાય છે. આ લો, અહીં જ ઊતરવાનું છે ને તમારે?'

"હા. લો, આ લઈ લો."

"પાંચ ડૉલર!"

"જૂના દિવસોની યાદમાં."

"ધન્યવાદ, ખૂબ ખૂબ ધન્યવાદ, મિસ હૅમ્ફર્ડ. હું તો હજી પણ એમ જ કહીશ કે તમારે ટૅલિવિઝન પર જ કામ કરવું જોઈએ."

ત્યાર બાદ હૅમ્ફર્ડ એક મકાનમાં દાખલ થઈ. એક ઑફિસમાં જતાં પહેલાં તેણે પોતાની બધી શક્તિઓ ભેગી કરતી હોય તેમ ઊંડો શ્વાસ લીધો અને હોઠો પર સ્મિત લાવીને રિસેપ્સનિસ્ટ પાસે ગઈ.

"મિસ્ટર સન્ડરસન આપની જ રાહ જોઇ રહ્યા છે, મિસ હૅમ્ફર્ડ." રિસેપ્સનિસ્ટે કહ્યું.

"ગુડ મૉર્નિંગ રાલ્ફ!" મિસ હૅમ્ફર્ડ બોલી.

"ગુડ મૉર્નિંગ જોન, બેસો. હા તો શું એ નાટક વિશે તમે કંઈ જાણો છો?"—સૅન્ડરસન ઊભો થતાં બોલ્યો.

"બસ, એને વિશે મેં વાંચ્યું છે એટલું જ."

"એટલે કદાચ તું તારા પાઠ વિશે કંઈ નથી જાણતી."

"એમ માનો તો એમ. મેં આખી કથા વાંચી છે પણ તેને નાટ્યરૂપ આપતી વખતે કદાચ તમે એમાં કંઈ ફેરફારો કર્યા હોય તે સિવાય."

"કથાને ગોળી માર. એમાંથી તો અમે માત્ર છોકરો અને કાકાને જ લીધા છે"

"અને છોકરાની કાકી? શું તે નાટકમાં નથી? તો પછી મારે કયો પાઠ કરવાનો આવશે?"

"અધ્યાપિકાનો. યાદ છે તને?"

"અધ્યાપિકાનો? જરા વિચારવા દો. હાં, શરૂ શરૂમાં એક અધ્યાપિકાની વાત આવે છે ખરી."

"બસ, તે જ."

"તો એના પાઠને તમે નાટકમાં વધાર્યો હશે."

"ના, નાટકના પહેલા અંકના માત્ર એક જ દૃશ્યમાં તે આવે છે."

"તો શું એટલો જ પાઠ તમે મને આપવાના છો? હું એટલી હીન કક્ષાએ ઊતરી ન શકું. ટેલિવિઝન પર મેં લેડી ડૉક્ટરનો મોટો પાઠ ભજવ્યો હતો અને એના મને અઢી હજાર ડૉલર મળ્યા છે"

એ ત્રણ વર્ષ પહેલાંની વાત છે જોન. એના પછી તેં કોઈ પાઠ કર્યો નથી. વચ્ચેનો સમય નરી બેકારીમાં જ ગાળ્યો. એટલે અધ્યાપિકાના પાઠ માટે તમે મારા ધ્યાનમાં આવ્યાં. એના હું સાડી ત્રણસો ડૉલર આપી શકું છું."

"એ તો, મારે માટે મોટી શરમની વાત ગણાય."

"ખેર, તમે પૂરતો વિચાર કરી લો. હું આથી વિશેષ કંઈ કરી શકું તેમ નથી. જો કે આમ તો આ નાટક લાંબો સમય ચાલશે. તારું નામ પણ ગાજતું રહેશે. કદાચ તને ફરીથી કરારો મળવા લાગે. બેકાર રહેવા કરતાં તો આ વધારે સારું છે."

"ના, હું એ નહીં કરી શકું."

"હું બહુ બહુ તો ચારસો ડૉલર સુધી આપી શકું."

"નાટકના બીજા અને ત્રીજા અંકમાં પણ મારો પાઠ આવે એવી કોઈ શક્યતા ખરી?'

"ના; બિલકુલ નહિ."

"તો પછી રહેવા દો, તમે મારે માટે જે પ્રયત્નો કર્યા તે બદલ હું આપની આભારી છું."

"પ્રયત્નો કરવા એ મારી ફરજ હતી."

"અચ્છા, તો મને ટેક્સીના પાંચ ડૉલર આપી દો."

"જોન, શું તારી સ્થિતિ એટલી બધી બદતર થઇ ગઇ છે કે..."

"ના. એટલી બધી ખરાબ નથી થઈ પણ અહીં આવવામાં મને એટલો ખર્ચ તો થયો જ છે."

"સેન્ડરસને દસ ડૉલર આપતાં કહ્યું: જો, અહીં આવવામાં પાંચ ડૉલરનો ખર્ચ થયો તો જવામાં પણ પાંચ ડૉલર થશે."

"મારે પાંચ ડૉલરની જ જરૂર હતી. ખેર, દસ રાખી જ લઉં છું, એક જમાનામાં, તમે આથી ય વધારે મારી સાથે હોટેલમાં ખાવા માટે ખર્ચી નાખતા હતા."

"પરંતુ, તે તો હું વસૂલ પણ કરી જ લેતો હતો ને?"

"હું એને મારી પ્રશંસા જ માનીશ. શું આજે પણ હોટેલમાં લઈ જઈને તું મને નહીં ખવડાવે?"

"ના, જોન, આજે એ શક્ય નથી."

"તો પછી કમ સે કમ એક ચુંબન તો આપી શકશે ને?"

"જરૂર" સેન્ડરસન ટેબલની સામી બાજુએથી ઊઠીને એની તરફ આવ્યો. એની કાયા ફરતે પોતાના બાહુ વીંટાળ્યા.

"હોઠ પર" મિસ હૅમ્ફર્ડે કહ્યું.

સેન્ડરસને એના ઓષ્ઠદ્વયને ચૂમ્યા.

"ધન્યવાદ, ફરી કોઈક વાર બોલાવજે."

"જરૂર."

—અને લાગલી જ તે ઑફિસમાંથી નીકળીને હોટેલ તરફ ચાલવા માંડી. ▭

# કંકાવટી

ઑકટોબર ૧૯૭૫

સાહિત્યસર્જક અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૭ : અંક ૨૦૦ : મૂલ્ય એક રૂપિયો


## વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૯, વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર **'રતિલાલ અનિલ'** ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત, ૩૯૫૦૦-૨, સરનામે જ કરવો.

*

'કંકાવટી' કવિતા, વાર્તા ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર સગરામપરા, સૂરત-૨ સરનામે જ મોકલવી.

*


તંત્રી - મુદ્રક - પ્રકાશક

**ડાહ્યાભાઈ જીવણજી નાયક**

મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપરા, સૂરત-૨

પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત-૩

# સાહિત્ય અને સમાજ □ હરિવલ્લભ ચૂ. ભાયાણી

[ અમદાવાદના એક ચર્ચાવર્તુળમાં આ વિષયની ચર્ચાના ઉપક્રમ લેખે વેલેક અને વોરનના 'થિઅરી ઓવ લિટરેચર'ના નવમા પ્રકરણનો સાર, વિગતો અને ઉદાહરણો છોડી દઈને અને કયાંક ભારતીય ઉદાહરણો ચીંધીને, મેં તૈયાર કરેલો; વિદ્યાર્થીઓ અને ઇતર વાચકોને વધુ ચર્ચાવિચારણા માટેના મુદ્દાઓનું એક વ્યવસ્થિત માળખું આથી હાથવગું થશે એમ સમજીને તે સાર અહીં આપ્યો છે.

— હરિવલ્લભ ભાયાણી

### સાહિત્ય અને સમાજ વચ્ચે ગાઢ અને સંકુલ સંબંધો

સાહિત્યનું માધ્યમ ભાષા સમાજની જ સરજત છે; પ્રતીકયોજના, પુરાકથા, છંદ જેવાં સાહિત્યિક ઉપકરણો સામાજિક રૂઢિઓ પર અવલંબે છે; સાહિત્ય 'જીવનને પ્રતિબિમ્બિત' કરતું હોઈને, તેની સામગ્રી લેખે સામાજિક જીવન પણ પોતાનો ભાગ ભજવે છે; વળી સાહિત્યકાર પોતે સમાજનો એક સભ્ય છે, અમુક સામાજિક મોભો ધરાવે છે અને અમુક વાચક કે શ્રોતાવર્ગ માટે તે લખતો હોય છે; સાહિત્યનાં સામાજિક પ્રયોજનો પણ હોય છે, અને તેનો ઉદય પણ અન્ય કેટલીક સામાજિક સંસ્થાઓની સાથે સંકળાયેલો છે. સાહિત્ય એક સામાજિક સંસ્થા તરીકે પણ હોવાનું તદ્દન દેખીતું છે.

સાહિત્ય અને સમાજ વચ્ચેના સંબંધને **વર્ણનાત્મક** તેમજ **વિધિનિષેધાત્મક** (કે મૂલ્યાત્મક) અભિગમથી તપાસી શકાય છે. અહીં મુખ્યત્વે વર્ણનાત્મક અભિગમની વાત કરી છે. બીજા અભિગમનો માત્ર છેવટમાં સહેજસાજ સ્પર્શ કર્યો છે.

### ૨. સંબંધોનું વર્ગીકરણ

સાહિત્ય અને સમાજ વચ્ચેના સંબંધોને ત્રણેક વર્ગમાં વહેંચી શકાય.

(૧) સાહિત્યકારનો, લેખનવ્યવસાયનો. અને સાહિત્યિક સંસ્થાઓનો સમાજતંત્રની સાથેનો સંબંધ, જેમાં સાહિત્યના ઉત્પાદનના આર્થિક પાયાનો, તથા સાહિત્યકારનો સામાજિક વર્ગ અને મોભો, તેનો વૈચારિક સંપ્રદાય તથા સાહિત્યેતર આચાર-વિચાર વગેરેનો સમાવેશ થાય.

(૨) સાહિત્યકૃતિમાં રહેલી સામાજિક સામગ્રી અને તેના ઇંગિતાર્થો, તથા સાહિત્યકૃતિનું સામાજિક પ્રયોજન – આ સૌને લગતા પ્રશ્નો.

(૩) સાહિત્યના ભાવક વર્ગને લગતા, અને સાહિત્યના સમાજ પરના પ્રભાવને લગતા પ્રશ્નો.

બીજી બાજુ, સાહિત્ય પોતે તેના સામાજિક સંનિવેશ અને સામાજિક પરિવર્તન પર કેટલે અંશે આધારિત છે, અથવા તો તેનાથી નિયંત્રિત છે તે સમસ્યા ઉપર્યુક્ત ત્રણે પ્રકારના પ્રશ્નોની સાથે એટલે કે સામાજિક સામગ્રીસંભાર અને સાહિત્યનો સામાજિક પ્રભાવ–એમની સાથે સંકળાયેલી છે. અને એમાં 'આધાર' કે 'નિયંત્રણ' એટલે ખરેખર શું સમજવું તે, તથા સમગ્રપણે સંસ્કૃતિ સાથે સાહિત્યની એકસૂત્રતાની માત્રા કેટલી છે તે પ્રશ્નો પણ તપાસવાના રહેશે.

## ૨. સાહિત્યકાર અને સમાજ

### સાહિત્યકારનો સામાજિક મોભો

લેખકના સામાજિક વર્ગ કે જ્ઞાતિ વિશે, તેની કુળપરંપરા અને આર્થિક સ્થિતિ વિશે માહિતી સહેજે મેળવી શકાય. તે તે દેશના અને યુગના સાહિત્યમાં, વિવિધ વર્ગના લેખકોનો અમીરો, બુર્ઝવા અને પ્રાકૃત જનોનો કેટલો ફાળો છે તેની ચોક્કસ તારવણી કરી શકાય (જેમ કે સંસ્કૃત સાહિત્યના નિર્માણમાં બ્રાહ્મણો ને ક્ષત્રિયોનો ફાળો પ્રાકૃત અપભ્રંશ સાહિત્યમાં તે ઉપરાંત વૈશ્ય વર્ણનો ફાળો વગેરે.) પણ આ દૃષ્ટિએ થયેલાં અધ્યયનો પરથી એવું જણાય છે કે અનેક વાર લેખકે પોતાનાથી જુદા જ વર્ગની વિચારધારા અને

રુચિ અપનાવ્યાં છે. એટલે કે અમુક લેખકનો સામાજિક મોભો, તેની આસ્થા અને વિચારધારા એ બાબતો પરત્વે તે લેખકનાં જ્ઞાતિ અને કુળ ઘણો ગૌણ ભાગ ભજવે છે.

**સાહિત્યકારની વિચારધારા**

લેખકની આસ્થા, વલણ અને વિચાર સમ્પ્રદાયની તપાસ તેનાં લખાણો, તેની પ્રવૃત્તિઓ અને જીવનચરિત્રને લગતાં સાધન-સામગ્રી દ્વારા થઈ શકે છે. લેખકોના રાજકારણી અને સામાજિક વિચારો તથા તેમના પરથી નીકળતાં આર્થિક તારણો સંબંધમાં સારું એવું કામ થયું છે. પરંતુ તેના પરથી એવું પ્રતીત થાય છે કે લેખકની ઘોષણાઓ, નિર્ણયો અને પ્રવૃત્તિઓની અને તેની સાહિત્ય-કૃતિઓના સામાજિક ગર્ભિતાર્થોની વચ્ચે એક વાક્ય તો હોવાનું કદી પણ માની ન લેવું જોઈએ. લેખકના વિચાર અને વ્યવહાર વચ્ચે, તેની આસ્થાને લગતાં ઉચ્ચારણો અને સર્જનશક્તિ વચ્ચે, સારો એવો ગાળો હોવાની સંભાવના રહેલી છે.

**સાહિત્યકાર અને સમાજ વચ્ચેની આત્મીયતા**

લેખકનાં જ્ઞાતિ-કુળ, આસ્થા અને વિચારધારાને લગતા પ્રશ્નોને સમગ્રરૂપે તપાસવા જતાં આપણને લેખકને એક સામાજિક 'ટાયપ' કે જૂથપ્રતિનિધિ લેખે તપાસવાનું પ્રાપ્ત થશે. પ્રાચીન સમયમાં ભારત વગેરેમાં પુરાણી અને કંઠસ્થ સાહિત્યના કથાકારને મળેલો લોકાશ્રય; પંડિત અને પ્રાજ્ઞ તરીકે અથવા માગધ કે ભાટચારણરૂપે સાહિત્યકારને મળેલો રાજ્યાશ્રય; મધ્યકાળમાં લોકગાયક, કથાકાર કે માણભટ્ટરૂપે તેને મળેલો લોકાશ્રય; લોકપ્રિય સાહિત્યના લેખકોની તેમના ભાવક સમાજ સાથેની ઘનિષ્ઠતા, તો પશ્ચિમમાં રિનેસાં-યુગ સાથે, પોતાના સમાજથી વિચ્છિન્ન કે અસંલગ્ન લેખકોના જૂથનો ઉદય; અર્વાચીન સમયમાં, વાચકવર્ગના આડતિયારૂપે કામ કરતા પ્રકાશકો દ્વારા લોકાશ્રયની સ્થાપના અને પરિણામે સાહિત્યકારની સ્વતંત્રતા અને પ્રતિષ્ઠાનો ઉદ્ભવ; સાહિત્યનો એક સ્વતંત્ર સામાજિક સંસ્થા તરીકે વિકાસ અને પરિણામે જનતાના

વિવિધ વર્ગો, વયો, વ્યવસાયો અને રુચિઓ માટેનાં વિવિધ સાહિત્યનો ફેલાવો વગેરે વગેરે ધ્યાનમાં રાખીને સાહિત્યિક સમાજ વિજ્ઞાનના ઇતિહાસની સામાન્ય રૂપરેખા દોરી શકાય. તેમાં સાહિત્યનો સામાજિક મોભો, શાસકવર્ગ પરની તેની નિર્ભરતાની માત્રા, તેના આધારના આર્થિક, મૂળ સ્રોત, તે તે સમાજમાં લેખકની પ્રતિષ્ઠા વગેરેમાં થયેલાં ક્રમિક પરિવર્તનો નિરૂપી શકાય. સમગ્રપણે જોતાં એટલું તો સ્પષ્ટ છે કે અર્વાચીન સમયમાં પશ્ચિમમાં તથા તેના પ્રભાવ નીચે અન્યત્ર સાહિત્યકારનાં વર્ગીય બંધનો ઢીલાં ને ઓછાં થયેલાં જણાય છે. 'બુદ્ધિજીવીઓ' કે 'બૌદ્ધિકો' નામે જાણીતા થયેલા, મુકાબલે સ્વતંત્ર એવા વ્યવસાયી વર્ગનો ઉદય થયો.

**સાહિત્યનો આશ્રયદાતા ભાવકવર્ગ**

આ ઉપરથી એ જોઈ શકાય છે કે સાહિત્યના આર્થિક પાયાની તથા સાહિત્યકારના સામાજિક મોભાની તપાસ, સાહિત્યકારના આશ્રયદાતા શ્રોતાવર્ગ સાથે અવિચ્છિન્નપણે ગુંથાયેલી છે. પહેલાંના સમયમાં તે તે આશ્રયદાતાના વર્ગની કે લોકસમૂહની રુચિનું સાહિત્યકારને અનુવર્તન કે આરાધન કરવાનું રહેતું; નાટક જેવા સાહિત્ય પ્રકારની બાબતમાં તો પ્રેક્ષકોનો પ્રભાવ ઉઘાડો છે. અર્વાચીન સમયમાં, જ્યારે વાચકવર્ગ અત્યંત ઝડપભેર વિસ્તરી રહ્યો છે, ભાતભાતનો અને વિખરાયેલો છે અને લેખક વાચકની વચ્ચેના સબંધો અનેક મધ્યવર્તી તત્ત્વોને લીધે પરોક્ષ અને આડકતરા બન્યા છે, ત્યારે તે સંબંધોની તપાસ ઘણી મુશ્કેલ બની છે. સાહિત્યપરિષદો, મંડળો અને વિદ્યાસભાઓ, લેખકમંડળો, યુનિવર્સિટી અને અકાદમી, પ્રકાશનસંસ્થાઓ અને સાહિત્યિક સામયિકના સંચાલકો, વિવેચનગોષ્ઠીઓ, પરિસંવાદો, ક્લબો અને વ્યક્તિગત યજમાનાશ્રિત સાહિત્યિક મિલનો—આ બધાંનો સાહિત્યરુચિ ઉપર અને પરિણામે સાહિત્યકારની તથા સાહિત્યની ઉપરનો પ્રભાવ કેટલો નિર્ણાયક હોય છે તેનો અભ્યાસ કરી શકાય.

**શાસક પક્ષનો પ્રભાવ**

આ સંબંધમાં એ ધ્યાનમાં રાખવાનું છે કે શાસક વર્ગની

પ્રભાવકતા હજી પણ ગણનાપાત્ર છે. રાજ્યસરકારો સાહિત્યને ઓછેવત્તે અંશે આશ્રય અત્યારે પણ આપે જ છે. સર્વ સત્તાધારી સરકારોનો સાહિત્યનિર્માણ પર પડી રહેલો ઘેરો પ્રભાવ સુવિદિત છે. અમુક પ્રકારના સાહિત્યને દબાવી દેવામાં તેમનો નિષેધક પ્રભાવ, તો અમુક પ્રકારના સાહિત્યના સંવર્ધનમાં તેમનો વિધાયક પ્રભાવ પડતો રહ્યો છે. તેવા શાસન નીચે, સ્વેચ્છાએ કે અનિચ્છાએ રાજ્યમાન્ય કે પક્ષમાન્ય વિધિનિષેધોને કૃતવ્ય માનીને ચાલનાર માટે સાહિત્યનિર્માણની ઊજળી તકો પ્રાપ્ત થાય છે. આમ સોવિયેત રૂસમાં સાહિત્ય ફરીથી એક સામૂહિક કળા બની હોવાનું અને સાહિત્યકારોની ફરીથી પોતાના સમાજ સાથે એકસૂત્રતા સ્થપાયાનું કહી શકાય.

**સામાજિક વર્ગો અને સાહિત્યક અભિરુચિ**

સામાજિક વર્ગો અને પ્રવર્તમાન વિવિધ અભિરુચિની વચ્ચે કોઈ અનિવાર્ય સમતુલા હોવાનું જણાતું નથી. સામાન્યત: ઉપલા વર્ગની રુચિનાં ધોરણો નીચલા વર્ગમાં સ્વીકારાતાં હોય છે. પરંતુ કેટલીક વાર ગંગા ઊલટી પણ વહે છે. જેમ કે અર્વાચીન સમયમાં લોકસાહિત્યમાં અને આદિમ સમાજોની કલામાં રસ લેવાવા લાગ્યો છે. રાજકીય અને સામાજિક વિકાસનો કલાક્ષેત્રના વિકાસની સાથે તાલમેળ અનિવાર્યપણે હોવાનું નથી લેખાતું. રાજકીય આધિપત્ય બુર્ઝ્વા વર્ગના હાથમાં આવ્યું તે પહેલાં જ તેને સાહિત્યમાં નેતૃત્વ પ્રાપ્ત થઇ ચૂક્યું હતું. વળી અભિરુચિની બાબતમાં વય, લિંગ અને અન્ય બાબતો પર આધારિત જૂથો દ્વારા વર્ગીય જૂથોનો છેદ ઊડી જતો પણ જોવાય છે. આધુનિક સમયમાં ઝડપી પરિવર્તન પામી રહેલા સામાજિક સંબંધોનું સાહિત્ય-રુચિનાં ઝડપી પરિવર્તનોમાં પ્રતિબિમ્બ પડતું દેખાય છે.

**આધુનિક લેખકની સામાજિક વિચ્છિન્નતા**

આધુનિક લેખકની પોતાના સમાજ સાથેની અલિપ્તતા કે વિચ્છિન્નતા સમાજ વૈજ્ઞાનિક અભ્યાસનો વિષય છે. રૂસી સમાજ વિજ્ઞાની પ્લેખાનોફના મતે જ્યારે લેખકો પોતાની નેમો અને પોતાના સમાજની

તેમો વચ્ચે અપરિહાર્ય વિસંગતિઓ હોવાનું અનુભવે છે, ત્યારે જ કલા ખાતર કલાનો વાદ વિકસે છે. તેવી પરિસ્થિતિમાં કલાકાર સમાજ પ્રત્યે ઉગ્ર વિરોધની લાગણી અને સમાજને બદલવા બાબતમાં તદ્દન હતાશાનો ભાવ સેવે છે.

આમ, સાહિત્યનિર્માણ અને તેના આર્થિક પાયા પરત્વે, અથવા તો જનતાંના સાહિત્યકાર પરના પ્રભાવ પરત્વે સારી એવી પુરાવા રૂપી સામગ્રી એકઠી થઇ હોવા છતાં; તે વિષયમાં ભાગ્યે જ કશા સુસમર્થિત નિષ્કર્ષો કાઢી શકાયા છે. દેખીતાં જ સાહિત્યકાર પોતાના આશ્રયદાતા કે જનતાની માગણીઓને કેવળ આધીન રહીને, કે કશું પોતાપણું દાખવ્યા વિના તેમને કેવળ વશવર્તીને નથી રહ્યો. સાહિત્યકારો પોતાનો વિશિષ્ટ ભાવકવર્ગ ઊભો કરવામાં પણ સફળ થતા હોય છે. કોલરજ કહે છે તેમ દરેક સાહિત્યકારને પોતાનો ભાવકવર્ગ ઊભો કરવાનો રહે છે.

**સાહિત્યની સામાજિક પ્રભાવકતા**

જેમ લેખક પોતાના સમાજથી પ્રભાવિત થાય છે તેમ સમાજ લેખકથી પ્રભાવિત થાય છે. સાહિત્ય જીવનને પુનઃ પ્રસ્તુત કરે છે, તેમ તે તેને ઘાટ પણ આપતું હોય છે વાંચકો કથાનાં નાયક-નાયિકાના આદર્શ પ્રમાણે પોતાનું જીવન ઘડતા હોય છે. તેમની રહેણીકરણી અને આચાર–વિચાર પર સાહિત્ય કૃતિઓની પ્રબળ અસર પડતી જેવાય છે પણ અમુક સાહિત્યકૃતિ કે સાહિત્યકારના સમાજ ઉપરના પ્રત્યક્ષ પ્રભાવનો ચોક્કસ નિર્ણય કરવાનું મુશ્કેલ હોય છે. સમાજસુધારો, રાષ્ટ્રીય ભાવના વગેરેની બાબતમાં આપણા સર્જનાત્મક સાહિત્યનો ફાળો ચોક્કસપણે કેટલો હશે? એટલું કદાચ કહી શકાય કે મોટાઓ કરતાં નાનાઓ પોતાના વાંચનથી સીધેસીધા અને પ્રબળપણે પ્રભાવિત થતા હોય છે. મુગ્ધ વાચકો સાહિત્યને જીવનના અર્થઘટન તરીકે લેવાને બદલે તેની છબી તરીકે લે છે. બેપાંચ ચોપડીઓનો વાચક અઠંગ વાંચક કરતાં પુસ્તક પર વધારે આસ્થાવાન હોય છે. પરંતુ આવી સામાન્ય અટકળો કરતાં વધુ ચોક્કસ તારણો કાઢવા માટે હજી સુધી કોઈ અધ્યયનો થયેલાં નથી.

## ૩. સાહિત્યમાં સમાજ

### સાહિત્યમાં જીવનનું પ્રતિબિમ્બ

પરંતુ સાહિત્યકૃતિને સામાજિક દસ્તાવેજ તરીકે, સામાજિક વાસ્તવના ચિત્ર તરીકે જોવી એ સાહિત્ય અને સમાજ વચ્ચેના સંબંધની તપાસનો સૌથી વધુ જાણીતો અભિગમ છે. ઘણા અભ્યાસીઓ અને સંશોધકોએ સાંસ્કૃતિક ઇતિહાસના સાધન લેખે સાહિત્યનો ઉપયોગ કરેલો છે. તેમને કેટલાક યુગની કૃતિઓમાંથી સમકાલીન રીતભાત, રહેણીકરણી, ચાલચલગત વગેરેનું મૂળવત્ અને અત્યંત દ્યોતિક ચિત્ર પ્રાપ્ત થયું છે. ઘણા અર્વાચીન વાચકો માટે પણ તેમની વિદેશના સમાજ અને જીવનની છાપના આધાર તરીકે નવલકથાઓ જ હોય છે. તે તે સમયના સામાજિક વર્ગો અને 'નમૂનેદાર' વ્યક્તિઓને લગતી જાણકારી, તત્કાલીન સામાજિક ઇતિહાસની રૂપરેખા સાહિત્યકૃતિઓમાંથી અવશ્ય તારવી શકાય છે. આ રીતે તૈયાર કરાયેલા, અમુક કૃતિમાં પ્રતિબિમ્બિત સમાજ કે સંસ્કૃતિને રજૂ કરતા મહાનિબંધો ને શોધ-પ્રબંધો સૌને જાણીતા છે.

### સાહિત્યમાં જીવનનું અર્થઘટન

પરંતુ સાહિત્ય માત્ર જીવનનું દર્પણ ન હોઇને, જો આપણે સાહિત્યકારની રીતિપદ્ધતિને બરાબર જાણી લઇએ-તેણે કટાક્ષ, ઠઠ્ઠાચિત્ર કે રંગદર્શી આદર્શીકરણનો કયાં કેટલો વિનિયોગ કર્યો છે તે ખ્યાલમાં રાખીએ તો જ તે તે સાહિત્યકૃતિમાં રજૂ થયેલા ચિત્રનો સામાજિક વાસ્તવિકતા સાથે કેવો સંબંધ છે તેનો કયાસ કાઢી શકીએ. જો સાહિત્ય સિવાયના અન્ય આધારો દ્વારા અમુક સમાજનું યથાર્થ ચિત્ર આપણી પાસે હોય, તો જ અમુક કૃતિમાં કલ્પનાનું, વાસ્તવિકતાનું અને ભાવનાનું તત્ત્વ કેટકેટલું છે તેની ચોક્કસ તારવણી કરી શકીએ. સાહિત્ય કૃતિઓનો જો યોગ્ય રીતે અર્થ ઘટાવવામાં આવે તો તે સમકાલીન હકીકતો અને આચરણો કરતાં વધુ તો સામાજિક વૃત્તિવલણોના અભ્યાસ માટે તેમજ નૈતિક અને

ધાર્મિક વિચારોના ઐતિહાસિક અભ્યાસ માટે સૌથી વધુ મૂલ્યવાન સાધન બની રહે છે. ગમે તેવું ગૂઢ રૂપક, અવાસ્તવિક કૌતુકરંગી ચિત્ર કે અતિરેકભર્યું પ્રહસન; ઘટતી તપાસ કરવામાં આવે તો, તત્કાલીન સમાજ ઉપર કાંઈક પ્રકાશ તો જરૂર પાડે જ.

**સાહિત્ય અને સમાજનો પરોક્ષ સંબંધ**

સાહિત્ય અમુક સામાજિક સંદર્ભમાં જ, અમુક સંસ્કૃતિના ભાગ તરીકે જ, અમુક પરિવેશમાં જ અસ્તિત્વ ધરાવે છે. ટેઇનના 'જાતિ', 'પરિવેશ' અને 'ક્ષણ' એવા સંસ્કૃતિ નિર્ણાયક ત્રિકમાંથી 'પરિવેશ' પર વધુ ધ્યાન અપાયું છે. સાહિત્યકૃતિનો તદ્દન લગોલગ રહેલો પરિવેશ તે તેની ભાષાકીય અને સાહિત્યિક પરંપરા; અને આ પરંપરાની ફરતું એક સર્વસામાન્ય સાંસ્કૃતિક વાતાવરણ હોય છે. તત્કાલીન નક્કર આર્થિક, રાજકીય કે સામાજિક પરિસ્થિતિઓની સાથે સાહિત્યનો સીધો સંબંધ ઘણો અલ્પ હોય. એમ તો માનવપ્રવૃત્તિઓનાં બધાં જ ક્ષેત્રો અરસપરસ સંકળાયેલાં હોય છે. ઉત્પાદનની વિશિષ્ટ વિધિ અને સાહિત્ય વચ્ચે કોઈ રીતના સંબંધો હોવાનું બતાવી તો શકાય. પણ આ સંબંધો આડકતરા અને વચગાળાની અનેક કડીઓ પર નિર્ભર હશે.

ખરી વાત તો એ છે કે અમુક એક માનવપ્રવૃત્તિને બાકીની બધી જ પ્રવૃત્તિઓના 'પ્રારંભક' તરીકે ગણવાનો મત સ્વીકારવાનું સંભવિત લાગતું નથી–પછી ભલે તે ટેઇનનો વાદ હોય (જેમાં માનવીના સર્જન માત્રને પ્રાકૃતિક, જીવવિજ્ઞાનીય અને સામાજિક પરિબળોના સંયોગના પરિણામ લેખે સમજાવવામાં આવે છે.) હેગલનો વાદ હોય (જેમાં 'આત્મા કે ચેતના'ને ઇતિહાસનું એકમાત્ર ચાલક બળ ગણ્યું છે.) કે માર્ક્સનો વાદ હોય. (જેમાં દરેક ચીજ ઉત્પાદનવિધિમાંથી નીપજતી હોવાનું માનવામાં આવે છે.)

એમ જણાય છે કે સામાજિક પરિસ્થિતિ અમુક સૌન્દર્યપરક મૂલ્યોની **સિદ્ધિ માટેની સંભાવનાની** નિર્ણાયક હોય છે, નહીં કે તે મૂલ્યોની પોતાની અમુક પ્રકારના સમાજમાં કયાં કલાસ્વરૂપો

# ૩. સાહિત્યમાં સમાજ

## સાહિત્યમાં જીવનનું પ્રતિબિમ્બ

પરંતુ સાહિત્યકૃતિને સામાજિક દસ્તાવેજ તરીકે, સામાજિક વાસ્તવના ચિત્ર તરીકે જોવી એ સાહિત્ય અને સમાજ વચ્ચેના સંબંધની તપાસનો સૌથી વધુ જાણીતો અભિગમ છે. ઘણા અભ્યાસીઓ અને સંશોધકોએ સાંસ્કૃતિક ઈતિહાસના સાધન લેખે સાહિત્યનો ઉપયોગ કરેલો છે. તેમને કેટલાક યુગની કૃતિઓમાંથી સમકાલીન રીતભાત, રહેણીકરણી, ચાલચલગત વગેરેનું મૂળવત્ અને અત્યંત દ્યોતિક ચિત્ર પ્રાપ્ત થયું છે. ઘણા અર્વાચીન વાચકો માટે પણ તેમની વિદેશના સમાજ અને જીવનની છાપના આધાર તરીકે નવલકથાઓ જ હોય છે. તે તે સમયના સામાજિક વર્ગો અને 'નમૂનેદાર' વ્યક્તિઓને લગતી જાણકારી, તત્કાલીન સામાજિક ઇતિહાસની રૂપરેખા સાહિત્યકૃતિઓમાંથી અવશ્ય તારવી શકાય છે. આ રીતે તૈયાર કરાયેલા, અમુક કૃતિમાં પ્રતિબિમ્બિત સમાજ કે સંસ્કૃતિને રજૂ કરતા મહાનિબંધો ને શોધ-પ્રબંધો સૌને જાણીતા છે.

## સાહિત્યમાં જીવનનું અર્થઘટન

પરંતુ સાહિત્ય માત્ર જીવનનું દર્પણ ન હોઈને, જો આપણે સાહિત્યકારની રીતિપદ્ધતિને બરાબર જાણી લઈએ-તેણે કટાક્ષ, ઠઠ્ઠાચિત્ર કે રંગદર્શી આદર્શીકરણનો ક્યાં કેટલો વિનિયોગ કર્યો છે તે ખ્યાલમાં રાખીએ તો જ તે તે સાહિત્યકૃતિમાં રજૂ થયેલા ચિત્રનો સામાજિક વાસ્તવિકતા સાથે કેવો સંબંધ છે તેનો કયાસ કાઢી શકીએ. જો સાહિત્ય સિવાયના અન્ય આધારો દ્વારા અમુક સમાજનું યથાર્થ ચિત્ર આપણી પાસે હોય, તો જ અમુક કૃતિમાં કલ્પનાનું, વાસ્તવિકતાનું અને ભાવનાનું તત્ત્વ કેટકેટલું છે તેની ચોક્કસ તારવણી કરી શકીએ. સાહિત્ય કૃતિઓનો જો યોગ્ય રીતે અર્થ ઘટાવવામાં આવે તો તે સમકાલીન હકીકતો અને આચરણો કરતાં વધુ તો સામાજિક વૃત્તિવલણોના અભ્યાસ માટે તેમજ નૈતિક અને

ધાર્મિક વિચારોના ઐતિહાસિક અભ્યાસ માટે સૌથી વધુ મૂલ્યવાન સાધન બની રહે છે. ગમે તેવું ગૂઢ રૂપક, અવાસ્તવિક કૌતુકરંગી ચિત્ર કે અતિરેકભર્યું પ્રહસન; ઘટતી તપાસ કરવામાં આવે તો, તત્કાલીન સમાજ ઉપર કાંઈક પ્રકાશ તો જરૂર પાડે જ.

**સાહિત્ય અને સમાજનો પરોક્ષ સંબંધ**

સાહિત્ય અમુક સામાજિક સંદર્ભમાં જ, અમુક સંસ્કૃતિના ભાગ તરીકે જ, અમુક પરિવેશમાં જ અસ્તિત્વ ધરાવે છે. ટેઇનના 'જાતિ', 'પરિવેશ' અને 'ક્ષણ' એવા સંસ્કૃતિ નિર્ણાયક ત્રિકમાંથી 'પરિવેશ' પર વધુ ધ્યાન અપાયું છે. સાહિત્યકૃતિનો તદ્દન લગોલગ રહેલો પરિવેશ તે તેની ભાષાકીય અને સાહિત્યિક પરંપરા; અને આ પરંપરાની ફરતું એક સર્વસામાન્ય સાંસ્કૃતિક વાતાવરણ હોય છે. તત્કાલીન નક્કર આર્થિક, રાજકીય કે સામાજિક પરિસ્થિતિઓની સાથે સાહિત્યનો સીધો સંબંધ ઘણો અલ્પ હોય. એમ તો માનવપ્રવૃત્તિઓનાં બધાં જ ક્ષેત્રો અરસપરસ સંકળાયેલાં હોય છે. ઉત્પાદનની વિશિષ્ટ વિધિ અને સાહિત્ય વચ્ચે કોઈ રીતના સંબંધો હોવાનું બતાવી તો શકાય. પણ આ સંબંધો આડકતરા અને વચગાળાની અનેક કડીઓ પર નિર્ભર હશે.

ખરી વાત તો એ છે કે અમુક એક માનવપ્રવૃત્તિને બાકીની બધી જ પ્રવૃત્તિઓના 'પ્રારંભક' તરીકે ગણવાનો મત સ્વીકારવાનું સંભવિત લાગતું નથી–પછી ભલે તે ટેઇનનો વાદ હોય (જેમાં માનવીના સર્જન માત્રને પ્રાકૃતિક, જીવવિજ્ઞાનીય અને સામાજિક પરિબળોના સંયોગના પરિણામ લેખે સમજાવવામાં આવે છે.) હેગલનો વાદ હોય (જેમાં 'આત્મા કે ચેતના'ને ઇતિહાસનું એકમાત્ર ચાલક બળ ગણ્યું છે.) કે માર્ક્સનો વાદ હોય. (જેમાં દરેક ચીજ ઉત્પાદનવિધિમાંથી નીપજતી હોવાનું માનવામાં આવે છે.)

એમ જણાય છે કે સામાજિક પરિસ્થિતિ અમુક સૌન્દર્યપરક મૂલ્યોની **સિદ્ધિ માટેની સંભાવનાની** નિર્ણાયક હોય છે, નહીં કે તે મૂલ્યોની પોતાની અમુક પ્રકારના સમાજમાં ક્યાં કલાસ્વરૂપો

શક્ય કે અશક્ય છે તેની સામાન્ય રૂપરેખા આપણે નક્કી કરી શકીએ ખરા, પરંતુ તે કલાસ્વરૂપો ખરેખર અસ્તિત્વમાં આવશે કે નહીં એવું ભવિષ્ય ભાખવું સંભવિત નથી. અર્થતંત્રથી સાહિત્ય પર પહોંચવાના ટૂંકા રસ્તા ખોળવાના પ્રયાસો તદ્દન કાચા અને અધકચરા જણાયા છે. માર્ક્સે પોતે તો કહ્યું જ છે કે 'કલાના ઉત્કૃષ્ટતમ વિકાસના કેટલાક યુગોનો સમાજના સર્વસામાન્ય વિકાસની સાથે અગર તો સામાજિક સંગઠનના માળખા અને તેના આર્થિક પાયાની સાથે કોઈ પ્રત્યક્ષ સંબંધ નથી રહેતો.'

**માર્ક્સવાદી અને તેવા ઇતર અભિગમો**

લેખકની કૃતિના સામાજિક ગર્ભિતાર્થો પ્રકટ કરવા માટે વિવેચનનો માર્ક્સવાદી અભિગમ ઘણો કાર્યસાધક નીવડે છે. ફ્રૉયડ, નિત્શે, પેરેટો કે શેલર-માનહાયમની આંતરિક સૂઝ પર આધારિત, સાહિત્યકૃતિના અર્થઘટનની પદ્ધતિઓની માર્ક્સવાદી પદ્ધતિનું પણ મૂલ્ય છે. આમાંની અમુક વિશ્લેષણ પદ્ધતિઓ મનોવૈજ્ઞાનિક છે, તો અમુક સમાજવૈજ્ઞાનિક.

માર્ક્સવાદી અભિગમ આર્થિક પરિબળોનો વિચારધારાઓ પર પડતો પ્રભાવ વર્ણવે છે; તેના વિરોધે, મેક્સ વેબર જેવાના પ્રયાસ ધાર્મિક (કે અન્ય પ્રકારની) વિચારધારાનો આર્થિક વ્યવહાર અને સંસ્થાઓ પરનો પ્રભાવ તપાસે છે. આ જ રીતે સાહિત્યનો સામાજિક પરિવર્તન પર પડતો પ્રભાવ તપાસી શકાય. આ પ્રકારના અભ્યાસોની મુખ્ય મુશ્કેલી બીજાં તત્ત્વોના પ્રભાવથી ધાર્મિક કે સાહિત્યિક તત્ત્વના પ્રભાવનો કઈ રીતે જુદો તારવવો એ છે.

સાહિત્યને કોઈ ઇતર ધોરણે તપાસવાના બધા અભિગમોમાં સાહિત્યકૃતિના સૌન્દર્યનિષ્ઠ પાયાને અનુલક્ષીને તેનું વિશ્લેષણ, વર્ણન અને મૂલ્યાંકન કરવાનું શક્ય હોતું નથી–તેનો ખુલાસો આપી શકાતો નથી.

સાહિત્ય અને સમાજના સંબંધની આ ઉપરાંત બીજી એક મહત્ત્વની દૃષ્ટિએ તપાસ થઈ શકે. તેમાં અમુક સમાજ અને તેના

સાહિત્ય વચ્ચેના સુમેળ, સંવાદ, ઘનિષ્ઠતા કે સ્વરૂપ-નિષ્ઠ એક-વાક્યતાનો વિચાર કરાય છે. સોરોકિનનો નિષ્કર્ષ એવો છે કે સમાજે સમાજે સાહિત્ય સાથેની એકસૂત્રતાની માત્રા જુદી જુદી હોય છે.

## ૪. સામાજિક પરિસ્થિતિ અને સાહિત્ય તથા સાહિત્યસ્વરૂપોનો ઉદ્ગમ

સાહિત્ય સમાજ પર કેટલે અંશે નિર્ભર હોય છે તે પ્રશ્નનો ઉત્તર માર્ક્સવાદ તરફથી મળતો નથી. નવલકથા જેવા સાહિત્યપ્રકારનો ઉદય બુર્ઝ્વા વર્ગ સાથે સાંકળવામાં આવ્યો છે. રોમેન્ટિસીઝમ બુર્ઝ્વા વર્ગ સાથે સંબંધ ધરાવતું હતું તો પણ તેની વિચારસરણીમાં બુર્ઝ્વા વિરોધી તત્ત્વો પણ હતાં. સાહિત્યિક વિચારધારાઓ અને નિરૂપ્ય વિષયો અમુક રીતે સામાજિક સંજોગો પર અવલંબતાં હોવાનું દેખીતું છે, છતાં સાહિત્યસ્વરૂપો, સાહિત્યક વિધાઓ, શૈલીઓ અને ધોરણોનું સામાજિક મૂળ ભાગ્યે જ સ્થાપી શકાયું છે. માત્ર સાહિત્યના ઉદ્ભવને લગતી (જેમ કે કવિતા, નાટક વગેરેના ઉદ્ભવને લગતી) તપાસમાં આદિમ સમાજોની અમુક ધાર્મિક કે ઇતર પ્રકારની સામૂહિક પ્રવૃત્તિમાંથી સાહિત્યનો ઉદય થયો હોવાનું ઘણા અભ્યાસીઓએ માન્યું છે.

સામાજિક વૃત્તિ-વલણો સાહિત્યકૃતિના કલામૂલ્ય ધરાવતા ઘટકતત્ત્વ તરીકે કાર્ય કરી શકતાં હોવાનું ત્યારે જ વિચારી શકાય જ્યારે સામાજિક પરિબળોને સાહિત્યસ્વરૂપોના નિર્ણાયક હોવાનું નિશ્ચિતપણે બતાવી શકાય. હકીકતમાં તો સામાજિક દૃષ્ટિએ પ્રસ્તુત હોવું મહાન સાહિત્ય માટે અનિવાર્ય નથી હોતું; સામાજિક સાહિત્યપ્રકારોમાંનો એક—અને તે પણ સૈદ્ધાંતિક દૃષ્ટિએ ગૌણ એવો પ્રકાર છે. સાહિત્ય સમાજવિજ્ઞાન કે રાજનીતિની અવેજીમાં ન ચાલી શકે, તેનું સ્વત્વ અને પ્રયોજન આગવું છે.

સાહિત્યમાં સમાજ વ્યાપકપણે અનેક સ્તરે સંડોવાયેલો હોય છે. સાહિત્ય સમાજ ઉપર સારા પ્રમાણમાં નિર્ભર હોય છે. સાહિત્યના

નિયંત્રણમાં સમાજનો મોટો ફાળો હોય છે. આ બધું છતાં, સાહિત્યિકતા કે સાહિત્યિક ગુણવત્તાના સર્વોપરિ નિયામક તત્ત્વ તરીકે સમાજ કે સંસ્કૃતિ નહીં, પણ કશુંક અન્ય–સૌન્દર્યવૃત્તિ કે રસવૃત્તિ હોવાનું તદ્દન સ્પષ્ટ છે.

## ૫. સાહિત્ય પ્રત્યેનો વિધિનિષેધાત્મક અભિગમ

સાહિત્ય પ્રત્યે વર્ણનાત્મક અભિગમ ઉપરાંત જે બીજો અભિગમ જોવા મળે છે તે છે વિધિનિષેધાત્મક અભિગમ. માર્ક્સવાદની વિશિષ્ટ સામાજિક ફિલસૂફી છે, અને તેથી માર્ક્સવાદી વિવેચકો સાહિત્ય અને સમાજ વચ્ચેના સંબંધોનું–અમુક આર્થિક, સામાજિક કે રાજકીય તંત્રની સાથેના સાહિત્યના સબંધનું–અધ્યયન કરવા ઉપરાંત, તે સંબંધો વર્તમાન સમાજમાં તેમજ ભાવી 'વર્ગવિહીન' સમાજમાં કેવા હોવા જોઈએ તેને લગતાં સ્પષ્ટ મંતવ્યો ધરાવે છે. અમુક કૃતિમાં કયા સબંધો અને ગર્ભિતાર્થો છે તે બતાવવા સાથે તેઓ રાજકીય અને નૈતિક ધોરણોને આધારે (એટલે કે સાહિત્યેતર ધોરણને આધારે) એ પણ બતાવે છે કે તે સબંધો કેવા હોવા જોઈતા હતા. તેઓ અભ્યાસી હોવા સાથે માર્ગદર્શક, પ્રચારક અને ભવિષ્યદષ્ટાનું કર્તવ્ય પણ કરે છે, અને પરિણામે તેમને માટે એ બે પ્રયત્નોમાં ભેળસેળ ન થવા દેવાનું કઠિન નીવડ્યું છે.

### સાભાર સ્વીકાર

**ઊર્જા**: માનદ તંત્રી : નટવરસિંહ પરમાર, પ્રકાશક : શ્રી ડાહ્યાભાઈ હીરાભાઈ પટેલ, શ્રી કાયાવરોહણ તીર્થ સેવાસમાજ, કાયાવરોહણ, ૩૯૧ ૨૨૦ વર્ષ : ૨, અંક ૩, સપ્ટેમ્બર, ૧૯૭૫.

'યોગ જ્ઞાન, શિક્ષણ અને સેવા દ્વારા પ્રજાનું સર્વાંગી ઉત્થાન અને ભારતીય સંસ્કૃતિની સંરક્ષા'–નો ઉદ્દેશ ધરાવતી કારવણની તીર્થ 'સેવાસમાજ' નામક સંસ્થા તરફથી પ્રગટ થયેલા આ સામયિકમાં યોગવિષયક અભ્યાસલેખો તેમ જ અન્ય સાહિત્ય–પ્રશ્નોત્તરી–પ્રગટ થયાં છે. 'માંડૂક્ય ઉપનિષદ' વિષેનો તથા 'ભારતીય દર્શનો' વિષેના અભ્યાસલેખો તથા ઉશનસ્ અને જયન્ત પાઠકનાં તદ્વિષયક કાવ્યોથી સંપાદકની સાહિત્યરુચિ પણ પ્રગટ થાય છે.

# કાફ્કા જોડે ગોષ્ઠિઓ—૨

અનુ. પ્રમોદકુમાર પટેલ

[ફ્રાન્ઝ કાફ્કાના નિકટના લેખક મિત્ર ગુસ્તાવ યાનુકે પોતાના 'Conversations with kafka' નામે પુસ્તકમાં કાફ્કા જોડેની પોતાની વિચારગોષ્ઠિઓ રજૂ કરી છે. કાફ્કાના વ્યક્તિત્વનો અને તેમની મનોઘટનાનો અત્યંત માર્મિક પરિચય એમાંથી મળે છે. 'ફૂંકાવટી'ના સપ્ટેમ્બર '૭૫ના અંકમાં એ પુસ્તકમાંના કેટલાક રસપ્રદ પ્રસંગો રજૂ થયા. એવા બીજા રસપ્રદ પ્રસંગો મૂક્યા છે.

—અનુવાદક]

૧૯૨૦ના માર્ચના અંતના દિવસોમાં એક સાંજે અમે ખાણું લેતા હતા ત્યારે મારા પિતાજીએ મને કહ્યું કે, આવતી કાલે સવારે મારી ઓફિસે તું મને આવી મળજે.

"શહેરમાંની લાયબ્રેરીમાં જવા માટે વારંવાર તું સ્કૂલમાંથી ગાપચી મારે છે તે તો હું જાણું છું." તેમણે કહ્યું, "એટલે આવતી કાલે ય તું મને મળવા આવી શકશે. અને જો, બિલકુલ સુઘડ કપડાં પહેરીને આવજે. આપણે એક મુલાકાતે જવાનું છે."

આપણે ભેગા થઈને કયાં જઈશું એમ મેં તેમને પૂછ્યું હતું.

મારા એ પ્રશ્નથી તેમને કંઈક રંજ થઈ હોય એમ મને લાગ્યું હતું, પણ તેમણે મને કોઈ સ્પષ્ટતા કરેલી નહિ.

"હમણાં બહુ પૂછ પૂછ ન કર", તેમણે કહેલું, "અત્યારે ઈંતેજાર ન બન, માત્ર એક અણધારી મુલાકાત માટે તૈયાર રહેજે."

બીજે દિવસે બપોર પહેલાં વર્કમેન્સ એક્સિડન્ટસ ઈન્સ્યોરન્સ ઈન્સ્ટિટ્યૂશનના ત્રીજા માળે આવેલી તેમની ઓફિસે હું પહોંચ્યો ત્યારે પ્રથમ તો તેમણે મને નખશીખ બારીકાઈથી જોઈ લીધો. એ

પછી તેમણે પોતાના મેજનું વચલું ખાનું ઉઘાડયું, 'ગુરતવ' નામવાળી પીળા રંગની ફાઈલ તેમાંથી કાઢી અને પોતાની સામે મૂકી કેટલીક ક્ષણ તેઓ મારી સામે જોઈ જ રહ્યા. પછી મને કહે:

"ઊભો છે કેમ? બેસી જા." મારા ચહેરા પર ઇંતેજારીની જે રેખાઓ અંકાઈ ગઈ હતી તે જોઈને તેમની દૃષ્ટિ જાણે પ્રપંચવૃત્તિથી ઝીણી કરી રહ્યા. "બીએ છે શું કામ? હું કંઈ તારા પર ખિજાવાનો તો નથી." મિત્રભાવે તેમણે કહ્યું: "મિત્રને કહી શકાય એ રીતે જ મારે તારી જોડે થોડી વાત કરવી છે. હું તારો પિતા છું, એ વાત તું ઘડીભર ભૂલી જા ને મારી વાત ધ્યાનથી સાંભળ. તું કવિતાઓ લખે છે, ખરું?"

જાણે મારી સામે બિલ મૂકવાના હોય એમ તેઓ મને નિહાળતા જ રહ્યા.

"તમે એ કેવી રીતે જાણ્યું?" હું થોથવાતો હતો. "તમને ક્યાંથી ખબર પડી?"

"બિલકુલ સાદી સરળ બાબત છે." મારા પિતાજીએ કહ્યું: "દર મહિને આપણે વીજળીનું મોટું બિલ ભરવું પડે છે. આપણે ત્યાં વીજળીનો વપરાશ કેમ વધ્યો તેની મેં જ્યારે તપાસ કરી ત્યારે મને ખબર પડી કે તારા ઓરડામાં મોડી રાત સુધી દીવો ચાલુ હોય છે. તું શી પ્રવૃત્તિ કરે છે તે મારે જાણવું હતું એટલે મેં મારી દૃષ્ટિ ખુલ્લી રાખી. અને મેં જાણ્યું કે હમેશાં તું કંઈક કંઈક લખીને કાં તે કાગળ ફાડી નાખતો હતો કે પછી સંકોચપૂર્વક પિયાનોમાં સંતાડી દેતો હતો. જ્યારે એક સવારે તું સ્કૂલે ગયો ત્યારે મેં એ બધી વસ્તુ જોઈ."

"અને?"

હું ઘૂંટડો ગળી ગયો.

"કંઈ જ નહિ," મારા પિતાજીએ કહ્યું, "મેં ધી બુક ઑફ

એક્સપિરિયન્સ' એવા શીર્ષકવાળી કાળા પૂંઠાની નોંધવહી જોઈ. મને એમાં રસ પડયો. પણ એમ છતાંયે જેવો મને ખ્યાલ આવ્યો કે આ તો તારી નોંધવહી છે કે તરત જ મેં તેને બાજુએ મૂકી દીધી. તારા અંતરની એ રીતે તલાશ કરવાની મને ઇચ્છા નહોતી."

"પણ તમે મારાં કાવ્યો વાંચ્યાં ખરાં ?"

"હા, એ કાવ્યો મેં વાંચ્યાં. એ તો 'ધી બુક ઑફ બ્યૂટી' નામના શીર્ષકવાળી ઘેરા રંગની ફાઇલોમાં હતાં. એમાંનાં ઘણાં તો મને સમજાયાં જ નહિ. કેટલીક કૃતિઓ તો મને સાવ અર્થહીન લાગી

"તો પછી તમે એ શા માટે વાંચી ?"

હું ત્યારે સત્તર વર્ષની ઉંમરનો હતો અને એ કારણે મારી જોડે કોઈ પણ જાતની ગાઢ મૈત્રી બાંધવી એ એક સત્તાદ્રોહ જ હતો.

"મારે એ શું કામ ન વાંચવાં જોઈએ ? તારી કાવ્યકૃતિઓનો પરિચય મારે શું કામ ન કરવો જોઈએ ? મને તો આ વિષે કોઈ અધિકાર ધરાવના તજજ્ઞને, સાચો અભિપ્રાય જાણવાની ખૂબ જ ઇચ્છા હતી. એટલે ઑફિસમાં એ કાવ્યોની ટાઈપ નકલ કરાવી."

"તમે કયાં કાવ્યોની નકલ બનાવી ?"

"બધાં જ કાવ્યોની, "મારા પિતાજીએ કહ્યું," હું જે કંઈ સમજી શકું, તેટલાનો જ હું આદર કરતો નથી અને છેવટે, મારા ગમા અણગમાની કંઈ આ વસ્તુ નથી, તારાં કાવ્યોની મારે તો સમીક્ષા જોઈએ છે. એટલે બધી જ કૃતિઓની નકલ કરાવીને મેં કાફકાને તેમનો અભિપ્રાય આપવાને તે રજૂ કરી છે."

"પણ એ કાફકા છે કોણ? તમે તો ક્યારેય તેમનો નામોલ્લેખ સુદ્ધાં કર્યો નથી."

"મેક્સ બ્રોડના તેઓ ગાઢ મિત્ર છે," મારા પિતાજીએ સ્પષ્ટતા કરતાં કહ્યું, "મેક્સ બ્રોડે પોતાની 'Tycho Brache's way to God' નામની નવલકથા તેમને અર્પણ કરી છે."

"પણ તેઓ જ 'મેટામોર્ફોસિસ'ના લેખક ખરાને ?" મેં આશ્ચર્યચકિત થઈને કહ્યું : "અજબ વાત છે ને ! તમે તેમને ઓળખો છો ?"

મારા પિતાજીએ હકારમાં માથું હલાવ્યું :

"અમારા લિગલ ડિપાર્ટમેન્ટમાં તેઓ કામ કરે છે."

"મારાં કાવ્યો વિષે તેમણે શું કહ્યું ?"

"તેમણે એની પ્રશંસા કરી. મને પહેલાં તો એમ લાગ્યું કે માત્ર વિવેક ખાતર જ તેઓ આમ કહેતા હશે. પણ તેમણે મને એમ કહ્યું કે તમે એને મારી પાસે લઈ આવો. એટલે મેં તેમને કહેવડાવ્યું કે તું આજે આવશે."

"તો તમે એમની જોડેની મુલાકાત માટે જ મને કહેતા હતા ?"

"હા, હા, એ જ મુલાકાતની વાત હું કરતો હતો, લેખક મહાશય !"

મારા પિતાજી મને ત્યાંથી બીજે માળે લઈ ગયા જ્યાં એક ઠીક ઠીક વિશાળ ને સુંદર રાચરચીલામાં મઢેલી ઑફિસમાં અમે દાખલ થયા.

પાસપાસે ગોઠવેલાં બે મેજોમાં એકની પાછળ એક ઊંચો ને કૃશકાય માણસ બેઠો હતો તેના કાળા વાળ તેણે પાછળ હોળ્યા હતા. તેનું નાક ગોળ ને ભરાવદાર હતું. અત્યંત સાંકડા કપાળ નીચે તેને અજબની નીલીભૂરી આંખો હતી અને તેનાં હોઠો પર કટુમધુર સ્મિત રમતું હતું.

"એ જ આવ્યો છે ને !" અમારું અભિવાદન કરતાં કાફકા બોલી ઊઠયા.

"હા, એ જ આવ્યો છે." મારા પિતાજીએ કહ્યું.

કાફકાએ મારી સામે હાથ લંબાવ્યો.

"અહીં મારી સામે તારે જરાયે સંકોચાવાની જરૂર નથી. હું તો વીજળીનું ઘણું મોટું બિલ ભરું છું."

તેઓ ખડખડાટ હસી પડયા ને મારો સંકોચ દૂર થઈ ગયો.

"તો આ માણુસ સમ્સા નામના રહસ્યપૂર્ણ માંકડનો સર્જક છે!" મારી સામેના એ સીધાસાદા સંસ્કારી રીતભાતવાળા માનવીને જોતાં વેંત હું મનોમન બોલી પડયો.

"તમારાં કાવ્યોમાં વધારે પડતો ઘોંઘાટ છે" મારા પિતાજી અમને બંનેને એકલા મૂકીને એમની ઑફિસમાં ચાલ્યા ગયા તે પછી ફ્રાન્ઝ કાફ્કાએ મને કહ્યું: "યુવાનીની ઉંમરે વ્યક્તિમાં અપાર પ્રાણશક્તિ હોય છે તેની આ આડનીપજ છે. એટલે એવો ઘોંઘાટ પણ રુચિકર લાગે, જો કે એમાં કળાતત્ત્વ જેવું કશું હોતું જ નથી. અને હકીકતે કશુંક જુદું બનવું જોઈએ. ઘોંઘાટ અભિવ્યક્તિને વિરૂપ કરી દે છે. પણ હું કંઈ વિવેચક નથી. ત્વરાથી મારી જાતને હું અન્યમાં ફેરવી શકતો નથી. અને એ પછી હું મારામાં પ્રવેશું ને ખરેખર મારા અંતરને હું ઓળખી લઉં એમ પણ બનતું નથી, મેં હમણાં જ કહ્યું ને કે હું કંઈ વિવેચક નથી. હું તો એક પ્રેક્ષક માત્ર; અને, એક એવો માનવી, જેના પર મુકદ્દમો ચાલવાનો હોય ને."

"તો ન્યાયાધીશ કોણ?" મેં પ્રશ્ન કર્યો.

તેઓ કંઈક ખિન્ન સ્મિત કરી રહ્યા:

"ખરું તો, ન્યાયાલયનો એક છડીદાર હું ગણાઉં, છતાં ન્યાયાધીશને તો હું ઓળખતો જ નથી. સંભવત: હું એક બિલકુલ સામાન્ય કોટિનો છડીદાર છું, અથવા મદદનીશ છું, પણ મારે કોઈ હોદ્દા જેવું જ નથી." કાફ્કા આટલું કહી હસી પડયા.

મેં પણ તેમની સાથે હાસ્ય કર્યું, જો કે હું એમાં કંઈ સમજ્યો નહોતો.

"જો કંઈ અંદર વસ્તુ હોય તો તે યાતના માત્ર છે," તેમણે ગંભીર થતાં કહ્યું: "તમે ક્યારે લખો છો?"

આ પ્રશ્નથી મને આશ્ચર્ય થયું એટલે મેં તરત જ ઉત્તર આપતાં કહ્યું :

"સાંજને સમયે કે રાત્રે, દિવસે તો ક્વચિત જ; દિવસે તો હું લખી શકતો જ નથી."

"દિવસનું તો અજબ જાદુઈ રૂપ છે."

"રસ્તા પરનાં મકાનો, બારીઓ, કારખાનાંઓ અને પ્રકાશ માત્રથી મને ખલેલ પહોંચે છે. તેમાં યે પ્રકાશની તો ઘણી મોટી ખલેલ હોય છે. એને લીધે મારું ધ્યાન આમતેમ થયા કરે છે,"

કાફકા : "કદાચ અંદરના અંધારિયા ખંડમાંથી આપણા ચિત્તને તે દૂર ખેંચી જાય છે. પ્રકાશ જો વ્યક્તિના ચિત્તનો કબજો લે તો એ સારી વસ્તુ છે. જો આવી નિદ્રાવિહોણી ભયાનક રાત્રિઓ મને મળી ના હોત તો મેં કદીયે લખ્યું જ ના હોત, પણ એ રાત્રિઓ હમેશાં મને મારા પોતાના અંધકારથી ભર્યા ભર્યા એકાંતની યાદ આપે છે."

"તેઓ 'મેટામોર્ફોસિસ'માંના પેલા કમભાગી માંકડ નહિ તેને શું ?" મનોમન હું વિચારી રહ્યો.

બારણું ખૂલ્યું ને મારા પિતાજી અંદર આવ્યા ત્યારે મા આનંદ થયો.

*　　　*　　　*

કાફકાને મોટી ઘેરી આંખો છે, અને તેને ઘટ્ટ કાળી પાંપણો છે. તેમનો ભૂખરા રંગનો ચહેરો અત્યંત ચેતનવાન ને તરવરાટવાળો છે. કાફકા પોતાના આખા ચહેરાથી બોલે છે.

જ્યારે પણ શબ્દોનું કાર્ય તેઓ પોતાના ચહેરાના હાવભાવ દ્વારા લઈ શકે એમ તેમને લાગે ત્યારે તેઓ એ રીતે જ અભિવ્યક્તિ સાધે છે. સ્મિતની રેખા ઉપસાવવી, આંખની કીકીઓને સંકોચવી, નાનકડા કપાળમાં કરચલીઓ આંકી દેવી, ઓઠો બહાર લાવવા કે ભીડી દેવા. આવી બધી ક્રિયાઓ તેમનાં વાક્યોનાં ઉચ્ચારણોને સ્થાને આવ્યા કરતી હોય છે. ફ્રાન્ઝ કાફકાને સાંકેતિક મુદ્રાઓ ખૂબ જ ગમે

છે. અને તેથી તેઓ તેનો યથાસ્થાને અર્થપૂર્ણ ઉપયોગ કરી લે છે–ખરેખર, તેમની ભાવમુદ્રાઓ કંઈ તેમની ભાષા જોડે આવતી વધારાની સહયોગી વસ્તુ નથી, કે શબ્દોના ભાવનું પુનઃ પ્રગટીકરણ કરનારી વસ્તુ પણ નથી; એ તો હાવભાવની નિરાળી 'ભાષા'નો અંગભૂત શબ્દ હોય તેમ પ્રયોજાય છે. એટલે, એ કોઈ દેહની સહજ પ્રતિક્રિયા માત્ર નહિ, પણ તેમનાં વક્તવ્યની સભાન એવી અભિવ્યક્તિ છે. પોતાના હાથોને જોડી દેવા, પોતાના મેજની સપાટી પર પંજાઓ પ્રસારીને ગોઠવવા, પોતાની ખુરશીમાં પોતાના દેહને સ્વસ્થતાથી ને છતાં કંઈક તંગ સ્થિતિમાં પાછળ નમાવવો, ખભાઓ હલાવીને સાથોસાથ પોતાનું મસ્તક આગળ ઝુકાવતા જવું, પોતાના હૃદયભાગ પર હાથો દબાવતા રહેવું–અભિવ્યક્તિનાં જે જે વૈકલ્પિક સાધનો તેમણે યોજ્યાં હતાં તેમાંનાં આ કેટલાંક મહત્ત્વનાં છે, જે તેમના હંમેશના ક્ષમાભાવયુક્ત સ્મિતની સાથોસાથ રજૂ થાય છે. તેઓ જાણે એમ કહેવા ચાહતા હોયને–"એ સાચું છે, અને હું કબૂલ કરું છું કે, હું રમત રમી રહ્યો છું. છતાં હું એવી આશા સેવી રહ્યો છું કે, મારી આ રમત તમને આનંદ આપે છે. અને છેવટે તો માત્ર અલ્પ સમય માટે તમારો સમભાવ મેળવવાને જ હું આ બધું કરું છું."

"કાફકા તમને ખૂબ જ ચાહે છે," મેં મારા પિતાજીને કહ્યું, "તમે પરસ્પરને શી રીતે ઓળખતા થયા?"

'અમે તો ઑફિસમાં સાથે કામ કરીએ છીએ એ કારણે જ પરસ્પરને ઓળખીએ છીએ.' મારા પિતાજીએ કહ્યું, 'મેં કાર્ડ ઇંડેક્ષ કેબિનેટ માટે પ્રથમ રેખાંકન કરી આપ્યું ત્યારે જ અમે એકબીજાના પરિચયમાં આવ્યા. મેં તેમને જે નમૂનો બનાવી આપ્યો તેથી કાફકા ઘણા ખુશ થયેલા, અમે વાતચીતો શરૂ કરી તે પછી તેમણે મને એમ કહેલું કે ઑફિસના કામ પછી સાંજને સમયે કેરોલિનેન્થલમાં પોડિએબ્રિઝમાં કોર્નહોઝિયેર નામના સુથારને ત્યાં સુથારી કામની તાલીમ લેવા જાઉં છું. તે દિવસથી અમે વારંવાર અંગત બાબતોની વાતચીત

ફરી. પછી મેં તારાં કાવ્યો તેમને બતાવ્યાં અને અમે ગાઢ સંબંધીઓ બની રહ્યાં.'

"મિત્રો કેમ નહિ?"

મારા પિતાજીએ માથું ધુણાવ્યું:

"તેઓ એટલા સંકોચશીલ અને આત્મનિમગ્ન વ્યક્તિ છે કે મૈત્રી ન બંધાઇ શકે."

* * *

કાફકાને મારે બીજી વાર મળવાનું થયું ત્યારે મેં તરત જ પૂછ્યું:

"હજી યે તમે કેરોલિનેન્થલમાં સુથારીકામ શીખવા જાઓ છો ખરા?"

"આ વાત તું જાણે છે?"

"મારા પિતાજીએ મને એ વાત કરેલી."

"ના ઘણા સમયથી હું ત્યાં જઈ શકયો નથી. મારી તબિયત હવે મને જરા યે યારી આપતી નથી, આ શરીર પણ ખુદનું બાદશાહ જ છે ને!"

"હું તમારી વાત બહુ સારી રીતે સમજી શકું છું, અને ગંદી વર્કશોપમાં કામ કરવામાં વળી આનંદ પણ ન હોય."

"નહિ, નહિ, તું એમાં ભૂલે છે. વર્કશૉપમાં કામ કરવામાં મને આનંદ આવે છે. વ્હેરાતાં લાકડાંની વિશિષ્ટ વાસ, કરવતોનો ગુંજારવ, હથોડાના અવાજો એ બધું યે મારા ચિત્ત પર જાદુઇ અસર કરે છે. એ દિવસોમાં બપોરની નમતી પ્હોર એટલી ઝડપથી વીતી જાય કે, પછી સાંજ ક્યારે પડી જાય તેનો યે ખ્યાલ ન રહે."

"તો તો તમે ચોક્કસ થાકી જતા હશો?"

"થાકું તો ખરો, પણ મને એનો ય આનંદ હોય છે કોઈક મૂર્ત, સંગીન ને સામાન્યત: ઉપયોગી એવા ઉદ્યોગ કામમાં જે મઝા છે તે બીજે કયાંય નથી. સુથારીકામ ઉપરાંત ખેતી અને બાગકામ

એ દિવસોમાં બેક્ચ નામના એક વિદ્યાર્થીને મારે વારંવાર મળવાનું થતું અને મને ખ્યાલ છે તે પ્રમાણે તેને સંગીત, અંગ્રેજી ભાષા અને ગણિત એમ માત્ર ત્રણ વિષયોમાં જ રસ હતો. એક પ્રસંગે તેણે મને કહ્યું: "સંગીત આત્માનો અવાજ છે અને અંતરના વિશ્વનો સીધેસીધો સ્વર એમાં પ્રગટ થાય છે. અંગ્રેજી ભાષા વળી અર્થકારણના વિશ્વવ્યાપી સામ્રાજ્યનું પ્રતિબિંબ ઝીલે છે. ગણિત એમાં ભાગ ભજવે છે પણ તે કંઈ મહત્ત્વનું નથી. ગણિતની વિશેષતા એ કે સ્થૂળ હિસાબકિતાબના પ્રદેશને તે અતિક્રમી જાય છે. હરેક બૌદ્ધિક તંત્રના મૂળમાં ગણિત રહ્યું છે અને તે પરમ તત્ત્વના પ્રદેશમાં વિસ્તરે છે."

તેનાં આ ઉચ્ચારણોને હું હંમેશાં મૂક વિસ્મયથી સાંભળી રહેતો. તેથી તે ખુશ થતો. અને એના બદલામાં તે મને વારંવાર સામયિકો, પુસ્તકો અને નાટ્યગૃહની ટિકિટો આપતો. એટલે એકવાર તેણે બિલકુલ નવી જ ચોપડી મને ધરાવી ત્યારે મને કંઈ આશ્ચર્ય થયું નહિ.

"આજે તારે માટે ખાસ એક વસ્તુ લાવ્યો છું."

મેં જોયું કે ડેવિડ ગાર્નેટની 'લેડી ઈન્ટુ ફૉક્સ' નામની એ અંગ્રેજી ચોપડી હતી.

"મને એ શું કામમાં આવવાની છે?" મેં કટુતાથી કહ્યું, "તું તો સારી રીતે જાણે જ છે કે હું અંગ્રેજી વાંચતો નથી."

"હા, હું જાણું જ છું એ ચોપડી તને વાંચવા આપી જ નથી. હું અત્યારે જે કંઈ કહેવાનો છું તેનો પુરાવો આ પુસ્તક પોતે જ છે. તમારા પ્રશંસાપાત્ર કાફકા હવે વિશ્વવિખ્યાત બની ચૂક્યા છે. તેમની સાહિત્યકૃતિનું જે રીતે અનુકરણ થઈ રહ્યું છે તે પરથી આ વાત સ્પષ્ટ થઈ જાય છે. ગાર્નેટનું આ પુસ્તક 'મેટામોર્ફોસિસ'ની જ અનુકૃતિ જોઈ લો."

"એ તો સાહિત્યમાં ઉઠાંતરી જ ને!" મેં તીવ્ર પ્રતિભાવ પાડ્યો.

"ના, મારું તાત્પર્ય એમ નથી. મારે એટલું જ કહેવું છે કે ગાર્નેટના પુસ્તકમાં પણ એની જેમ જ શરૂઆત થઈ છે. માનવીનું પ્રાણીમાં રૂપાંતર."

"આ પુસ્તક તમે મને આપી શકશો?"

"અલબત્ત, એટલા માટે જતો મેં એ આણ્યું છે, તું એ કાફકાને બતાવી શકે."

બીજે દિવસે કાફકાને મળવા તેમની ઑફિસે ગયો પણ મળ્યા નહિ એટલે તેમને ઘરે મેં તલાશ કરી, બનવાકાળ એમ બન્યું છે કે, કાફકાને હું તેમને ઘરે મળ્યો હોઉં એવો એ સૌ પ્રથમ અને અંતિમ પ્રસંગ હતો. કાળા રંગના વસ્ત્રમાં સજ્જ એક સુકલકડી સન્નારીએ બારણું ખોલ્યાં, તેની સોહામણી ભૂખરી-નીલી આંખો, તેના ચહેરાનો ઘાટ અને તેના નાકનો આછો મરોડ જોતાં જ લાગ્યું કે કાફકાની માતા હતી.

કાફકાની ઑફિસના સહકાર્યકરનો જ હું પુત્ર છું એવી મેં તેને ઓળખાણ આપી અને હું કાફકાને મળી શકું કે કેમ આ રીતે મેં સંમતિ માટે પૂછ્યું.

"તે તો બિછાનાવશ પડયો છે, પૂછી જોઉં તેને," તેણે કહ્યું.

તે અંદર ગઈ ત્યારે પગથિયાં નીચે જ હું ઊભો હતો. થોડીક મિનિટોમાં તે પાછી આવી તેના ચહેરા પર એક પ્રકારનો આનંદ વ્યાપી રહ્યો હતો જેને શબ્દોમાં વર્ણવવાની મને આવશ્યકતા લાગતી નથી.

"તમે આવ્યા છો એ જાણીને તેને ઘણો જ આનંદ થયો. કશુંક ખાવાની ઇચ્છા પણ તેણે બતાવી છે. પણ કૃપા કરી તમે ઝાઝું બેસશો નહિ. તેને ખૂબ જ શ્રમ પડયો છે. એટલે તે ઊંઘી પણ શકતો નથી"

હું જરા વાર રોકાઇને નીકળી જઈશ એવું મેં વચન આપ્યું. તે પછી એક આગળના લાંબા સાંકડા ખંડમાં થઈ બીજા એક ઘેરા ભૂરા રાચરચીલાંથી સજ્જેલા મોટા ખંડમાં, અને તેમાંથી વળી એક નાના ખંડમાં, જ્યાં પાતળી સફેદ ચાદર બિછાવેલા સાદા બિછાનામાં કાફકા સૂતા હતા ત્યાં, મને દોરી જવામાં આવ્યો.

કાફકાએ સ્મિત કર્યું, હાથથી મને આવકાર આપ્યો અને પથારી પાસેની ખુરસી સ્મિત સંકેતથી મને બતાવી: 'કૃપા કરી બેસી

"આ પુસ્તક તમે મને આપી શકશો?"

"અલબત્ત, એટલા માટે જતો મેં એ આણ્યું છે, તું એ કાફકાને બતાવી શકે."

બીજે દિવસે કાફકાને મળવા તેમની ઑફિસે ગયો પણ મળ્યા નહિ એટલે તેમને ઘરે મેં તલાશ કરી, બનવાકાળ એમ બન્યું છે કે, કાફકાને હું તેમને ઘરે મળ્યો હોઉં એવો એ સૌ પ્રથમ અને અંતિમ પ્રસંગ હતો. કાળા રંગના વસ્ત્રમાં સજ્જ એક સૂકલકડી સન્નારીએ બારણાં ખોલ્યાં, તેની સોહામણી ભૂખરી–નીલી આંખો, તેના ચહેરાનો ઘાટ અને તેના નાકનો આછો મરોડ જોતાં જ લાગ્યું કે કાફકાની માતા હતી.

કાફકાની ઑફિસના સહકાર્યકરનો જ હું પુત્ર છું એવી મેં તેને ઓળખાણ આપી અને હું કાફકાને મળી શકું કે કેમ આ રીતે મેં સંમતિ માટે પૂછ્યું.

'તે તો બિછાનાવશ પડયો છે, પૂછી જોઉં તેને," તેણે કહ્યું.

તે અંદર ગઈ ત્યારે પગથિયાં નીચે જ હું ઊભો હતો. થોડીક મિનિટોમાં તે પાછી આવી તેના ચહેરા પર એક પ્રકારનો આનંદ વ્યાપી રહ્યો હતો જેને શબ્દોમાં વર્ણવવાની મને આવશ્યક્તા લાગતી નથી.

"તમે આવ્યા છો એ જાણીને તેને ઘણો જ આનંદ થયો. કશુંક ખાવાની ઈચ્છા પણ તેણે બતાવી છે. પણ કૃપા કરી તમે ઝાઝું બેસશો નહિ. તેને ખૂબ જ શ્રમ પડયો છે. એટલે તે ઊંઘી પણ શકતો નથી"

હું જરા વાર રોકાઇને નીકળી જઈશ એવું મેં વચન આપ્યું. તે પછી એક આગળના લાંબા સાંકડા ખંડમાં થઈ બીજા એક ઘેરા ભુરા રાચરચીલાંથી સજેલા મોટા ખંડમાં, અને તેમાંથી વળી એક નાના ખંડમાં, જ્યાં પાતળી સફેદ ચાદર બિછાવેલા સાદા બિછાનામાં કાફકા સૂતા હતા ત્યાં, મને દોરી જવામાં આવ્યો.

કાફકાએ સ્મિત કર્યું, હાથથી મને આવકાર આપ્યો અને પથારી પાસેની ખુરસી અમિત સંકેતથી મને બતાવી: 'કૃપા કરી બેસી

જા. સંભવતઃ હું લાંબો સમય વાત કરી શકીશ નહિ; મને એ માટે ક્ષમા કરશો."

મેં કહ્યું: હું જ અચાનક આવી પડયો એ માટે તમારે મને ક્ષમા આપવી જોઇએ. પણ મને એમ થતું હતું કે મારી કને તમને બતાવવા જેવી એક ખરેખર મૂલ્યવાન વસ્તુ છે."

મેં મારા ખિસ્સામાંથી પેલી અંગ્રેજી ચોપડી કાઢી, કાફકાની સામે ચાદર પર મૂકી, અને બેક્રેચ જોડે મેં છેલ્લામાં છેલ્લી જે વાતચીત કરી હતી તે વિષે કહ્યું. ગાર્નેટના પુસ્તકમાં "મેટામોર્ફો-સિસ'ની રચનાપદ્ધતિનું અનુકરણ કરવામાં આવ્યું છે એમ જ્યારે મેં કહ્યું, ત્યારે એક શ્રમિત સ્મિત તેમણે કર્યું, અને પોતાના મસ્તકથી એકદમ ધીમે વિરોધતો ભાવ સૂચવતાં તેમણે કહ્યું: "પણ ના, ગાર્નેટે એ વસ્તુ મારામાંથી લીધી નથી. આખા યુગની એ બાબત છે. અમે બંનેએ તો એમાંથી નકલ કરી છે. માનવીઓ કરતાં પ્રાણીઓ અમારી વધુ નજીક છે. આપણા બંદી-ખાનાના સળિયાઓ આ સ્થાને જ રોપાયેલા છે. માનવીઓ કરતાં પ્રાણીઓ જોડે આપણે સરળતાથી સબંધો શોધી લઇએ છીએ."

કાફકાની માતા અંદર આવી.

'હું તમારે માટે કંઈ લઇ આવું?'

હું ઊભો થઇ ગયો. "ના જી, આભાર તમારો. તમને હવે વધારે ખલેલ નહિ કરું.'

ફ્રાઉ કાફકા પોતાના દીકરાને જોતી રહી. કાફકાએ પોતાની હડપચી જરા ઊંચી કરી અને વળી આંખો બંધ કરી સૂઇ ગયા.

મેં કહ્યું: "મારે તો માત્ર આ પુસ્તક જ આપી જવું હતું."

ફ્રાન્ઝ કાફકાએ પોતાની આંખો ઉઘાડી અને ચાદર સામે દષ્ટિ કરીને બોલ્યા: "હું એ વાંચીશ. કદાચ આવતે અઠવાડિયે જ હું ઓફિસે હાજર થઇ જઇશ, ત્યારે એ પુસ્તક હું જરૂર સાથે લઈ આવીશ."

બીજે અઠવાડિયે તેઓ ઑફિસે હાજર થઈ શક્યા નહિ કંઈ દશબાર કે પંદરેક દિવસો વીતી ગયા હશે ત્યાર પછી જ, એક વાર હું તેમની સાથે ઘર સુધી સાથે ગયો. તેમણે એ પુસ્તક પાછું આપતાં કહ્યું: "દરેક માણસ પોતાની અંદર જ એક બંદીખાનું ઊંચકીને ચાલતો હોય છે, અને એના સળિયાઓ પાછળ પુરાઈને જ તે જીવ્યા કરતો હોય છે એ કારણે જ તો આજકાલ લોકો પ્રાણીઓ વિષે વધુ લખતા થયા છે. બિલકુલ મુક્ત નૈસર્ગિક જીવન માટેની ઝંખનાની જ એ અભિવ્યક્તિ છે. પણ માનવવ્યક્તિ માટે માનવજીવન એ જ નૈસર્ગિક જીવન છે. પણ માણસોને હમેશાં આ વાતનું ભાન હોતું નથી. તેઓ એ વાતને જાણવાનો ઇન્કાર કરે છે, માનવઅસ્તિત્વ તેમને બોજારૂપ લાગે છે. એટલે તેઓ એ વિષે થોડીકપોલકલ્પના કરી તેને ટાળી દેતા હોય છે."

તેમનો વિચારતંતુ મેં થોડો આગળ ચલાવ્યો: "ફ્રેંચ ક્રાંતિ પૂર્વેના આંદોલન જેવી આ વાત છે, જ્યારે લોકોએ મોટો શોર મચાવી મૂક્યો હતો, કે પ્રકૃતિ તરફ પાછા વળો!'

"હા" કાફકાએ સંમતિનો સૂર કાઢ્યો: "આજે તો એક એથી યે આગળ લોકો ગયા છે. તેઓ માત્ર બોલે છે એવું નથી, તેઓ એ દિશામાં પ્રવૃત્તિઓ પણ કરે છે. ટોળાંઓની છત્રછાયામાં સલામતી શોધીને શહેરની શેરીઓમાં થઈ તેઓ તેમના કામનાં સ્થળો તેમના ઉદરપોષણનાં સ્થળો કે તેમના મનોરંજનનાં સ્થળો તરફ કૂચ કરતા જાય જાય છે. ઑફિસના મર્યાદિત બંધનરૂપ જીવન જેવું જ એ પણ છે. એમાં યે હવે ક્યાંય કશે વિસ્મયોને સ્થાન રહ્યું જ નથી. માત્ર નિયમનો, સૂચનો અને આદેશો પ્રવર્તે છે સ્વતંત્રતા અને જવાબદારીનો માનવીઓને ભય લાગે છે. એટલે પોતાની જ આસપાસ તેઓ જે બંદીખાનું ચણી રહ્યા હોય છે, તેના સળિયા પાછળ પુરાઈ જવાનું જ તેઓ પસંદ કરે છે."

* * *

પંદરેક દિવસ અમારે મળવાનું થયું જ નહિ. દરમ્યાન તેં જે જે પુસ્તકો ઉતાવળમાં જોઈ કાઢ્યાં હતાં તે વિષે મેં તેમને વાત કરી. કાફકા સ્મિત કરતા રહ્યા.

"જીવનમાંથી પ્રમાણમાં ઘણાં ઘણાં પુસ્તકો માણસ તારવી કાઢી શકે, પણ પુસ્તકોમાંથી તો જીવન બહુ જ ઓછું, બહુ જ ઓછું તારવી શકાય."

"એટલે સાહિત્યમાં કશું ય સારી રીતે જાળવી ન શકાય એમ જ ને!"

તેઓ ખડખડાટ હસી પડ્યા અને માથું ધુણાવતા જ રહ્યા.

* * *

ફ્રાન્ઝ કાફ્કાના હાસ્યને જો કોઈ ખડખડાટ હાસ્ય ગણતું હોય તો ફ્રાન્ઝ કાફ્કા અને હું અમે બંને વારંવાર એવા લાંબા ખડખડાટ હાસ્યમાં ડૂબી જતા. મારી સ્મૃતિમાં તેમના હાસ્યનો એ ખડખડાટ ધ્વનિ નહિ પણ પોતાના ઉલ્લાસને તેઓ જે હાવભાવોથી પ્રગટ કરતા તે હાવભાવો આજે જળવાઈ રહ્યા છે. ક્યારેક તેઓ ઝડપથી પોતાનું મસ્તક પાછળ ફેંકતા કે ક્યારેક ધીમેથી—કેટલા ઉલ્લાસમાં હોય તે પર તેનો આધાર રહેતો—સાથે તેમનું મોં થોડું ખુલ્લું થઈ જતું, અને જાણે પોતાના ચહેરાને સૂરજ સામે અભિમુખ કર્યો હોય તેમ તેમની આંખો ઝીણી થતી. અથવા તો મેજ પર પોતાનો હાથ ગોઠવતા, પોતાના ખભા ઊંચા કરતા, નીચેના હોઠને અંદર દબાવતા અને આંખો બંધ કરી દેતા, જાણે કોઈ તેમના પર વર્ષા કરવાનું હોય ને!

આવી જ કોઈ વિનોદી ક્ષણોમાં મેં જે એક નાનકડી ચીની વાર્તા થોડા સમય પહેલાં જ વાંચી હતી—ક્યાં વાંચેલી તે તો યાદ કરી શકતો નથી—પણ તે વાર્તા મે તેમને કહી સંભળાવી.

"હૃદય એક એવું મકાન છે જેમાં બે શયનખંડ છે. એકમાં વેદના જીવે છે, બીજામાં આનંદ. કોઈએ એટલું મોટું ખડખડાટ હાસ્ય ન કરવું જોઈએ કે જેથી બાજુના ખંડમાં વેદના જાગી ન જાય."

"અને આનંદનું શું? વેદનાના ચિત્કારથી તે જાગી ન જાય?"

"ના, ના, આનંદ તો બધિર છે. એટલે બાજુના ખંડની વેદનાને એ ક્યારેય સાંભળી શકતો જ નથી."

કાફકાએ સંમતિસૂચક માથું ધુણાવ્યું. "સાચી વાત છે. એટલે જ તો,. વ્યક્તિ ઘણી યે વાર પોતે આનંદમાં હોવાનો દેખાવ કરે છે: એવી વ્યક્તિ આનંદના મીણથી પોતાના કાનો બંધ કરી દેતી હોય છે. જેમ કે, મારી જ વાત. હું આનંદનો સ્વાંગ એટલા માટે રચું છું કે એની પાછળ જ હું ઢંકાઈ જાઉં. મારું હાસ્ય એક સંગીન દીવાલ જેવું છે."

"કોની સામે ?"

"એ તો સ્વાભાવિક છે કે, મારી સામે જ એ દીવાલ બને છે"

"પણ દીવાલ તો બહારના જગતની સામે યોજવામાં આવતી હોય છે,' મેં કહ્યું: "બહારથી જે કંઈ આવે છે તેની સામે એ રક્ષણ કરે છે."

પણ એ જ ક્ષણે કાફકાએ નિશ્ચયપૂર્વક જ એ વિચારનું ખંડન કર્યું.

"શું ખરેખર એવું જ હોય છે ? એકેએક સંરક્ષણ એક પીછેહઠ, એક પાછું પગલું જ હોય છે. જગતની સામે તમે જે ઘા કરો છો તે હમેશાં તમારી સામેનો જ ઘા હોય છે. અને એ કારણે જ દરેક સંગીન દિવાલ પોતે એક ભ્રાંતિ છે, જે વહેલી મોડી તૂટી જ પડે છે. કેમ કે, અંતર્ અને બહિર્ બંને પરસ્પર સંબંધિત છે તે બંને જ્યારે અલગ થાય ત્યારે રહસ્યમયીનાં બે દુર્જેય પાસાંઓ તે બની રહે છે, જેને આપણે સહન કરીએ છીએ, પણ જેનો આપણે કદી ય તાગ મેળવી શકતા નથી." □ □

# યેહૂદા એમીચાઈ

□

□ □ □ □ અજિત ઠાકોર □ □ □ □

'હવે જ્યારે આપણે એકબીજાને છલકાવી દેતાં નથી ! જેમ પંખીઓ વૃક્ષને છલકાવી દે છે.' જેવી અસ્તિત્વને છલકાવી દેતા સહવાસની ઝંખનાને મૂર્ત કરતી પંક્તિના સર્જક હિબ્રુ કવિ યેહૂદાનો જન્મ વુર્ઝબર્ગ-જર્મનીમાં ૧૯૨૪ માં થયો હતો. તેઓ ૧૩ વર્ષના હતા ત્યારે તેમના કુટુંબે જેરુસલમ સ્થળાંતર કર્યું. યુદ્ધોત્તર ઈઝરાયેલના અગ્રણી લેખક ગણાતા યેહૂદા જેરુસલમમાં અધ્યાપક છે. સાથે જ

"જીવનમાંથી પ્રમાણમાં ઘણાં ઘણાં પુસ્તકો માણસ તારવી કાઢી શકે, પણ પુસ્તકોમાંથી તો જીવન બહુ જ ઓછું, બહુ જ ઓછું તારવી શકાય."

"એટલે સાહિત્યમાં કશું ય સારી રીતે જાળવી ન શકાય એમ જ ને!"

તેઓ ખડખડાટ હસી પડ્યા અને માથું ધુણાવતા જ રહ્યા.

* * *

ફ્રાન્ઝ કાફ્કાના હાસ્યને જો કોઈ ખડખડાટ હાસ્ય ગણતું હોય તો ફ્રાન્ઝ કાફ્કા અને હું અમે બંને વારંવાર એવા લાંબા ખડખડાટ હાસ્યમાં ડૂબી જતા. મારી સ્મૃતિમાં તેમના હાસ્યનો એ ખડખડાટ ધ્વનિ નહિ પણ પોતાના ઉલ્લાસને તેઓ જે હાવભાવોથી પ્રગટ કરતા તે હાવભાવો આજે જળવાઈ રહ્યા છે. ક્યારેક તેઓ ઝડપથી પોતાનું મસ્તક પાછળ ફેંકતા કે ક્યારેક ધીમેથી—કેટલા ઉલ્લાસમાં હોય તે પર તેનો આધાર રહેતો—સાથે તેમનું મોં થોડું ખુલ્લું થઈ જતું, અને જાણે પોતાના ચહેરાને સૂરજ સામે અભિમુખ કર્યો હોય તેમ તેમની આંખો ઝીણી થતી. અથવા તો મેજ પર પોતાનો હાથ ગોઠવતા, પોતાના ખભા ઊંચા કરતા, નીચેના હોઠને અંદર દબાવતા અને આંખો બંધ કરી દેતા, જાણે કોઈ તેમના પર વર્ષા કરવાનું હોય ને!

આવી જ કોઈ વિનોદી ક્ષણોમાં મેં જે એક નાનકડી ચીની વાર્તા થોડા સમય પહેલાં જ વાંચી હતી—ક્યાં વાંચેલી તે તો યાદ કરી શકતો નથી—પણ તે વાર્તા મેં તેમને કહી સંભળાવી.

"હૃદય એક એવું મકાન છે જેમાં બે શયનખંડ છે. એકમાં વેદના જીવે છે, બીજામાં આનંદ. કોઈએ એટલું મોટું ખડખડાટ હાસ્ય ન કરવું જોઈએ કે જેથી બાજુના ખંડમાં વેદના જાગી ન જાય."

"અને આનંદનું શું? વેદનાના ચિત્કારથી તે જાગી ન જાય?"

"ના, ના, આનંદ તો બધિર છે. એટલે બાજુના ખંડની વેદનાને એ ક્યારેય સાંભળી શકતો જ નથી."

કાફકાએ સંમતિસૂચક માથું ધુણાવ્યું. "સાચી વાત છે. એટલે જ તો, વ્યક્તિ ઘણી યે વાર પોતે આનંદમાં હોવાનો દેખાવ કરે છે: એવી વ્યક્તિ આનંદના મીણથી પોતાના કાનો બંધ કરી દેતી હોય છે. જેમ કે, મારી જ વાત. હું આનંદનો સ્વાંગ એટલા માટે રચું છું કે એની પાછળ જ હું ઢંકાઈ જાઉં. મારું હાસ્ય એક સંગીન દીવાલ જેવું છે."

"કોની સામે?"

"એ તો સ્વાભાવિક છે કે, મારી સામે જ એ દીવાલ બને છે"

"પણ દીવાલ તો બહારના જગતની સામે યોજવામાં આવતી હોય છે,' મેં કહ્યું: "બહારથી જે કંઈ આવે છે તેની સામે એ રક્ષણ કરે છે."

પણ એ જ ક્ષણે કાફકાએ નિશ્ચયપૂર્વક જ એ વિચારનું ખંડન કર્યું.

"શું ખરેખર એવું જ હોય છે? એકેએક સંરક્ષણ એક પીછેહઠ, એક પાછું પગલું જ હોય છે. જગતની સામે તમે જે ઘા કરો છો તે હમેશાં તમારી સામેનો જ ઘા હોય છે. અને એ કારણે જ દરેક સંગીન દિવાલ પોતે એક ભ્રાંતિ છે, જે વહેલી મોડી તૂટી જ પડે છે. કેમ કે, અંતર્ અને બહિર્ બંને પરસ્પર સંબંધિત છે તે બંને જ્યારે અલગ થાય ત્યારે રહસ્યમયીનાં બે દુર્જેય પાસાંઓ તે બની રહે છે, જેને આપણે સહન કરીએ છીએ, પણ જેનો આપણે કદી ય તાગ મેળવી શકતા નથી." □ □

# યેહૂદા એમીચાઈ



□ □ □ □ અજિત ઠાકોર □ □ □ □

'હવે જ્યારે આપણે એકબીજાને છલકાવી દેતાં નથી! જેમ પંખીઓ વૃક્ષને છલકાવી દે છે.' જેવી અસ્તિત્વને છલકાવી દેતા સહવાસની ઝંખનાને મૂર્ત કરતી પંક્તિના સર્જક હિબ્રુ કવિ યેહૂદાનો જન્મ વુર્ઝબર્ગ–જર્મનીમાં ૧૯૨૪ માં થયો હતો. તેઓ ૧૩ વર્ષના હતા ત્યારે તેમના કુટુંબે જેરુસલમ સ્થળાંતર કર્યું. યુદ્ધોત્તર ઈઝરાયેલના અગ્રણી લેખક ગણાતા યેહૂદા જેરુસલમમાં અધ્યાપક છે. સાથે જ

તેઓ ઈઝરાયેલી લશ્કરમાં સાર્જન્ટ મેજર છે. તેમણે જર્મનો તથા આરબો સામેના યુદ્ધમાં ભાગ લીધો હતો.

'આપણે જે કંઇ સમજવામાં નિષ્ફળ ગયા /આપણે ગાયું'/ ભેળાં મળીને' યેહૂદાની આ પંક્તિ આપણા અસ્તિત્વ સાથે જડાયેલી તર્કાતિત સમસ્યાઓમાંથી સર્જાયેલા તેમના ભાવિ વિશ્વનો સંકેત કરે છે એક બાળક તરીકે, એક પ્રેમી તરીકે, એક પિતા તરીકે, એક નાગરિક તરીકે,એક યહૂદી તરીકે તેમને અસમર્થ ઠેરવતી બહુરૂપી સમસ્યાઓ અને તદ્‌જનિત કુંઠા, એકલતા,હતાશાને તેઓ તેમની કૃતિઓમાં નિરૂપે છે આ કારણું જ તેમની કૃતિઓમાં મેટાફીઝીકલ ટચ છે.યેહૂદા કોઇપણ સમસ્યાનો ઉકેલ આપવા બેસતા નથી. તેઓ માત્ર જયૂ જાતિના પુરાણા ઇતિહાસની સ્મૃતિ તથા પોતાના વ્યક્તિત્વના અંગત પ્રસંગોનો ટચ આપી આખી સમસ્યાના કોઇક અછતા પાસાને પ્રગટ કરે છે. અલબત્ત કવિતાને 'ક્યારેક પરુ/ક્યારેક એક કવિતા' એવી જીવલેણ પ્રક્રિયાનું પરિણામ ગણતા યેહૂદા પ્રત્યેક સમસ્યાનું કાવ્યાયન સૂચક વિગતોની પસંદગી કૃતિની આબોહવાને પુષ્ટ કરી વ્યંજનાની વિવિધ શક્યતાઓ ચીંધતી ફ્રેશ ઉપમાઓની યોજના અને કલ્પનોના જ કસ્ટાપોઝીશન દ્વારા સિદ્ધ કરે છે. ક્યારે ક 'હું મોટો અને જાડો છું' જેવી કૃતિમાં છે તેમ તેઓ તીવ્ર વ્યંગ વડે પોતાના દંભને પ્રગટ કરે છે. આ આત્મોપહાસ જ કરુણનો આલંબનવિભાવ બની રહે છે. ક્યારેક 'તે ઉનાળો હતો કે ઉનાળાનો અંત' જેવા પ્રણય કાવ્યમાં 'પ્રેમ'ને વેદના તથા મૃત્યુની પડ છે મૂકી નવું પરિમાણ પ્રગટ કરે છે.તો ક્યારેક 'મોટ્ઝામાં ઉનાળુ સાંજનો અંત' કૃતિમાં છે તેમ કૃતિના બંને ખંડો દેખીતી રીતે અસબદ્ધ લાગે છતાં મોટઝાની ઉનાળું સાંજનું દૃશ્ય કવિએ એવી રીતે વર્ણવ્યું છે કે તે આપણને 'બાળપણને માંજતાં વિચારો 'માં સીમ્બોલાઈઝ થતું લાગે છે. આમ યેહૂદા અભિવ્યક્તિની વિવિધ પદ્ધતિઓ યોજે છે.

યેહૂદાનો પ્રથમ કાવ્યસંગ્રહ ૧૯૫૫માં પ્રગટ થયો, ત્યાર બાદ અન્ય ચાર કાવ્યસંગ્રહો અને એક વાર્તાસંગ્રહ પ્રગટ થયા છે. તેમણે 'નોટ ઓફ ધીસ ટાઇમ, નોટ ઓફ ધીસ પ્લેસ' નામની નવલકથા અને 'બેલ્સ એન્ડ ટ્રેઇન્સ' નામનું નાટક લખ્યાં છે.

# એમીચાઈનાં કાવ્યો

**૧. પ્રભુનું ભાગ્ય**

પ્રભુનું ભાગ્ય
હવે
વૃક્ષો ખડકો સૂર્ય અને ચંદ્રનું ભાગ્ય,
તે બધાંઓએ પૂજા કરવી બંધ કરી
જ્યારે તેમણે પ્રભુમાં આસ્થા રાખવી શરૂ કરી.

*

પરંતુ તેને આપણી વચ્ચે રહેવાની ફરજ પાડવામાં આવી
વૃક્ષોની માફક
ખડકો સૂર્ય ચંદ્ર અને તારાઓની માફક.

**૨.મા માનેરી**

૧.

પુરાણી પવનચક્કીની માફક
બે હાથો હંમેશાં ઉઠાવેલા
આકાશ તરફ ચીસ પાડવા
અને બે નમાવેલા
સેન્ડવીચો બનાવવા.

*

તેની આંખો નિર્મળ અને ચળકતી
પહાડી ઘાટની સાંજ જેવી.

૨.

રાત્રે તે
બધા પત્રો
અને છબીઓ
સાથે સાથે મૂકશે.

*

જેથી તે માપી શકે
પ્રભુની આંગળીની લંબાઈ.

૩.

હું તેના ડૂસકાં વચ્ચેના
ઊંડા ઝરામાં ચાલવા માંગુ છું
હું તેની ખામોશીની
ભયાનક ગરમીમાં ઊભો રહેવા માગું છું.

*

હું તેની પીડાના
ખરબચડા થઈને
અઢેલવા માગું છું.

૪

તેણે મને રાખ્યો,
જેમ હેગરે ઇસ્માઈલને
ઝાડીઓ પૈકીની એક નીચે રાખ્યો.

*

જેથી તેને યુદ્ધમાં થયેલા મારા મૃત્યુ સમયે
હયાત રહેવું ન પડે,
ઝાડીઓ પૈકીની એક નીચે
યુદ્ધો પૈકીના એકમાં.

**મારી માએ એક વાર મને કહ્યુ**

મારી માએ એકવાર મને કહ્યું–
ઓરડામાં ફૂલો સાથે સૂવું નહિ.
ત્યારથી હું ફૂલો સાથે સૂતો નથી.
હું એકલો, તેમના વિના સૂઈ જાઉં.

*

ત્યાં ઘણાં ફૂલો હતાં.
પણ મારી પાસે પૂરતો સમય નો'તો.
અને જે વ્યક્તિઓને ચાહવા માંડું
કિનારાથી દૂર હોડીઓની જેમ
પોતાની જાતને ધકેલતા જ હોય છે
મારા જીવનથી દૂર.

※

મારી માએ કહ્યું–
ફૂલો સાથે સૂવું નહિ.
તું સૂઇશ નહિ.
તું સૂઇશ નહિ, મારા બાળપણની મા.

※

કહેડો જેને હું વળગી પડ્યો
જ્યારે તેઓએ સ્કૂલ માટે મને ઘસડ્યો
તે લાંબા સમયથી બળી ગયો છે
પરંતુ મારા હાથો, વળગી રહ્યા છે
વળગી જ રહ્યા છે.

૪. તે ઉનાળો હતો કે ઉનાળાનો અંત
તે ઉનાળો હતો કે ઉનાળાનો અંત
અને ત્યારે મેં સાંભળ્યો તારો પગરવ, જ્યારે તું ગઈ
—પૂર્વથી પશ્ચિમ તરફ
છેલ્લી વાર. અને દુનિયામાં
હાથરૂમાલો ખોવાયા, અને પુસ્તકો, અને લોકો.

※

તે ઉનાળો હતો કે ઉનાળાનો અંત
ઢળતા પહોરે કલાકો હતા,
તું હતી,
અને તેં પહેર્યું'તું તારું ક્રેપ
પહેલી વાર.
અને તેં લગીરે ય ધ્યાન ન આપ્યું
કારણ કે તે ગૂંથાયું'તું ફૂલો વડે

૫. હું મોટો અને જાડો
હું મોટો અને જાડો.
પ્રત્યેક કિલોગ્રામ ચરબી સામે
ઉમેરી હતી એક કિલોગ્રામ ગમગીની.

※

હું સદા તોતડો હતો, પરંતુ જ્યારથી

હું ખોટું બોલતા શીખ્યો, મારી વાણી પાણીની જેમ વહે-
માત્ર જેનો ઉચ્ચાર અશક્ય છે તેવા અક્ષરો જેવો.
મારો ચહેરો ભારેખમ રહ્યો,
લેથડતા–પથ્થરો, તોતડાતો.

*

હજુ કેટલીક વાર મારી આંખો ઝબકે
દૂર રહેલી બંદૂકોના ગોળીબારની માફક
મારામાં ઘણે દૂર. જૂની લડાઈ.

*

હું બીજાઓ પાસે માંગણી કરું કે
ન ભૂલે. મારી જાતને ભૂલી જવા કહું.

*

અંતે, ભૂલાયેલો.

**૬. મોટ્ઝામાં ઉનાળુ સાંજનો અંત**

એકલ બુલડોઝર તેની ટેકરી સાથે લડે છે
એક કવિની માફક, અટૂલા કામ કરતા તમામની માફક-
પકવ અંજિરોની તીવ્ર વાસના
સાંજની છતને ભૂતળ પ્રતિ ખેંચે.
અગ્નિ કયારનો કંટકોને આરોગી ગયો છે
અને મૃત્યુએ હતાશ જવાળાઓની માફક
સંકેલાઈ જવા સિવાય બીજું કશું કરવાનું ન હોય.
હું આશ્વાસ્ત થઈ શકું: મહાન પ્રેમ
ભૂખંડ માટેનો પ્રેમ પણ બની શકે.
કૂવાઓ માટેનો ઊંડો પ્રેમ ઓલીવવૃક્ષો માટેની દાઝ,
કે એકલ બુલડોઝરોની માફક ખોદ્યા કરતો.

*

મારા વિચારો હમેશાં મારા બાળપણને માંજી રહ્યા છે
તે એક સખત હીરા જેવું બને છે ત્યાં સુધી,
અતૂટ,
મારી પરિપકવતાના હલકા કાચમાં પ્રવેશવા.

# કંકાવટી

નવેમ્બર ૧૯૭૫

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૭ : અંક ૨૦૧ : મૂલ્ય એક રૂપિયો.

## વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૯, વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત, ૩૯૫૦૦૦–૨, સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૨ સરનામે જ મોકલવી.



તંત્રી - મુદ્રક - પ્રકાશક
ડાહ્યાભાઈ જીવણજી નાયક
મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બીબીસીદી, ગોપીપરા, સૂરત–૨
પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત–૩

# કાફકા જોડે ગોષ્ઠિઓ—૩

લેખક : ગુસ્તવ યાનુક

અનુ. પ્રમોદકુમાર પટેલ

[ફ્રાન્ઝ કાફકાના નિકટના લેખક મિત્ર ગુસ્તવ યાનુકે પોતાના 'Conversations with Kafka' નામે પુસ્તકમાં કાફકા જોડેની પોતાની વિચારગોષ્ઠિઓ રજૂ કરી છે. એ પુસ્તકના રસપ્રદ પ્રસંગોમાંથી અહીં આ ત્રીજો હપ્તો રજૂ થાય છે.—અનુવાદક]



ઓક્ટોબર મહિનાનો એ એક ભીનો વર્ષાદી દિવસ હતો. એક્સિડેન્ટ ઈન્સ્યોરન્સ ઈન્સ્ટિટ્યૂશનના મકાનમાં કોરિડોરના દીવા ઝાંખા પ્રકાશતા હતા. કાફકાની એ ઑફિસ ધૂંધળા હવામાનમાં ગુફા જેવી લાગતી હતી. કાફકા પોતાના મેજ પર માથું નમાવીને બેઠા હતા. તેમની સામે ઑફિસના ભૂખરા રંગના કાગળો પડ્યા હતા. તેમના હાથમાં લાંબી પીળી પેન્સિલ હતી. જેવો હું તેમની નજીક પહોંચ્યો કે તરત જ તેમણે પેલા કાગળ પર પેન્સિલ મૂકી દીધી. મેં જોઈ લીધું કે એ કાગળ પર ત્વરિત ગતિએ દોરેલાં વિચિત્ર રેખાંકનો હતાં.

"તમે ચિત્રકામ કરો છો કે શું?"

ક્ષમાભાવે સ્મિત કરતાં કાફકા કહે : "ના, ના, આ તો માત્ર 'ચિતરામણો' જ છે."

"મને જોવા દેશો? તમે જાણતા હશો જ કે, મને ચિત્રકળામાં ઊંડો રસ છે."

"પણ આ ચિત્રકૃતિઓ કંઈ બીજાઓને બતાવવાની વસ્તુ નથી. એ તો મારી બિલકુલ અંગત બાબત છે. અને બીજાઓને માટે તો એ ગુપ્ત લિપિ જ છે."

તેમણે પેલો કાગળ ઉપાડ્યો. પછી બંને હાથે મસળીને તેનો ગોળ ડૂચો બનાવી દીધો અને તરત જ મેજ પાસેની કચરાપેટીમાં ફેંકી દીધો. "મારાં આ રેખાંકનોને અવકાશનાં સમુચિત પ્રમાણો મળ્યાં નથી. એમાં એની આગવી એવી કોઈ ક્ષિતિજ પ્રાપ્ત થઈ નથી. અને હું જે આકારો પકડવા મથું છું તેના પરિપ્રેક્ષ્યનું બિંદુ જ કયાંક આ કાગળની બહાર-પેન્સિલના ઉપરના છેડે મારી અંદર પડ્યું છે."

તેઓ કચરાપેટી સુધી ગયા અને ત્યાં વાંકા વળીને ઘડી પહેલાં ફેંકી દીધેલો પેલો ડૂચો વળી લીધો, તેને જરાક સરખો કર્યો, પછી તદ્દન ઝીણા ઝીણા ટૂકડાઓમાં તેને ફાડી નાખ્યો, અને પછી એ ટૂકડાઓને બળપૂર્વક ફરીથી કચરાપેટીમાં પધરાવી દીધા.

અનેક વાર મેં કાફકાને ચિત્રાંકનો કરતા પકડી પાડ્યા હતા. એવે દરેક પ્રસંગે એ ચિત્રાંકનો–જેને તેઓ અર્થહીન 'ચિતરામણ' તરીકે જ ઓળખાવતા–તેને કયાં તો ડૂચો કરીને કચરાપેટીમાં નાંખી દેતા, કે પોતાના મેજના વચલા ખાનામાં ઝડપથી સરકાવી દેતા. કોઈને એ ચિત્રાંકનો જોઈ એમ લાગે કે તેમનાં લખાણો કરતાં યે એ વધુ મર્મગામી અને વૈયક્તિક છે. એટલે, મારામાં સહેજ રીતે એ વિષે કુતૂહલ વધતું ગયું, પણ કાફકાને મેં એની જાણ થવા દીધી નહિ. જે ત્વરાથી પોતાનાં ચિત્રાંકનોને તેઓ હડસેલી દેતા તે વિષે જાણે મને કંઈ જ ખ્યાલ ન હોય એ રીતે હું વર્તતો રહેતો. પણ આ જાતનો ઢોંગ કરતાં તો મને હંમેશાં એક જાતની ભીંસ અને તંગદિલીની લાગણી થઈ આવતી. એવી ક્ષણોમાં આગળના જેવી સરળતા કે નિખાલસતાથી હું તેમની જોડે વાતો કરી શકતો નહિ કે તેમની વાતો સાંભળવા જેટલી સ્વસ્થતા પણ કેળવી શકતો નહિ. જ્યારે ખરેખર તો મારાથી તેમણે કશું જ છુપાવ્યું નહોતું, કે એવું હું માનતો હતો.

પણ આ વાત કાફકાના ધ્યાન બહાર નહોતી. મારી અસ્વસ્થતા તેઓ તરત જ કળી જતા હતા. તેથી એક દિવસ જ્યારે ફરીથી મેં તેમને ચિત્રકામ કરતાં જોઈ પાડ્યા, ત્યારે મારા તરફ મંજર ન કરતાં તેમણે માત્ર પોતાનું એ રાઈટીંગ પેડ જ મારા તરફ ધકેલી આપ્યું,

અને કહેવા લાગ્યા : "મારાં આ 'ચિતરામણાં' પર જરા નજર કરો. તમારે આ વિષેનું જે કુતૂહલ પ્રયત્નપૂર્વક છુપાવવું પડે છે, અને જે હજુ સુધી વણસંતોષાયેલું જ રહ્યું છે, તેને આમ સંકોરતા જવાનો કોઈ અર્થ જ નથી. કૃપા કરી મારા આ જાતના વર્તનથી માઠું ના લગાડતા."

હું કશુંય બોલી શક્યો નહિ. કોઈ કઢંગી હાલતમાં પકડાઈ ગયો હોઉંને એવી મને લાગણી થઈ આવી. તરત મને એમ થઈ આવ્યું કે મેજ પરના એ ચિત્રાંકનના કાગળને હું હડસેલી દઉં, પણ પછીની ક્ષણે જ હું સ્વસ્થ બની ગયો, અને સહેજ ત્રાંસી નજરે મેં તે જોઈ લીધાં. એમાં ઝીણા કદનાં જે રેખાંકનો દોરવામાં આવ્યાં હતાં તેમાં સાવ વામણા માનવોને દોડતાં, ઝઘડતાં, પેટ ઘસડતાં, જમીન પર ઘૂંટણ પડેલાં, એમ જુદી જુદી સ્થિતિઓમાં તીવ્ર અમૂર્ત રેખાઓમાં પ્રગટ કરવામાં આવ્યાં હતાં.

મને નિરાશા થઈ: મેં કહ્યું—

"આ ચિત્રાંકનો એવી કોઈ અંગત વસ્તુઓ તો નથી, એ માટે તમારે ખરેખર કશું જ છુપાવવાનું નહોતું. આ તો સાવ નિર્દોષ રેખાંકનો છે."

કાફકાએ મંદમંદ માથું હલાવ્યું : "ના. ના, એ બધાં દેખાય છે તેટલાં નિર્દોષ નથી. એ તો ચિત્તમાં ઊંડે ઊંડે મૂળ નાંખીને પડેલી પ્રબળ વાસનાના અવશેષ માત્ર છે. એટલે જ મેં એને તમારાથી છુપાવવાના પ્રયત્નો કર્યા હતા."

મેં ફરી વાર કાગળ પર અંકિત પેલી વામણા માણસોની આકૃતિઓ પર નજર નાખી.

"પણ, ડૉક્ટર સાહેબ મને તમારી વાત સમજાતી નથી. તમે કહો છો એવી પ્રબળ વાસનાઓ અહીં ક્યાં છે?"

મધુર મમતાભર્યું સ્મિત કરતાં કાફકાએ કહ્યું : "એ તો બિલકુલ સ્વાભાવિક છે કે તમને આ કાગળ પર તો એ નહિ જ જડે. એ વાસનાઓ તો મારી અંદર પડી છે. હું રેખાંકનો દોરી શકું તો કેવું, એમ હંમેશાં વાંછ્યું હતું. કશુંક જોઈ શકવાની હું ઇચ્છા રાખતો

હતો, અને જે કંઈ જોઈ શકું તેને દૃઢતાથી વળગી રહેવાનું યે હું ઇચ્છતો હતો. મારી એ જ તો ઊંડી કામના રહી છે."

"તમે ચિત્રકળાની તાલીમ લીધી છે ખરી."

"નહિ તો. મેં તો મારી પોતાની રીતે જ કંઈ જોયું તેને રજૂ કરવાનો જ મારો પ્રયત્ન રહ્યો છે. મારાં રેખાંકનો કંઈ ચિત્રકળાની કૃતિઓ નથી. એ તો ગુહ્ય ચિત્રલિપિ કહેવાય." કાફ્કાએ સ્મિત કર્યું: "હું તો હજીયે ઇજિપ્તના બંદીખાનામાં છું. હજી રાતો મહાસાગર મેં ઓળંગ્યો જ નથી."

હું ખડખડાટ હસી પડ્યો: "રાતા મહાસાગર પછી પણ જે પહેલી વસ્તુ આવે છે તે તો રણ છે."

હકારમાં માથું ધુણાવતાં કાફ્કાએ કહ્યું: "હા, હા, બાઇબલમાં પણ એ રણની વાત છે અને બીજે બધે પણ એ જ રણ વિસ્તરી રહ્યું છે."

મેજની કોરે પોતાના હાથો ટેકવીને તેઓ ખુરશીમાં પાછળ ઝૂક્યા. તેમણે હળવાશથી પોતાનું શરીર ફેલાવ્યું અને પછી ઊંચે છત પર ટીકી ટીકીને જોઈ રહ્યા.

"બાહ્ય સાધનો દ્વારા સ્વાતંત્ર્યની મિથ્યા ભ્રાંતિ કેળવવી એ એક ભૂલ છે, ગૂંચવણ છે, રણ માત્ર છે જેમાં ભય અને વિષાદ એ બે છોડ સિવાય બીજું કશું જ પાંગરી શકતું નથી. એ એક અનિવાર્ય વસ્તુ છે. કેમકે, જે કોઈ વસ્તુને ખરેખરી અને ચિરકાલીન મૂલ્યવત્તા હોય તે તો હંમેશાં અંતરની જ નીપજ હશે. માણસ કંઈ તળિયેથી ઉપરની દિશામાં ઊગતો નથી, તે તો અંતરમાંથી બહિર્જગતમાં પાંગરે છે. જીવનમાં જે કંઈ સ્વતંત્રતા છે તે માટેની આ મૂળભૂત અનિવાર્યતા છે. એ કંઈ કૃત્રિમ આયાસપૂર્વક રચાયેલું સામાજિક વાતાવરણ નથી, પણ વ્યક્તિનું પોતાનું પોતાને માટેનું તેમ જ આ જગત માટેનું; એક એવું વલણ છે, જેને જાળવવા તેણે નિરંતર સંઘર્ષ કેળવવો પડે. માનવીના સ્વાતંત્ર્યની એ અનિવાર્યતા છે."

"શું એ ખરેખર અનિવાર્યતા છે?" મેં કંઈક સંશયથી પૂછ્યું.

કાફ્કાએ હા કહી અને પોતાના શબ્દો ફરીથી કહ્યા.

"પણ એ તો પાયાનો વિરોધાભાસ છે!" હું બોલી ઊઠ્યો.

કાફકાએ ઊંડો શ્વાસ લીધો. પછી તેઓ કહે: "હા, વાસ્તવમાં એમ જ છે. આપણી સભાન ચેતના જે તણખાની બની છે તેણે આ જાતના વિરોધાભાસનાં અવકાશને ભરી દેવો જોઈએ. અને એક ધ્રુવથી સામેના ધ્રુવ સુધી એવો ફૂદકો મારવો જોઈએ, જેથી એકાદ ક્ષણ માટે પણ આ જગતને, એ જાણે કે વિદ્યુતનાં ઝબકારામાં સહસા ઝળહળી ઊઠ્યું હોય એ રીતે જોઈ શકીએ.

એકાદ ક્ષણ હું મૂંગો જ રહ્યો. પછી પેલાં 'ચિતરામણ'વાળા કાગળ તરફ નિર્દેશ કરી શાંત અવાજે પૂછ્યું: "અને પેલાં વામણાં માણસો, તેમનું શું?"

"એ તો બધાં અંધકારમાંથી પ્રગટ થયાં તે પાછાં અંધકારમાં જ વિલીન થઈ જવાનાં," આટલું કહી કાફકાએ મેજનું ખાનું ખેંચ્યું અને 'ચિતરામણો'વાળા કાગળને ડૂચો કરી અંદર સરકાવી દીધો. પછી પૂરા સ્વસ્થ અવાજે કહે: "મારી આ ચિત્રપ્રવૃત્તિ એ તો આદિમ્ મંત્રવિદ્યાની દિશામાં સતત આરંભાતી રહેલી અને છતાં નિષ્ફળતાને વરેલી પ્રવૃત્તિ છે."

આ વાતમાં કશું ય ન સમજાતાં હું તેમના તરફ એકીટશે જોઈ રહ્યો, અને તેમને હું ઘણો મૂરખ પણ લાગ્યો હોઈશ. પણ કાફકાના મોંના ખૂણાઓ કંઈક આંચકા સાથે ખેંચાયા. એ તો દેખાઈ આવતું હતું કે પોતાના સ્મિતને તેઓ રુંધી રહ્યા હતા. તેમણે પોતાનો હાથ ઊંચો લઈ પોતાનું મોં ઢાંક્યું અને ઉધરસ ખાધી. પછી તેઓ કહેવા લાગ્યા: "આ માનવીય જગતમાં એકે એક વસ્તુ ચિત્રરૂપ છે, જે જીવન પ્રાપ્ત કરી શકી છે. એસ્કિમો જ્યારે લાકડાના ટૂકડાને સળગાવવા ઇચ્છતા હોય છે ત્યારે પ્રથમ તેઓ એ ટૂકડા પર મોજાંના જેવી વળાંકવાળી થોડી રેખાઓ આંકી દે છે. અગ્નિ વિષેનું એ મંત્રરૂપ ચિત્ર છે. તેઓ પોતાનાં આ અગ્નિકાષ્ઠોને એકબીજા સાથે ઘસીને તેમાં અગ્નિને જીવંત કરી દેશે. હું પણ એ જ વસ્તુ કરી રહ્યો છું. મારાં ચિત્રાંકનો દ્વારા તો હું જે જે રૂપોનું દર્શન કરતો હોઉં છું, તેને આધીન થવા

ચાહું છું. પણ મારાં ચિત્રોમાં પેલાના જેવો અગ્નિ જાગતો નથી. કદાચ હું યોગ્ય સામગ્રી ખપમાં લેતો નથી, એ પણ કારણ હોય, કદાચ મારી પેન્સિલમાં એને યોગ્ય સત્તા જ ન હોય. કદાચ જે આવશ્યક સત્તાની ઊણપ છે, તે અન્ય કશામાં નહિ મારા પોતામાં જ એ ઊણપ હોય, એમ પણ બને."

"તો તો, એમ જ હોવું જોઇએ," હું સંમત થતાં બોલ્યો, તે સાથે જ મર્માળું સ્મિત કરવાનો મેં પ્રયત્ન કર્યો. "ડૉકટર કાફકા, છેવટે તમે કોઈ એસ્કિમો તો નથી જ ને !"

"બિલકુલ સાચું છે. હું એસ્કિમો નથી જ. પણ ઘણા બધાની જેમ આજે હું અત્યંત હિમાચ્છાદિત જગનમાં જીવી રહ્યો છું. પણ એસ્કિમોના જેવા રૂંવાટીવાળા ઝભ્ભા આપણી પાસે નથી, તેમ તેમના જેવાં અસ્તિત્વના નિભાવનાં બીજાં કોઈ સાધનો પણ આપણી કને નથી. તેમની સરખામણીમાં આપણે તો સાવ જ ઉઘાડા કહેવાઇએ." કાફકાએ પોતાના હોઠો બીડી દીધા. "આજે હૂંફાળાં વસ્ત્રોનું સૌથી વધુ રક્ષણ જો કોઈએ મેળવ્યું હોય તો તે ઘેટાનું ચામડું ધારણ કરનારાં વરુઓએ જ મેળવ્યું છે. તેમનું સારી રીતે નભી જાય છે. સારી રીતે સજીધજીને તેઓ ફરતા હોય છે. તમને શું લાગે છે?"

અસંમત થતાં મેં કહ્યું : "આભાર તમારો, પણ હું તમારી જોડે સંમત થઈ શકું એમ નથી. હું તો એથી ઠરી જવાનું જ પસંદ કરું."

"હું પણ," કાફકા મોટા સ્વરે બોલી પડ્યા. અને બાજુમાંના ચોરસ પતરાના વાસણમાં જ્યાં વરાળો ઊઠતી હતી ત્યાં વચ્ચેના હિટીંગ રેડિએટર તરફ આંગળી ચીંધીને કહેવા લાગ્યા : "આપણને આપણો પોતાનો કે બીજા પાસેથી માગી આણેલો રૂંવાનો ડગલો ખપતો નથી. આપણે તો આપણને માફક આવી ગયેલા બરફના રેગિસ્તાનને જ વળગી રહીશું." અમે બંને સાથે હસી પડ્યા. કાફકા જાણે કે મારી બાઘાઈને ઢાંકી દેવા માગતા હોય એ કારણે, અને હું તેમની કૃપાનો સહજ સ્વીકાર કરી લેતો હોઉં એવા ખ્યાલે. ▭

ઝડપેલું એને ધૂળિયું
ટેકરાં અને ભેખડથી ભરેલું, શહેર.
આવતા જતાની અડફેટે ભાંગતું
અને ઊભું થતું
રણમાં રસ્તો ભૂલેલા ઊંટની જેમ ગાંગરતું.

આજે શિયાળાની સાંજે મળ્યું મને
અકબંધ ઠંડુંગાર બરફમાં.
અડધું સાચું, અડધું ઝાંઝવાં જેવું સોહામણું.

આ રસ્તે પડે મારા પગ
તેની ધારે ધારે ચિનાર
અહીંથી નીકળી વણઝાર પર વણઝાર
સિકંદર–ચંગેઝ–તિમૂર અહીં સવાર.

ગુર અમીરમાં તિમૂરના લંગડા પગે જેડનો પિંડ,
રેગિસ્તાનના અધખંડેરમાં ખખડે અક્ષરો, અવાજ,
તડકાના ટુકડા.
શાહેનશાહો માંસના ટુકડાઓને
મણકાની જેમ ગણતા ગણતા ગયા.
ઉઝબેક ખેડૂતની જાજમમાં સૂકાઈ લોહીની ભીનાશ.
પેગમ્બરો ઇમારતોમાં અલ્લાહનું પસંદ રૂપ
પોકારતા ગયા
કૂફી લિપિમાં પકડાયા પાતળા થઈ ને ઓગળ્યા.

પતિની યાદમાં ઉઝબેક સ્ત્રી તરબૂચના રંગની
લાલલાલ ભાત ભરે
રસ્તે ખખડે ચિનારનાં નારંગીનાં પાન.

ઉલૂક બેગની કબરમાં તિરાડ, ધડ સળવળે
(માથું તો હત્યારા લઈ ગયા)
શાહ ઝિન્દાના ભોંયરે કુસમ અબ્બાસ પોતાનું માથું
ખોળે ધરી બેઠા છે.
અદ્ધું સાચું :
દંતકથા અને ઇતિહાસ જાણે
આપવીતી.
સમરકંદ, ૧૫-૧૧-'૭૪

### અઘરું ▫ જયન્ત પાઠક

આધાર વગર ચાલવાનું અઘરું છે;
પણ ખભે મૂકેલો હાથ
બોજો બનીને દાબે ત્યારે
એવા આધાર સાથે ચાલવાનું વધારે અઘરું છે.
ગળામાં ઘૂંટાતું ગીત
જ્યારે ગળું જ ઘૂંટી નાખે,
શિરની શોભા જેવાં શિંગડાં
જ્યારે આપણી જ ગતિને નડે,
ત્યારે આપણે જ આપણા ગીતનું
ગળું દાબી દેવાનું હોય;
આપણે જ આપણાં શિંગડાં
કાપી નાખવાનાં હોય—

તમારો આધાર છોડી દઉં છું ત્યારે
હું મારા મોક્ષ સાથે
પ્રેમની વેદનાનો બોજ વહોરી લઉં છું;
મોક્ષમાં વેદના સાથે જીવવાનું સૌથી અઘરું છે.

## ત્રણ ઋતુ કાવ્યો

મંગળ રાઠોડ

### મેઘધનુષ

ગંદલા ખાબોચિયાંઓમાં
છોકરાં રમણે ચડ્યાં,
ઝઘડી પડ્યાં; અને
આખાય સૈયદપુરા ઉપર ઝૂકેલું
મેઘધનુષ
ચુંથાઈ ગયું, ડહોળાઈ ગયું....!

### પ્રાર્થના

વરસાદી સાંજે
મુલ્લાએ બાંગ દીધી, ત્યારથી
વિચારમાં ને વિચારમાં
આખી રાત
ફાનસનાં અજવાળામાં હું બેસી રહ્યો.
ઊંઘના બોજથી
મારી જાગતાં રહેવાની ઇચ્છા
વચ્ચે વચ્ચે ઝોકું ખાઈ જતી.
આખરે થાકીને હું ઊંઘી ગયો.
આમ જ આખું ય આ શહેર સદીઓનું
ઊંઘતું રહેતું, કશુંક સેવતું રહેતું....
હું જાગું એ પહેલાં, મારી અવેજીમાં
રોજની જેમ આજે પણ
ધર્મનો કૂકડો ભીંજાયેલા અવાજે બોલી ઊઠ્યો.
સ્વપ્નનું ઈંડું ફૂટ્યું,
અને સૂર્યોદય થયો!

## ઉઘાડ

સવાર પડી,
ચકલીઓની પ્રાર્થના ફળી આખરે.
દુર્દિન જેવાં વાદળાં વિખેરાઈ ગયાં.
વરસાદમાં રઝળતાં, પલળી ગયેલાં પગરખાં જેવાં
મકાનોમાંથી બહાર નીકળી લોકો
ચાની ચૂસ્કી જેવા હુંફાળા સૂર્યમાં
આવ જા કરવા લાગ્યા.
હું પણ
હવાઈ ગયેલા બાકસ પર
એક પછી એક દિવાસળીઓને અજમાવું છું.
કોઈક એકાદ તો સળગી ઊઠે....!

## ગઝલ ▭ રમણ વાઘેલા

પગલાંમાં પવન ફરફરે ને આપણે અહીં,
સૂરજ સવાર તરવરે ને આપણે અહીં.

એ અશ્વ હવે હાંફતો ને આપણે અહીં,
કોઈનો શ્વાસ કાંપતો ને આપણે અહીં.

રહેવા વિશેનું ઘર નહીં ને આપણે અહીં,
ખાલી ઉજાસ ટાંપતો ને આપણે અહીં.

રાતો રુએ છે ઢોલિયે ને આપણે અહીં,
ભીંતો ઊભી છે ડેલીએ ને આપણે અહીં.

## ફરી જોઉં □ રમેશ પારેખ

મારાં સ્મરણને મારામાંથી બાદ કરી જોઉં,
કોશિશ હું આપઘાતની એકાદ કરી જોઉં.

શા માટે બાંધી રાખવા જીવતરનાં પાંજરે,
આજે તમામ શ્વાસને આઝાદ કરી જોઉં.

કોનામાં લીલો મોલ લચી પડશે, શી ખબર;
સર્વત્ર મારા જીવનો વરસાદ કરી જોઉં.

આ ખાલી ઘરમાં હોતું નથી કોઈ આજકાલ,
રહેતું 'તું કોણ લાવ, જરા યાદ કરી જોઉં.

હું છું કોઈક માટેની સાષ્ટાંગ પ્રાર્થના,
મંદિર કોણ છે, હું કોને સાદ કરી જોઉં?

જાઉં ને મૃત્યુ નામના રાજાધિરાજને—
પેશેનજર—રમેશની—સોગાદ કરી જોઉં.

## ગઝલ □ અરવિન્દ ગજ્જર

શક્યતાઓનું થતું સ્વપ્નીકરણ,
ઘાસમાંથી જાગતાં ભૂખ્યાં હરણ.

ખમ્મ ખાલી આયખે ફૂટ્યું મરણ,
છમ્મ લીલા ઓરતાનું આવરણ.

વેદનાના વૃક્ષને ફૂટ્યાં પરણ,
ઢોલિયાની ચાદરે ફાલેલ રણ.

ઝાંઝવાંનું ક્યાં સુધી શોધું શરણ,
હાથમાં છે પ્યાસ ને થાક્યાં ચરણ.

## ૦ ▭ રતિલાલ 'અનિલ'

આ એક પછી એક પછી એક પછી એક
ને ઠેક પછી ઠેક પછી ઠેક પછી ઠેક
ને બ્રેક પછી બ્રેક પછી બ્રેક પછી બ્રેક
હું એક ફરી એક ફરી એક ફરી એક
આ તેમ ભણી તેમ ભણી તેમ ભણી તેમ
ને આમ પછી આમ પછી આમ પછી આમ
હા થોભ પછી ચાલ, વળી થોભ, ફરી ચાલ,
લે ચાલ વળી થોભ, જરા આજ, જરા કાલ,
હા આજ વળી કાલ અને કાલ વળી આજ
લે ચાલ બને થોભ અને થોભ બને ચાલ
હું એક વળી શૂન્ય અને શૂન્ય વળી એક
હું ગીત નહીં તોય વળી શૂન્ય શૂન્ય ટેક!

## અમે ▭ અહમદ મકરાણી

રેતનીચે ખળખળે તે જળ અમે;
લોલકે લટક્યા કરે તે પળ અમે.
ખટમીઠાં સંભારણાંના અવસરો;
ટોડલે મલક્યા કરે તે ઘર અમે:
હાથમાં હોવા છતાં આવે નહીં,
ચીતરેલી શક્યતાનાં ફળ અમે.
ના કદી પહોંચી શક્યા સાચા ઘરે;
કોઈ ખોટા નામના કાગળ અમે.
જ્યાં પળો કાયમ સતી થાતી રહી;
શ્વાસ–ચંદનની ચિતા પાદર અમે.

## ગઝલ ▭ રવીન્દ્ર પારેખ

રેત, તડકો ને સ્મરણનું આ નગર,
સ્તબ્ધતાએ આદરી દીધી સફર.
રેત, તડકો ને સ્મરણનું આ નગર,
ઊંટનાં પગલાં ઊડે છે પાંખ–પર.
રેત, તડકો ને સ્મરણનું આ નગર,
શૂન્યતા હસતી રહે, અર્થોસભર.
રેત, તડકો ને સ્મરણનું આ નગર,
—ને ક્ષણો પીગળ્યા કરે સૂરજ ઉપર.
રેત, તડકો ને સ્મરણનું આ નગર,
—ને અહીં શબ્દો ભમે ભીંતો વગર.
રેત, તડકો ને સ્મરણનું આ નગર,
ઝાંઝવાંનું જ્યાં વસે છે માનસર.
રેત, તડકો ને સ્મરણનું આ નગર,
ક્યાં હવે એમાં મળે ટહુકાનું ઘર.
રેત, તડકો ને સ્મરણનું આ નગર,
જ્યાં મને મળતી નથી મારી ખબર.
રેત, તડકો ને સ્મરણનું આ નગર,
કોણ પડછાયાને ઉલેચે અરર....!

આપણી આ પડતર ભૂમિમાં હો પ્રાણ, હવે
ખુલ્લા દરિયાની ખેડ કરીએ.

ચારે દિશાથી ભલે વાયરાઓ પાડી દે ચાસ,
ઉગમણે–આથમણે સૂરજ વાવી દે ઉજાસ,
પૂનમ ઝૂકે કે પછી ઘૂઘવતી ઝૂકે અમાસ,
આપણા તો દરિયામાં ફૂલ રોજ ફૂટે ને
ફૂલ જેમ આપણે ય તરીએ.

માછલીની આંખોમાં તરતાં જહાજ એ'ક આંજી,
ઊછળીને પાછાં પાતાળ મહીં ઊતરતાં રાજી,
આપણી ય આંખોને વિસ્મયનાં ફીણમાં માંજી–
ભીતરના મોતીને ભારી ભારીને હવે
આઘે કિનારે નહીં મરીએ.

દરિયાની ખેડ કેરું અસલી ખળું ન કદી ખૂટે,
પળપળની ઓરણીમાં ઓર્યું તે મોજ બની ફૂટે,
મોજે મોજે તે એક દરિયો ને દરિયો વછૂટે,
ભરતીમાં કાંઠાને ભેટી ભેટીને પછી
ઓટમાં સનેહ ભરી સરીએ.

## કાંદ્યાવરણની હરખઘેલીનું ગીત

**હરબન્સ પટેલ**

કાગર આયો સે કોક ગોમથી કશીકબઈ!
કોકે લછ્યુ સે મારા નોમથી કશીકબઈ!

ઘેલુ લછ્યુ સે મારા નોમથી કશીકબઈ!
ગમતુ લછ્યુ સે મારા નોમથી કશીકબઈ!
અમથુ લછ્યુ સે મારા નોમથી કશીકબઈ!
કાગર આયો સે કોક ગોમથી કશીકબઈ!

ખોનુ ગોત્યુ સે મેં તો કોમથી કશીકબઈ!
કૂવે જાવું સે જરા ઓમથી કશીકબઈ!
એંધોણી આલી સે ઓમથી કશીકબઈ!
કાગર આયો સે કોક ગોમથી કશીકબઈ!

પાણીડાં જાવાં સે ઓમથી કશીકબઈ!
એને જઈ પાવાં સે હોમથી કશીકબઈ!
લાજી મરું સું એના નોમથી કશીકબઈ!
છોના મલવુ સે રૂડા રોમથી કશીકબઈ!

કાગર આયો સે કોક ગોમથી કશીકબઈ!

## ગીત ▭ હરીશ મીનાશ્રુ

તરભેટે છૂટેલી કેડિયુંની જેમ, સૈં
અડોઅડ જીવતરથી સગપણને એવું તો
છેટું પડયું રે કંઈ છેટું પડયું રે કાંઈ....

અમ્મે તો શબ્દના ફરફરતા હંસલા ને
તમ્મે મુશાયરાની તાળી,
ભવની વચાળે ક્યાંક
આથમણી થાળે ક્યાંક
સામસામે બેઠાં ને તોય સૂની આંખ્યુંમાં
ઝમતી જુદાઈ અમે ભાળી!

આપણ આ સહિયારી વારતામાં તે દિ'થી
લીલેરો સાથ ભૂલી
ડાળખીની બાથ ભૂલી
વંટોળે ઊડી પાંદડિયુંની જેમ, સૈં
અડોઅડ જીવતરથી સગપણને એવું તો
છેટું પડયું રે કાંઈ છેટું પડયું રે કાંઈ....

## ગીત ▭ ઇન્દુ ગોસ્વામી

દરિયામાં કેડ કેડ પાણી
દર્પણમાં આરપાર પાણી
મારી પાની પર પાંચ ફૂટ તરતા અવકાશમાં
એવી તે કોની એંધાણી

ખુલ્લી હથેળીઓમાં નાંગરતા શ્વાસને
કુંવરની જેમ કરી રાખ્યા
બે કાંઠે તરફડતાં ઊંટોને જોઈ જોઈ
આંજવાંથી હાથ ધોઈ નાખ્યા
પડછાયો રેડીને કોડી પૂરાવી તોય સાતમા પાતાળ લગી કાણી

એવું બને કે હવે ફૂંકાતી રેતીમાં
પરપોટો થાય અલ્લાબેલી
ઘૂઘવાતા દેવ તને તરણાએ તોડ્યું તો
ઊંઘી જાય ઓકળીઓ મેલી
ફીણને વિશ્વાસ આમ બેઠા ન બેઠા ને ખૂંપી ગઈ આસમાની વાણી

## ગીત ▭ મૂકેશ વૈદ્ય

પથ્થરતળિયે ઉછળ્યા આજે સમદર સાતે સાત કહોને પથ્થરને કોણ તોડે ?

લચકો થઈને ફૂટી જતાં વડટેટા જેવાં ખરે જાય છે શમણાં
તિરાડને તટ દિવસ ઊગતો જાણ્યો એ તો બહુ મોટી છે ભ્રમણા
કૂમળી તોયે વૃક્ષ પરેથી તૂટી જાય જો ડાળ કહોને કોણ વૃક્ષ પર જોડે ?

પથ્થરતળિયે ઉછળ્યા આજે સમદર સાતે સાત કહોને પથ્થરને કોણ તોડે ?

મૃગજળમાં તરતાં ખૂંપી ગઈ, હોડી થઈને આંખો
પાંપણ ફરકે એય તે લાગે બાજ તણી બે પાંખો
રાતપંખીના ફફડાટોના પડછાયાની પાછળ પાછળ ભૂરા શ્વાસ જૈ દોડે

પથ્થરતળિયે ઉછળ્યા આજે સમદર સાતે સાત કહોને પથ્થરને કોણ તોડે ?

ભીંત્યુંએ ચોઢેલા કંકુના થાપામાં ઉભરાતી શૈશવની યાદ,
એકે ય ડગલું ન આગળ ચલાય હવે કોને જઈ કરવી ફરિયાદ ?

આગળ અતીતનાં મીઠાં છે શમ્મણાં,
ને પાછળ છે સ્મરણો અતીતનાં;
બંને બાજુથી હું ખેંચાતી જાઉં,
મને ખેંચે છે દોર હેત—પ્રીતના,

આજે સંભળાય મને એવા કંઈ સૂર, જ્યાં મંદ લાગે ઢોલકના નાદ,
ભીંત્યુંએ ચોઢેલા કંકુના થાપામાં ઉભરાતી શૈશવની યાદ.

અલ્લડતા આવીને આંગણીએ ઊભી,
ત્યાં બારણાંઓ કીધાં છે બંધ;
એવી રીતે જ મારે સ્મરણોથી તોડીને,
શમણાંએ જોડવો સંબંધ,

મને સૌભાગ્ય આંગણીએ બોલાવે કોઈ દઈ સેંથાનો સિંદુરિયો સાદ,
ભીંત્યુંએ ચોઢેલા કંકુના થાપામાં ઉભરાતી શૈશવની યાદ.

હવે નથી રહી મારામાં આંખ વિસ્મયની. હવે નથી રહી તારામાં નદી ધુમ્મસની. હવે હું કલ્પી શકું છું ઘટનાના ગર્ભમાં ઊછરતું રહસ્ય. હવે તારી હથેળીમાં ઊગી ચૂક્યો છે સૂર્ય. હવે હું શોધી શકીશ મારામાં ક્યાંક, ગુપ્ત મહેકતી ક્ષણને. હવે તને જડી જશે જેને તું આજસુધી શોધી શકી નથી. હવે મારા નામની કાગળની હોડી તણાતી જાય છે કોઈ પથ્થરિયા કિનારા તરફ. હવે તારો માર્ગ ઝંખે છે કોઈ શ્રમિત સીડી. હવે હું જોઇ શકું છું વૃક્ષનો આભાસ. હવે તું પહોંચી જશે સાવ તારી સમીપ. હવે હું ઊલટાવી નાખીશ તારી અધૂરી ઇચ્છાઓના સામ્રાજ્યને. હવે તું એકાકાર થઈ જશે મારા શબ્દમાં. હવે તું ક્યારેય પાછું ફરીને જોતી નહીં ખારનો થાંભલો થઈ ગયેલા સમયને. હવે હું નીકળી જઈશ ભસ્મીભૂત થતાં જતાં ભૂતકાળથી દૂર. હવે ક્યાંક રસ્તામાં આવે છે દંતકથાનું સરોવર. હવે મારી આંગળીઓમાં ગોઠવાશે પગથિયાંઓ. હવે તારી આંખોમાં પડછાશે પડઘાતા ધુમ્મસટો.

હવે પવન વાતો નથી. હવે રચાતો જાય છે રેતીનો કિલ્લો. હવે હસી પડે છે કેલેન્ડર-સુંદરીઓ. હવે તારીખમાંથી ખરે છે પારિજાતનાં પુષ્પો. હવે અરીસો આંખ મીંચકારે છે. હવે દીવાલો વિચારે છે ક્યાંક ઊડી જવાનું.

આજે,

કદાચ

ધુમાડામાંથી કોતરી શકાશે કોઈ શિલ્પ.

# ખીસકોલીનો અવાજ

□ □ □ □ □ લાભશંકર ઠાકર

પાત્રો : અ અને બ

[ નારિયેળની લારી પાસે ઊભો ઊભો અ નારિયેળ પીએ છે. બ ડાબી તરફથી આંગળીમાં ચાવી ઘુમાવતો આવે છે. ચાવી નીચે પડી જાય છે. બ નીચો નમીને ઉપાડે છે એ ક્ષણે અ અને બની દૃષ્ટિ મળે છે, સસ્મિત. ]

અ : સખત તાપ પડે છે.

બ : હા.

અ : નારિયેળ પીશો.

બ : પીએ.

અ : ( નારિયેળવાળાને ) અરે ભાઇ એક નારિયેળ લાવ બીજું, મોટું, પાણીવાળું. ( બ તરફ જોઈ ને ) મને એકલા એકલા કશું ગમતું નથી.

બ : એમ ? મને તો હંમેશાં ગમે જ છે.

અ : મને તો એકલા એકલા કશું જ ગમતું નથી. આ આજ રવીવાર છે ને તે સવારનો એવો સખત કંટાળો આવતો હતો તે નીકળી પડ્યો. એક મિત્રને ઘેર ઉપડ્યો ( નારિયેળવાળા પાસેથી નારિયેળ લઈને બ ને નારિયેળ આપે છે. ) ભૂંગળી જોઈશે ?

બ : હા લાવોને ભૂંગળીથી પીવાની મઝા આવશે.

અ : ( નારિયેળવાળાની સામે જોઈને ) નથી ? ખલાસ થઈ ગઈ છે ? અરે પણ ચાર રાખવી જોઇને ભૂંગળી. ( બ તરફ ફરીને ) નથી ખલાસ થઈ ગઈ છે. સાલું બધે જ આમ ચાલે છે.

બ : નારિયેળ તો આમ મોંઢે માંડીને પીવાની બી લીજ્જત આવે છે. ( પ્રસન્નતાથી નારિયેળ પીએ છે. )

અ : દોસ્તને ઘેર ગયો તો તાળું. કંઈ ના સૂઝ્યું તો કંટાળીને અહીં, નારિયેળ પીવા ઊભો. આ તમે મળી ગયા તો કંઈ એવું સારું સારું લાગે છે ને? ગરમી પણ સખત પડે છે. બીજું પીશો?

બ : પીએ (હાથમાંનું નાળિયેર પીને ફેંકી દે છે.)

અ : (નાળિયેરવાળાને) એ બીજાં છલોછલ લાવ. હું પણ એક પી નાખું. (બને) તમે ઘરમાં કોણ કોણ છો?

બ : એકલો.

અ : એકલા જ? મારી જેમ?

બ : હં.

અ : એકલા હોઈએ છીએ ત્યારે આખું ઘર ખાવા ધાય છે. એક પોપટ હતો, પાળેલો. તે ય ઊડી ગયો.

બ : મને પોપટ બહુ ગમે જો કે મને તો મોર પણ ગમે. અને કાબર? આહ, શું મગરૂબીથી ચાલતી હોય છે, વાહ!

અ : તે તમને બધાં ય પક્ષીઓ ગમે છે?

બ : હા, હોં મને તો બધાં જ પક્ષીઓ ગમે. બોરસલીના ઝાડ પર બપોરે કાગડો બેઠો હોય છે કા...કા...કરતો. હું તો વાડીમાં ઊભો ઊભો જોયા જ કરું, એનો ચળકતો એકદમ કાળો રંગ મને બહુ ગમે છે.

અ : વાહ, તમે તો ખરા માણસ છો! તે તમને માણસો નથી ગમતા?

બ : ગમે છે ને. કોણે કહ્યું નથી ગમતા.

અ : મને પણ માણસો ગમે. પણ કેવા? મઝાના. આમ વાતોચીતો કરે તેવા. મૂંજી માણસો મને જરાય ન ગમે. આ એટલે તો મને મારી પત્ની સાથે ફાવતું નહોતું.

બ : કેમ?

અ : અરે એક નંબરની મૂંજી. બારી પાસે ઊભી હોય તો બસ ઊભી જ રહે. કંઈ ગૂંથતી હોય તો બસ ગૂંથ્યા જ કરે. વાંચતી હોય તો

વાંચ્યા કરે. બોલવાનું નામ નહીં. આપણે કંઈ કહીએ તો વળી ધ્યાન હોય તો હોંકારો આપે. બસ આટલું જ. પૂછીએ તો હા–ના–થી આગળ કંઈ વાત નહીં.

બ : તે શું તમારાં પત્ની ચાલ્યાં ગયાં?

અ : ના, હું નીકળી ગયો ઘર છોડીને. (નારિયેળવાળાને ખાલી નારિયેળ આપીને) જરા એમાંથી કોપરું કાઢી આપને, નહીં નીકળે? કેમ? બીજું?

(બ. ને) બીજું એક કોપરું નીકળે એવું લઈએ. તમને અનુકૂળ રહેશે ને?

બ : રહેશે. કેમ નહીં રહે?

અ : મને એમ કે કદાચ શરદીનો કોઠો હોય.

બ : છે. પણ તેથી શું?

અ : શરદી થઈ જાય ને.

બ : થાય.

અ : હેરાન થવાય તેનું શું?

બ : એમાં શેના હેરાન થવાનું?

અ : શરદી થાય તો તકલીફ પડે ને?

બ : લો સાચું કહું, મને તો શરદી થાય એટલે મઝા પડે છે.

અ : મઝા?

બ : છીંકો ખાવાની.

અ : છીંકો ખાવાની મઝા?

બ : હા...ક છીં...અને પાછું નાકમાંથી દડ દડ પાણી દદડે પ્રાહ!

અ : તમે તો ખરા માણસ છો!

બ : છીંક ખાવાની મઝા માટે તો રોજ હું ઊંચે આમ . સૂરજ સામું... (છીંક ખાય છે) જુઓ આવીને, વાહ...

अ : તમને શરદી થઈ ગઈ ?

ब : હં...મ ! લાવો પેલું નારિયેળ.

(अ. ब.ને નારિયેળ આપે છે. એક પોતે લે છે. બંને પીએ છે.)

अ : તે તમને ક્યારેય એકલું નથી લાગતું ?

ब : પણ આપણે એકલાં ક્યાં છીએ ? આ જુઓ તમે મળી ગયા કે નહીં ?

अ : તે તમે આમ ક્યાં જતા'તા ?

ब : ક્યાંય નહીં. એમ જ ચાલતો'તો. ચાલવાની બહુ મઝા આવે છે.

अ : તે હવે ચાલવાના ?

ब : ના એવું કંઈ નહીં. ઊભો ય રહું.

अ : ક્યાં ?

ब : અહીં.

अ : શા માટે ?

ब : એમ જ. અમસ્તા. ઊભા ઊભા જોયા કરીએ.

अ : શું ?

ब : આ લોકો જાય છે તે. આ વાહનો દોડ્યા કરે છે. આ તડકો ઓસરવા માંડ્યો છે તે. આ જોયું સામે પેલો...

अ : ક્યાં ?

ब : પેલો લારી પાસે...કૂતરો

अ : હા...તે...

ब : કેવો મૂતરે છે...ટાંગ ઊંચી કરીને (હસે છે).

अ : મૂતરે છે એમાં શું જોવાનું હતું ?

ब : મને તો આવું બહુ ગમે. દેડકો હાથમાં મૂતરી જાય છે એની તમને ખબર છે ?

अ : હાથમાં શું કામ મૂતરી જાય ?

ब : એને પકડીને હથેલીમાં મૂકીએને એટલે બિચારો બીકનો માર્યો મૂતરી જાય. ઠંડુ

अ : શું ?

ब : દેડકો મૂતરી જાય તે.

अ : તમે ગાંડા તો નથી ને ?

ब : ગાંડો ? મારી પત્ની પણ મને એમ જ કહેતી.

अ : તે તમારે પત્ની પણ છે ?

ब : હતી.

अ : હવે ક્યાં છે ?

ब : ચાલી ગઈ.

अ : કેમ ?

ब : કંટાળીને.

अ : કોનાથી.

ब : મારાથી.

अ : કેમ ?

ब : કોણ જાણે. એક વાર બેઠો બેઠો હું મકોડાને જોતો'તો. એક ગોળની કટકીને ખેંચીને તાણતો'તો. એ વખતે એણે પથારીમાંથી બૂમ પાડી. આળસ ખાઈને મારી સામું ચીઢથી જોયું. મેં પૂછ્યું શું છે? આવું કહીને મેં મકોડા તરફ જોયું. મકોડો મહાપ્રયત્ને ગોળની કટકીને ઘસડતો'તો. હવે આમ જોવામાં જરાક વાર થઈ ગઈ. એમાં તો એ ધૂંવાફૂંવા થઈ ગઈ. પાસે ગયો તો મને ધક્કો માર્યો અને આંખો પહોળી કરીને નાક ફૂંગરાવીને બૂમો પાડતી રહી... હું તો એની સામે એકીટશે તાકી જ રહ્યો. લો આટલી વાત અને એ ચાલી ગઈ.

अ : ક્યાં ?

ब : ખબર નથી.

अ : તે તમે તદ્દન એકલા છો?

ब : એકલો કયાં છું? આ તમે ઊભા જ છો ને સામે. (અટકીને) એક મિનિટ (ચૂપ થઈ જાય છે અને પીધેલું નારિયેળ અને પકડાવે છે.) જુઓ સંભળાય છે કંઈ અવાજ?

अ : ના શેનો અવાજ?

ब : એક મિનિટ (ચૂપકીદી) હં...આટલામાં ક્યાંક ખીસકોલી બોલે છે.

अ : ખીસકોલી?

ब : હા...હા...ખીસકોલી. આ ખીસકોલીનો જ અવાજ છે. જુઓ સાંભળો. (ચૂપકીદી) હં...બરાબર છે. સંભળાયો? એ...બોલી.

अ : મને તો કંઈ સંભળાતો નથી.

ब : સંભળાય છે. બરાબર સંભળાય છે. આટલામાં જ ક્યાંક હોવી જોઈએ. હું શોધી કાઢું એક સેકન્ડમાં...... (દબાતે પગલે એને સંભળાતા અવાજની દિશામાં ચાલ્યો જાય છે અને અદૃશ્ય થાય છે.)

अ : ખીસકોલીનો અવાજ? કયાં છે ખીસકોલી?

(નારિયેલવાળા તરફ ફરીને)

લે કોપરું કાઢી આપ. (બન્ને નારિયેળ આપે છે.)

ક્યાં સંભળાય છે ખીસકોલીનો અવાજ?

(અહીં તહીં જુએ છે)

અરે મિસ્ટર! તમે ક્યાં છો?

(નારિયેળવાળો કોપરું આપે છે તે હથેલીમાં લે છે.)

ગજવામાંથી પૈસા કાઢીને ચૂકવે છે. નારિયેળનો કકડો મોંમાં મૂકે છે. ખાય છે.

અરે ક્યાં છો તમે? લો આ કોપરું...

(કોપરાનો કકડો મોંમાં મૂકે છે. ચારે બાજુ જુએ છે. કંટાળે છે.)

ક્યાંય દેખાતા નથી. ક્યાં જતા રહ્યા ?

ખીસકોલીનો અવાજ ? (કાન સરવા કરીને સાંભળવાનો પ્રયત્ન કરે છે.)

મને તો કંઈ સંભળાતો નથી ખીસકોલીનો અવાજ.

(હાથમાંનું કોપરું ફેંકીને ચાલ્યો જાય છે.)

*

[નોંધ: 'આકંઠ સાબરમતી' (નાટ્યલેખકોની વર્કશોપ) માં લખાયુ. કોઈપણ પ્રકારનો ઉપયોગ કરનારે લેખકની લેખિત સંમતિ મેળવવી અનિવાર્ય છે.

**સરનામું**: લાલશંકર ઠાકર, કાયચિકિત્સા, સારંગપુર ચકલા, અમદાવાદ, ૧.

**સૂચના**: ભજવનારે નીચેની સૂચનાઓનું પાલન કરવું: (૧) નારિયેળવાળાની લારીની કે નારિયેળની જરૂર નથી.' એ વગર જ ભજવવું. (૨) અ. અને વ. વચ્ચે વચ્ચે નારિયેળ પીવાનો અભિનય ચાલુ રાખે. હાથમાં રીતસર નારિયેળ હોય અને પીતા હોય એવો યથાર્થ અભિનય કરવો. સાચેસાચ નારિયેળ લાવીને ભજવનાર સામે લેખક કાયદેસર પગલાં લેશે. શક્ય હોય ત્યાં સુધી આ રચના બાંધેલા ઊંચા સ્ટેજ પર ભજવવાને બદલે ચોકમાં, ઓટલા પર, અગાશીમાં, ધાબા પર કે કમરામાં ભજવવી.] ☐

- ▭ ઊંઘમાં સ્વપ્નાં જોનારો ભૂતકાળ જ જુએ છે!
- ▭ નિરુત્સાહી રહેવા માટે પણ ધીરજ જોઈએ!
- ▭ ગાંધારીની આંખે જનતા કાપડનો પાટો ન હોય!
- ▭ માહિતી વધારો એટલે ઘોંઘટ પણ વધે!
- ▭ માખણમાં છાસ જાય તો વહુ ડાહી કહેવાય!
- ▭ નહીં ચાલતા અને નહીં ચલાવવાનાં–બધા સિક્કા અનાસત છે!

# સાલી જબાન ચલાતી હૈ!

રતિલાલ અનિલ

**મમદુ**એ એટલો જ ખુલાસો કર્યો કે, 'સાલી જબાન ચલાતી હૈ!' એને પૂછીએ કે તો પછી તું મૂગી ઓરત કેમ ન લાવ્યો? એના જવાબમાં પણ એ ગુસ્સામાં કહે છે—'સાલી જબાન ચલાતી હૈ!'

મમદુનો શેઠ પણ જબાન ચલાવે છે, પણ ત્યારે તો એ શિર ઝુકાવીને ઊભો રહે છે અને 'હટ જાવ નજર સામનેસે' સાંભળીને જ એ આઘો પાછો થાય છે. ઘેર આવે છે અને બીબી કંઈ પૂછે કે ફલાણું લાવ્યા? ત્યારે તે સામે જોઈ રહે છે, 'સવારે તમે જ કહ્યું હતું કે લાવીશ, એટલે પૂછું છું.' કહે છે તો પણ મમદુ એની સામે જ જોઈ રહે છે...'સાલી ચા કે લીયે ભી કુછ પૂછના હૈ કે નહીં?' એમ કહે છે ત્યારે 'ચા લાની નહીં હૈ ઔર ચા પીની હૈ!' કહે છે ત્યારે પાછો મમદુ કશું કહેવાને બદલે બીબીને એક તમાચો ઠોકી દે છે...સાલી જબાન ચલાતી હૈ!

મમદુને એના શેઠ સામે ફરિયાદ નથી, એનો શેઠ જબાન ચલાવે તે સામે પણ ફરિયાદ નથી, મિયાંબીબી બે અને ત્રીજા નાના છોકરાનું પોષણ ન થાય એટલો પગાર આપવા સામે પણ એને ફરિયાદ નથી—એની ફરિયાદ એક જ છે અને તે બીબી સામે-'સાલી જબાન ચલાતી હૈ!'

'મમદુ બહારવાલા'ને કોણ નથી ઓળખતું? બહાર ઘોડાગાડી ઊભી રાખીને 'એઇ બહારવાલા, દો લંબાપાની!' નો ઑર્ડર કરે છે અને એ લંબાપાનીના પૈસા ખેરાત કરતા હોય એમ મમદુને આપે છે એની સામે

પણ મમદુને ખાસ ફરિયાદ નથી. એ માને છે કે 'સબ ઐસા હી ચલતા હૈ!' એ ઘોડાગાડીમાં બેસનારા અને ઘોડાગાડીમાં બેસીને ચા પીનારા છે તો મમદુ બહારવાલાને ઑર્ડર મળે છે! હોટલ સામે રિક્સા ઊભી રાખી 'અપે એક લંબાપાની લા' કહેનારા છે તો મમદુને સાંજને છેડે દોલચાવલના થોડા પૈસા મળી રહે છે.

'ઐસી કસી ચા લાતે હો!' કહેનારા સામે એને વાંધો નથી. ચા પીનારો આવી ચા કેમ બને છે? એની ફરિયાદ કરતો નથી પણ 'ઐસી કૈસી ચાય લાતે હો!' એવી ફરિયાદ કરે છે! એમને ખરાબ ચા સામે નહીં, પણ ખરાબ ચા લાવનારની સામે વાંધો છે! તો પણ મમદુ એને કહેતો નથી કે 'સાલે જબાન ચલાતે હો!'

અલબત્ત, કોઈ કોઈ વાર એ સાંજ સુધીમાં ખૂબ અકળાઈ જાય છે; પણ મૂગો રહે છે. અને ઘેર જાય ત્યારે એની બીબી મૂગી રહે એમ ઇચ્છે છે. પણ એની બીબી મૂગી રહેતી નથી. 'સાલી જબાન ચલાતી હૈ!'

— બસ, મમદુને આટલો જ વાંધો છે!

બીબીને પણ મૂગી રહેવામાં વાંધો નથી, પણ નાનો છોકરો મૂગો રહેતો નથી! બોલતા થાકી જાય છે ત્યારે રડે છે, અને રડતા થાકી ગયા પછી ઊંઘે છે...મમદુને કોઈ કોઈ વાર વિચાર આવે છે—અપનાં ઐસા ક્યોં નહીં હોતા? કુછ ખાયે નહીં તો નિંદ હરામ હો જાતી હૈ! ઔર નિંદ જબ હરામ હો જાતી હૈ તો સાલી ત્રીસ નંબર કા પૂરા બંડલ ખતમ હો જાતા હૈ...ત્રીસ નંબર કા બંડલ મુફ્ત મેં નહીં આતા...ઇતને પૈસે કી દો રોટી ખાકર પાની પીને સે કમસે કમ થોડી જ્યાદા નિંદ તો આ જાતી હૈ...રોટી નહીં, નિંદ નહીં તો ફીર ત્રીસ નંબર કા બંડલ ચાહિયે!

કોઈ રાતની હોટલમાં બહારવાલાની નોકરી મળી જાય તે માટે મમદુએ ઓછી ખોજ નથી કરી: 'સાલે જવાન લડકે ઠસ જાતે ...'

એટલે મમદુ જેવા લાલ આંખ, ઝાંખા કપડાં અને ધીમી ચાલનાં બહારવાલાને કોણ રાખે?

યૂં તો બીબી અચ્છી હૈ—સિર્ફ જબાન ચલાતી હૈ!

ચાય બાય કે ખાના બાના માટે મમદુ કહે ત્યારે એને મૂગા રહેવું જોઈએ. સવારે એ ગમે એટલા વાયદા કરી ગયો હોય, થોકબંધ ઑર્ડરો લઈ ગયો હોય તેથી શું થયું? સાંજે એ વિશે બીબીએ પૂછવું ન જોઈએ. મમદુને સમયસર 'દો નિવાલે કી થાલી' પરોસ દેની ચાહીએ! પણ એને બદલે એ કારણો આપવા માંડે છે! મમદુ કંઈ કહે કે ફલાણું નથી? ત્યારે બીબીએ શા માટે કહેવું જોઈએ કે તમને કેટલા દિવસથી કહું છું પણ તમે લાવ્યા છો જ કયાં? પછી મમદુનો પિત્તો જાય જ ને—'સાલી જબાન ચલાતી હૈ!'

એક દિવસ રાતે નવ વાગ્યે મમદુએ વાંસ દોરડીના ખાટલે પડી પડખાં ઘસ્યાં કર્યાં પછી એ ખાટલામાં બેઠો થયો. 'અએ સુનતી હો' કહ્યું અને 'તેરે પાસ ચવન્ની હોગી. લા!'

'તુમને કબ દી થી?' એવો જવાબ મળ્યો અને મમદુનો પિત્તો ગયો—'સાલી, જબાન ચલાતી હૈ!'

—પછી એણે હાથ ચલાવ્યા. 'હાય રે અલ્લાહ!' 'મર ગઈ અલ્લાહ!'ના સાદ સાંભળીને પાડોસીઓ ભેગા થઈ ગયા અને મૂગાં મૂગાં મિયાબીબી સામે વારાફરતી જેતા રહ્યા, જેયા કર્યું ત્યારે ગુસ્સામાં આગ થયેલા મમદુએ સૌની જવાબ માગતી નજરોને એક જ ખુલાસો કર્યો—'સાલી જબાન ચલાતી હૈ!'

બધા જાણે છે કે જબાન શા માટે મળી છે. મમદુ પણ જાણે છે કે જબાન શા માટે મળી છે. પણ એ બહારવાલા તરીકે હોટલના માલિક સામે, ઘરાકો સામે કેવો મૂંગો રહે છે? હોટલનો કોઈ છોકરો બબરચીખાનામાં જઈને રડે છે તો મમદુને તે સામે વાંધો નહીં હોય. રડે, છોકરો છે એટલે રડે, મારા જેટલી ઉંમરનો થશે ત્યારે નહીં રડે,

નહીં બોલે. મૂંગો રહેશે. પણ હજી છોકરો છે એટલે હોટલનો માલિક એને થપ્પડ મારે કપરકાબી તોડવા માટે તો એ ભલે ખૂણે જઈને ડૂસકાં ભરે પણ ખૂણે જઈને જેમતેમ બોલે તો મમદુ ઉપરથી એને વધારાની થપ્પડ જમાવી દે, સાલા જબાન ચલાતા હે !

–પછી ખુલાસો કરતો હોય તેમ બબડે–કિતની મિન્નતેં કરકે સાલેકો રખવાયા હૈ વો ભૂલ ગયા ઔર જબાન ચલાતા હૈ !'

મમદુનો ખ્યાલ એવો છે કે, 'ઈન્સાન જબ તક બચ્ચા હોતા હૈ વહાં તક અચ્છા હોતા હૈ, કુછ હો તો વો રોતા હૈ, બડી દેર તક રોતા હૈ, મગર જબાન નહીં ચલાતા....રોતે રોતે સો જાતા હૈ, વો તો ઔર ભી અચ્છા હૈ !'

એને પણ જવાનીમાં જબાન ચલાવવાની આદત હતી તેથી તો અત્યારે એની આ હાલત છે ! સારામાં સારી નોકરી અને સારામાં સારી દોસ્તી છૂટી ગયા પછી એ શીખ્યો છે—'જબાન ચલાનેસે કુછ હાંસિલ નહીં હોતા !'

'અબે મમદુ, ઔરત પર હાથ ચલાતા હૈ !' એમ કોઈ કહે ત્યારે એની પાસે એક જ જવાબ હોય છે, 'સાલી જબાન ચલાતી હૈ !'

અલ્લાહે આદમીને ચલાવવા માટે હાથ આપ્યા નથી, તેમ ઓરતને ચલાવવા માટે પણ જબાન આપી નથી, છતાં તે જબાન ચલાવે તો 'ખાવિંદકો હાથ ચલાના પડતા હૈ !'

'જબાન ચલાની થી તો હોના થા શાહજાદી ! બેગમ હોના થા, મમદુકી બીબી કયોં હૂઈ ?'

જબાન ચલાવવા માટે પેલો હોટલનો માલિક થયો બીજા ઘોડા-ગાડી અને મોટરવાલા થયા, કંઈ હોટલના બહારવાલા નથી થયા !

મમદુ ભી જબ હોટલવાલા હોગા તબ વો ભી જબાન ચલાયેગા–ઔર તબ બીબીકો બેગમ બના દેગા ! તબ જબાન ચલાના !

પણ મમદુ જાણે છે કે કોઈ બેગમ જબાન ચલાવતી નથી. 'દિલમેં ચૂભ જાય ઐસે નજરોંકે તીર ચલાતી હૈં'...મમદુ નવરો પડે છે ત્યારે ગાલિબ અને મોમીનના દીવાન (ગઝલસંગ્રહ) વાંચે છે..એ બધું જાણે છે.

'સુના વો સચ હૈ કયા મમદુ?' જાંનિસાર સુલેમાને પૂછ્યું ત્યારે મમદુએ આંખો જ વિસ્તારી.

'બીબી કો તલાક દે દી?'

'.........'

'કયોં?'

'સાલી જબાન ચલાતી થી...' 

**ચીજો △ ઈરી વાલ્કેટ**

મને ચીજો સાથે
એ મૂંગા સાથીઓ પ્રત્યે પ્રેમ છે.
કેમ કે બધાં જ એની સાથે
એ નિર્જીવ છે એમ જ વર્તે છે.
પરન્તુ એ જીવે છે અને આપણી તરફ
વફાદાર કૂતરાનિ જેમ નિર્નિમેષ જુએ છે
અને એમને દુઃખ એ વાતનું હોય છે કે
કોઈપણ માણસ એમને કશું કહેતો નથી.
વાતચીત શરૂ કરવામાં એમને સંકોચ થાય છે.
એટલે એ ચૂપ રહે છે, રાહ જુએ છે.
ચૂપ રહે છે.
તો પણ
થોડું ઘણું બોલવાની એમનામાં લાલસા છે.
એટલે એ ચીજ પ્રત્યે મને પ્રેમ છે
અને આખી દુનિયા સાથે પણ.

# એક કર્મકાણ્ડી વાતચીત

( સંવાદાત્મક વાર્તા )

▭ ▭ ▭ ▭ ▭ વિજય શાસ્ત્રી ▭ ▭ ▭ ▭ ▭

**યુવાન** ; [ યુવતીને સંબોધીને ] – ચાલ, આપણે પ્રેમ કરીએ.

**યુવતી** : જરા વાર થોભ, મને સોળમું બેસવામાં માત્ર દસ જ મિનિટની વાર છે.

**યુવાન** : દશ મિનિટમાં તું સોળ વરસની થવાની ?

**યુવતી** : હા, મારો જન્મ આજની તારીખે ત્રણ ને દસે થયેલો. અત્યારે ત્રણ વાગ્યા છે. પ્રેમ કરવા માટે પહેલી સામગ્રી છે. ઉંમર, સિનેમાઓમાં 'સોલવૉ સાલ'ને પ્રેમ કરવા માટેની યોગ્ય વય ગણાવી છે.

**યુવાન** : એટલે ? દસ મિનિટ પછી થાય તો જ. બરાબર પ્રેમ થશે ? ૧૫ વરસ, ૧૧ માસ, ૨૯ દિવસ, ૨૩ કલાક અને પચાસ મિનિટમાં જે પ્રેમ...

**યુવતી** : ભઈ,

**યુવાન** : શી...શ... 'ભઈ' ના કહેવાય.

**યુવતી** : અરે, હજી તો દસ મિનિટની વાર છે, પછી 'ભઈ' ના કહીશ.

**યુવાન** : સારું, રાહ જોઈએ.

[ સેકન્ડ-કાંટા પર નજર ટેકવી બંને એકબીજાથી સહેજ દૂર બેસે છે. ઘડિયાળની સંભળાતી ટિક્ ટિક્થી થોડું સસ્પેન્સનું વાતાવરણ સરજાય. દસ મિનિટ પૂરી થતાં –]

**યુવતી** : એ...ઈ...હું સોળની થ...અ...ઇ...

યુવાન : પ્રેમ શરૂ કરું ?

યુવતી : હા.

યુવાન ; [ શબ્દોને મમળાવીને ] ડારલિંગ...

[ યુવતી ડોળા કાઢીને જુએ. ]

ડારલિંગ, આમ ડોળા કાઢે તે પ્રેમમાં ન ચાલે. તારે તો આ સાંભળીને શરમાવું જોઈએ. ચાલ, શરમા જોઉં. [ યુવતી થોડું શરમાય ] એમ નહીં, બરાબર શરમા.

યુવતી : પણ તું મને 'ડારલિંગ' પણ બરાબર મમળાવીને કહે ત્યારે ને !

યુવાન : ડારલિંગ, આપનો પ્રેમ જનમોજનમનો છે ને?

યુવતી : [ ઉચકારો બોલાવી ] ઊંહ, આવું તો બહુ મોડેથી આવે. હમણાં તો આપણી વચ્ચે ઓળખાણ પણ ન હોય. અજાણ્યા હોઈએ. પછી આપણી વચ્ચે કોઈક કારણસર ઓળખાણ થાય. પછી...

યુવાન : ઓળખાણ માટેનું કારણ...

યુવતી : શોધી કાઢીએ.

[ શોધે ]

એમ કર, હું જાણે કે સ્કુટર ચલાવું છું. મારું સ્કુટર રસ્તામાં બગડી જાય છે. મદદ માટે હું કોઈની રાહ જોઉં છું. એટલામાં તું આવી પડે......

યુવાન : અથવા એમ કર, સ્કુટરને બદલે મોટર રાખ. મોટર-વાળી યુવતીઓને જ મોટર બગડી જતાં જરૂર પડે છે કોઈકની. હું આયન ગાતો ગાતો જતો હોઈશ. તું મને કહેશે 'પ્લીઝ જરા......'

યુવતી : બરાબર. રેડી ?

યુવાન : રેડી. જો, હું તને ઓળખતો નથી. રસ્તેથી પસાર થઈ રહ્યો છું. થઈ રહ્યો છું. થ...અ...ઈ...રહ્યો છું... [ થોડુંક અટકીને ] એ...ઈ મને બોલાવની, કેટલી વાર ?

**યુવતી :** બોલાવું છું. બોલાવું છું. અજાણી છું એટલે સહેજ ખચકાવા તો દે.

**યુવાન :** સારું ખચકો.

**યુવતી :** [પ્રયત્નપૂર્વક ખચકાઈને] એ....એ....મિ....મિ.... મિ...સ્ટર...

**યુવાન :** હલો મૅડમ. મે આઈ હેલ્પ યૂ ?

**યુવતી :** ઈફ યૂ ડૉન્ટ માઈન્ડ, જરા આ........

**યુવાન :** ઓ...હ...વ્હાય નૉટ : સ્યોર [મોટરનું વ્હીલ બદલવાની ચેષ્ટા કરે] અરે, પણ તું તો મારી સામે તિરસ્કારથી જુએ છે, શર્મિલા ટાગોરની જેમ માનથી જોની.

**યુવતી :** માન તો કામ પૂરું થયા પછી આપું ને ?

**યુવાન :** અરે ચાલુ કામે જ થોડું થોડું શરમાઈને માન આપવું જોઈએ. ચાલ શરમા, માન આપ.

**યુવતી :** નથી ફાવતું સાલું.

**યુવાન :** તો પ્રેમ ક્યાંથી થશે ? હજી તો પહેલું જ પગથિયું છે.

**યુવતી :** પણ પ્રેમ પછી એમાં વિઘ્ન આવશે કે નહીં ?

**યુવાન :** અરે પહેલાં આ તો...

**યુવતી :** મારા ડૅડીને હું વિઘ્ન નાખવાનું કહીશ. પણ એ બિચારા તો બહુ બ્રૉડ માઇન્ડેડ છે. એટલે કદાચ આપણા લગ્નના પ્રસ્તાવને મંજૂરી પણ આપી દે તો તો વગર વિઘ્ને બધું પતી જાય ને કંઈ જ મજા નહીં પડે.

**યુવાન :** એમ નિરાશ ન થા. જો, એક વિઘ્ન તો હમણાં જ આવેલું છે.

**યુવતી :** હેં ક્યાં છે ? [પૂર્ણ પ્રાંચરે શોધાતુર દૃષ્ટિપાત કરે]

**યુવાન :** એમ ફાંફા ન માર. વિઘ્નો કોઇ પૂર્વપશ્ચિમ નામની દિશામાંથી આવતાં નથી. માણસમાંથી આવે છે. તારાથી શરમાવાનું પણ બનતું નથી, તો એ જ વિઘ્ન છે, આપણે માટે કોઇ બહારનો ખલનાયક વિઘ્ન નાખે એવી મારી મહત્ત્વાકાંક્ષાનો તેં ભુક્કો બોલાવી દીધો. વિઘ્ન આપણામાંથી જ ઉદ્‌ભવ્યું. તને શરમાતાં પણ ન આવડયું. અરેરે......

: ધારી લે ને કે હું શરમાઈ...

**યુવાન :** તો ધારી લે ને કે હું તારા પ્રેમમાં પણ પડ્યો.

**યુવતી :** એમ છણકો ના કર. પ્રેમ કંઈ ધારી લેવાથી થતો હશે?

**યુવાન :** તો એમ ધારી લેવાથી શરમાળપણું અનુભવાતું હશે?

**યુવતી :** તો શું કરું ?

**યુવાન :** હું તને એક ચુંબ...

**યુવતી :** મને તેનાથી તો બિલકુલ શરમ નહીં આવે. આવવાની હોત તો અત્યાર સુધીમાં તું મને આટલાં બધાં ચુમ્બનો કરી જ ન શક્યો હોત. ચુમ્બનોપાય અફળ છે, પ્રિય.

**યુવાન :** તું એક મોડર્નગર્લ છે તેમાં. સીધીસાદી, વાત માત્રથી પણ શરમાઈ જાત.

**યુવતી :** મોડર્ન તો બનવું જ પડે ને! પ્રેમ કરવા માટે હું મોડર્નિટીને જરૂરી માનતી હતી પણ એ જ. પ્રેમમાં નડતી થઈ ગઈ! વોટ એન આયરની!

**યુવાન :** જો, સાચેસાચું શરમાતાં ન ફાવતું હોય તો છેલ્લે શરમાવાની એકટીંગ કર.

**યુવતી :** આંખોની પાંપણો ઢાળી દીધી, લે. ગોગલ્સ પર્સમાં મૂકી દીધાં લે. ચલાવ પ્રેમ, આગળ.

**યુવાન :** તમે આમ એકલાં...તમને મારામાં વિશ્વાસ તો છે ને?

યુવતી : અમે વિશ્વાસની વાત હમણે કાં લાવે ? હમણે તો તું એક સારા ઘરનો છોકરો છે એટલે મને 'બહેન, કંઈક મદદ કરું ?' એમ પૂછવાનું. પછી ઘેર મૂકી જવાની. ઘેરથી પાછા ફરતાં તને હું ટીકી ટીકીને જોયા કરીશ. 'ફરી ક્યારે મળશો ?' 'ક્યાં મળશો ?' એમ પૂછીશ. તમારે અમુકતમુક હોટેલનું કે બગીચાનું જ નામ દેવાનું છે ? અને પછી છેક બીજી મુલાકાતે આગળ વધવાનું. 'તારી યાદ રાતભર સતાવતી હતી' વગેરે કહેવાનું ભૂલતો નહીં, સમજ્યો ?

યુવાન : હા, પછી બગીચાના એકાન્ત ખૂણાના બાંકડે બેઠેલાં આપણને કોઈક જોઈ જાય. તારે કે મારે ઘેર જઈને તે ચાડી ફૂંકે [ થોડુંક અટકી-વિચારીને ] પણ આપણને જોઈ જવાનું કામ તેમ જ ચાડી ફૂંકવાનું કામ કરશે કોણ ?

યુવતી : અમિત.

યુવાન : પણ એ તો સાલો સાચો દોસ્ત છે.

યુવતી : હા, પણ એને કામ અદેખા દુશ્મનનું સોંપવાનું. આજે દોસ્તો જ આવું કામ કરતા હોય છે. એટલે એને એક્ટીંગ પણ નહીં કરવી પડે...

યુવાન : પણ એ તો તારો પિતરાઈ ભાઈ છે એનામાં અદેખાઈ જનમવાની જ વકી નથી. એને માટે વળી કોઈ...એને અદેખાઈનું કારણ નહીં મળે–ટૂંકમાં કહું તો

યુવતી : છતાં જરૂર અદેખાઈ કરશે. આપણે જો સાચ્ચે જ પ્રેમ કરીશું તો અમિત જરૂરથી અદેખાઈ કરશે, વગર કારણે કરશે. જો કે, અદેખાઈ કરવાથી એને કશો લાભ–ગેરલાભ નથી થવાનો, છતાં આપણને સુખી જોઈને એ અદેખાઈ કરવા લાગશે જ.

યુવાન : અરે પણ, આપણું સુખ ઝૂંટવાઈ જાય તેમાં એને શો લાભ ? શો ગેરલાભ ?

યુવતી : અદેખાઈ કાંઈ તું કહે છે તેવા જાડા લોજિક પર

થતી નથી. પોતાના લાભની દૃષ્ટિએ નહીં પણ બીજાના ગેરલાભની દૃષ્ટિએ જ મોટા ભાગની ઇર્ષ્યાઓ કાર્યવતી થતી હોય છે. એમાં બીજાને ગેરલાભ થાય એ જ પોતાનો લાભ.

**યુવાન :** તો તો એ ચોક્કસ કામ આપી શકશે.

**યુવતી :** પછી ?

**યુવાન :** પછી તારા પપ્પા ખલનાયકની જેમ હુંકાર કરી ઊઠે. તને ઓરડામાં ગોંધી દે તું રડે, ઝૂરે......

**યુવતી :** રડવું ન આવે તો ?

**યુવાન :** આવવું જ જોઈએ, તારો પ્રેમ સાચો હોય તો.

**યુવતી :** પણ એય આખરે તો ખૂટે જ ને ! રડતાં રડતાં ઊંઘી જાઉં પછી જાગું ત્યારે ભૂખ લાગે. લીલી દરાખ ખાઉં. પાછી તાજી માજી લાલ ટમેટા જેવી થઈ જાઉં તો ?

**યુવાન :** તો પ્રેમ ન થાય.

**યુવતી :** પણ પ્રેમની બીજી કોઈ રીતો તો બજારમાં મળતી નથી.

**યુવાન :** કોઈ ફિલ્મ જોવી પડશે યા નોવેલ વાંચવી પડશે.

**યુવતી :** 'સરસ્વતીચંદ્ર' મને થોડું ઘણું યાદ છે.

**યુવાન :** ફાવશે તને કુમુદ જેવું કરતાં ? એમાં તો પ્રેમ સાચે-સાચ થયો હોવા છતાં ન થયો હોય એવું વરતવાનું છે. જ્યારે આપણે તો પ્રેમ નથી થયો છતાં થયો હોય એમ વરતવાનું છે એટલે પાયામાંથી જ કુમુદ તારાથી જુદી પડે છે.

**યુવતી :** તો શેણી-વિજાણંદ, સોહિની-મહિવાલ, શીરીન-ફરહાદ, લયલા-મજનૂ રોમિયો-જુલિયેટ માંથી કોઈ......

**યુવાન :** હટ, એ બધું તો ચવાઈ ગયેલું લાગે છે. કોઈ બીજી ફોર્મ્યુલા......

**યુવતી :** જડે તેમ નથી. હું તો કંટાળી ગઈ આ બધા પ્રેમોદય પ્રયત્નોથી. મારે તો હેંયે પ્રેમ નથી કરવો.

**યુવાન :** અરે એમ અધીરી ના થા, જરાક વિચાર કર શાંતિથી.

[ બંને મૂંગાં થઈ જાય છે. પવનનો ઝોકો આવે છે. યુવતીના વસ્ત્રનો છેડો ઊડીને યુવાનના દેહને સ્પર્શે છે. બંને મૂંગાં મૂંગાં જ બેસી રહે છે. થોડી વાર પછી— ]

**યુવાન :** કંઈ સૂઝયુ ?

**યુવતી :** ના, કંઈ નહીં.

**યુવાન :** તો જઈએ. વખત બગાડવાની જરૂર નથી.

**યુવતી :** ના, બેસ જરા વાર.

**યુવાન :** શું કામ ?

**યુવતી :** બેસ, અમથાં જ બેસીએ. પેલી બાજુએ સરોવર નથી. ખીલેલાં કમળો નથી. ચન્દ્ર નથી. ચાંદની નથી. બપોરનો આકરો બનતો જતો તડકો છે. આપણાં મોં ગરમીમાં ઝંખવાઈ ગયાં છે. મને શરમાતાં નથી આવડતું. તને મનાવતાં નથી આવડતું. તું પ્રેમી નથી થઈ શકતો. હું પ્રેમિકાની એકટીંગ પણ નથી કરી શકતી તું, તું જ છે. હું, હું. 'અદ્વૈત'નો તો ઉચ્ચારેય નથી આવડતો. બધું ગંદું, કુત્સિત, નવલકથા સૃષ્ટિથી ખૂબ દૂરતું છે. નથી કોઈ સ્વપ્નાં, નથી કોઈ ઝંખના. મને ભૂખ લાગી છે—પેટની. તું શીંગ લઈ આવ. મારા, દાડમપંક્તિ જેવા નથી એ પીળા દાંતથી હું ચાવીશ. પછી પણે ટાંકીના નળે જઈ ખોબે ખોબે પાણી પીશ. ભાવિમાં થનાર પ્રેમ નામના લોભામણા બનાવને માટે હું પ્રેમવગરના કોરાકટ વર્તમાનને ઉપેક્ષિત બનાવવા નથી માગતી.

**યુવાન :** હુંયે કંટાળી ગયો પ્રેમની ફોર્મ્યુલા શોધવામાં. આપણે કશા પણ વગરનાં હોઈએ તોય શું ? વાતો શબ્દો ને અભિનયોની પૂર્વકલ્પિત ગોઠવણીનો ત્રાસ વેઠીને પ્રેમ મેળવવવામાં થાકી જવાય છે. ચાલ હળવાં થઈએ. જઈએ. તું મને અડીને ન ચાલશે તોય વાંધો નથી.

[ બંને જાય છે ]

# માલિકે કહ્યું હતું



□ □ □ □ કેતુ સુણાવકર □ □ □ □

ગઈ કાલેય મારાથી એમ જ થઈ ગયું ત્યારે, મને મારા માલિકે, એકે એક શબ્દના એકે એક અક્ષર ઉપર ધીરો ગંભીર ભારે ભાર મૂકી મૂકીને, કહ્યું હતું:"..........."

શું કહ્યું હતું ? કશું ય યાદ આવતું નથી. માલિકની કહેવાની રીતમાં જ એવું કંઇ કશુંક હતું કે શું શું કહ્યું હતું તે નહીં પણ કહેવાની રીત જ યાદ રહી ને જે કહ્યું તે ભુલાઇ ગયું હતું. શું, સાલું આમ, આજ, અચાનક, એકાએક, કોઈ દહાડે નહીં ને આમ કેમ ? આમ તો હું કશું ભાગ્યે જ ભૂલું છું બલ્કે ભૂલતો જ નથી ભૂલવા ચાહું છું તોય ભૂલી શકતો નથી ને આજે ?

હજી હાળું યાદ આવતું નથી ! મરશે. મારે તો આમ-ને-આમ પણ જીવવું જ છે.

—ને એમ-ને-એમ ઊંઘી જવાયું. ને અચાનક-આગ ! આગ ! ! દોડો ! દોડો ! !

પુરુષોત્તમદાસકાકા !

એ પુરુષોત્તમદાસકાકા ? તમે ક્યાં છો ?

પુરુષોત્તમદાસકાકા...! પછી તો પરસોતમકાકા પરસોતમકા પરસોતમ પશાકા...પશા...હાય ! હાય ! અંદર જ છે. બચાવો. બચા...વો. અંદર છે ? અંદર જ છે. કોણ ? શું ? કેમ ? હવે ? કોણ ? કોઇ તો ચિલ્લાઈ ચિલ્લાઈને ચીસતું હતું. મને બધું દેખાતું હતું. માત્ર દેખાતું હતું, કશું સંભળાતું નહોતું. મારી આંખો ઊઘડી ગઇ-ફાટી જ રહી ગઈ-કશું દેખાતું નથી. માત્ર કાળું-પીળું-લાલ ધોળું-ગોટાગોટમાં કશું સંભળાતું નથી.

લોંખંડના પલંગથી છલંગ મારીને નીચે પડ્યો રબરફોમના ગાદલા ઉપર, માથે હવા ભરેલું ઉશીકું હાંફતું હતું. આજુ બાજુ ચારે બાજુ ઉપર–નીચે લાલલાલ ચોળ કાચ અને / અથવા પીળાપીળા પચરક કાચ અથવા / અને કાળા કાળા મેંશ કાચ વચ્ચે વચ્ચે ચમકતા બરફ બરફની કરચ કરચ કાચની દીવાલો ઊગી ગઈ. ઊંચી ઊંચી દીવાલોની ઉપર પણ દીવાલો તણાઈ ગઈ. બધું દેખાતું હતું અનુભવાતું હતું. શ્વસાતું નહોતું ને સંભળાતું નહોતું. લાલચટક–પીળી–કાળી–ચમકતી આગ ! આગ ! દોડો ! દોડો !!

હું મોડો પડ્યો દોડી ન શક્યો. મોડો પહોંચ્યો ત્યારે માલિક તેજ મિજાજમાં તેજસ્વી આંખો ચૌદ નંબરનાં ચશ્માઁ પાર ફાડતા ફાડતા ધૂવાઁપૂંવાઁ થઈ આંટો મારતા ધમપછાડા કરતા હતાં. ચૌદ નંબર આઁખાઁ કહે : "કેમ આજે પણ...?"

"પરવરદિગાર ! ભૂલ થઈ. ભૂલી ગયો..."

"શું ભૂલ થઈ ?"

"યાદ નથી."

"શું ?"

"યાદ નથી કશું ?"

"કેટલા થયા, ખબર પડે છે ?"

એકાએક મને મારી કાંડાઘડિયાળ યાદ આવી. મેં જોયું.

"હજી એ—ની—એ—જ જૂની ઘડિયાળ છે ?"

"હાજી."

"બદલી નથી, એમને."

"હાજી."

"તમે જાવ: મેં નવી ઘડિયાળવાળો માણસ રાખી લીધો છે, જાવ."

હાજી કહી ચેમ્બરની બહાર આવ્યો. બહાર નવી ઘડિયાળવાળો માણસ બેઠો હતો. એણે મને પૂછ્યું : "કેટલા વાગ્યા ?"

"કેમ નવી છે ને ?!"

"મારે તમારી ઘડિયાળના સમય સાથે મેળવી લેવી છે. વખત છે ને……"

"સમય સમયનું કામ સમયસર કરે છે. તમે નાહકની ચિંતા કર્યા કરો છો. મરો. સવા બે વાગ્યા છે."

"સાચો સમય છે ને ?"

"સમય સાચો અને/અથવા ખોટો ન હોય."

"હોય એમેય હોય."

કાલે મારો સમય હતો, આજે તમારો છે, માલિકનો સમય પણ આવશે.

પછી મારું શું થયું તેની મને કશી જ બાતમી નથી. હું સુખી હોઉં એવું લાગે છે. જાગું ત્યારે બાજુમાં ખાલી પથારી હોય છે. ઉશીકું પગ પાસે. ઓઢણું દૂર ખૂણામાં દેખાય છે. બગાસું ખાઉં છું ત્યારે સામેના છાપરે સૂર્યસ્નાન કરતી બિલાડી મ્યાઉં મ્યાઉં કરે છે. હું પૂરો જાગી જાઉં છું. ઊભો થાઉં છું. બારણા પાસે જાઉં છું. બારણાને જોરદાર ધક્કો લગાવું છું. બારણું ઊઘડતું નથી. હચમચીને રહી જાય છે. મને યાદ આવી ગયું.

બારણું અંદરની તરફ ઊઘડનારું બારણું છે ને હું ધક્કા બહારની તરફ લગાવ્યા કરું છું. ક્યાંથી ઊઘડે ?

પછી તો બીજું બધું યાદ આવી લાગ્યું. એ પણ યાદ આવ્યું. માલિકે કહ્યું હતું કે "નવું ઘડિયાળ લઈ લેજે. નહીં તો હું નવો માણસ રાખી લઈશ." ▭

# અનવદ્ય કૃતિસૌંદર્યનું મૂલ્ય*

ચં. પૂ. વ્યાસ

**પ્ર**વાહી ગતિવિધિથી નીવડી આવનાર સાહિત્યપ્રવૃત્તિને સીમાંકિત કરવાનું સાહસ તો માત્ર ઇતિહાસકારો જ કરી શકે છે. કારણ કે કોઈ ચોક્કસ સમયગાળામાં ચોક્કસ ધાટી–પરિપાટીએ વહેવાની એને ટેવ નથી. સાહિત્યની સ્વાયત્તતા જોતાં એવી અપેક્ષા રાખવી એ પણ અસ્થાને છે. સાહિત્યવિવેચન સર્વાશ્લેષી અભિગમો દ્વારા એ પ્રવાહના કલાસંકેતો પારખે એનો સાહિત્યિક અને સામાજિક મહિમા ઘણો મોટો છે. પણ સાહિત્યના અને સમાજના કમનસીબે એમ બનતું નથી. પરંપરાગત અને પ્રયોગશીલ પ્રવાહોને તાટસ્થ્યથી અવલોકવાને બદલે વિવેચક સંદિગ્ધ વલણો દાખવી ગેરસમજને જ હયાતીના સત્ય તરીકે સ્વીકારે, એમાં સાહિત્ય-વિવેચનની કરુણતા છે. ઘણી વાર એવું પણ બને છે કે રખેને આપણે જુનવાણીમાં ખપી જઈશું અથવા તો કોઈ વાદના પુરસ્કર્તા ગણાઈ જઈશું એવી દહેશતથી, કોઈ એક સર્વપ્રિય લક્ષ્ય સ્થાપીને એને મિષે અપ્રિય લક્ષ્યો તરફ આડેધડ તાતાં તીર છોડવામાં આવે છે, એવે વખતે મનગમતાં લક્ષ્યો વીંધાયાનો સંતોષ તીરંદાજને મળે એ તો સમજાય એવું છે, પણ હોંકારા અને દેકારા દેનારા આસપાસના ભાવુકો પણ લક્ષ્યવેધનો રાસડો ગાવા મંડી પડે ત્યારે સાહિત્યની અનવદ્ય સૌંદર્યનિર્મિતિની અને એનાં ચિરંજીવી મૂલ્યો વિષેની સમાજના મૂળમાં જ રહેલી વિષાલુ મનોવૃત્તિ શોચનીય બને છે.

બીજી કોઈ કલાપ્રવૃત્તિ વિષે પ્રમાણમાં ઓછું વિચારતા સમાજને સાહિત્યકલા અંગે સાચાખોટા રંગે રંગવો કે ભોળવવો એ સહેલું કામ

---

* મુ. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના ફેલોશિપ વ્યાખ્યાન અંગેના પ્રતિભાવો રૂપે ભાવનગરના 'ગુજરાતીના અધ્યાપક સંઘ-સંમેલન'ની 'સ્વાધ્યાય' બેઠકની પાંચ મિનિટની સમયમર્યાદામાં રજૂ કરેલા મુદ્દા-વિસ્તારીને.

છે કારણ, શબ્દાર્થના સહિતત્વથી અનેકદેશીય સાહિત્યગુણો પ્રગટાવતા સર્જકકર્મ અને વ્યવહારગત ભાષાનો બહુવિધ ઉપયોગ કરતા સમાજ વચ્ચે એક જ શબ્દકોશ પ્રાપ્ય છે. વળી, જ્યારે માનવસ્વભાવ સાથે સંકળાયેલી સ્વમતાગ્રહી વૃત્તિ કામ કરતી હોય છે ત્યારે આપણી જાણકારી (જ્ઞાન–?)ની સંતાકૂકડીની રમત આપોઆપ આરંભાઈ જતી હશે ? આનંદવર્ધને કહ્યું છે :—

योऽर्थः सहृदयश्लाघ्यः काव्यात्मेति व्यवस्थितः ।
वाच्यप्रतीयमानाख्यौ तस्य भेदावुभौ स्मृतौ ॥

ધ્વનિના સ્વરૂપસ્થાપન પરત્વે વાચ્યાર્થની આધારભૂમિકા દ્વારા થતી ધ્વન્યાર્થની અભિવ્યક્તિ સૂચવતા આનંદવર્ધન સામે, વિશ્વનાથે 'વાચ્ય' શબ્દનો ખોટો ભાર વધારી જે ખંડનાસ્ત્રોનો ઉપયોગ કર્યો હતો, તે ફરીથી આટલાં વર્ષે નવ્ય કવિતાનાં જૂ અને ગરોળી સામે વાપરવાનાં આયુધો બની ગયાં છે ! કે પછી રુચિવિશેષ અભિધાથી આગળ જવાની આનાકાની કરે છે ? કે પછી અમુકતમુક કવિતાના સહૃદય બનવામાં રૂઢિચુસ્તતા નડતરરૂપ બને છે ? કે પછી નવું એટલું સહૃદયશ્લાઘ્ય નહિ જ બને, એવી અંધશ્રદ્ધા–એમાં જ આપણા સાહિત્યિક વિવેકની પરિસમાપ્તિ ? કે પછી લોચનની ટીકા સાચી છે ?–वाच्यसंवलमाविमोहितहृदयैस्तु तत्पृथग्भावे विप्रतिपद्यते, चार्वाकैरिवात्मपृथग्भावे ।

ચિત્ર, શિલ્પ કે સ્થાપત્ય જેવી ચક્ષુગમ્ય કલાઓમાં કવચિત્ આત્યંતિક રૂપે દેખાતી જાતીયતા વિષે થોડુંઘણું કહેવાયું હોય તો પણ એ અંગે સામાજિક જાગૃતિ (?) લાવવા ઊહાપોહ (જેવા કે 'કુત્તી' કે 'રૂપસુંદર કથા' માટે થયો હતો) ખાસ થયાનું જાણમાં નથી. કેવળ સરકસબાજો સિદ્ધ કરી શકે એવાં મૈથુન આસનો કે અકુદરતી સંબંધો દર્શાવતાં આપણાં શિલ્પો વિષે, એની અનર્થતાના સંદર્ભમાં કોઈને ખાસ કહેવાનું નથી. અખિલેશ્વર ઝાએ ભારતીય શાસ્ત્રીય સંગીતની અતિ પ્રચલિત 'ખયાલ' શૈલીમાં સમૂળાં જાતીય અવધારણો જોયાં છે. વિદેશોમાં એનાં પ્રચારનિમિત્તોમાંનું એક જાતીયતાનું નિમિત્ત પણ તેમણે

આરપૂર્વક ગણાવ્યું છે, એ ગાયકીમાં સાદ્યંત સંકળાયેલ રતિક્રીડાની પ્રક્રિયા તેમના જ શબ્દોમાં જોઈએ–A complete performance of KHAYAL corresponds to a complete act of sexual intercourse...........in the performance of classical music, ALAP corresponds to initial love-play, gently exciting, titillating; JOR to gathering momentum in the love-play; GAT to the actual sexual intercourse; and finally, JHALA to the supremely spiritual moment of orgasm.[૧]

પણ સંગીતમાં ક્યાં શબ્દ હોય છે? સૂર કે સ્વર દ્વારા આ બધું પ્રતિપાદિત થતું હોય તો માફ. એ વાત શબ્દમાં હોય તો કુત્સિત કવિ શબ્દશક્તિઓને કામે લગાડી એને રજૂ કરે તો 'અગ્રાહ્ય વૈયક્તિકતા' કોઈ શુભમંગલ પ્રસંગનું આલેખન કરતાં, અણધાર્યાં છતાં સ્વાભાવિક લાગે એવાં માનસિક સંચલનો આલેખે તો 'આઘાતજનક અભિવ્યક્તિ' કે 'અસંગતિ' ચોખ્ખીચટ સ્પષ્ટતાઓનો વિરોધ કરે તો 'સંદિગ્ધ.' કેવળ યુનિવર્સિટીના અભ્યાસક્રમોમાં અને પાઠ્યપુસ્તકોની માર્ગદર્શિકાઓમાં ટકી રહેલાં સ્વરૂપગત ઘટકતત્ત્વોને છોડીને ભાવકને સર્જનપ્રવૃત્તિ સાથે સાંકળવા મથામણ કરે તો 'અવ્યવસ્થા.' કવિ શબ્દનો સેવક હોય કે સ્વામી, શબ્દને ધન્ય કરવાનું તેણે સ્વીકારેલું ઉત્તરદાયિત્વ માત્ર પ્રણાલિકાઓ સાચવવા પૂરતું જ પ્રવૃત્ત રહે તો 'નવનવોન્મેષ' શબ્દને દેશવટો આપવો પડશે. અદ્યતન સર્જકની સર્ગશક્તિ ભાષાકર્મ દ્વારા નીવડી આવવાની મથામણ કરે તેના એક નૈસર્ગિક પરિણામ તરીકે અન્-અર્થ પ્રતિપાદિત થતો હોય તો ભાષાકીય સાર્થકયનો એ એક વિશેષ અનુભવ બની રહેવો જોઈએ. શૈલી એ કાંઈ સારલ્યનો પર્યાય નથી. If 'style is clearness'...my friend was a stylist to rank with many shining lights of churches and chapels.

૧ Quest-91 Page 54.

મુ. વિષ્ણુભાઈ ત્રિવેદીને પ્રાપ્ત થયેલી સાહિત્ય અકાદમીની ફેલોશિપ સંદર્ભે તેમણે આપેલા 'પ્રશિષ્ટ ગ્રંથોનું ચિરંતન મૂલ્ય' એ વિષયના વ્યાખ્યાનમાં તેમણે પ્રશિષ્ટ ગ્રંથોના સેવનનાં સુપરિણામો દર્શાવવામાં જેટલો શ્રમ લીધો છે એટલો પ્રશિષ્ટ ગ્રંથોની લાક્ષણિકતાઓ વર્ણવવામાં લીધો નથી. તેમના કહેવા પ્રમાણે 'કૉલેજોમાં વંચાતા, સાર્વજનિક પુસ્તકાલયોમાં જોવા મળતા કે વ્યક્તિગત ગ્રંથસંગ્રહોની શોભા વધારતા ગ્રંથો'ને પ્રશિષ્ટતાનું પ્રમાણપત્ર કોણ આપશે? લક્ષણવંતા પ્રશિષ્ટ ગ્રંથો કોને કહીશું? કૉલેજોનો અભ્યાસક્રમ નક્કી કરતાં વર્તુળોએ મહોર મારેલાં પુસ્તકોને? સામાજિક મોભાને વધારવા જેનાં અવતરણો બોલીને ભાષણોમાં ધાક બેસાડી દેવાય એવા ગ્રંથોને? વસ્તુવિધાનની સાથે વરઘોડામાં વટ પાડે એવાં–ધર્મ, રાજ્ય, કુટુંબ, સમાજ કે સુધારો જેવા–વિષયોના આગ્રહપૂર્વક તાણી લવાયેલા આકરને? કે પૂર્વપશ્ચિમની સાહિત્યપ્રણાલિકાઓએ રચાયેલાં જડબેસલાક સ્વરૂપ–ચોકઠામાં કથાદ્રવ્યને પૂરીઘાલી ઊભા કરાયેલા આકારોને? કોઈને ચીલે ચાલી આવેલી અને લેખકના સ્થૂળ આશયોથી લાંબી થઈ ગયેલી ચોપડીઓને? કોઈ પણ ગ્રંથ એના યુગસંદર્ભમાં નીવડી આવેલો હોય તો તેનું ઐતિહાસિક મૂલ્ય સ્વીકારવું જોઈએ, પણ 'ઇતિહાસ' જે હકીકતોની મર્યાદા સ્વીકારતો હોય એનું ઉલ્લંઘન કરીએ તો ઇતિહાસ અને સાહિત્ય બંનેને અન્યાય કર્યો ગણાશે. એક મુરબ્બીએ સૂચવ્યું હતું કે પ્રશિષ્ટ ગણાતી આ પ્રકારની કૃતિઓમાં ક્યાંક ક્યાંક જોવા મળતા કલાસંકેતો પારખવા જોઈએ. બીજી તરફ, સુરેશભાઈ ઘણી વાર રમૂજમાં કહે છે એની ગંભીરતા પણ સમજાય એવી છે: "યુદ્ધ પૂરું થયા પછી કેટલીક રણગાડીઓ આમતેમ અથડાયા કરે છે, એમ કેટલીક ચોપડીઓ વિદ્યાલયોના જુદા જુદા વર્ગોમાં ફરતી રહે છે." ભારતીય સાહિત્યમીમાંસાની વાત કરતાં નિર્વિઘ્ન સંવિત્તિની માંડણી કરવાની તે પછી આ કે તો કૃતિના કલાસંકેતો પર ચઢી વાગેલાં ચિંતન–દર્શન–બોધ–શોધ–સુધારો ઇત્યાદિનાં ટિપ્પણો! કૃતિલક્ષી સમજ અંગે આપણે માત્ર વિદ્યાર્થીને જ ગેરમાર્ગે દોરીએ છીએ એવું નથી. બહુ ઉદ્વેગપૂર્વક કહેવું પડે છે કે, આપણા સર્જનને વણસાડવામાં પણ આ પ્રકારની–

સમજે ઠીક ઠીક ભાગ ભજવ્યો છે. છપાયા પછી પાંચ વર્ષે પુરસ્કાર દ્વારા પુનઃ પ્રતિષ્ઠા પામેલો 'પરલોકે પત્ર' કાવ્યસંગ્રહ જોવાનું મન થાય એ અત્યંત સ્વાભાવિક છે. વનવેલીના બાણાચારી કર્મકાંડમાં વિશેષ સાર્થક થતી આ સંગ્રહની કવિતા ઊર્મિકાવ્યના અતિ સામાન્ય વલણ Relative brevityને તો જાણે ગાંઠતી જ નથી. 'મુજ મનમિત', 'પ્રીતિના પરોણલા', 'પ્રિયતમ પ્રાણસખા', 'પ્રિય પ્રેમસખા', 'આરતથી રટનાર તને તેનાં નિરવધિ રટણ', 'મિલન–મુગ્ધ પ્રેયસી', 'ઝૂરતી આ ગૃહિણીના ઝાઝેરા જુહાર' 'દુહાગી દયિતા' જેવ કેવળ અક્ષરમેળિયાં લપટાં સંબોધન–સમાપન, શીર્ષકે જન્માવેલી વિષયલક્ષી ગંભીરતાનું માત્ર હાસ્યાસ્પદ સ્થિતિમાં પરિવર્તન કરી નાખે છે. વળી, વીતી ગયેલી પેઢીઓનાં બેહૂદાં અનુકરણો સમી આ પ્રકારની પંક્તિઓ તો અવારનવાર નજરે ચઢે છે:

> કેવું કવિનયનકેરું
> કૌતુક કિલ્લોલભર્યું,
> કાવ્યકંદુક આપલે ક્રીડન !

તુલનાત્મક અધ્યયનની શકયતાવાળી બીજી થોડીક પંક્તિઓ –

> ધસમસતા ધોધસમા
> આવી રહી આંગણે
> ઊભા ગૃહતોરણે !
> પુરા ચિરપરિચિત એવાં સચેન
> સદ્ય સુણી રહું વેણ :
> "દૂરથી દેખી દીવો, સખિ !
> આ હું પાંથ પળ્યો ગૃહપ્રતિ"
> સ્નેહવર્ષણ વચનઉચ્ચારણ
> મધુરાર્દ્ર ભાવસ્થિતિ. નેહદૃષ્ટિ
> સર્વ સઘન શાતાકારી–શાતાકારી
> આગમન આલિંગન પરિવેષ્ટન.
> નેહનયનનં સર્વાંગ પરિચુંબન.

શબ્દફેરે એકના એક ભાવની પુનરુક્તિઓ સાથે અભિધાની પર-કમ્મા કરતી, સ્નેહવર્પણ-મધુરાર્દ્ર ભાવસ્થિતિ-નેહદષ્ટિથી ન સંતોપાતાં આલિંગન-નેહનયનન-સર્વાંગપરિચુંબન જેવા પ્રયોગોથી ખુલ્લંખુલ્લાં વિગતપ્રસ્તારમાં રાચતી, સામાસિક સંસ્કૃતપ્રાચુર્યથી નિરર્થક શ્વાસ ચઢાવતી ઉપરની પંક્તિઓ સામે; લગભગ; એવા જ પ્રકારના પ્રસંગનું આલેખન કરતાં રશિયન કવયિત્રી ઓલ્ગા બેરગ્ગોલ્ટ્સ[૨] સંયમ અને લાઘવ દ્વારા વ્યંજનાપૂર્ણ અભિવ્યક્તિથી હૃદયવેધક સ્પર્શક્ષમતાનો જે અનુભવ કરાવે છે તેનું શબ્દસાર્થક્ય પ્રમાણવા જેવું છે:

Like the master proudly you crossed
the threshold, stood there full of love.
And I murmured, " God will rise again,"
and made the sign of the cross
over you–the unbeliever's cross, the crass
of despair, as black as pitch, the cross
that was made over each house
that winter, that winter in which
You died, My friend, forgive me
that I sigh How long have I not–known
Where waking ends and the dream–starts?

(INFIDELITY)

આપણાં સાંસ્કૃતિક અનવધારણો રજૂ કરતી વેળાએ, ઐતિહાસિક યુગસંદર્ભોનો વિનિયોગ અનિવાર્ય બને એ ખરું; પણ વર્તમાનને ઠોકરે ચઢાવીને કે એના વિષે એકપક્ષી અને કાકપદીય ખાલી જગ્યાઓવાળાં વિધાનો કરીને જે સંદિગ્ધતા ઊભી કરાય છે તે-પેસી અશિષ્ટતાના ખોટા

૨. કવિયિત્રીના પરિચય અને અહીં મૂકેલી કવિતા માટે જુઓ Poetry–July 1954

ચાળે ચઢેલી કૃતિઓ જેટલી જ બીભત્સ છે. મુ. વિષ્ણુભાઈના શબ્દોનો ઉપયોગ કરીને કહું તો, તેમના વ્યાખ્યાનમાં જેમના માટે આટલું બધું લખવું પડ્યું છે એવા–કલ્પનાશીલતાના પોષણ માટે વધુ કુત્સિતતાને ખપમાં લેનાર, જૂ અને ગરોળી જેવા શબ્દોને મૂલ્યવાન બનાવીને જ સમર્થ કવિ તરીકે નીવડી આવનાર, કુત્સિતતાના આગવા અંશોને જ પોતાની કવિતામાં બહેકાવનાર–કોઈ સર્જકના નામ પર તેઓ આંગળી મૂકી શકે છે ખરા? આઘાતજનક અભિવ્યક્તિની નવતરમાર્ગી શોધ; સતત અગ્રાહ્ય વૈયક્તિકતા, અસંગતિ, સંદિગ્ધતા, તરંગીપણું અને અવ્યવસ્થા –આવાનાં જેના સર્જનમાં સહેતુક કે વક્રદર્શીતા હોય ને માત્ર એ ઉન્માદનું જ પરિણામ હોય એવા કોઈ પ્રતિષ્ઠિત કવિનું નામ તેઓ (કે કોઈ પણ અન્ય) હૃદય પર હાથ મૂકીને દર્શાવી શકશે? મુ. વિષ્ણુભાઈ પણ સહમત થાય એવા કમનસીબે, નવી પેઢીએ આપણા સાહિત્યિક પૂર્વજો માટે જે રીતે હાથ ધોઈ નાખવા માંડ્યા છે એમાં આવાં Dogmatic Generalizations વધુ પ્રેરક નહિ નીવડે?

કોઈ પણ વ્યક્તિ કે સમાજને ગ્રંથસ્થ થયેલા કે થવાના ઇતિહાસનાં ગમે એટલાં ભૂત ગળે વળગેલાં હોય તો પણ, સાહિત્યાસ્વાદનું સ્વાભાવિક આકર્ષણ એને શુદ્ધ અને કલાપરક અભિગમોના પુરસ્કાર તરફ જ લઈ જાય છે. ખુદ વિષ્ણુભાઈ જ 'ગુજરાતનો નાથ'ની સાર્થકતા તપાસતાં લખે છે: "...સંસારવિષયો ઉપર ડહાપણથી, ગંભીરતાથી, બીકથી, સંસ્કૃતિનામી સંસ્કૃતિવશતાથી આપણા લેખકો જે અંધારપિછોડો નાખતા તેને હિંમતથી તોછડાઈથી ખસેડી નાખવામાં મુનશીની સાહિત્યસેવાની ન ભૂલવા જેવી સાર્થકતા છે...કુદરતી છે એટલે પવિત્ર છે એમ આપણે માનીએ છતાં ધર્મશાસ્ત્ર અને રૂઢિની રીતે મીનલ મુંજાલ જેવાના અપવિત્ર સ્નેહનું નવલકથાના મુખ્ય અંગ તરીકે આલેખન એ ગુજરાતી નવલમાં વિષયની આકર્ષક વિશાલતા આણે છે. ફ્રેન્ચ નવલકથામાં એ આકર્ષકતા ઘણી જૂની છે. સંસ્કારડોળનો, churchliness અને sweetness and lightનો

ઓરીઓ વીતાડતું વિકટોરિયાનું ઇંગ્લંડ એવી નવલકથા ઉપજાવી શક્યું ન હતું...કલાવિધાનની દૃષ્ટિએ ઇંગ્લંડ કરતાં ફ્રાન્સનાં નાટક અને નવલો સામાન્ય રીતે ચઢતાં છે; અને ફ્રેંચ નવલકથાના સ્વરૂપ જેવું નવલનું જે સ્વરૂપ શ્રી મુનશીએ 'ગુજરાતનો નાથ'માં આપ્યું છે તે આપણા સાહિત્યના વિકાસક્રમના પગથિયા તરીકે જ નહિ, માર્ગદર્શક સ્તંભમાત્ર નહિ, પણ અનુકરણીય આદર્શ રહેશે."[3]

ઇતિહાસ અને ગુજરાતના સંસ્કારજીવનને આઘાત આપે એવા મીનલ-મુંજાલના પ્રેમની **આઘાતજનક અભિવ્યક્તિનો**, મંજરીના અનૈતિહાસિક પાત્રને કથાનું મુખ્ય સંચાલનબળ તરીકે ઉપયોગમાં લઈને, ઐતિહાસિક નવલકથાના કલ્પનાવિલાસની મર્યાદા તોડતા-ચર્ચાયેલા **તરંગીપણાનો** અને ઇતિહાસના કાલક્રમને વિચ્છિન્ન કરતી **અવ્યવસ્થાનો** મુનશીના કલાવિધાન સંદર્ભે 'અનુકરણીય આદર્શ' તરીકે પુરસ્કાર થતો હોય તો એ અંગે કશાં ટીકાટિપ્પણની જરૂરિયાત ખરી? આનંદ. નવતરમાર્ગીઓએ ભવભૂતિના ખરાપણાની રાહ જોવી જોઈએ.

બીજે છેડે દૃષ્ટિપાત કરીએ તો, 'સંસ્કૃતિ'માં ઉમાશંકર જોષીએ 'અખિલ બ્રહ્માંડમાં'નો મુક્ત આસ્વાદ કરાવેલો ત્યારે, અદ્યતન ગુજરાતી કવિઓમાંથી જેમની નવતર કે પ્રયોગલક્ષી કવિઓ તરીકે ગણના થાય છે એવા ઘણાને ઝૂમી ઊઠેલા-જોયાનું ચોક્કસ યાદ છે. પ્રયોગશીલ સર્જક હોવા ઉપરાંત જેમના વિવેચનદૃષ્ટિ-શૈલીનું નાવીન્ય ધ્યાનપાત્ર બન્યું છે એવા રાધેશ્યામ શર્માનો વસવસો પણ એ રીતે યાદગાર છે: "એક કે અનેક વિવેચક 'વેસ્ટલેન્ડ' કે 'યુલિસીસ' સાંગોપાંગ સમજાવી શક્યા છે? શેકસપિયર વિષેનું કામ હજુ ક્યાં પૂરું થયેલું મનાય છે!" આ ઝૂમી ઊઠવાના આનંદમાં કે ઢગલાબંધ વિવેચન પછી પણ જે તે કૃતિ કે સર્જન અંગેની Still more lightની ઝંખનામાં Aesthetic excellence પરત્વેની નવીનોની શ્રદ્ધાનાં દ્યોતક સૂચનો સાંભળવાં હોય તેમને સંભળાય, જોવાં હોય તેમને જડે.

3. 'વિવેચના'ની પહેલી આવૃત્તિ પૃ. ૧૪૯-૧૫૦-૧૫૧.

It is impossible to distinguish the aesthetic by a special object, by a special characteristic attended to, or by a special emotion. સૌંદર્યમીમાંસાના આ સ્વાભાવિક વલણને વિચાર્યા વગર કલામાં વ્યવહાર-જીવનનાં નીતિ-મૂલ્યોની સેળભેળ કરતા રહીને તેની સ્વાયત્તતાને આઘાત આપનારી પ્રવૃત્તિએ પોતે જ, કલાની સ્વતંત્ર નીતિ વિષે વિચાર કરનારી એક વિદગ્ધ પરિસ્થિતિનું નિર્માણ કર્યું છે, જે magnificent singingને ભૂલીને કેવળ microphonic systemમાં અટવાઈ પડેલા કોઈને પણ બેધડક પડકારશે : You're mixing your ethics with your aesthetics.[૪] □ ▭ □

૪. Aesthetics–Francis J. Coleman: Page 15–16

મેં જાણ્યું'તું કે એ થાકી ગઈ હતી
છતાં
મેં એને ચામડીથી જુદી ના પાડી
એના હાથના પંજા જોવા જેવા
પીળા થઈ ગયા'તા
એનાં વૃક્ષ:સ્થળ પહોળાં થઈ પડ્યાં
એને ગળે પરસેવાની ગંધ
મારા શ્વાસોચ્છ્વાસમાં અછંદ
વાળમાં ખોવાઈ ગયું'તું કશું અપભ્રંશ થઈ
અને હોઠો નીચે રહ્યું'તું કાંઈ અધ્યાહાર થઈ
એક ચોસલામાં એ અને હું
હું અને એ
ચોસલામાં અમે રચેલો ત્રિકોણ
એ ત્રિકોણથી મેં અનુભવી'તી ક્લિઓપેટ્રા અને મંદોદરીને
એકી સાથે
મારી છાતીના વાળમાંથી પ્રસ્વેદબિંદુઓ ઝરે
એના પીળા હાથ પર.

એનો ચહેરો તરડાઈ ગયો તો આફ્રિકન માસ્ક જેવો
એણે એના પાતળા આંગળાં મરડ્યાં
મારાં આંગળાં સાથે
કારણ કે થાકી ગઈ હતી
હાયવેઝ પરના લાંબાં વૃક્ષો જોઈ
એ થાકી ગઈ હતી થીએટર્સમાં જાહેરાત માટે વાગતા ઝીંગમથી
એ થાકી ગઈ હતી–મોટરકાર્સના બેહૂદા કકળાટથી
અને આજે
હવે તો, આ ક્ષણે તો

મારા રોજીંદા સ્પર્શથી
મેં જાણ્યું'તું કે એ થાકી ગઈ હતી,
છતાં મેં એને મારી ચામડીથી અળગી ના કરી
કારણ કે એની જીભે જોઈ મેં એક તરાડ
સફરજન ચાખવા માટે
અને હોઠ પર સરકતી અસાધુતતા મોનાલીસા જેવી
હું લથફ્ડ્યો એનામાં
મારા શરીરે એક તરેરી
હું ચાલું છું અતીતમાં
પથ્થરપાછળથી ઊગે છે મોટા સૂર્ય
ઊગ્યાં છે મોટાં વૃક્ષ
ટપકે છે મોટાં ફોરાંઓ
છાતી પર ઊગી નીકળ્યાં સૂરજમુખીનાં ફૂલ
હું ના ખસ્યો
એ સરકી સાપણની જેમ નિરવ અટપટી
પછી સ્પર્શના અડાબીડ ઘોંઘાટ
આંગળીએ ચીટકેલી વિરતિ
અને છેલ્લે
એક સમૂળગો ડંખ

**બિમ્બ ▭ રતિલાલ 'અનિલ'**

હડદોલા ખાતી ખવડાવતી
બસ છેલ્લા આંચકે ઊભી,
ઊભાં થઈ ગયાં બિમ્બો
એક પછી એક, એક પછી બેત્રણ
પસાર થયાં
થોભેલી બસના કાચ પરથી...

**વિચાર-છંદ ▭ હરીશ દાસાણી**

ગુલબંકીની નાજુક ચાલ,
પૃથ્વી ભારે ભારે થાય.

શાર્દુલ ગર્જે ગિરનું જંગલ;
હરિનાં ગીતો ગાંડો ગાય.

ધીમે ધીમે રડતું કોઈ,
મંદ મંદ આક્રન્દો થાય.

હિમાલયના શિખર ઉપર;
શિવજી ચાલે શિખર—ચાલ.

આજ હવામાં ઊડવા લાગે,
પૃથ્વી ગાંડી ગાંડી થાય.

**ફ્રીજમાં ▭ રાજે નવસારવી**

જાણું છું, રે' છે વસ્તુઓ અકબંધ ફ્રીજમાં,
શોધું છું તારા દેહની હું ગંધ ફ્રીજમાં.
ઝંખી રહ્યા છે આજ સુધી સ્પર્શને સતત;
મૂક્યા છે જિંદગીના એ સંબંધ ફ્રીજમાં.
દિલની જરૂર હોય તો આપી દઉં તને,
ધબકે છે દિલની લાગણી તો બંધ ફ્રીજમાં.
ચોમેર એમાં મોતની ઠંડકનો ભાસ છે,
શું થાશે મારાં આંસુઓનું અંધ ફ્રીજમાં?
જોયા કરું છું એને અનિમેષ દષ્ટિથી,
જાણે કે સાત ભવના અનુબંધ ફ્રીજમાં.

## પ્રકૃતિ અને જીવનનું ગીત

શંકરભાઇ પટેલ

રોજ તારા બદલાતા ચ્હેરાને જોઈ જોઈ
લખતો હું જીવનનું ગીત.

શ્રાવણની સાંજ બેઠી લીલેરી ચારમહીં ગોપીની જેમ રાહ જોતી,
સૂરજ ફૂટે છે રોજ ધોળું થૈ ફૂલ હું તો વીણું છું ગંધ ગોતી ગોતી,
જેમ જેમ બદલે તું ચ્હેરો હું તેમ તેમ
બદલું છું જીવવાની રીત.

પંખીની પાંખ મહીં સળવળતું આભ કદી ટહૂકે છે તરસેલી ચાંચમાં,
ખેતરના શેઢા પર વાદળ ધરતીની સંગ નાચે છે મોરલાના નાચમાં,
ઝંખેલા મીત બની આવો તો રોજ મને
મળતું રુદનમહીં સ્મિત.

પાંપણની પાંખ થકી તોડેલાં સપનાંને શબરીની જેમ હું તો ચાખું,
દરિયાની છાતી પર વર્ષોથી લખતો હું તોયે ના થાય ગીત આખું,
પછી લીમડાની ડાળ થકી ખેરવી બતાવે તું જ
લોખ લાખ લીટીનું ગીત.

કાનજીનું નાનું કુટુંબ
આજે નવાગામમાં સુખી છે.
કાનજીનો પુત્ર મોહન શાળાએ જાય છે.
તેના ગામે દવાખાનાની સગવડ છે.
નાની બચત અને કુટુંબનિયોજન અપનાવીને
તેનું કુટુંબ સુરક્ષિત બનેલું છે.
સિંચાઈની સવલત અને ખેત-સુધારણાને
કારણે તેનું ગામ સ્વાવલંબી બન્યું છે.
ખેડા જિલ્લાના નવાગામે કાયાપલટ કરી છે.
રાજ્યનું તે શ્રેષ્ઠ ગામ બન્યું છે.

**પંચવર્ષીય યોજનાના સફળ અમલ દ્વારા ગુજરાતનાં ગામો નવાં કલેવર ધરી રહ્યાં છે.**



# કંકાવટી

ડિસેમ્બર
૧૯૭૫

સાહિત્યસર્જન
અને વિચારોનું
સર્વલક્ષી માસિક

વર્ષ ૧૭ : અંક ૨૦૨ : મૂલ્ય એક રૂપિયો

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૯, વિદેશ શિલિંગ ૨૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત, ૩૯૫૦૦૦-૨, સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૨ સરનામે જ મોકલવી.



તંત્રી - મુદ્રક - પ્રકાશક

ડાહ્યાભાઈ જીવણજી નાયક

મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, આવાસીદી, ગોપીપરા, સૂરત-૨

પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત-૩

## ગીત □ ઇન્દુ ગોસ્વામી

...છાશને ફૂંકી ફૂંકીને શું થાય,
હો મારી જૂનવાણી ટેવ તને પેટમાં બળ્યેથી શું થાય.

પાળિયાનું નામ આજ ધુમાડો હોય, અને
કાલ થાય પંખો કે બારી, એથી ગામના ગરાસિયાને ઓછું
ચિંધાય કે લ્યો ભાઈ, ઊંચકી લ્યો ધુમ્મસની ભારી !

કાચી નીંદર જેવી કિલ્લાની દોઢી
ને દોઢીમાં કોરા હોંકારા.
બાંધી ઘોડારમાંથી એટલે તો છૂટી ગ્યા
બાર બાર ગાઉના સીમાડા,

હવે સોંસરવી ભેટમાંથી નીકળીને આમતેમ
એકના એક સમ જેવો ઊગતો પડછાયો,
કઈ બુઠ્ઠી દિશાઓમાં જાય.

જાવાની શેરી તો કંકુના થાપા
પણ થાપાની આસપાસ કોઈ નહીં,
કુંવારી ઢાલ પછી એમ જ કટાઈ ગઈ
જાણે ભાલા પર બેઠું'તું કોઇ નહીં !

બનવાને ટાણે કંઇ બનતું નથી ને તોય
લોહીઝાણ લોહીઝાણ કોણ આમ
મારી છાતી પર બેસીને ગાય....

## ગીત બે તરણાંનું ▭ અરવિંદ ગજ્જર

પથ્થરના મૂઠીભર છાંયડે
ઊગ્યાં અમે ગઈ કાલનાં.

આંખ્યું ખૂલીને દીઠો લીલપનો દરિયો, દરિયે અમે ના વિસાતમાં,
તરણાંનું નામ હવે તોડી શકાય નહીં, જનમ્યાં જો લીલા વિશ્વાસમાં,
પથ્થરના મૂઠીભર છાંયડે
ફૂટ્યાં અમે ગઈ કાલનાં.

પર્ણોની મર્મરમાં ક્યડાતાં જઈએ ને, રોતાં પરોઢે ઉજાસમાં,
તડકાની ઝરમરે ભીંજાતાં રહીએ ને તાકતાં ઊંચે આકાશમાં,
પથ્થરના મૂઠીભર છાંયડે
ઝૂક્યા અમે ગઈ કાલનાં.

પંખી-પગલાંનું એક દિવાસ્વપ્ન હૈ ઊતરે અમારી લીલી આંખમાં,
ઝાકળના ભારથી અધમૂઆં હૈ, હવે પીળચટું મોત આસપાસમાં.
પથ્થરના મૂઠીભર છાંયડે
તૂટ્યાં અમે ગઈ કાલનાં.

## એક કાવ્ય ▭ કમલ વોરા

અચાનક ભીંત હલી
મને થયું
એ તો અમસ્તો ભ્રમ હશે
પણ જોઉં તો ભીંત ફરી હલી
મારી તરફ આગળ પણ વધી
હું તો ચમક્યો
ને પાછળ જોઉં તો
એ ભીંત
ખાસ્સું ડગલું આગળ વધી હતી
ભીંતોને આમ એકાએક
આગળ વધતી જોઈ
હું ભયથી થરથર કંપવા લાગ્યો
કેમ અટકાવું આ ભીંતોને ?
હાથ લંબાવું ? દોડું ? સંતાઉં ? ક્યાં જાઉં ?
બારણાં ? ?
બારણાં તો મેં જ બંધ કર્યાં હતાં
હવે ? હવે ? હવે ?
ને આ ભીંતો
ભીંતો તો આગળ ને આગળ
આગળ ને આગળ વધતી જાય
વધતી જ જાય....

## ગઝલ ▭ રતિલાલ 'અનિલ'

સફર પણ ગજબની સફર થઈ ગઈ છે,
અરે, જિંદગી દરગુજર થઈ ગઈ છે!

અમસ્તી સુમન પર નજર થઈ ગઈ છે,
અજાણ્યે જ એવી કદર થઈ ગઈ છે!

છતાં યે સજાનું એ કારણ બને છે,
ઘણી ભૂલ કારણ વગર થઈ ગઈ છે.

ઋતુ આવતી નાગરિકા થઈને,
જમાનાની એને અસર થઈ ગઈ છે!

ચહુકતી નથી એ હવે ભરવસંતે,
પરિચિત ગલી બેખબર થઈ ગઈ છે!

નીરવ થઈ ગયો છે વમળનો અજંપો,
અમારી જ અમને ખબર થઈ ગઈ છે!

તરંગો તૂટે છે, ન કાંઠો તૂટે છે,
સફર એ સમજથી જ પર થઈ ગઈ છે!

ગયા પૃથ્વીના એ ગયા શીત દિવસો,
હવે તો ક્ષણો યે પ્રખર થઈ ગઈ છે.

યુગોનું થયું શું તે ઇતિહાસ જાણે,
જીવનની ક્ષણો બસ અમર થઈ ગઈ છે.

હવે વિષ્ણુનો યે નથી બોજ પીઠે,
અનિલ, શી ગરુડની સફર થઈ ગઈ છે!

# પુનશ્ચ ડિસેમ્બર

કિસન સોસા

**નવેમ્બરના** ઉત્તરાર્ધમાં ઊભો નીરખી રહ્યો છું પવનમાં ધીમે ધીમે, ગુલાબી ઝાંય પ્રસરાવતા આવતા તને.

તારો પગરવ શાંત તળાવમાં ફેલાતા તરંગ જેવો સાંભળું છું—તારા આછા સ્પર્શમાત્રથી નવેમ્બરનું તૃણ તૃણ સ્પંદિત.

નદીના શાંત દર્પણમાં ઊડતા યાયાવર અને અબાબીલનાં પ્રતિબિમ્બ કહે છે : તું આવી રહ્યો છે!

નવેમ્બરના ઉત્તરાર્ધમાં ઊભો નીરખી રહ્યો છું, પડખે નીરવ શ્વેત પાંખો ફફડાવતા એન્જલ્સ જેવા આવતા તને.

તારામાં જુલાઈ જેવી—પૂરપાટ અશ્વોની પીઠ પર સવાર થઈ શ્યામકજ્જલ ધસી આવી આશ્ચર્યચકિત કરી દેવાની ગણતરી નથી કે નથી મે જેવી અણિયાળા ભાલાઓની ટોચ પર ઝગારા મારતી ચારે દિશામાં સન્નાટાનું એકચક્રી સામ્રાજ્ય સ્થાપી દેવાની રાજસી વૃત્તિ.

તું પહાડો વચ્ચેની કેડી પરથી વાંસળી વગાડતા ગોવાળિયા જેવો આવે છે.

તું હળતેથી બેસી જાય છે પવનને તળિયે. ચૂસી લે છે પવનની ગ્લાલતા.

ધુમ્મસ ઓઢતો, અળગું કરતો તું ઝાકળમાં તારા રતુંબડા પગ ઝુલાવે છે.

મેં તને જોયો છે તેના કેશમાં ફરકતો, તેના કેશમાં વિલસતો, તેના કેશમાં પ્રસરતો.

હું તેને ઓળખું છું, કેમ કે તને ઓળખું છું.

હું તને ઓળખું છું કેમ કે તેને ઓળખું છું.

પાણિય રેથી ટાઢી સૌરભ પીઉં છું ને નીરખી રહું છું ઓરડામાં, કેલેન્ડરનાં પાનાં થરકાવતા આવતા તને.

જાણું છું, તું શૂન્યના તે કાંઠા પરથી આવે છે—જ્યાં ઈશ્વર તેની ઝૂંપડીના આંગણુમાં બેઠો ચાક પર ગ્રહો ઘડી રહ્યો છે

તારાખચિત આકાશ નીચે નિદ્રિત શહેરની નિઃસ્તબ્ધતામાં સ્વપ્નભંગ...હું સિગારેટ સળગાવું છું, ને રંગબેરંગી પરિવેશધારી બાળકો ખીચોખીચ ટ્રેઈન જેવો તું ગાતો કિલ્લોલતો પસાર થાય છે–મારા લમણાની નસમાંથી.

ક્યારેક તને વૃક્ષોમાં, પ્રકાશનાં રંગીન પક્ષીઓના સમુદાયમાં બેઠો જોયો હતો

જોયો હતો—અંગૂઠીમાંથી પસાર થઈ ચાલ્યો જતો.

મારી 'મેઝીકબાઇ' રેડિયમનાં આંસુએ રડી રડી શાંત થઈ ગઈ છે, મારી હથેળી એટલી જ ખાલી છે.

ચારે દિશા, પ્રચંડ ભીંતો ઢળી રહી છે...કરોડો આંખોની ઠંડી ચૂપકીદી નીચે શૂન્યમાં ધસી રહેલી પૃથ્વીના ઉર્વર મેદાનોની અફાટતા વચ્ચે કીડી જેટલો ઊભો છું એકલો દીનહીન.

તું ક્યાં ચાલ્યો ગયો હતો ?

હું થાકી ગયો છું આ સન્ડેથી, મન્ડેથી.

આ ઓગસ્ટથી એપ્રિલથી......

મારી કવિતાની પહેલી પંક્તિને છેડે ઊભો રહી અગાધ શૂન્યતામાં મારી જાતને ફંગોળી દેવા ઝૂકું છું, ને શૂન્યતાની ખીણમાંથી પ્રાર્થનાના હજાર હાથો ઊઠે છે.

હું અનંતકાળ સુધી વેદના સહન કરવા માટે પાછો ફરું છું, મારા કવિનાના ઘરમાં.

ડિસેમ્બર, (તેં મારું એકનું એક સ્મિત છીનવી લીધું છતાં) હું તને ચાહું છું. □

## એક કાવ્ય ▭ ગુણવંત શાહ

આંખોમાં ઘેરાતાં શમણાંની ઓથે
પાંખોમાં રઝળતા વાયરા;
પછી વળી
ખેતરના શેઢા હોય તોય શું !

પાદર પર વેરાતા તડકાની સાથે
તળાવની ઝંખનાના ઓવારા;
પછી વળી
પાળાનાં બંધન હોય તોય શું !

વગડામાં ભટકતા ટહૂકાની સંગાથે
ઝાકળમાં ડૂબેલી નિંદરનું ગામ;
પછી વળી
રાત હોય કે દિવસ હોય તોય શું !

એકાંતે સ્હેરાતી વેદનાને માથે
ક્ષણમાં પથરાતો ઝબકારો;
પછી વળી
દૂર નહીં ને પાસ હોય તોય શું !

# જોહાનીસ બોબ્રોવસ્કી

અજિત ઠાકોર

'કોઈક સતત દોડી રહ્યું છે
પાછું ફરીને જોતું નથી, કોઈ મોજું
તેને અનુસરતું નથી.'

આપણામાંથી વિદાય લેતા આપણા જ એક એક અંશની વેદનાને ઓળખનારા ગાનાર કવિ જોહાનીસ બોબ્રોવસ્કી ૧૯૧૭માં તીલ્સીટ (પૂર્વ પ્રુશિયા)માં એક જર્મન રેલ્વેમેનને ત્યાં જન્મ્યા. મેમેલ નદીને કાંઠે ઉછર્યા. તે સમયે મેમેલનો ઉત્તર કાંઠો લીથુનીઅન અને દક્ષિણ કાંઠો જર્મન ગણાતો હતો. બોબ્રોવસ્કીનું બાળપણ લીથુનીઆમાં આવેલા તેના દાદાના ફાર્મ પર વીત્યું. ત્યાં જર્મન, લીથુનીઅન, પોલ, રશિયન અને યહૂદી પ્રજા અડોઅડ રહેતી. તેઓ હમેશાં નકશા પર સ્પષ્ટ અંકિત છતાં વાસ્તવમાં અટકળરૂપ જણાતા ભૂતિયા સીમાપ્રદેશના કવિ રહ્યા છે. ભૂગોળનો આ અકસ્માત તેમની કૃતિઓમાં. કોઈ પણ વર્ગીકરણ વડે વ્યાખ્યાયીત ન થયેલા ભૂત અને વર્તમાન, મૃતનું જીવિત સાથે બોલવું, જીવિતનું જીભ વડે બોલવું, અજાણ્યાનું પ્રવેશવું અને તેનું અજાણ્યા રહેવું' જેવાં વિલક્ષણ તત્ત્વોના પ્રાદુર્ભાવ માટે જવાબદાર છે.

બોબ્રોવસ્કીએ રાસ્ટેગબર્ગ અને કેનિંગ્સબર્ગમાં અભ્યાસ કર્યો. ઈ. સ. ૧૯૩૮માં તેઓ માતાપિતા સાથે બર્લિન આવ્યા અને ત્યાં 'કળાનો ઇતિહાસ'–અભ્યાસ શરૂ કર્યો. ૧૯૩૯માં લશ્કરમાં તેમની ફરજિયાત ભરતી થઈ. આ ઘટનાએ તેમના જીવન તથા કવન પર વ્યાપક અસર કરી. એક સ્થળે તેઓ કહે છે—

'પરંતુ કાળો સમય મર્યો નથી
મારી વાણી ભટકે છે
અને ખરડાયેલી છે લોહીથી.'

અને એક સ્થળે પોતાની પ્રિયાને કવિ કહે છે—

'હું તને આપું
વર્ષાનું એક બૂંદ
જ્યાં કોઈ રડતું નથી
તે ભૂમિથી.'

બોબ્રોવસ્કીએ એક વાર કહેલું પણ ખરું કે થીમની તેમની પસંદગી એક યુદ્ધઘાવ જેવી હતી. કવિતા લખવા પાછળનો તેમનો હેતુ સ્પષ્ટપણે ઉપદેશાત્મક હતો. તેમના શબ્દોમા-'જેઓ હજી પણ તેમના પૂર્વના પાડોશીઓ વિશે અજાણ છે તેવા મારા દેશબાંધવોને કહેવા માટે' તેમણે કૃતિઓ રચી હતી. પરન્તુ—

'તેઓની તારકીત ભીતિ
આપણી વાણીના વૃક્ષમાં ચમકે.'

જેવી કાવ્યપંક્તિમાં સૂચિત ભાવનો સ્પંદ ઝીલતી ભાષા જ તેમના ઉપદેશાત્મક હેતુઓને સતત તેમની કવિતા આકલનની બહાર રાખે છે તે માટે કારણભૂત છે

બોબ્રોવસ્કીની મોટા ભાગની કવિતાઓમાં પૃષ્ઠભૂમિ ઐતિહાસિક કંઈક પૌરાણિક કંઈક સામયિક, કંઈક કાલ્પનિક ભૂમિ સાર્માતીઆ છે. એ નામ એનસાયકલોપીડિયામાં હજી શોધવાનું છે. બોબ્રોવસ્કી આ ભૂમિથી જાણે કે વશીભૂત થઈ ગયા છે આ ભૂમિ રોમન ઇતિહાસ-કારોને જાણીતી હતી. આ ભૂમિ તે નોમાડ જાતિનો દેશ. તે વિસ્તુલા અને ડેન્યુબથી વોલ્ગા અને કોકેસસ સુધી વિસ્તરેલી હતી. ઈ. સ. પૂર્વે ૪૦૦માં સ્થપાયેલું તેમનું સામ્રાજ્ય ૮૦૦ વર્ષ પછી ગોથ જાતિ દ્વારા નાશ પામ્યું. બોબ્રોવસ્કીના પ્રથમ કાવ્યસંગ્રહનું નામ પણ 'સાર્માતીઅન ટાઈમ' છે

આમ બોબ્રોવસ્કીની કવિતાને ઘડનારાં ત્રણ પરિબળો છે. આ ત્રણે પરિબળોએ સ્થળ, કાળ અને વ્યક્તિને જુદું જ પરિમાણ આપ્યું છે. તેમની કેટલીક કૃતિઓમાં આવતી ધૂંધળાશ આનું પરિણામ છે.

અહીં પસંદ કરેલી કૃતિઓમાં 'કાઉનાસ ૧૯૪૧' જેવી સ્થળવિશેષની કવિતામાં યહૂદી પ્રજા પર આચરાયેલા નૃશંસ અત્યાચારોમાંની એક ઘટનાનો ભાર વર્તાય છે. સમીસાંજથી શરૂ થતું કાવ્ય લીલી રાત્રીના સમયબિન્દુએ અટકે છે. કવિતાના વિષયરૂપ કાઉનાસ કસ્બાનું વિલક્ષણ સ્થળ, કવિતામાં પ્રવર્તતો વિલક્ષણ કાળ અને કવિતામાં ઘટતી વિલક્ષણ ઘટનાઓ અહીં દુ:સ્વપ્નની આબોહવા સર્જે છે. કાવ્યને અંતે 'સામા પવને ચકલીઓ, લીલી રાત્રી અને જંગલી કબૂતરની ઉક્તિ' દ્વારા થતો અતિ પ્રાકૃતિક તત્ત્વનો પ્રવેશ કાવ્યમાં પ્રવર્તતા ભયાનકને પુષ્ટ કરે છે. 'ગરુડ' કાવ્યની શરુઆત ઝાડી પર ઊડતા ગરુડના સીધા સાદા વર્ણનથી થાય છે. પરન્તુ 'નહોરો ખોતરે / મારા બારણાના લાકડામાં' પંક્તિ પછી ક્રમશઃ 'ગરુડ કવિના ઉડ્ડયનશીલ વ્યક્તિત્વનું પ્રતિરૂપ તો નથી ને!' એવો વહેમ જાય છે. કાવ્યનો ઉત્તર ભાગ કવિના સ્થિતિચુસ્ત વ્યક્તિત્વનો વિજય સૂચવે છે. અશુભ એંધાણીના સૂચન સાથે કાવ્ય પૂરું થાય છે. 'જૂરા'નો વર્ણ્યવિષય સૌન્દર્યમંડિત જૂરા નદીનું ઔદ્યોગિકરણથી ખંડિત ઐશ્વર્ય જૂરા નદીમાં થઈ રહેલું રૂપાંતર છે. કાવ્યના પૂર્વાર્ધમાં વિવિધ ઇન્દ્રિયસંતર્પક સૌન્દર્યાનુભવોના આલેખનની પડછે ઉપયોગિતાવાદીમાં પરિણમતો સૌંદર્યપિપાસુ કળાકાર, નેમોનનું હૈયાફાટ રુદન તથા પીળા ધુમાડા દ્વારા જૂરાના ખંડિત ઐશ્વર્યને સરળ પણ વેધક અભિવ્યક્તિ મળી છે. 'લાત્થીઅન ગીતો'માં ગુલામ લાત્થીઅન પ્રજાનો પ્રતિનિધિ એવો એક લાત્થીઅન પોતાના પૂર્વજો તથા પોતાના પર વ્યંગ કરે છે તે પોતાને હાસ્યાસ્પદ 'ફ઼ીલ' કરે છે, જેની પાછળ કરુણ રહેલો છે અને અંતે ગોરા માલિકની ક્રૂરતાના નિર્દેશ સાથે કાવ્ય પૂરું થાય છે.

બોબ્રોવસ્કીએ પ્રથમ કવિતા ૧૯૪૧માં લખી, તેનો પ્રથમ કાવ્યસંગ્રહ ૧૯૬૧માં પ્રગટ થયો અને ૧૯૬૫માં ૪૮ વર્ષની ઉંમરે તેઓ અવસાન પામ્યા ત્યારે કવિ, નવલકથાકાર અને વાર્તાકાર તરીકે આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પ્રાપ્ત કરી ચૂક્યા હતા.

[મેથ્યુ મીડની પ્રસ્તાવનાને આધારે]

## જોહાનીસ બોબ્રોવસ્કી

જૂરા

તારાં નીર
ઝાડી કને કઠોર,
ખેંચાતાં ઊંડાણો,
ઉનાળામાં
ચે। શીતળતાથી ભરપૂર.

માત્ર બપોરે
ચમકતાં ભીંગડાં સાથે માછલી
હળવેકથી આવે
સપાટી પર,
પુરાણો લૂંટારો. તે પાછો ફરે
ચંદ્રની નીચે. અને તે ઉતાવળો નથી
જ્યારે જંગલી જળબિલાડી
મૂળિયાંઓની જટાજાળમાં
ઊંડે ધસી જાય અંધકારની ગુંચમાં.

મહાન નિસ્તબ્ધતામાં
હું તારી પાસે આવું,
ઝાડીઓ અને ટેકરીઓનો સુંદર બંધુ,
મારી નદી.
યુવાન દિવસની નિસ્તબ્ધતામાં
હું નીચે આવું
બેરીવૃક્ષોની ઝાડીઓમાંથી
રેતાળ પ્રદેશ તરફ. મારી નાવડી
તારા હૃદયધબકારને અનુસરે, હંમેશ
શીતળતાના તળિયે રહેલો
જળનો ઓચિંતો નાદ.

વીલોવૃક્ષો, કડૂચ મારતી વાસ,
લીલું–ધુમ્મસમાંથી આવતું હોય તેવું.

અને ઝાકળબિંદુ. ત્યાં ગામની સામે
ઊંચા ઢોળાવ પર ઝાડીઓમાં
તે ઉભડક બેસે ભૂખરા–મસ્તકવાળો, તે ચીતરે
શાંત આકારો વડે તારો રાતો, તારો લીલો,
વિચિત્ર નીલો, રૂપેરી નાદ.

૦

એકવાર
સખત ચહેરાવાળા
ખેતરોના ઈશ્વરે ઊંચક્યો
તેના ચહેરાને, નદીકાંઠાની ઝાડીની
ટોચે ઊભાં ઊભાં,
બલિદાનના કાળા સ્થાનમાં
મદેથી ઝળહળતા,
તેણે જોયો બીડમાં રાતો ખનિજ પ્રદેશ,
અને ઝરાઓ સામે જ અટકી ગયા,
તેના દૃષ્ટિપાતનો
રેતાળ પ્રદેશ.

૦

કોણ ચેતાવે વર્ષનો
ગત અગ્નિ, જ્યાં નદી નેમોના વહે
વરસતા બરફ સામે
ફેફસાંઓ ખેંચીને આક્રંદ કરતી? ખુલ્લાં આકાશોમાંથી
તે પડે, તેની સામે
પીળો ધુમાડો સફર કરે.

* જૂરા : મેમેલ નદીને પૂર્વમાં મળતી ઉપનદી
* નેમોના : મેમેલ નદીનું લાત્વીઅન નામ.

લાત્વીઅન ગીતો

મારો બાપ
દાદો વરુ.
અને વડદાદો સમુદ્રમાં લાલચુ માછલી.

૦

હું, બડમૂછો, મૂરખ,
વાડો આગળ લથ્થડિયાં ખાઈ રહ્યો છું,
મારા કાળા હાથો
ઘેટાના બચ્ચાને ગળે દૂંપો દઈ રહ્યા છે.
વહેલી સવારે. હું,

o

જે ગોરા માલેકને બદલે
પશુઓ પર પ્રહાર કરું,
હું ખખડતા કાફલાઓને અનુસરું.
ધોવાઈ ગયેલા મારગો પર,

o

હું પસાર થાઉં
જિપ્સી સ્ત્રીઓની નજરોમાંથી. પછી
બાલ્ટિક સાગરકાંઠે હું મળું યુએક્ષકુલને, માલેકને-
તે ચંદ્રની નીચે ચાલે.

o

તેની પાછળ, અંધારું બોલે.

*યુએક્ષકુલ : હેર વોન યુએક્ષકુલ ૧૭મી સદીમાં
રીગા શહેરની નાગરિક સામે રજૂ થયો હતો,
તેના નોકરોમાંથી એકનું ખૂન કરવાના ગુના સબબ.

ગરુડ

વિશાળ ફેલાવેલી પાંખો વડે
ગરુડ સ્થિર રહે
નદી ઉપર
કળણમાં ઝાડી ઉપર—એક સંકેત
ધૂંધવાતી ધારો સાથે
હવાની કમાનમાં,
નહોરો ખોતરે
મારા બારણાના લાકડામાં—હું
જાગીશ, દિગ્મૂઢ, ઘેઘુર ટેકરી પર
ઝાડીમાં
ચકિત નેત્રે.

o

મેં જડી દીધું છે ગરુડને
ફેલાયેલી પાંખો સાથે
મારા ઘરના મોભ પર—હું
સૂઈશ, નિંદ્રામાં
ઊડીશ—એક રાખોડી એંધાણી—
ઝાડીઓ ઉપર.

કાઉનાસ ૧૯૪૧

કસ્બો,
નદી ઉપર પ્રશાખિત થયેલો,
તામ્રવરણો, સળગતી મીણબત્તીઓ જેવો.
કાંઠાઓ ઊંડાણેથી બોલાવે.
પછી લંગડી છોકરી
સમીસાંજ સામે ચાલી,
તેનું સ્કર્ટ લાલચટ્ટાક.

o

અને હું ઓળખું છું પગથીઆંઓને,
ઢોળાવને, આ મકાનને. ત્યાં
અગ્નિ નથી. આ છાપરાની નીચે
રહે એક યહૂદી સ્ત્રી, વસે યહૂદીઓની શાંતિમાં
ગૂસપૂસ કરતા
—દીકરીઓના ચહેરાઓ
સફેદ પાણી. ઘોંઘાટ કરતાં
હત્યારાઓ દરવાજો પસાર કરે. આપણે હળવેકથી ચાલીએ,
ફૂગાયેલી હવામાં. વરુઓના પ્રદેશમાં.

o

સાંજે આપણે નજર નાંખી
પથ્થરિયા ખીણો પર. બાજ ધસ્યો

વિશાળ ઘુમ્મટની આસપાસ.
આપણે જોયો પુરાણો કસ્બો, મકાન પાછળ મકાન દોડતું
નીચે નદી તરફ.

o

શું તમે ટેકરી પર
ચાલશો ? ભૂખરાં સરઘસો
—ઘરડેરાં અને કેટલીક વાર બાળકો—
ત્યાં મરે. તેઓ ઢોળાવ પર ચઢે
લાળ દદડાવતાં વરુઓની મોખરે રહી.

o

શું મારી આંખોએ અવગણ્યો
તારા ભાઈને ? નિંદ્રાએ આપણને અફાળ્યા
લોહીયાળ દીવાલે, તેથી આપણે આંધળા થયા
બધી વસ્તુઓ તરફ. ગામડાંઓ પાસેની ઓકની ઝાડીમાં
આપણે દેખાયા
જિપ્સીઓ જેવા, ઉનાળુ બરફ
છાપરાંઓ પર.

o

હું ચાલીશ વરસાદી ઝાડીઓ તળે
પથરાળ કિનારાઓ પર,
સાંભળીશ મેદાનોના આછા ઘુમ્મસમાં,
ત્યાં ચકલીઓ સામે પવને
અને જંગલી કબૂતર બોલ્યું
લીલી રાત્રીમાં :
મારું અંધારું આવી ગયું છે.

# જ્યોતીન્દ્ર દવે અને-

—— વિજય શાસ્ત્રી ——

[ પ્રસ્તુત લખાણમાં શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે સાથેની એક નાનકડી ગોષ્ઠિ રજૂ કરી છે કોઈ સત્તાવાર મુલાકાતનો આ હેવાલ નથી. વળી આ મુલાકાત પૂર્વયોજિત પણ નહોતી. (કોણ જાણે કેમ પણ 'પૂર્વયોજિત' શબ્દની સાથે જ 'કાવતરું" શબ્દ યાદ આવી જાય છે!) વળી 'હું તેમને મળવા ગયો ત્યારે દીવાઓ ઝગમગતા હતા યા સંધ્યાના ઓછાયાઓ પૃથ્વી પર ઊતરી રહ્યા હતા' એવું પણ કશું નહોતું! યા 'એમને મળીને બહાર નીકળ્યો ત્યારે ઘડિયાળમાં ફલાણા વાગી ગયા હતા' એવું પણ કશું લખ્યું નથી. ટૂંકમાં કશા પણ સાહિત્યવેડાની મદદ વગર આ લખાયું છે, માટે-વિ. ]

મેં એમના સ્વાસ્થ્ય વિશે પૂછ્યું.

તેમણે કહ્યું કે "મને એક જોષીએ અને એક ડૉક્ટરે એમ બે જણે એકલા જવાની ના કહી છે. મારા ઘરમાં પણ ખાસ સૂચના અપાઈ છે કે 'એમને એકલા કશે જવા દેવા નહીં.' મારી એક આંખ તો ગયા જેવી જ છે ને બીજીએ મોતિયો છે. મોતિયાવાળી આંખે મોતિયો અટકાવવાની હોમિયોપથીની દવા શરૂ કરી, તો એવું થયું છે કે મોતિયો પાકતો ય નથી ને મટતો ય નથી. અધવચ્ચે અટકી ગયો છે. એટલે ડૉક્ટરે ને જોષીએ પણ કહ્યું છે કે એમને એકલા કશે જવા દેવા નહીં.

પછી થોડી વાર અટકીને બોલ્યા—

'માણસ એકલો જ આવ્યો છે ને એકલો જ જાય છે, ત્યાં વળી આ સૂચના શા ખપની ?'

આ છેલ્લા વાક્ય સાથે જ એમને 'હસતા ફિલસૂફ'ના મળેલા બિરુદની સાર્થકતાની પ્રતીતિ થઈ.

૭૫ પૂરાં થવામાં છે. આંખો નબળી છે છતાં–

મેં કહ્યું: 'તમે આટલું બધું આવી તબિયતે ય હજી લખો–વાંચો–કામ કરો છો?'

"વાંચવા/લખવાનું કામ જ ફક્ત કરું છું. વાંચું/લખું નહીં તો કરું શું? એ એક જ કામ તો ફક્ત કરું છું."

પછી થોડું અટકીને બોલ્યા :

'પણ હવે શરીર કામ નથી આપતું, એકધારું બેસી રહેવાથી પાછળ બરડો રહી જાય છે, હવે યાદ પણ અમુક વસ્તુ રહેતી નથી.'

પછી તેમણે જૈફ વયની સાથે આવતા આ વિસ્મૃતિના લક્ષણ વિશે એક મજાની વાત કહી–

એમણે કહ્યું કે "મુનશીજી મને ઘણી વાર મળવા બોલાવતા. અમે બંને ગપ્પાં મારતા. ત્યાં ભવનના પ્રકાશક શ્રી સુ. રામકૃષ્ણન્ આવીને અમુક તમુક લખાણ મુનશીજી પાસે માગતા. મુનશીજીને કશું યાદ આ વર્તુ નહીં. મને નવાઈ લાગતી. 'અરે, ગઈ કાલ, પરમ દહાડ, અઠવાડિયા પરની વાત પણ યાદ નથી રહેતી?'

મુનશીજી કહેતા કે 'હા, ૧૯૨૬ના ખૂબ પુરાણા સમયની બધી વાતો બરાબર યાદ છે, પણ ગઈ કાલ, પરમ દહાડનું બધું ભૂલી જવાય છે.' મુનશીજીની એ વાત એક માનસશાસ્ત્રીય સત્ય Psychological Truth–છે એમ શ્રી. દવેસાહેબે કહીને ઉમેર્યું કે પોતાને વિશે પણ અત્યારે આ વાત જ બની રહી છે.

'હું ઘણા પરિચિતોનાં નામ ભૂલી જવા લાગ્યો છું. રસ્તેથી બાજુમાંથી કોઈ પરિચિત વ્યક્તિ જતી હોય ને હું બોલાવવા માગતો હોઉં પણ તેનું નામ ઝટ યાદ નહીં આવે ને મારે એ પરિચિત વ્યક્તિને પણ પાસે થઈને એમ ને એમ જ જવા દેવી પડે.'

એમના આ કથનમાં શૈલી કદાચ રમૂજી લાગે પણ એમની જૈફ મુખમુદ્રા પર માણસપ્રેમની ભૂખ અને વિષાદની છૂપી રેખાઓ એક સાથે અગટતી હું જોઈ શક્યો જ. □

# કાફકા જોડે ગોષ્ઠિઓ-૫

લેખક : ગુસ્તવ યાનુક

અનુવાદક : પ્રમોદકુમાર પટેલ

[ ફ્રાન્ઝ કાફકાના નિકટના લેખક મિત્ર ગુસ્તવ યાનુકે પોતાના 'Conversations with kafka' નામે પુસ્તકમાં કાફકા જોડેની પોતાની વિચાર ગોષ્ઠિઓ રજૂ કરી છે. એમાંના રસપ્રદ પ્રસંગોમાંથી અહીં આ પાંચમો હપ્તો રજૂ થાય છે. —અનુવાદક ].

▭

એક વર્તમાનપત્રના લેખમાંના, યુરોપમાં શાંતિ સ્થાપના માટે સંજોગો ઘણા પ્રતિકૂળ છે એવી મતલબના વિચારોની અમે છણાવટ કરતા હતા.

"તોયે શાંતિ માટેની આ સંધિ આખરી છે," એમ મેં કહ્યું.

"કશું ય આખરી નથી," કાફકાએ કહ્યું. "અબ્રાહમ લિંકન પછી, એવી કોઈ પણ બાબતનો આખરી ઉકેલ આવ્યો નથી."

"એ ક્યારે શક્ય બને ?" મેં પૂછ્યું.

"એ તો કોણ કહી શકે ? માણસો કંઈ દેવતાઓ તો નથી. દરેક ક્ષુલ્લક લાગતી ક્ષણના પરાક્રમ અને પરાજયમાંથી ઇતિહાસ નિર્માણ થાય છે. કોઈ વ્યક્તિ નદીમાં પથ્થર નાંખે તો આંદોલનોનાં વર્તુળો નિર્માણ થાય પણ મોટા ભાગનાં માણસો તો પોતાના કેન્દ્રથી બહાર વિસ્તરી રહે એવા ઉત્તરદાયિત્વ વિષે જરા જેટલીયે સભાનતા ધરાવતા હોતા નથી. અને મને લાગે છે કે આપણાં બધાં દુઃખોના મૂળમાં આ જ વસ્તુ રહી છે."

"મેક્સ હુલ્ઝની બાબતમાં તમને શું લાગે છે ?" મેં પૂછ્યું.

મધ્ય જર્મનીના ૧૯૨૧ના બળવાના એ નેતાની જર્મનીની સરહદને અડતા ઝેક પ્રદેશમાં ધરપકડ કરવામાં આવી હતી. ઝેક સરકારે તેને જર્મનીને પાછો સોંપવાનો ઈન્કાર કર્યો હતો.

"અનિષ્ટ માર્ગે તમે શ્રેય સાધી શકો ખરા ? ભાગ્યની આ શક્તિ ઊભી રહેવા જાય તે ખરેખર નિર્બળ જ છે. શરણાગતિ અને સ્વીકાર એ બંને વસ્તુ વધુ બળવાન છે. પણ માર્કિવસ દ સાદ એ વાત સમજતા નથી."

"માર્કિવસ દ સાદ !" મેં આશ્ચર્ય પ્રગટ કર્યું.

"હારતો !" કાફકાએ માથું ધુણાવ્યું. "તમે જેનો ચરિત્રગ્રંથ મને વાંચવા આપ્યો હતો એ માર્કિવસ દ સાદ આપણા યુગના સાચા રાષ્ટ્રભક્ત છે."

"એ કંઈ સાચું નથી."

"ના, એ જ સાચું છે. માર્કિવસ દ સાદ બીજાંઓની યાતનાઓમાં પોતાના સુખનો અનુભવ કરી શકે છે, જે રીતે શ્રીમંતોના મોજ શોખ ગરીબોનાં દુઃખો પર આશ્રિત હોય છે."

મારા પરાજયની લાગણી ઢાંકવાને જ મેં મારા બ્રિફકેસમાં નજર નાખી અને તેમને મેં વિન્સેટ વાન ગોગનાં ચિત્રોમાંથી કેટલાંકની અતિકૃતિઓ બતાવી.

એ જોઈને કાફકા ખુશ થઈ ગયા.

"પશ્ચાદ્‌ભૂમિકામાં જાંબલી રાત્રિવાળો આ રેસ્ટોરાંગાર્ડન અત્યંત સુંદર છે." તેમણે કહ્યું, "બીજી કૃતિઓ ય સુંદર છે, પણ આ રેસ્ટોરાં ગાર્ડન તો અદ્‌ભુત જ છે ! તમે તેમની ચિત્રકળા વિષે જાણો છો ?"

"ના, હું કશું જાણતો નથી."

"કેટલું દયાજનક ! 'લેટર્સ ફ્રોમ ધ એસિલમ' પુસ્તકમાં તેમનાં ચિત્રો છે. તમને કયાંક એ પુસ્તક જોવા મળશે ય ખરું. તેમનાં ચિત્રો જેવાં હું દોરી શકતો હોત તો ખરેખર કેવું સારું ! સાચી વાત એ છે કે હું એ દિશામાં સતત પ્રયત્ન કરતો જ રહ્યો છું. પણ કશું જ નિર્માણ કરી શકયો નહિ. મારાં ચિત્રાંકનો તો નરી વૈયક્તિક ચિત્રલિપિ છે, જેનો ભાવ સમય જતાં મને પોતાનેય કળવાનાં મુશ્કેલ બની જાય છે !"

* * * *

કાફકાને મેં વિયેનિઝ સાપ્તાહિકનો વાર્ષિક અંક બતાવ્યો, જેમાં છેલ્લાં પચાસ વર્ષોના સૌથી મહત્ત્વના બનાવોનાં ચિત્રો રજૂ થયાં હતાં.

"આ છે ઇતિહાસ," મેં કહ્યું.

કાફકાએ પોતાના હોઠો ભીડી દીધા.

"એમ શા માટે ? આ જૂનાં ચિત્રો કરતાં ઇતિહાસ ઘણો બેહૂદો છે. કેમ કે, ઘણે ભાગે ઇતિહાસ એટલે સરકારી રાહે વાટાઘાટો, બસ!"

આ વાતચીત પછી બે દિવસે હું કાફકાને તેમની ઑફિસે મળવા ગયો ત્યારે તેઓ પોતાના હાથમાં એક દસ્તાવેજ લઈને ખંડ છોડવાની તૈયારીમાં હતા. એટલે મેં પણ ત્યાંથી ચાલી નીકળવાનું વિચાર્યું, પણ તેમણે મને રોકાવાને કહ્યું.

"હું તરત જ પાછો આવું છું," તેમણે મને કહ્યું, અને મને મુલાકાતી માટેની ખુરસી બતાવી: "થોડી વાર આ છાપાં ઉથલાવતા રહો."

કેટલાંક ઝેક અને જર્મન છાપાંઓ તેમણે મારા તરફ ખસેડી આપ્યાં.

મેં તે ઉપાડી લીધાં અને મોટા અક્ષરનાં મથાળાંઓ જોતો ગયો. તેમાં કાયદા વિષયક એક અહેવાલ પર નજર ફરી ગઈ, એ પછી એક નાટ્યપ્રવૃત્તિઓને લગતી નોંધ જોઈ, જે ખરેખર તો આંખેઆખી જાહેરાત માત્ર હતી. પછી મેં છાપાનું પાનું જોવાનું શરૂ કર્યું. એમાં રમતગમતના સમાચારો નીચે છેલ્લામાં છેલ્લો જાસૂસી કથાશ્રેણીનો હપ્તો છપાયો હતો. એમાં મેં બે ત્રણ પંક્તિઓ ભાગ્યે જ જોઈ હશે ત્યાં તો કાફકા આવી પહોંચ્યા.

હું જે કથાશ્રેણી વાંચી રહ્યો હતો તે પર ત્વરિત દૃષ્ટિ નાંખીને તેઓ બોલ્યા: "મને લાગે છે કે તમારા જાસૂસી પોલીસ અને ધાડપાડુઓએ તમને સારી ગોષ્ઠિ પૂરી પાડી."

ઉતાવળે જ મેં મેજ પર છાપું મૂકી દીધું; "મેં તો કચરાપટ્ટી જેવી વસ્તુ પર અમસ્તી જ નજર નાંખી હતી."

"વર્તમાનપત્રના તંત્રીને જે સૌથી મોટી કમાણી કરાવી આપે તે વસ્તુને તમે કચરાપટ્ટી કહો છો!" ક્રોધનો દેખાવ કરતાં કાફકાએ

કહ્યું; પછી પોતાના મેજ આગળ તેઓ બેઠા અને મારા કોઈ ઉત્તરની રાહ જોયા વિના જ બોલતા રહ્યા : "આ તો મહત્ત્વની ચીજવસ્તુ છે. આ જાસૂસી કથાઓ એક જાતનો કેફી પદાર્થ છે. જે જીવનની સમ-પ્રમાણતાને ખંડિત કરી નાંખે છે. પરિણામે આખું જગત શીર્ષાસનની સ્થિતિમાં મૂકાય છે. આવી જાસૂસી કથાઓ હંમેશાં એવા કોઈ રહસ્યના નિરાકરણ સાથે સંકળાયેલી છે જે અસામાન્ય બનાવોની પાછળ ઢંકાયેલું છે. પણ વાસ્તવિક જીવનમાં તો એથી જુદું જ જોવા મળે છે; એમાં કંઈ રહસ્ય પશ્ચાદ્‌ભૂમિકામાં છૂપાયેલું હોતું નથી. બલકે, બિલકુલ ઊલટું જ એમાં બને છે. એવું રહસ્ય તો વ્યક્તિને તેના ચહેરામાં ટીકીટીકીને જોઈ રહેતું હોય છે. એ સ્વયં પ્રગટ બન્યું હોય છે. એટલે જ તો, આપણે એને જોતા હોતા નથી. રોજિંદું જીવન એ જ હંમેશની સૌથી મહાનમાં મહાન જાસૂસી કથા છે. હરેક ક્ષણે આપણા ધ્યાન બહાર જ આપણે હજારો શબો અને અપરાધોની નજીકથી પસાર થઈએ છીએ. આપણા જીવનની એ બિલકુલ રોજિંદી ઘટમાળ બની ગઈ છે. પણ આવું બધું ટેવચરત બની ગયું હોવા છતાં યે એમાં આપણને જો કશુંક પણ વિસ્મિત કરી દેવામાં સફળ થાય, તો આપણને એ જાસૂસી કથામાં એક અદ્‌ભુત શામક તત્ત્વ મળે છે જે જીવનની હરેક રહસ્ય-મયતાને કાયદેસર શિક્ષાપાત્ર અપરાધરૂપે રજૂ કરે છે. ઇબ્સેનના શબ્દોમાં કહું તો સમાજનો એ એક સ્થંભ છે–નિષ્ઠુર અમરતાને ઢાંકતું એ એક સુઘડ વસ્ત્ર છે–જે, આમ છતાં ય, પોતેપોતાને બુર્ઝવા સંસ્કૃતિ તરીકે ઓળખાવવાનો દાવો કરે છે."

° ° °

અમે ગ્રેબનને માર્ગે જતા હતા ત્યાં ન્યૂગેબોરની બુકશોપમાં મારી આગળ થિયોસોફિસ્ટ રુદોલ્ફ સ્ટાઇનરના વ્યાખ્યાન માટે સફેદ કાળા રંગોમાં એક નાનકડી આમંત્રણપત્રિકા જોઈ.

તમને આ વ્યક્તિ વિષે માહિતી છે કે નહિ, એમ કાફકાએ મને પૂછ્યું.

"ના," મેં કહ્યું: "આવી કોઈ વ્યક્તિ છે, એટલી જ મને ખબર છે. મારા પિતાજી એમ માને છે કે ધર્મના રહસ્ય માર્ગે લઈ જનારા આચાર્ય તેઓ છે. શ્રીમંતો માટે ધર્મની અવેજીમાં ચાલે એવો કર્મકાંડ તેઓ ઊભો કરી આપે છે."

કાફકા મૂંગા જ હતા. દેખીતી રીતે જ, મેં જે કંઈ કહ્યું તે વિષે તેઓ વિચારી રહ્યા હતા. કેમકે, અમે જ્યાં હેરેનગાસમાં દાખલ થયા ત્યાં તરત જ તેમણે કહ્યું: 'ધર્મની અવેજીમાં ચાલે એ ખ્યાલ જ ભયંકર છે. આવી કોઈ વસ્તુ અસ્તિત્વમાં હોતી નથી એમ તો હું કહેવા માગતો નથી, બલકે, મૂળધર્મની અવેજીમાં સ્થાન લેનારા આવા સંપ્રદાયોની તો એક મોટી હારમાળા બની છે, અને એમાંનો દરેક સંપ્રદાય એક વિશિષ્ટ પ્રકારની ભ્રાન્તિ અને વહેમનું જ આવિષ્કરણ હોય છે."

"સત્યને ભ્રાંતિથી તમે કેવી રીતે જુદી પાડશો?"

"આચરણથી જે કંઈ દેવકથારૂપ છે તે રોજિંદા વ્યવહારના અનુસંધાનથી જ સાચું અને પરિણામકારી બની શકે છે. નહિ તો માત્ર કપોલકલ્પિતની ઉન્મત્ત ક્રીડા જ તે બની રહેશે. આવા કારણે જ તો એકે એક દેવકથા વ્યવહારના સ્તરે આચરણ જોડે સંકળાયેલી છે. ધર્મનું આચરણ એ રીતે સરળ બને છે ખરું, પણ છતાં યે એ કંઈ સુગમ વસ્તુ તો નથી જ. એ માટે સ્વાર્પણની અપેક્ષા રહે છે. પહેલી વાત તો એ કે, ધર્મ માટે વ્યક્તિએ પોતાના સુખવૈભવનો અમુક ભાગ ત્યજવો જ પડે છે જેઓ આરામપ્રિય જીવન ઝંખે છે તેવા લોકોને આ વાત રુચિકર નીવડતી નથી. એટલે એ લોકો આવા રુચિકર સંપ્રદાયની શોધમાં પડી જતા હોય છે. તમારા પિતાની વાત સાચી છે. પણ જે મૂળભૂત સત્ય છે તેની અવેજીમાં બીજું કંઈ ચાલી શકે ખરું?'

"કશું નહિ!" સંમતિનો સૂર પુરાવતાં મેં કહ્યું: "એ તો વધુ-રહસ્યમય છે."

"અલબત્ત, દેહને માટે જેમ હવા અનિવાર્ય છે, તેમ આત્મા માટે અને સાથે દેહ માટે ય સત્ય અનિવાર્ય છે." સ્મિત કરતાં કાફકાએ

કહ્યું, "સૃષ્ટિમાં તો શ્રમની વહેંચણી જેવું કંઈ છે જ નહિ. વ્યક્તિ અને સમુદાય માટે ત્યાં સમાન પ્રશ્ન સંભવે છે. વિશિષ્ટ ક્ષેત્રોમાં વિભાજન કરવું એ તો માનવીની પોતાની જ શોધ છે, જેને ભૂત વર્તમાન અને ભવિષ્ય એ અખંડ સાગરનો ભય લાગે છે. થિયોસોફી, એ એક રહસ્યબોધ માટેનો પ્રેમ, બીજું નહિ પણ અખંડ માટેનો પ્રેમ, બીજું કશું નહિ પણ અખંડ માટેનો સ્નેહ છે. માનવીઓ તો આવા કોઈક માર્ગની શોધમાં જ હોય છે!"

"સ્ટાઇનર એનું રહસ્ય પ્રગટ કરી આપે છે ખરા?" મેં પૂછ્યું, "ખરેખર તેઓ કોઈ ફિરસ્તા છે કે ધૂર્ત?"

"હું કશુ યે જાણતો નથી." કાફકાએ નમ્ર નિવેદન કર્યું. "એમને વિશે મારા મનમાં કોઈ સ્પષ્ટતા જ નથી. તેઓ એક અસામાન્ય વક્તા છે. પણ આવું સમર્થ હથિયાર તો પ્રપંચીના ભાથામાં યે સંભવી શકે. હું એમ નથી કહેતો કે સ્ટાઇનર એવો પ્રપંચી છે. પણ તેઓ એવા સંભવી શકે. અને જેઓ પ્રવંચક છે તેઓ હંમેશા મુશ્કેલ સમસ્યાઓને જાણે કે હાથચાલાકીનો ખેલ કરતા હોય તેમ તરત ઉકેલી આપવા મથે છે. અને સ્ટાઇનેરને જે સમસ્યા જોડે લાગેવળગે છે તે આવી સૌથી કૂટ સમસ્યાઓમાંની જ એક છે. ચૈતન્ય અને સત્તા વચ્ચે રહેલો એ એક અંધકારમય ખંડ છે. પાણીનું સીમિતબિંદુ અને અનંત મહાસાગરની વચ્ચે રહેલી ભીંસ એ છે. હું માનું છું કે, આ બાબતમાં ગ્યૂથેનું મંતવ્ય સાચું છે: જે અજ્ઞેય છે તેને માટે મૌન ભાવે આદરભાવ ધરીને વ્યક્તિએ તો જે જ્ઞેય છે તેવી વસ્તુઓનો વ્યવસ્થાક્રમ સ્વીકારવો જોઈએ. મહદ્‌તમ્ વસ્તુઓની જેમ અલ્પતમ્ વસ્તુઓની જેમ અલ્પતમ્ વસ્તુ પણ વ્યક્તિને તો નિકટની અને મૂલ્યવાન બની રહેવી જોઈએ."

"આ પણ શું સ્ટાઈનરનો દૃષ્ટિકોણ છે?" કાફકાએ પોતાના ખભા હલાવતાં કહ્યું: "હું જાણતો નથી, પણ એમાં કદાચ મારો દોષ છે, તેમનો નહિ. સ્ટાઇનર મારે માટે પરાયી વ્યક્તિ જ રહી છે.

તેમની જોડે હું જરાયે સાહચર્ય કેળવી શક્યો નથી. હું મારી જાત જોડે જ વધુ પડતો સંડોવાયેલો રહ્યો છું."

"તમે તો કોશેટાના જીવ છો!" મેં હસતાં હસતાં જ કહી દીધું.

"હારતો!" કાફકાએ ગંભીરતાથી કહ્યું: "હું તો લોખંડી જાળીમાં પુરાયેલો છું. અને મારા એ જાતના કોશેટામાંથી એક દિવસ પતંગિયું બહાર આવશે એવી જરા જેટલીયે મને આશા નથી પણ એમાં મારો પોતાનો જ દોષ છે. અથવા વધુ સારી રીતે કહીએ તો સતત પુનર્જન્મ પામતું એ પાપ માત્ર છે."

"અને તમારું સાહિત્ય?"

"એ તો માત્ર વ્યર્થ મથામણો જ ગણો ને! જાણે પવનમાં ફેંકાયેલા કાગળના ટુકડાઓ!"

અમે જનરલ પોસ્ટ ઓફિસની સામેના ખૂણે પહોંચ્યા. ત્યાં કાફકાએ હાથ લંબાવ્યો: "ક્ષમા કરજો: મારે અત્યારે બ્રોડને મળવાનું છે." અને ઝડપથી લાંબાં ડગલાં ભરતાં તેઓ રસ્તો પાર કરી ગયા.

* * *

તે દિવસે મેં કાફકાની મુલાકાત લીધી ત્યારે હું ખૂબ જ ઉદ્વિગ્ન હતો.

"શી વાત છે? તમારો ચહેરો સાવ ઉદાસ લાગે છે ને?" —કાફકા બોલ્યા.

"એમાં કંઈ નવું નથી," કાફકાએ હોઠો મરડીને જરાક તિરસ્કારનો ભાવ પ્રગટ કરતાં કહ્યું: "માનવી માનવી વચ્ચે સેતુ રચવાની બાબતમાં આ તો ઘણી આદિકાળની નિષ્ફળતા છે. એને વિષે જો કંઈ હંમેશ નિત્યનૂતન વસ્તુ હોય તો તે એ જ કે એનાથી વેદના જન્મે છે." તેમણે પોતાના મેજના ખાનામાંથી એક દસ્તાવેજ બહાર કાઢ્યો. પછી કહ્યું: "થોડી વાર અહીં શાંતિથી બેસો. મારે અત્યારે એક તાકીદનું કામ આવી પડ્યું છે. હું તરત જ પાછો આવું છું. તમને ક્યાંક કોઈ ખલેલ ન કરે એટલા માટે હું બારણાને લોક કરતો જાઉં તો ચાલશેને?"

"ના ના, એની કંઈ જરૂર નથી. આભાર તમારો. હું તરત જ સ્વસ્થ થઈ જઈશ."

કાફકા ખૂબ જ શાંતિથી ખંડ છોડી ગયા. હું ખુરશીને અઢેલીને બેઠો.

એ ક્ષણોમાં બિલકુલ અનિયમિત અને અણધારી રીતે લમણાં પરના જ્ઞાનતંતુઓમાં સણકા સાથે ઉપડયા કરતી શિરોવેદનાથી હું પીડાતો રહ્યો. લગભગ એકાદ કલાક અગાઉ જ, વર્કમેન્સ એક્સિડેન્ટ ઇન્સ્યોરન્સ ઇન્સ્ટિટયૂશનમાં પહોંચતાં પહેલાં, મને એ શિરોવેદના ઉપડી હતી. સ્તાત્સબાન્હો નજીક મારે ફૂટપાથના કઠેરાઓ પકડીને ઊભા રહી જવું પડ્યું હતું, અને સણકાઓ સામે ઉપડેલું દર્દ શમી ન જાય ત્યાં સુધી મારે ત્યાં જ એ ખમી રહેવું પડ્યું હતું. ભયંકર સણકાઓ અને રેબઝેબ પરસેવાઓ સાથે વેદનાની પરાકાષ્ઠા આવી. એ પછી સણકામાં ધીમે ધીમે મને રાહત થવા લાગી. દરમ્યાન મારા પગો કંપતા જ હતા અને કઠેરાઓ પકડીને હું મૂંગો જ હતો.

ત્યાંથી પસાર થતા લોકો મારા તરફ અણગમો અને તિરસ્કારનો ભાવ પ્રકટ કરતા હતા અથવા એવું મને લાગ્યા કર્યું. એવામાં એક આધેડ વયની સન્નારીએ પોતાની સાથેની યુવતીને કહ્યું : "જરા જો પેલાને! કેવો ઉછરતી વયનો ને છતાં પીને કેવો ઉન્માદી બન્યો છે! નથી મવાલી જેવો? આ દુનિયામાં એના જેવાનું થશે શું?"

એ સન્નારીને મારી ખરેખરી પરિસ્થિતિ સમજાવવાની મને ખૂબ ઇચ્છા હતી પણ એકે અક્ષર હું ઉચ્ચારી ન શકયો અને હું પૂરો સ્વસ્થ બનું તે પૂર્વે તો તે બન્નેય આગળની ગલીના વળાંકમાં અદશ્ય થઈ ગયાં. એટલે હળવો હળવો હું એક્સિડેન્ટસ ઇન્સ્યોરન્સ ઈન્સ્ટિટયૂશનની ઇમારત સુધી ચાલી આવ્યો. હજીયે મારાં ઘૂંટણો તો કામ નહોતા કરતાં, પણ કાફકાની વાણી મને સંજીવની બની રહી અને અહીં મારા ઉદ્વેગને શમાવી દે એવી શાંતિ પ્રસરી રહી હતી. પછી તો થોડીક ક્ષણોમાં જ સણકા શમી ગયા.

કાફકા જ્યારે પાછા ફર્યા ત્યારે ફ્લોરેન્ઝ આગળ જે કંઈ બન્યું હતું તેની મેં તેમને વાત કરી. મારી આખી વીતકકથા પૂરી કરી મેં કહ્યું : "મારે એ સન્નારીને બોલતાં જ બંધ કરી દેવાં જોઈતાં હતાં.

અને તેણે કરેલા અપમાનનો મારે બદલો લેવો જોઈતો હતો! પણ તેને બદલે હું એકે ય શબ્દ ઉચ્ચારી શક્યો નહિ. કેટલો બેવકૂફ અને કંગાળ માણસ હું છું!'

પણ કાફકાએ માથું ધુણાવીને વિરોધ પ્રગટ કર્યો : "એવું બોલશો નહિ. મૌનમાં કેટલું બળ છે તેનો તમને ખ્યાલ જ નથી. વ્યક્તિ જ્યારે જ્યારે આક્રમક બને છે, ત્યારે ત્યારે ઘણુંખરુ તો તેમાં પોતાની નિર્બળતા પોતાનાથી અને આ જગતથી ઢાંકવાનો જ તેનો પ્રયત્ન હોય છે. ખરેખરું અને ચિરંજીવ બળ તો પરિસ્થિતિઓને સહી લેવામાં જ રહ્યું છે. માત્ર નિબળો જ ત્વરાથી નિષ્ઠુર પ્રત્યઘાતો પાડે છે. અને એમ કરતાં તેઓ પોતાના માનવપણાનો જ ભોગ આપે છે.'

કાફકાએ પોતાના મેજનું ખતું ખોલ્યું અને તેમાંથી એક યંત્ર-ઝીન બહાર કાઢ્યું. Kmen સામયિકનો ૨૧ નંબરનો એ ચોથો વાર્ષિક અંક હતો. તેમણે તે મારી આગળ ધર્યો.

તેમણે મને કહ્યું : "આમાં પહેલા પાના પર ચાર કાવ્યકૃતિઓ છે. એમાંની એક ખૂબ જ મર્મસ્પર્શી છે. એનું શીર્ષક છે : 'દીનતા'."

આ ધરતી પર હું અલ્પતમ વસ્તુ બની રહું<br>
ત્યાં સુધી અલ્પ ને અલ્પતર બની<br>
વિકસતો રહીશ.

કો વહેલા પરોઢે, ગ્રીષ્મકાલીન વનરાજિમાં,<br>
સૌથી નાનકડા ફૂલ પાસે હું મારો હાથ ફેલાવીશ.<br>
અને એમાં મારો ચહેરો છૂપાવીને<br>
હું ગણગણીશ :

તું નાનું શિશુ, ન પગરખાં, ન પરિધાન,<br>
સ્વર્ગભૂમિ તારા પર<br>
ઝાકળનાં ચળકતાં બિંદુઓમાં<br>
હાથ પ્રસારે છે,

કે જેથી આ વિરાટ આકાશ
ખંડિત થઈને શીર્ણવિશીર્ણ ન બની જાય.

મંદ સ્વરે મેં કહ્યું: 'આનું નામ તે કવિતા.'

કાફ્કાએ તરત ઉત્તર વાળ્યો: "હા, એ ખરેખર કાવ્ય છે–મૈત્રી અને સ્નેહની ભાષામાં અહીં સત્યને પરિધાન પ્રાપ્ત થયું છે. અહીં એકેએક વસ્તુ–સાવ ક્ષુદ્ર કાંટાળા છોડથી માંડીને સૌથી સુહામણાં તાડનાં વૃક્ષો સુધી–સૌ એકસરખી રીતે આપણી ઉપરના આકાશના ઘુંમ્મટને ટેકો આપી રહ્યાં છે, કે જેથી આપણા જગતનું એ વિરાટ આકાશ તૂટીને ખંડખંડ વેરાઈ ન જાય. આજે શહેરના માર્ગ પર તમને પેલાં સન્નારીની બાબતમાં જે જાતનો અનુભવ થયો તે બધી વાત તો તમે ભૂલી જ જાઓ. એ સ્ત્રીએ તો ભૂલ કરી જ છે. સંભવત: વાસ્તવિકતા અને આભાસ વચ્ચે તે કોઈ ભેદ કરી શકતી નથી એ જ તો અપરાધ છે. બિચારી રંક સ્ત્રી છે. તેની સંવેદનદૃષ્ટિ જ વિકૃત બની ગઈ છે. અલ્પતમ વસ્તુઓની સામે બાખડીને પણ તેણે કેટલી વાર આ રીતે પોતાના પર ઉઝરડા પાડ્યા હશે?" કાફ્કાએ હળવેકથી મારો હાથ જે મારી સામેના સામયિક પર પેપરવેઈટની જેમ પડ્યો હતો–તેને સ્પર્શ કર્યો અને સ્મિત કરતાં કહ્યું: "આભાસી સૃષ્ટિથી વાસ્તવિકતા સુધીનો માર્ગ ઘણી વાર લાંબો અને કપરો હોય છે, અને ઘણાં લોકો એ માર્ગે યાત્રા કરી શકતાં નથી. એટલે એવાં લોકો જો આપણી સામે ભટકાઈ જાય, જાણે કે દીવાલ સામે ભટકાતાં ન હોય, ત્યારે આપણે તો તેમને ક્ષમા જ આપવી જોઈએ." ▭

▭ ન ચાલતા સિક્કાની ધાતુ જ મહત્ત્વની બની જાય છે!
▭ જથ્થાબંધનો વેપારી બહુવચન જ વેચે!
▭ મરેલાં પીંછાં પણ સુંવાળપ જાળવી રાખે છે.
▭ ભીંતના બાકોરાને ફ્રેમ મઢો એટલે બારી થઈ જાય.
▭ પ્લાસ્ટર પાછળ ઈંટ પાડનારનાં આંગળાંની છાપ છુપાઈ છે.

# સિતાંશુનાં બે ગાય-કાવ્યો

□ □ □ □ □ મંગળ રાઠોડ □ □ □ □ □

**કાળી**

આ કાળી ગાય
ચોમાસાની કાળી ડીબાણુ રાતે અંધારી ગમાણુમાં
ક્યારની ભાંભરે છે.
કાદવ કાદવ થઈ ગયેલા સીમાડે
રખડતા આખલાને
કંઈનું કંઈ થઈ જાય છે.
હુવાસોંસરી વીજળી પડે છે.

**ધોળી**

કેવી સરસ ઊભી છે આ સફેદ ગાય
બે વાંકાં શીંગડાંની તીણી ટોચ આકાશમાં ખૂંપી ગઈ છે.
ભારેખમ. ધોળું, ધીમું એનું શરીર છે.
ને ચાર ખરીઓ ભોંયસરસી દબાઈ રહી છે.
જમીનથી આકાશ ને વચ્ચે આ સફેદ ગાય
બીજું બધું હટાવી લો
ને પછી આપણે પણ ચાલ્યા જઈએ બધા
કેવી સરસ ઊભી છે આ સફેદ ગાય
ને જમીન છે ને આકાશ છે—

સિતાંશુનાં 'કાળી' અને 'ધોળી' ગાય-કાવ્યો વાંચતાં એક વસ્તુ સ્પષ્ટ થાય છે અને તે એ છે કે આ કાવ્યોનો વિષય જાણે કે 'ગાય' નહિ પરંતુ 'રંગ' છે! 'રંગ' વડે જુદી પડતી ગાય–'કાવ્ય-ગાય'નો અનુભવ વિશિષ્ટ નિરૂપણરીતિને લીધે આલ્હાદક બની રહે છે.

પ્રથમ કાવ્ય 'કાળી'માં કાળો રંગ સર્વોપરી બન્યો છે. કાળા રંગને ચોમાસાના કાદવિયા વાતાવરણ પેઠે ઘૂંટવામાં આવ્યો છે. કાળા

રંગના નિબિડ સઘનતા અનુભવાય તે માટે કવિએ [illegible]
ગાયમાં ચોમાસાની કાળી ડીબાણુ રાત અને તેથીય કાળી ઘેરી અંધારી ગમાણનો સરવાળો કરી આપ્યો છે. મજાકમાં કહી શકાય કે ગાયને કાવ્યવિષય ન બનાવતાં કવિએ ભેંસને પસંદ કરવી જોઈતી હતી જેથી આખલાને કાળો કલ્પવાની જરૂર જ ન પડે. આ કાળા રંગના કાદવને સીમાડે ખૂંદતો આખલો જ માત્ર બચી ગયો છે. પણ તેમાં જ ઔચિત્ય રહેલું છે. નહિતર અતિરેકના, કલા માટે અપશુકનિયાળ કુંડાળામાં કવિનો પગ પડી ગયો હોત. દુર્દમ્ય વાસનાના પ્રતીક જેવો આખલો જે અનુભવે છે તેને ' કંઈનું કંઈ થઈ જાય છે ' એમ કહીને કવિ (ભાવકની જ જેમ) સંતોષ અનુભવી શકતા નથી. અનુભવી શકાય એમ પણ નથી. બધું જ કાળાઘેરા કાદવિયા અંધકારના વાતાવરણમાં ખૂંદતાં ખૂંદતાં ફંફોસવું પડે એવું અસ્પષ્ટ ને અરાજકતાભર્યું છે. ' કંઈનું કંઈ થઈ જાય છે ' એ દેખીતી સરળ સહજ ભાષા દ્વારા અરાજકતાભરી, અસ્પષ્ટ, અંધ વાસનાની ગૂઢતા અનુભવી શકાય છે. વાસનાની આ અંધ નિબિડ આક્રમક તીવ્રતાને કવિએ 'હવાસોંસરી વીજળી પડે છે.' કહીને સ્પષ્ટ કરી છે. વીજળીના આકસ્મિક ક્ષણિક પ્રકાશથી અંજાઈ ગયેલી આંખોને જે દેખાય છે તે તો કાળોઘેરો કાદવ જેવો કર્દય અંધકાર છે–ચોતરફ વ્યાપ્ત વાસનાનો અંધકાર! જેમાં આખલો ખોવાઈ ગયો છે. વાસનાની દુર્દમ્યતા 'વીજળી'ના પ્રતીક દ્વારા કવિએ અત્યંત લાઘવ વડે સચોટતાપૂર્વક અભિવ્યક્ત કરી છે.

આમ પ્રથમ કાવ્યમાં વાસનાના પર્યાયરૂપ બનેલા કાળા રંગના અંધકારની સખત ભીંસ અનુભવાય તે માટે પ્રત્યેક વસ્તુમાંથી કાળા રંગને એકઠો કરવામાં આવ્યો છે. ઘનત્વની પેઠે. એ પ્રથમ કાવ્યની નિરૂપણ-રીતિની, શૈલીની વિશિષ્ટતા બની રહે છે.

બીજા કાવ્યના અનુભાવન માટે પ્રથમ કાવ્ય અનિવાર્યપણે શરતી બની રહે છે. બંને કાવ્યોની નિરૂપણરીતિ, તેમ છતાં કાળા અને ધોળા રંગ જેટલી જ ભિન્ન છે.

'ધોળી' ગાયને જોઈએ તો જુદો જ અનુભવ થાય છે. 'ધોળી' કાવ્યમાં ગાય સિવાય ધોળા રંગને વ્યક્ત કરતાં અન્ય ઉપાદાન કવિએ પ્રયોજ્યાં નથી. ધોળા રંગને, 'કાળી' ગાયમાં કાળા રંગને કવિએ ઘૂંટ્યો છે એટલી હદે ઘૂંટયો નથી અને તેથી જ નજીકથી તપાસતાં બંને કાવ્યોની શૈલી જુદી તરી આવે છે.

'ધોળી' ગાયનાં 'બે વાંકાં શીંગડાંની તીણી ટોચ આકાશમાં ખૂંપી ગઈ છે' અને 'ચાર ખરીઓ ભોંયસરસી દબાઈ રહી છે." આમ ભોંયસરસી દબાઈ રહેલી ખરીઓને લીધે કવિએ ગાયના 'ભારેખમપણા'નો સચોટ ખ્યાલ આપી દીધો છે. ગાયનું શરીર ભારેખમ અને ધોળું હોઈ શકે પરંતુ 'ધીમુ'' ન હોઈ શકે. પરંતુ સહેજ વિચારતાં તરત જ ખ્યાલ આવે છે કે જે 'ભારેખમ' હોય છે તેનો દેહ 'ધીમી' ગતિને પામે છે. ફરી 'ધીમુ'' શબ્દથી કવિએ ગાયના 'ભારેખમપણા'ને જ ઘૂંટયું છે. આમ આ 'ધોળી' કે જેની ચાર ખરીઓ ભારેખમ વિરલ દેહને લીધે ભોંયસરસી દબાઈ રહી છે અને જેનાં બે વાંકાં શીંગડાંની તીણી 'ટોચ' અવકાશમાં નહિ પરંતુ 'આકાશ'માં ખૂંપી ગઈ છે તે અપવાદરૂપ ગાય બની રહે છે. 'ભોંયસરસી' ખરીઓથી આકાશની 'ટોચ' સુધી પહોંચતી ગાય! "જમીનથી આકાશ ને વચ્ચે સફેદ ગાય" એ પ્રકારના આલેખનથી આ ગાય પીઠ પર હથેળી મૂકીએ ને રુંવાટી ફરકાવી રહે તેવી Real ગાય ન રહેતાં, વિરાટ, વિરલ અને અલૌકિક ગાય બની રહે છે. આ પ્રકારની અતિશયોક્તિનો આધાર લઈને કવિ માત્ર ગાયનું ધોળાપણું કે આકાર જ નિર્દેશવા ઇચ્છે છે એમ માની લઈએ તો પણ શંકા સંપૂર્ણપણે નિર્મૂળ થઈ જતી નથી આ પ્રકારની શુભ્ર ધવલ ગાય દ્વારા પવિત્રતા, પરમ શાંતિ કે આધ્યાત્મિકતાના પ્રતીકરૂપ ગાય એમનાથી આલેખાઈ જાય છે. એ સહેતુક જ છે. કારણ કે પ્રથમ કાવ્ય 'કાળી' ગાય સ્પષ્ટપણે વાસનાની–ભૌતિકતાની ગાય છે.

પ્રથમ કાવ્યમાં બાહ્ય વાસ્તવમાંની પ્રત્યેક કાળી વસ્તુને કામે લગાડવામાં આવી છે. જ્યારે બીજા કાવ્યમાં અંદરથી within ગાયના

આકારમાં ધોળા રંગને ઉપસ .
નિરૂપણરીતિની ભિન્નતા સ્પષ્ટ થાય છે.

ગાયના આકારમાં અસાધારણપણે ઊપસી રહેલા ધોળા રંગ પર ભાવકનું સંવિત્ કેન્દ્રિત થાય છે. તેનો વિસ્મયનો અનુભવ પણ ગાયના આકાર સાથે ફૂલતો ફેલાતો જાય છે. એ તબક્કે કવિ તેની એકાગ્રતાને તોડે છે, ખંડિત કરે છે.

"બીજું બધું હટાવી લો
ને પછી આપણે પણ ચાલ્યા જઈએ બધાં"

અસાધારણપણે ઊપસી રહેલી, ફૂલી રહેલી ગાય પર ભાવકનું ચિત્ત પર્યાપ્તપણે કેન્દ્રિત થયેલું જ હોય ત્યારે આસપાસના પરિવેશમાંની ગૌણ બની ચૂકેલી વસ્તુઓને ભાગ્યે જ હટાવી લેવાની જરૂર પડે. હકીકતમાં ગૌણ બની ચૂકેલી વસ્તુઓ પ્રત્યે ભાવક સભાન બને છે અને તેથી જ અસાધારણપણે ફૂલતી ગાયના ચમત્કારનો અંત આવે છે. 'ધોળી' ગાયના અનુભાવનમાં અંતરાયરૂપ માનેલી પ્રત્યેક વસ્તુને હટાવી લીધા પછી "આપણે પણ ચાલ્યા જઈએ બધાં" અર્થાત્ પ્રેક્ષક વિનાની ગાય-જે માત્ર કવિતાના કેનવાસમાં જ શક્ય છે તે ગાય તરફ ભાવકનું વિશેષ ધ્યાન કેન્દ્રિત થાય અને ધોળો રંગ જ માત્ર-વિરાટ, વિરલ, ભવ્ય, ભારેખમ ગાયના આકારમાં ધબકી રહેલો દેખાય એવો કવિનો પ્રયત્ન દેખાય છે. આમ 'ધોળી' કાવ્યમાં ગાયનો 'આકાર' અને ધોળો 'રંગ' બંને અભિન્નપણે પરસ્પરાવલંબી બની આપણી ભાવક-ચેતનાને સંપૂર્ણપણે, નિઃશેષપણે એક બિન્દુએ ફરી કેન્દ્રિત કરે છે. આ પ્રકારની ગાયનો અનુભવ નિરભ્ર આકાશ જેવો-વાસનારહિત મન જેવો જ શાંત, શીતળ ને શુભ્ર જ હોઈ શકે. એ અનુભવનો વિસ્મય કવિ આમ વ્યક્ત કરે છે—

"કેવી સરસ ઊભી છે આ સફેદ ગાય ને
જમીન છે ને આકાશ છે."

આ કાવ્ય દ્વારા ગાયરૂપે જીવતો ધબકતો ધોળો રંગ નિઃશેષ મનનો અનુભવ હોય એવો આલ્હાદ અનુભવાય છે. બંને કાવ્યોની નિરૂપણરીતિ ભિન્ન ભિન્ન હોવા છતાં પરસ્પરના ભાવન માટે ઉપકારક બની રહે છે એ આ કાવ્યોની વિશિષ્ટતા કહી શકાય.

પરંતુ 'ધોળી' કાવ્યના સમગ્ર ભાવન પછી તે જે Object Painting કે Still Life પ્રકારના Paintingની શૈલીનો આભાસ ઊભો કરે છે તે ઠગારો નીવડે છે. કારણ કે, 'ગાય' નામના પ્રાણી સાથે સંકળાગેલા આપણા ધાર્મિક સંસ્કારોને કવિ સંપૂર્ણપણે ત્યાગી શક્યા નથી. આધ્યાત્મિકતાનો સંકેત ઊભો કરવા જ તો તેમણે આ "ધોળી' ગાયનું આલેખન તે વિરાટ અને ભવ્ય ભાસે એ રીતે કરીને સાબિત કરી આપ્યું છે કે કવિ ગાયને ગાયરૂપે નિરપેક્ષ 'આકાર' કે 'રંગ' રૂપે જોઈ શક્યા નથી. આ પરમ્પરાગત 'ગાય–માતા–છાપ' સંસ્કારોને તજીને જો કવિ ગાયનું object રૂપે આલેખન કરી શક્યો હોત તો આ પ્રકારની ચિત્ર–શૈલીના વિનિયોગને લીધે એક નવીન નિરૂપણરીતિનો પ્રયોગ સફળ થઈ શક્યો હોત.

એક નુકીલા પત્થરને Space ના જુદા જુદા કેનવાસમાં મૂકીને જોવાથી પત્થરનાં અનેક શૈલ–સ્વરૂપો અથવા Space ના સંદર્ભે પત્થરનાં નિરપેક્ષ સૌંદર્યપાસાંઓ પ્રગટ થાય. અહીં પ્રસ્તુત કાવ્યમાં પણ ગાય Space ના કેનવાસમાં મૂકીને જોવામાં આવી હોવા છતાં અસાધારણ-પણે ફૂલતી હોવાને લીધે 'ચમત્કારી' બની રહે છે અને તેથી જ Animal–touch ગુમાવી બેસે છે. પરિણામે ભાવકનું ધ્યાન ગાયના 'આકાર' કે 'રંગ' પરથી હટીને તે જેનું પ્રતીક બનવા મથે છે તેના અર્થમાં અટવાઈ જાય છે. જે આખરે તો પરમ્પરાગત હોવાને લીધે સહેલાઈથી ઉકેલી શકાય છે. અને 'ધોળી' ગાય ધીરે ધીરે un–Real લાગવા માંડે છે. ▭

▭ વાદળિયા પ્રકાશમાં પડછાયાને પીટવાનું યે અઘરું છે.
▭ મને ચોટલી નથી એટલે હું ભૂત નહીં થાઉં !

## ગદ્યખંડ

□ સ્નેહલ મજમુદાર

એક અદ્‌ભુત પ્રશ્ન મારી સામે અહાલેક જગાવી ઊભો છે. યાદ છે? આષાઢસ્ય પ્રથમ દિવસે, વૃક્ષે વૃક્ષે માધુકરી ઉઘરાવતો માતરિશ્વા વૃક્ષોમાં જ સોડ તાણી સૂઈ ગયેલો? મારું મન પણ દૂર દૂરનાં પેલાં ખંડિયેરોમાં હોંકારા નાખી, ત્યાં જ ભમ્યા કરે છે. દૂરના એ સૂરની એ વાત મારે તમને કહેવી કે નહીં?

અને એમ તો કહું તો યે શું અને ના કહું તો યે શું? વાત કરવી માટે કરવી જ એવું નથી અને વાત નથી માટે તો ખાસ કરવી એવું પણ નથી. પણ તમે મને હચમચાવી, ભય બતાવો એ ના ચાલે. મારે વાત કહેવી હોય તો કહું અને ના કહેવી હોય તો ના યે કહું. અને વાત પોતાને ગમતી છે એટલે કહેવી જ એવી સંકુચિત વૃત્તિ કોઈને શોભે નહીં. તમને પણ નહીં અને મને પણ નહીં. મધુમાલતીની હ્રસ્વ પાંખડીને નહીં. અવાવરુ વાવને છેડે બેઠેલા જિનને નહીં. તારા-ખંચિત આકાશને નહીં. શસ્યશ્યામલ ક્ષિતિજને નહીં, મેઘદૂતના યક્ષને નહીં અને નૌકાવિહાર કરવા નીકળેલી કાદંબરીને ય નહીં!

અને એમ તો વાત કહી નાખું તોયે તમે ક્યાં આભ બનીને તૂટી પડવાનાં છો! અને તમે આભ બનીને તૂટી પડે તો? તો તો સૂર્યનું શું? ચંદ્રનું શું? પણ એ બધા કરતાં ધરાશયી થશે એ વૃક્ષ પર બેસતી કોયલના ખોવાયેલા સૂરનો વિચાર કર્યો?

અલબત્ત અત્યારે મારી વાત તો સાત પાતાળ નીચે આવેલા એકદંડિયા મહેલમાં પુરાયેલી રાજકુમારી પાસે છે. સાત પાતાળ પાર કરી, તગતગતા આકાશમાં પારેવાની પાંખથી રાક્ષસને મહાત કરી, એનું કપાળ ચીરી, તેમાંથી ચાવી કાઢી, એકદંડિયા મહેલના દરવાજાને ખોલી, રાજકુમારીને ભાનમાં લાવી, તેને મનાવી, પટાવી, બદલામાં આગિયાની આંખમાં છૂપાયેલો સૂરજ આવી એ વાત કોઈ કઢાવે તો... □

□ સાંકડા વિસ્તારમાં ધદ્દ થઈને વ્યાપવું પડે છે.

□ થાંભલો હતો તો વળી નૃસિંહ અવતાર થયો!

# ભીંત

□ રમેશ આચાર્ય

તાજી વીયાએલી ગાયના ખીરા જેવા બાલસૂર્યનાં કિરણો ભીંત પર પડે છે અને ભીંત જાગી ગઈ એમ આપણે સ્વીકારીએ છીએ. આપણા સ્વીકાર–અસ્વીકાર ઉપર અહીં બધું બને છે. "સવારના સાતનો સમય થયો. હવે...બ્લેડથી પંખીનાં પીંછાં જેવી મુલાયમ દાઢી બનાવો," એમ જ્યારે આપણે રેડિયો દ્વારા સાંભળીએ છીએ ત્યારે આપણી સવાર શરૂ થાય છે. જ્યારે ફીડીંગ બોટલ ધોવાઈને સાફ થઈ દૂધથી ભરાય છે ત્યારે આપણું બાળક ભૂખ્યું થાય છે.

ભીંત તો કયારની જાગી ગઈ હોય છે, અથવા તો તે કદી ઊંઘતી જ નથી. આદિ માનવશિશુ જ્યારે તેનો ટેકો લઈ પ્રથમ વાર ઊભું થયું ત્યારથી તે જાગી ગઈ છે અને પછી કદી તે સૂતી નથી. શિશુ તેનો ટેકો લઈ ઊભું થયું અને તેને ઝાલી ઝાલીને ચાલવા લાગ્યું. ચાલતાં ચાલતાં જ્યારે તે પડી ગયું ત્યારે તેનાં માબાપ દોડી આવ્યાં. પડી ગયેલા રડતા બાળકને શાંત કરવા માટે તેમણે પાડી દેવા માટે ભીંત પર રીસ કરી, ઠપકો આપ્યો અને લાકડી વતી હત્ કર્યું. ભીંતે આ બધું જોયું, સાંભળ્યું અને સહન કર્યું.

ભીંતમાં બારી પણ હતી. શિશુએ તેના સળિયા ઝાલી લીધા અને તે પકડી પોતાના પગ ઊંચા કરી તે બારી ઉપર ચડી ગયું અને બહાર જોવા લાગ્યું. તેણે બહાર જોયું તો તેને ન સમજાય તેવી સૃષ્ટિ ચોતરફ પથરાયેલી પડી હતી. સામે જાતજાતનાં વૃક્ષો હતાં, ઝરણ હતાં અને પક્ષીઓ હતાં. શિશુ ખુશખુશાલ થઈ ગયું. તે બે હાથ ભેગા કરી હર્ષથી તાળીઓ પાડવા લાગ્યું. પણ એમ કરતાં તેના હાથમાંથી બારી છૂટી ગઈ અને નીચે પટકાયું. તેને ખ્યાલ આવ્યો કે ભલે ઊંચે ચડીએ પણ કાંઈ ઝાલી તો રાખવું પડે. તે ફરીથી બારી ઉપર ચડી ગયું અને તેની આરપાર જોતાં તે મોટું થતું ગયું. તે આદમી થઈ ગયું.

ભીંતમાં બારણું પણ હતું. આદમીને થોડા સમય પછી આ ખ્યાલ આવ્યો. તે બારણું વટાવી બહાર નીકળ્યો થોડા સમય પહેલાં જે

જોયું હતું તે હવે તેને અનુભવવા મળ્યું. તેણે ઝરણામાં બંને પગ ઝબોળી છબછબિયાં કર્યાં, પક્ષીઓનાં મુલાયમ પીંછાં પર હાથ ફેરવ્યો અને વૃક્ષની છાયા નીચે આરામ કર્યો. ફરી પાછો તે બારણા વાટે અંદર આવતો રહ્યો. તેણે વિચાર્યું કે બહાર નીકળવું હશે ત્યારે હું આ બારણા વાટે બહાર નીકળીશ ત્યાં સુધી તો આ જગત અને મારી વચ્ચે આ ભીંત છે તે ઠીક છે......

એક દિવસ ભીંત તેના રોજિંદા ક્રમ મુજબ ઊભી હતી. દૂર દૂરથી ઢોલ ત્રાંસાનો અવાજ આવવા લાગ્યો. અને તે ધીમે ધીમે મોટો થતો થતો નજીક આવવા લાગ્યો. ભીંતે જોયું તો રંગ બેરંગી વાઘા પહેરેલું એક મોટું ટોળું તેના તરફ આવી રહ્યું હતું. ટોળું કંઈક ગાતું હતું. ભીંતને તેમાં કંઈ સમજ ન પડી. પણ તેને મજા આવી. જાન તેની આગળ આવીને ઊભી રહી ગઈ. તેમાંથી બે વ્યક્તિઓ આગળ આવી, તેમણે કંકુવાળા પાણીમાં હાથ ઝબોળ્યા અને તેના ઉપર થાપા દીધા. ભીંતને શું થાય છે તે સમજાયું નહિ, પણ સુખની એક લહેર તેના હૈયાસોંસરવી નીકળી ગઈ. રાત પડી એટલે પેલી બે વ્યક્તિઓએ બારણું બંધ કરી દીધું અને બારી પણ બંધ કરી દીધી. ભીંત કંઈ દેખી શકે તેમ તો હતું નહિ, પણ તેણે કાન માંડ્યા.........

...ભીંતે આમ કાન માંડ્યા જ રાખ્યા હતા ત્યાં એક દિવસ ઊંડે ઊંડેથી તેણે રુદન આવતું સાંભળ્યું. ભીંતને કંઈ નહિ, પણ તેનું હૃદય વલોવાઈ ગયુ. આ રુદને તેનું હૃદય ભાંગી નાખ્યું. તે હવે સ્કાયસ્ક્રેપર્સની ભીંત હતી, તો પણ તેની કાંકરીઓ ખરવા લાગી. ધીમે ધીમે તેમાંથી ઇંટો અને બેલા પડવા લાગ્યા. ચૂનો પણ ખર ખર ખરવા લાગ્યો. પડતા પડતા તે રાહ જોવા લાગી કે કોઈ તેને કહે કે, 'મા પડ, મા પડ, મારા આધાર. ચોસલાં કોણ ચડાવશે?' પણ તેના આડા કોઈએ હાથ ન દીધા. અને આદિ માનવશિશુથી હત થયેલી ભીંત પડવા લાગી, તેના ગંદા હાથ અને ગંદકીથી ખરડાયેલી ભીંત પડવા લાગી, શ્વાનના

પેશાબથી ભીંજાયેલી ભીંત પડવા લાગી, કંકુના થાપાથી રંગાયેલી ભીંત પડવા લાગી, પ્રથમ રાત્રિએ એ દિલની ગુસપુસ સાંભળવા જેણે પોતાના કાન સરવા કર્યા હતા તે ભીંત પડવા લાગી; હીના સલાટથી શિલ્પાયેલી ભીંત પડવા લાગી. અને એમ તે ભીંત પડી ગઈ. પડીને પાદર થઈ ગઈ.

એક દિવસ લાકડીને ટેકે ચાલતો, કશુંક ફંફોસતો, એક અંધ વૃદ્ધ ત્યાં આવીને ઊભો રહ્યો. પણ ત્યાં કાંઈ ન હતું. તેણે વધુ વાર ફંફોળ્યું ત્યાં કોઈનો ક્રુદ્ધ અવાજ સંભળાયો, 'એ ય ડોસા, ત્યાં શું શોધે છે? ત્યાં ભીંત બીંત કાંઈ નથી. ભીંત ભૂલ્યો છે કે શું?' ▭

ગઝલ ▭ જયેન્દ્ર શેખડીવાળા

અંધ ઘટનાની અગાશીમાં હવે
કો ધબકતા રંગનાં ફેરાં નથી.

કાચની એ આંખ ત્યાં તાકી રહે
દર્પણોમાં પોતીકાં મ્હોરાં નથી.

આપણા ઝાંખા સંબંધોની કથા
ભ્રાન્તવર્તુળો બહુ ઘેરાં નથી.

નગ્નતા ઘૂમી રહી છે શ્હેરમાં
કોઈના ચ્હેરા હવે ચ્હેરા નથી.

આમ તો કોરાશ તરતી લીલ પર
આયનાઘર આપણાં કોરાં નથી.

▭ સાત ઘર ફરનારી બિલાડી રવિવારે જ મારા ઘેર આવે છે...

▭ બરફમાં માત્ર બરફની આકૃતિ જ જોઈ શકાય!

▭ વિચારના બિન્દુએ થોભવાનું નહીં, કૂદકો મારવાનો હોય છે!

# યયાતિ

## જ્ઞાનપીઠપુરસ્કારવિજેતા નવલકથા

— વિજય શાસ્ત્રી

ભારતનું નોબેલ પારિતોષિક ગણાતું જ્ઞાનપીઠનું એક લાખ રૂપિયાનું પારિતોષિક આ વર્ષે મરાઠી કાદમ્બરીકાર શ્રી. વિ. સ. ખાંડેકરની 'યયાતિ' નવલકથાને એનાયત થયું છે.

'યયાતિ' આમ તો પૌરાણિક પાત્ર છે. મુનશીએ પોતાના 'પુત્ર-સમોવડી' નાટકમાં તેમ જ અન્યત્ર તે પાત્રને કેન્દ્રમાં રાખીને કૃતિઓ રચી છે. શ્રી. ખાંડેકરે પણ 'યયાતિ' નવલકથાની શરૂઆતમાં આ નવલકથા પૌરાણિક લેબાસમાં-તેમની 'ક્રૌંચવધ'ની જેમ-કોઈ આધુનિક કથા હોવાના અનુમાનને રદિયો આપ્યો છે. તેઓ 'યયાતિ' (બે ભાગ)ને પૌરાણિક જ ગણે છે પણ એમાં રજૂ થયેલી સમસ્યા આધુનિક પણ હોવાથી તેને માત્ર પૌરાણિક ગણવામાં ઝાઝું વજૂદ નથી.

યયાતિ એક ભોગેચ્છુક વિલાસી રાજાનું પાત્ર છે. પુરાણમાં તેને દેવયાની અને શર્મિષ્ઠા નામક બે પત્નીઓ હોવાનું અને તેમનાથી તેને અનુક્રમે યદુ અને પુરુ નામના પુત્રો થયા હોવાનું, શુક્રાચાર્યના શાપથી વિગલિતયૌવન થયેલા યયાતિની વૃદ્ધાવસ્થા તેના શર્મિષ્ઠાથી થયેલા પુત્ર પુરુએ લઈ લીધી હોવાનું ને યયાતિ પુત્ર પાસેથી મેળવેલા ઉછીના યૌવનના જોરે ભોગમય રહેતો હોવ નુ કહેવાયું છે.

છેલ્લા દાયકાઓમાં માત્ર યુરોપમાં જ નહીં પણ વિશ્વભરમાં ફેલાયેલા ઉપભોગપ્રધાન જીવનરસ તરફ, તેની વંધ્યતા તરફ આંગળી ચીંધનારા ઍરિક ફ્રોમ જેવા ચિંતકો પાકયા છે. તેઓએ નર્યા દૈહિક ભોગો અને ભૌતિક વિલાસોમાંથી સુખને શોધવાની માનવની ઘેલછાને ટકોરી છે. ખાંડેકરની આ જ્ઞાનપીઠપુરસ્કૃત કથામાં કેન્દ્રવર્તી ધ્વનિ પણ આ જ છે. યયાતિ, દેવયાની તરફથી સુખ નથી પામતો તે શર્મિષ્ઠા તરફથી પામે છે. પણ શર્મિષ્ઠા તેને હમેશ સાથ આપી શકે તેમ નહીં હોવાથી શર્મિષ્ઠાવિખૂટા યયાતિને અનેકાનેક તરુણીઓના દેહભોગો દ્વારા સુખ પામવાને ગડમથલ

કરતો ખાંડેકરે આલેખ્યો છે. પણ દૈહિક ઉપભોગોને એક મર્યાદા હોય છે મનને મર્યાદા નથી હોતી. દેહ અને મનનું અ-સંતુલન યયાતિને સુખને મુઠ્ઠીમાં પકડી રાખવાને ઉશ્કેરે છે અને શાપને લીધે વૃદ્ધ બની ગયેલો યયાતિ અતૃપ્ત ઉપભોગો પૂરા કરવા યૌવનને ઉછીનું આણી લાવે (અને તેય પોતાના સગા પુત્ર પાસેથી !) તેમાં ભોગપરાયણતાની પરાકાષ્ઠા દેખાય છે પણ આ ભોગપરાયણતા તેને ચિત્તનું સુખ નથી આપી શકતી જે પ્રેમ, ત્યાગ, સંયમ, (જેને પુરુના ત્યાગ, શર્મિષ્ઠાના સમર્પણ તેમ જ યયાતિનો વૈરાગ્ય સૌથી વધુ તો કચનારસ પૂર્ણ જીવનરસ વડે લેખકે મૂર્ત કર્યા છે) તેને આપી શકે.

સામ્પ્રત ભૌતિકવાદી માનસને પણ આ એક ચીમટી છે. આજના યુગની, ભોગમાંથી સુખ પામવા મથતા માનવની સમસ્યાને યયાતિના પાત્ર દ્વારા લેખકે મૂર્ત કરી હોઈ એ અર્થમાં યયાતિ આધુનિક કથા ગણાય. પાત્રો, સંદર્ભો પ્રસંગો ને વાતાવરણ પુરાણનાં હોવા છતાં પુરાણની કથાને આધુનિક સમસ્યાના નિરૂપણ માટે પ્રયોજવામાં ખાંડેકરનું ભાવનાપરસ્ત વલણ અલબત્ત પ્રગટ થઈ જાય છે. પરંતુ જો સર્જકનું કામ યુગચેતનાને પારખવાનું પણ જો હોય તો ખાંડેકરે એ કામ અહીં પાર પાડ્યું છે. 'યયાતિ' નવલકથાના અંતે આવતા 'મહાભારત'ના 'આદિપર્વ'ના "વિષયોપભોગની ઇચ્છા એમનો ઉપભોગ કરવાથી કદી પણ શાંત થઈ શકતી નથી'—એ શ્લોકને નવલકથારૂપે લેખકે સરજ્યો છે. □

## આભાર સ્વીકાર

**હજાર સારસો અને શિકારી બંદૂક :** મૂળ લેખકો : યાસુનારી કાવાબાતા અને ઇનોઉએ યાસુશી. અનુવાદકો (અનુક્રમે) સૌ. ઉષા જોશી તથા ડૉ. સુરેશ જોશી પ્રકાશક બુટાલા ઍન્ડ કંપની. સૂર્યનારાયણના બાગ સામે, રાવપુરા, વડોદરા. મૂલ્ય ૧૦ રૂ. ૫૦ પૈસા.

જાપાની નોબેલ ઇનામ વિજેતા લેખક કાવાબાતાની 'થાઉસન્ડ ક્રેન' નવલકથાના 'હજાર સારસો'ના નામે સૌ. ઉષા જોશીએ કરેલા અનુવાદના કેટલાક અંશો 'કંકાવટી'માં અગાઉ પ્રગટ થઈ ચૂક્યા છે.

**અંતરિક્ષ** (કાવ્યસંગ્રહ) જયંત પાઠક, પ્રકાશક : વોરા ઍન્ડ કંપની, ગાંધી ચૅમ્બર્સ, અમદાવાદ-૧. કિંમત ૭-૫૦. □

# એક પત્ર—

તંત્રીશ્રી, 'કંકાવટી',

તમારો સપ્ટેમ્બરનો અંક હાથમાં આવ્યો. શ્રી ચન્દ્રકાન્ત ટોપીવાળાનો 'ગુજરાતી નવલકથામાં અંતરતત્ત્વ' લેખ કાળજીપૂર્વક વાંચી ગયો.

એમણે રજૂ કરેલાં ધારદાર વિધાનોનો જવાબ તેઓ સમજે એવી ભાષામાં ચન્દ્રકાન્ત બક્ષી જ કદાચ આપ્યા વિના નહીં રહે ને સુમન શાહ ચન્દ્રકાન્ત બક્ષીથી ફેરોના વિદ્વાન સંયોજક પણ પટાબાજીમાં ઊતરશે કદાચ, પરંતુ મારા જેવા અવિદ્વાન નવલકથા લખનારાઓને પણ બેચાર પ્રશ્નો પૂછવાનું મન થાય છે. જો એનો જવાબ આપવાનું શ્રી ચન્દ્રકાન્ત ટોપીવાળા ઉચિત સમજે તો મારા જેવા કંઈક કૃત–કૃત્યતા અનુભવશે.

"'સરસ્વતીચન્દ્ર'કારથી ચન્દ્રકાન્ત સુધીના નવલકથાકારોને એમણે સપાટે લીધા છે એનો અર્થ એટલો તો ખરો જ કે એમણે ઘણા બધા નવલકથાકારોની કૃતિઓનો અભ્યાસ કર્યો હશે. બધી જ નવલકથાઓ 'જીવનાશ્રિત' છે, 'કલાશ્રિત' નથી એમ જણાવીને કલાની વ્યાખ્યાને ક્યાં તો એ ગુંગળાવવા મથે છે અથવા તો કલાપદાર્થનો વિસ્તાર અને એનો IMPACT તેઓ સમજપૂર્વક ઝીલવા જ માગતા નથી એમ જણાય છે. આ બાબતમાં એમને શું કહેવાનું છે ?

આગલી પેઢીની રૂઢિઓને આ નવલકથાકારોએ સેવ્યા કરી છે, તે LOPCIDED વિધાન છે. ઘણા બધા નવલકથાકારોએ 'સરસ્વતી-ચન્દ્ર' અને 'ફેરો' વચ્ચે સેતુનું કામ કર્યું છે એ વાત ચન્દ્રકાન્ત ભૂલી જતા જણાય છે. યુગે યુગે તો ખબર નથી પણ દશકે દશકે કલા અંગે નવી નવી વાતો પ્રગટતી રહે છે, એ વાતો પશ્ચિમમાંથી પ્રગટે તો આપો-આપ Authentic બની જાય છે. અને એવી વ્યાખ્યાઓને અનુસરે તો જ નવલકથાકારને કાવ્યપદાર્થની સઝ છે એમ નક્કી થાય છે. આવું કંઈક ભાઈ ટોપીવાલા પ્રતિપાદન કરવા મથી રહ્યા છે કે શું ? જો કે નવલકથા પણ કવિતાની જેમ જાતજાતના ઘાટ કે વિસ્તારને આંબી શકે

છે, પોતાની જાતને Commercial થતાં અટકાવીને થોડા સન્નિષ્ઠ કલાતત્ત્વવાંછુ નવલકથાકાર ગુજરાતીમાં છે એવું ચન્દ્રકાન્ત ટોપીવાળાને જણાવીએ તો એ મ્હોં મચકોડશે ?

ધાટ, રૂપ, સ્વરૂપની વાતો ઘણી થઈ છે. વસ્તુના વિચ્છેદની બાંગો પણ પોકારવામાં આવે છે છતાં 'ફેરા'ના રચયિતાને પણ ન'ની સરખી ઘટનાની આજુબાજુ એમની માંડ ૯૦ પાનાંની નવલની જાળ ગૂંથવી પડી છે. રાધેશ્યામમાં એમને નવી નવલકથાનો સર્જક દેખાય છે તો એ માત્ર એંશી નેવું પાને અટકી કેમ જાય છે? તરસ અને અતૃપ્તિની આંતરસૃષ્ટિ શું ગોવર્ધનરામે નથી આંકી ? વિસ્તાર વધારે એ માત્ર એક દોષ ? માનવમનનાં કાવ્યભાવ ભાષામાં—જે ભાષા માટે ચન્દ્રકાન્ત ટોપીવાળા આટલા જાગ્રત છે-ઊંડાણ માપવાનો ગોવર્ધનરામ અને ત્યાર પછીની પેઢીના કેટલાક લેખકોએ નથી જ કર્યો શું ?

નાયકમનના અવતારો કે નાયિકામનના અવતારોની સૃષ્ટિ ખડી કરવાનો પ્રયત્ન કોઈ એકાદ બે લેખકોનો જ સાચો ઠરે છે એવું તો ચન્દ્રકાન્ત ટોપીવાળાનો અભિપ્રાય હોય તો એનો એવો અર્થ ન થાય કે માનવમનની ઘણી બધી પ્રચ્છન્ન બાજુઓનો એ છેદ ઉડાડે છે ? કયા લેખકને માનવમનની કઈ ઊંડી વાત હાથ આવે છે એ ભાઈ ટોપીવાળા પ્રયત્ન કરશે તો એમને કોઈ અદ્ભૂત વિશ્વ એમની નજર સમક્ષ વિસ્તરતું જણાશે. માનવમનમાં સૂક્ષ્મભાવે ચાલતી ગડમથલો પણ ઘટના જ છે એ તેઓ ભૂલી જતા લાગે છે.

પ્રારંભમાં અંત અને અંતમાં પ્રારંભ સમાય એ રીતે બીજાં વાર્તાવર્તુળો પણ રચાયાં નથી એમ માની લેવાની કોઈ ભૂલ ન કરે. એથી જ અહોભાવ અનુભવવા જેવું નથી. એવા બધા પ્રયત્નોને અંતે નવલકથાનું રૂપ એ લખાણ પહોંચી શક્યું છે કે કેમ તે અગત્યની વાત છે.

આકાર માટે આકારનું અન્તઃતત્ત્વ એ બધી ધૂંધળી વાતો છે. એક બીજ વવાય છે, તે ધરતી ફાડીને માથું ઊંચકીને વૃક્ષ કે વેલીમાં પરિણમવા મથે છે. એ બીજની મથામણ ક્યારેક નજરે પડે છે, ક્યારેક

માત્ર અંતરમાં જ એના પડઘા ઊઠતા હોય છે. પણ એ બે પરિસ્થિતિ એકબીજાનો છેદ ઉરાડે છે એમ પ્રતિપાદન કરવું કરવું તે માત્ર ટોપીવાળા સાહેબનો ઉત્સાહ પ્રગટ કરે છે. જીવનની એક પાંખમાં તેમને રસ હોય તે માત્ર 'ટેસ્ટ'નો સવાલ થયો, સાહિત્યને એટલે કે સાહિત્યકલાને તમે એમ બાંધી શકો નહીં. સરસ્વતીચન્દ્રઆ જે પણ જીવતો રહ્યો છે તે પેલાં પંદરસો પાનાંના વજનને કારણે નહીં, એટલું સમજવાની વિચક્ષણતા ભાઈ ટોપીવાળામાં છે. જે એક જ શ્વાસમાં ગોવર્ધનરામ સાથે ચન્દ્રકાન્ત બક્ષીને બેસાડીને આડકતરી રીતે એમને બંનેનું ગૌરવ વધારવા પ્રયત્ન કર્યો છે. બક્ષી તો રાજી થશે. પણ સ્વર્ગસ્થ ગોવર્ધનરામનું શું ?

**—શિવકુમાર જોશીનાં વંદન**

### કવિતા ▭ નાથુ પટેલ

કુરુક્ષેત્રનો વિસ્તાર વધતો જ જાય છે
સત્ય અને ધર્મ માટે જ અર્જુન લડતો હતો
આપણે આર્યોના વંશજો
અસત્ય અને અધર્મ માટે થોડા જ લડીએ છીએ ?
કહે છે કે
બળદેવ હળથી લડતો, અને
દ્રોણ વરુણાશસ્ત્રથી વરસાદ વરસાવતો,
તે આપણને પણ
ટેંકના હળથી ખેતી કરતાં આવડી ગયું છે
વિમાનમાંથી બોમ્બનો વરસાદ વરસાવી શકીએ છીએ
ખોપરીના ઢગલા અને હાડમાંસના કીચડની વાતથી
કમકમાં નથી આવતાં હવે આપણને.
કુરુક્ષેત્રનો વિસ્તાર વધતો જ જાય છે
જ્યારે ક્ષિતિજ ડૂબી જશે આપણા જ વિજયમાં
ત્યારે આપણે—આદમ બચ્ચાઓ
સફરજનનાં ઝાડ જ ક્યાં રોપીશું ?

# અહીં કોઇ જીવતું નથી !

જયેન્દ્ર શેખડીવાળા

તમે જોઈ રહ્યા છો એ મારી મા છે ! તે કાયમ ત્યાં અંધારિયા ખૂણામાં બેસીને ખાંસ્યા કરે છે. એની ઊંડી ઊતરી ગયેલી આંખોમાં ઘા પડ્યા પછી લોહી જામી જાય એવો ગાઢ અંધકાર પથરાઈ ગયો છે. તેના ચ્હેરા પરની કરચલીઓમાં જીવ્યા–મર્યાનાં વરસોના થર જામી ગયા છે. તે ક્યારે ય ખૂણામાંથી બહાર નીકળી શકી નથી કે હું ત્યાં સુધી જઈ શક્યો નથી. મારી માને છેલ્લાં કેટલાંક વરસોથી ટી. બી. થયો હતો. તે સ્વસ્થ રીતે ચાલી પણ નહોતી શકતી. બિચારી ! લથડિયાં ખાઈ જતી. પળે પળે તેના અવાજમાં મોતની ઝંખના ફરફરી ઊઠતી. જિંદગીનાં પોલાણ ભરતાં ભરતાં ત્રાસી ગઈ હતી, થાકી ગઈ હતી એ. થાકીને અંતે એણે મૃત્યુની લાલપરીનાં સ્વપ્નાં સેવવાં શરૂ કર્યાં હતાં. એક દિવસ લાલપરીની પાંખે બેસી એ ઊડી ગઈ ક્યાંક...હવે ખૂણો ખાંસ્યા કરે છે—

મને કોઈ કોઈ વાર એવો ભ્રમ થાય છે કે હું મારી માના અંધારિયા ખૂણામાં બેઠો બેઠો ખાંસું છું, હાંફું છું. મારી હાંફને પ્રપૌત્રોની આશ્ચર્ય–સહાનુભૂતિ મિશ્ર નજરો એકીટશે તાકી રહે છે; પણ તેઓ આ ખૂણા સુધી આવી શકતાં નથી કે હું ખૂણાના પરિઘ બહાર જઈ શકતો નથી. બધાં લાચાર છે, બદ્ધ છે પોતાની સીમાઓમાં. હું સ્હેજ પણ ખસી શકતો નથી, ગંઠાઈ ગયો છું હું. મારા ચ્હેરા પર ભૂકંપગ્રસ્ત ગામડાની તરડાયેલી રેખાઓ ઉપસી આવી છે. છિન્ન ભિન્નતાની વેદના છવાઈ ગઈ છે ચોતરફ. હું જોરજોરથી ખાંસવા માંડું છું. છાતી દબાવી હાંફવા માંડું છું. ખાંસીના ઉથામામાંથી છૂટ્યા પછી થાય છે કે પ્રપૌત્રોના ચ્હેરા પર પેલા ભૂકંપી ગામની તરડાયેલી સીમ તગતગી રહી છે.

—હા, આ થઈ મારી દેઢ વરસ પહેલાં ગુજરી ગયેલી માની

વાત. પણ અહીંયાં, આ બાજુ જુઓ. અહીં દાદરા નીચે તકિયો ઢાળી, મંત્રોચ્ચાર કરતા દિવ્ય પુરુષ નિહાળો. એ મારા ગોલોકવાસી પિતાજી છે. ૧૯૬૫માં હૃદયરોગથી દેવચરણ પામ્યા હતા. પહેલાંય ત્રણેક વાર હૃદયરોગનો હુમલો થઈ ચૂક્યો હતો અને દરેક વખતે જીવન-મરણ વચ્ચેનાં ઝોલાં. હરવખત એમણે નવાં નવાં વસિયતનામાં તૈયાર કરાવ્યાં હતાં અને પરલોકપ્રાપ્તિ માટે થોડાક રૂપિયા પ્રતિએટેકે અલગ મુકાયા હતા. તેમણે જિંદગીભર જાપ-મંત્રનાં ઉચ્ચારણો સિવાય કંઈ જ કર્યું નથી (હું કોની ઉપજ ?) એ પૂર્ણ સાત્ત્વિક જીવન જીવ્યા હતા. બધા તેમને દિવ્ય પુરુષ કહેતા. તેમની ચોતરફ ભક્તિનો પ્રકાશપુંજ ઝળહળતો. પ...ણ મને બરાબર યાદ છે...કે તેઓ કદીય માના અંધારિયા ખૂણા તરફ ગયા ન હતા. એમણે એ તરફ તેમની પવિત્ર વિશાળ દૃષ્ટિ જવા જ નહોતી દીધી. તેઓ એ દાદર નીચેથી કદીય બહાર નહોતા નીકળી શક્યા. તેઓ બદ્ધ હતા કશાકથી. હું કદી દાદર નીચે જઈ શક્યો નહોતો. હજીય હવામાં મંત્રોચ્ચારના ધ્વનિઓ ઘૂમરાય છે, અફળાય છે, પડઘાય છે–

શું તમે બીજા જ અવાજ સાંભળો છો ? હા, આ વિસ્તારમાં ઘણા અવાજ છે. તમે સાંભળેલો અવાજ શ્રુતિ મહેતાનાં મક્કમ પગલાંનો અવાજ હતો. મારા આંગણામાં હરફરતો આ પગરવ તમે દરરોજ સાંભળી શકશો, પણ એ કદીય ઘરમાં નહીં આવી શકે. શ્રુતિ મારી પડોશમાં રહે છે અને હું તેના શ્વાસમાં ધબકું છું. પણ એક દિવસ એણે પડોશની બારી બંધ કરી દીધી અને પરકીય સાથે લગ્ન કર્યાં. એના કાચ જેવા શ્વાસ તૂટી ગયા...સાંભળ્યું છે કે લગનના બીજા જ દિવસે તેના શયનખંડમાંથી એક સજીવ લાશ બહાર આવી હતી. એ દિવસ પછી મારા આંગણે ઊગેલાં પારિજાત, મોગરો, ચંપો બધાં તેને ઓળખે છે...સ્પર્શે છે...ને હું તેનો ભ્રામક પગરવ સાંભળ્યા કરું છું ...ભ્રમણાંનાં ખરી પડેલાં સૂકાં પીતપર્ણોનો ફફડાટ...ઓહ !

અરે ! તમારા ચ્હેરાની રેખાઓ તંગ કેમ થઈ ગઈ ? અહીં શું તાકી રહ્યા છો ? અહીં સ્તબ્ધ થવા જેવું કશું જ નથી. આ ને, આ

તો મારી મૃત પત્નીના શૃંગારનાં પ્રસાધનોનો ઢગ છે? અમારાં લગ્ન થયાં તે રાત્રે જ એક આઘાતથી તેનું મૃત્યુ થઈ ગયું હતું. મેં તેની સ્મૃતિમાં આ શૃંગાર સાધનો અખંડ રૂપમાં અહીં સાચવી રાખ્યાં છે. તે મારી પત્ની હતી પણ હું તેને ઓળખતો ન હોતો. તે મારા માટે સાવ અપરિચિત ચીજ હતી. અને હું કદાચ તેના માટે ભૂતિયા પીપળાથી વિશેષ નહોતો. અમારી સીમાઓ અમને કોઠે પડી ગઈ છે.

—આ ગામ, આ શહેર કશું ય મારું નથી.

—કોઈ મારું નથી.

—કોઈ કોઈનું નથી.

—પેલો ખૂણો મારી માનો છે, જ્યાંથી અંધકારનો દરિયો ઊભરાયા કરે છે.

—પેલો દાદર નીચેનો તકિયાવાળો ચોકો મારા પરમ પવિત્ર પિતાજીનો છે.

—શ્રુતિ ઘરની ચાર દિવાલો વચ્ચે અને આંગણે ઊગેલાં પારિજાત, મોગરો, ચંપો, કરેણનાં મૂળિયાંમાં બાફ મારતી અવાવરુ હવાની જેમ ફર્યા કરે છે, તર્યા કરે છે અફળાયા કરે છે...એ એનો વિસ્તાર.

—શયનખંડ પત્નીનાં શૃંગાર સાધનોથી ચિક્કાર ઠઠોઠઠ ભરાઈ ગયો છે.

અહીં ક્યાં ય નથી મારા માટે કોઈ સ્થળ જ્યાં બેસી શકું, વસી શકું, ધબકી શકું, જીવી શકું.

હું લથડિયાં ખાઈ રહ્યો છું. ધીમે ધીમે ઓગળી રહ્યો છું. મારી ચોદિશ શાંત, અગાઢ અંધકારનાં પડળ બાઝી ગયાં છે. પ્રકાશ ક્ષિતિજોની પાર ફેલાઈ ગયો છે. અહીંયાં ઉજાશ નથી, અંધકાર નથી, પ્રકાશપુંજ નથી, દાદર નથી, ખૂણો નથી, હવા નથી, પગરવ નથી, શયનખંડ નથી, દીવાલો નથી, લાલ પરી નથી, દરિયો નથી, ઘર નથી—કશું ય નથી નથી નથી નથી નથી.........

હું અચેત છું, ચેત છું.

બધાં—માણસો અચેત છે, ચેત છે.

જીવે છે, ધબકતાં નથી.

ઝંપા

બધાંય જીવે છે, હરે ફરે, ખાય પીએ છે તોય
ઘડીએ ઘડીએ થાય છે :
કદાચ
અહીં કોઈ જીવતું નથી !

## પિતા

નિરંજન મહન્તી  અનુ. પ્રસાદ બ્રહ્મભટ્ટ

રાતી આંખો,
ભૂરા વાળ.
કરચલીઓ પાછળ
ઊંડી આંખો.
કૃપા ઝંખતી કુપિત આંખોમાંથી
ક્યારેક
ધીમે આવતો
ચારમિનારનો ધુમાડો.
જ્યારે
હું આર્ટિકલની ભૂલ કરું છું,
શબ્દો ખોટા ઉચ્ચારું છું
ત્યારે
ધુમાડા પાછળથી
એક ગંભીર અવાજ
સંભળાય છે :
'તું હજુ ય રહ્યો બાળક!'
જ્યારે
કાષ્ટ અને અગ્નિના
ઉત્કટ આવેશ નીચે
ગંભીર અવાજો ઓગળે છે
ત્યારે
હું રહું છું
એકાકિતા કરતાંએ વધુ એકાકી !

માનવીય સંસ્કૃતિએ સુવાસિત પુષ્પોની કરેલી પ્રતિષ્ઠાથી પોતાની ઉપેક્ષા કે અવમાનનાના ક્ષોભથી નિર્ગંધ પુષ્પો કરમાઇ ગયાં નહીં, કેમકે પુષ્પોની કોઇ સંસ્કૃતિ જ નહોતી

સુવાસિત પુષ્પોના બહુમાનથી ઇર્ષ્યાળુ થઈને નિર્ગંધ પુષ્પોએ એમની નિંદા ન કરી. કેમ કે પુષ્પોએ સાંસ્કૃતિક મૂલ્યો અને ધોરણો સ્વીકાર્યાં જ નહોતાં !

દેવને ચઢતાં પુષ્પોને જોઈ ખીલતાં ત્યાં જ ખરી જતાં પુષ્પો અસ્તિત્વની નિરર્થકતાનો વલોપાત કરીને મ્લાન થઈ ગયાં નહીં, કેમકે માનવસંસ્કૃતિએ સ્થાપેલાં સાર્થકતા અને નિરર્થકતાનાં મૂલ્યો વિશે તેઓ અજાણ હતાં.

જળભરેલા કુંભ પર પ્રતિષ્ઠા પામેલા કમળને જોઇને વગડાના કોઇ પણ પુષ્પનો રંગ ઊડી ગયો નહીં, તેમના ચહેરા ગુસ્સા કે આઘાતથી વિકૃત થયા નહીં, કેમકે સંસ્કૃતિનું પ્રતીક બનવા માટે અમને અયોગ્ય ઠેરવવામાં આવ્યાં છે એવું તેમને લાગ્યું જ નહીં !

રાજવીના ઉદ્યાનમાં બહુ સારાં ખાતર પાણી અને માવજત મળે છે, અને રોજ અનેક માણસો પુષ્પોને માણવા આવે છે માટે કોઈ પણ રીતે ઉદ્યાનમાં પહોંચીએ એવો વિચાર એ ઉદ્યાન બહાર ઊગેલાં પુષ્પોને આવ્યો જ નહીં, કેમકે તેમણે પોતાની સંસ્કૃતિ રચી નહોતી અને 'ઉચ્ચ' અને 'વિકસિત' જીવન વિશે તેમના કોઇ સંસ્કારસ્વામી કે સામાજિક નેતાએ તેમનામાં જિજિવિષા પ્રેરી જ નહોતી !

કરેણે કદી ગુલાબ થવાની ઇચ્છા કરી નહીં, અને ધંતુરાનાં પુષ્પે કમળ થવાની મહત્ત્વાકાંક્ષા પણ કરી નહીં. કારણ તેમણે માત્ર જીવનનો જ સ્વીકાર કર્યો હતો, તેના પર સાંસ્કૃતિક આરોપણો લાદીને જીવનને ગૌણ બનાવી દીધું નહોતું.

સૂર્યમુખીનું અનુકરણ કરીને બીજા એક પણ પુષ્પે પોતાનું મોઢું સૂર્યની ગતિની દિશામાં ફેરવ્યા કર્યું નહીં, તેમ 'પેલું સૂર્યમુખી તો નરું અનુસરણ કરનાર અનુસંગી છે' એવી ટીકા પણ કરી નહીં. કેમ કે, એમ કરીને તેઓ જીવનની પ્રાપ્તિને એટલી યે ઓછી કરવા માગતાં નહોતાં.

અને ભારે આશ્ચર્યની વાત એ કે, પુષ્પોની કોઈ સંસ્કૃતિ, સભ્યતા અને સંસ્કાર પ્રવૃત્તિ નહીં, છતાં શું ઉદ્યાનનું કે શું વગડાનું પુષ્પ-બધાં જ સંસ્કારી અને સુસંસ્કૃત જ લાગે! એમની અનેક જાતો, અનેક ભાતો, વિવિધ રૂપરંગ, વિવિધ ગંધ અને નિર્ગંધ પણ–છતાં તેમનામાં ઉચ્ચાવચતાના ભાગલા પડ્યા નહીં. માનવજાતે અમારી શ્રેણી રચી શ્રેણીવાર મૂલ્યાંકન કરીને અમારી એકતા ખંડિત કરી છે, એવો યે એમણે પોકાર કર્યો નહીં, કેમ કે એ ભાગલા માણસો માટે હતા, પોતાને માટે હોવાનું એમણે સ્વીકાર્યું જ નહોતું–તેઓ એવા સ્વીકાર અસ્વીકારથી પર રહીને જ સદાનંદ, સદાબહાર રહેતાં. તેમણે માત્ર જીવનની અનુભૂતિને જ અસ્તિત્વનું રહસ્ય માન્યું હતું.

કોઈ કરેણે ગુલાબનું અનુકરણ કર્યું નહીં, તેમ ગુલાબે પણ, ઘાસના પુષ્પને પણ ઉચ્ચ જીવનનો ઉપદેશ આપવાની ધૃષ્ટતા કરી નહીં. એમના સમાજમાં ગુલાબ શ્રેષ્ઠ નહોતાં અને ઘાસનાં પુષ્પ કનિષ્ઠ નહોતાં. પુષ્પોમાં સભ્યતા અને સંસ્કૃતિનો પ્રસાર જ નહીં!

પ્રેરણાને નામે કોઈ પુષ્પે પોતાના લોભને ઢાંકીને અન્ય પુષ્પનું અનુકરણ કર્યું નહીં. મૂળમાંથી મળતા રસ અને ઉપરથી મળતા સૂર્ય-પ્રકાશ સિવાય કોઈને ય એમણે જીવનપ્રેરક માન્યાં જ નહોતાં!

ઉદ્યાનનાં પુષ્પો વગડામાં ક્રાંતિનું આંદોલન કરવા ગયાં નહીં, અને વગડાનાં પુષ્પોએ પણ પોતાના ઉદ્ધાર માટે એમને બોલાવ્યાં નહીં!

ફૂલાણા પુષ્પ પર લક્ષ્મી બેઠાં છે, ઢીંકણા પુષ્પ પર મહાલક્ષ્મી બેઠાં છે એવું માનવે કહ્યું તો યે તેઓ વિચલિત થયાં નહીં, કેમ કે તેઓ જાણતાં હતા કે, સૂર્યકિરણ, ચન્દ્રકિરણ અને અંધકાર સિવાય અમારા પર કોઈનું આસન નથી.

બધાં જ પુષ્પો પ્રસન્ન અને આંતરિક પ્રશાંતભાવથી મંડિત હતાં...નહીં ઉદ્વેગ, નહીં ક્લેશ, નહીં ગુસ્સો, નહીં રીસ, નહીં રુદન... સંસ્કૃતિ, સભ્યતા તથા ન્યાયતંત્ર જેવું એમના સમાજમાં કશું જ નહોતું. છતાં માનવીય નજરે વર્ગવિગ્રહ અને સંઘર્ષનાં કારણો મોજુદ હોવા છતાં, એ સૌથી પર, સુખી હતાં.

જીવનના સંતોષના ભોગે તેઓ માયાવી સંસ્કૃતિને જીવાડવા માટે ખુદ જીવનનો જ ભાગ આપતાં નહોતાં...

